ઓપેરા હાઉસમાં માનવ મેદની જામે છે

દરરોજઃ–૨–૩૦, ૫, ૭–૩૦, ૧૦

જ્યાં 'પ્રેમ'નો ઉપહાસ થતો હતો
ત્યાંજ એનું પૂજન શરૂ થયું

જ્યાં પૂજા માટે
પુષ્પ ધન્વાની
મૂર્તિ હતી ત્યાંજ

પ્રભુને પામવા માટે પ્રભુભક્ત
બનેલા પ્રિયતમની મૂર્તિ શોભી રહી

•

રણજીતનું રસભર્યું
વિજયી સર્જન



# ભક્ત સૂરદાસ

ભૂમિકાઃ–સાયગલ, ખુરશીદ, મોનીકા દેસાઇ, નાગેન્દ્ર.

દિગ્દર્શકઃ ચતુર્ભુજ દોશી * સંગીતઃ જ્ઞાનદત્ત

**સસ્તા લવાજમે :—**

૮૭ વર્ષનું
ગૃહલક્ષ્મીનું ગૃહ સંસ્કાર પુરતું
**માસિક પત્ર**
**અનાવિલ જ્ઞાતિની બહેનોને**
સને ૧૯૪૩ માટે ફક્ત
દેશ માટે બે રૂપીઆ
પરદેશ માટે ત્રણ રૂપિયા
માં મળે છે. આજે જ તમારું
લવાજમ મોકલી ગ્રાહક બનો.

**'સ્ત્રી બોધ'**

નામ ________________

ઠે ________________

મુ. ________________

ઉંમર __________ અભ્યાસ __________

સહી ________________

**'સ્ત્રી બોધ' ઓફીસ : પીરમશાહ, રોડ : અમદાવાદ.**

# ☙ શ્રી બો ધ ❧

વર્ષ ૮૭ સળંગ અંક ૧૦૩૨ || છૂટક નકલ આઠ આના || અંક ૧ જાન્યુઆરી ૧૯૪૩

## અનુક્રમણિકા



## આટલું વાંચો



આ જાન્યુઆરી માસનો અંક થોડો મોડો બહાર પડે છે. તેના કારણોમાં એક લેખના ચિત્રો-બ્લોક માટે મોડું થયું છે. અને થોડું છાપકામ તૈયાર કરાવવામાં મોડું થયું છે. માટે દર ગુજર કરશો.

આવતો અંક રાબેતા મુજબ બહાર પડશે. તે માટે ખાત્રી રાખશો.

વાર્ષિક લવાજમમાં માત્ર ચાર આનાનો વધારો કરી રૂ. ૩।। લવાજમ રાખ્યું છે. તે બીલવાળા ગ્રાહકોએ અને આફ્રીકના ગ્રાહકોએ શીલીંગ નવ તુરત અંક મળેથી મોકલી આપવા.

આફ્રીકાના ઘણા ભાઇ-બહેનો પાસે ગઇ સાલનું લવાજમ બાકી છે. તે હજુ આવ્યું નથી તેમણે તેમનું લવાજમ મોકલી આપવું. જેની પાસે બાકી છે. તેના અંકમાં પહેલે પાને 'બાકી' છે એમ લખેલ છે તે જોશો. મંત્રી:

સંસ્કાર સન્નારીઓનું અનુપમ જુનામાં જુનું માસિક પત્ર :-



૮૭ : જાન્યુઆરી : ૧૯૪૩ : સળંગ અંક ૧૦૩૨ : અંક ૧ લો

તંત્રીઓ :
પૂતળીબાઈ કાબરાજી
રમસાદ સી. દેસાઇ
B. A. LL. B.

મંત્રી :
ચંદ્રકાન્ત જી. મહેતા
રિમચારોડ, અમદાવાદ

મદદનીશ મંત્રી :
મૂતલાલ રતનજી ત્રિવેદી
બાઘરોડ, ઘા ૮ કો ૫ ર

☆



# બ્હેની

( ઢાળ : રૂપેરી ઓઢણી સોહાય )

( ગરબો )

કુમકુમ ચાંદલો સોહાય : બ્હેની આવતી જોને !
એનાં હાસ્ય જો વેરાય : બ્હેની આવતી જોને !
ધીમે ધીમે ચાલે કે પગલી પાડે હોંસે;
એના ઝાંઝરીયા ઝમકાય;
બ્હેની આવતી જોને !
સાસરીયાથી આવે કે ચેતન સાથે લાવે;
આનંદ લહેરીયા લહેરાય :
બ્હેની આવતી જોને !
બ્હેની પવિત્ર એવી કે દર્શન કરીએ દેવી;
ઉર ઉમળકે ઉભરાય :
બ્હેની આવતી જોને !

રણજીત મ. શેઠ

# કડવા ઉજાગરા

(ઢાળ—મીઠા લાગ્યા મને આજના ઉજાગરા)

લેખિકા : વિજયા પંડયા.

(પ્રતિકાવ્ય)

[ જીવનનાં મસ્તીનાં વર્ષો ભણતર પાછળ ગાળવાં તે દરેકને મ્હોટામાં મ્હોટી સજા લાગે છે. પણ કૉલેજના દિવસો તો ઘણાય યુવકોને કપરા હોય છે. ઘેર પત્ની ને કદાચ એકાદ બાળકની પણ મહેર હોય તો ભણતર ક્યાં સુધી ભાઈ લંબાવશે તે પિતાજીને પણ વિચાર કરતા કરી મૂકે છે. એવામાં પરીક્ષા આપતાં તૈયારી ના કરી હોય તો રાતના ચાહ પીને પણ પૂરો કરે જ છુટકો. આપણા યુવકના માનસને ચિતરતું આ ઠઠ્ઠા રાસ ચિત્ર સત્ય છે તેટલું કઠોર છે—]

૧

કડવા લાગ્યા છે મને રોજના ઉજાગરાઃ
ભણતરનો અન્ત ના જણાય રે—કડવા

૨

આવી પરીક્ષા : હજી પૂરું ભણ્યા નથી :
થાવું છે પાસ : હજી વાંચ્યાં લખ્યાં નથી,
નિદ્રાની મ્હેર ના પળાય રે—કડવા

૩

આવ્યા પરગામ, પાસ થાવાના વાયદે,
દિલડાં કોરાય કુડા કૉલેજના કાયદે
ચિંતાથી પાર ના જવાય રે—કડવા

૪

લીધાં સંતાન, બહાર રહેવાનાં દોહ્યલાં,
માંડયાં ઘરબાર, ખર્ચ ખૂટણના મેહુલા :
છેડા બે એક ના કરાયરે—કડવા

૫

જાણે હડસેલું, આ પુસ્તકના પાનિયાં
ઘેર જાઉં, ખોલું મનનાં મંદિરીયાં
કહાના, ઠામણુ ન ભૂલાય રે—કડવા



# આમંત્રણ

માથે ગરબો લઈને સજની,
રજનિ વિષે રમીએ રે સજની.
રજનિ વિષે રમીએ રે૦ ટેક

સોળ સજી શણગારો અંગે,
સરલ સુભગ સાહેલી સંગે;
દિવ્યાનંદ અભંગ સજની.
રજનિ વિષે રમીએ રે૦સજની ૧

કુમકુમ કેસર ચંદન ભાલે,
ગોરી ગુલાલ ગુલાબી ગાલે;
ઉજળાં અંતર વ્હાલે સજની.
રજનિ વિષે રમીએ રે૦સજની ૨

વ્યોમે ઝળકે ચંદા સારી,
ઝરમર વરસે દુધિયાં વારી;
ભિંજે ભલી રમનારી સજની.
રજનિ વિષે રમીએ રે૦સજની ૩

ઝગમગ જ્યોતિ ગરબે ઝળકે,
મૃદુ મૃદુ હાસ્યે મુખડાં મલકે;
હોંશ લઈ હૈયાં છલકે સજની.
રજનિ વિષે રમીએ રે૦સજની ૪

સ્થલ સ્થલ સ્વર્ગીય ગાન ગજાવી,
શીલ સદ્‌ગુણ ગૃહ જીવન સુહાવી;
પુણ્ય પ્રભા છલકાવી સજની.
રજની વિષે રમીએ રે૦સજની ૫

મહીપત જોષી

# સ્નેહ-વટાળ

લેખક : દ્વિજકુમાર

ચૈત્ર, વૈશાખના ઉના, ઉના વાયરા વાય છે. આકાશમાં સુરજ મા'રાજના સળગતાં ભાલા વરસે છે. ગોહીલ વીર સેજકજી ભાઈબંધ દોસ્તારોના ડાયરામાં અલકમલકની વાતે ચઢી ગયા છે. ખરલમાં કસુંબો ઘુંટાઈને તૈયાર થઈ જતાં એક બીજા કસુંબાની પ્યાલીઓ ગટગટાવતા વાતોના હિલોળે ચડ્યા છે. એવામાં મોઢાની ચામડી સુરજ દેવતાના તેજમાં શેકાઈને કાળી મેસ થઈ ગઈ છે. આંખે અંધારા આવતાં હોઈ ગડથોલા ખાતો ને રૂદીયામાં શ્વાસ માતો નથી એવો એક આદમી મોટી મોટી ફાળો ભરતો સેજકજીની ડેલી પાસે આવી પહોંચતાંજ ભફ દઈને ભોંય પર પડ્યો.

કોઈ માનવીના પડવાના અવાજે ડાયરામાં કસુંબાના રંગમાં અલકમલકની વાતો કરતા રજપુતોના કાન સરવા કરી દીધા ને જેની કોરથી અવાજ આવ્યો હતો એની કોર નજર નાખતાં જ કોઈ કાળા માથાના માનવીને ભોંપર પડેલો જોતાં જ ડાયરામાં બેઠેલા બે ચાર જવાનીયા દોડીને ત્યાં ગયા અને એને ઉભો કરી ડાયરામાં લઈ આવ્યા. હજી જેની શુધબુધ ઠેકાણે નથી આવી એવા માનવીને વીર સેજકજીએ પાણી આપવા જણાવ્યું કે તરતજ પાણી આવી પહોંચતાં પાણી પીધા પછી કાંઈક જીવ ઠેકાણે આવતાં વીર સેજકજીએ એને પૂછ્યું.

"ભલા માણહ! આમ હૈયાની હામને કેમ ગુમાવી બેઠો છે? મૂંછાળો મરદ થઈને બાયડીની જેમ આમ શુધબુધ કેમ હારી બેઠો છે? એવું તે શું દુઃખ આવી પડ્યું છે કે દીનદશાનું કે દેહનું ભાન નથી? ને અહીંયા કેમ આવવું પડ્યું?"

"અન્નદાતા! આપ તો ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ છો, અમ ગરીબના દુઃખ તમારા વગર બીજું કોણ કાપવાનું હતું. હમણાં પંદરેક દિ થીયા, વાઘ રોજ ગામમાં આવે છે ને ઢોર ઢાંખર, બાળબચ્ચાને જે કંઈ હાથમાં ચડે એને ઉપાડી જાય છે. આજથી સાતેક દિ પહેલાં...આમ બોલતાં બોલતાં એનું હૈયું કાબુમાં ન રે'તાં આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યો."

"પણ ભલા માણહ! હૈયે ધરપત રાખીને કંઈ વાત જણાવશો કે એનો ઈલાજ થાય. મરદ જેવો મરદ થઈને આમ બાયડીની જેમ રોવે છે શું!" વીર સેજકજીએ એને હિંમત આપતાં કહ્યું.

"ન રોવું તો શું કરું? મારો સંસાર રોળાઈ ગયો. સાતેક દિવસ પે'લાં રાતના મારી ઘરવાળી ઢોરઢાંખરને ચારો નાખવાને ખબર કાઢવા અમારા રેણાકની બાજુના ડેલાની કોર ગઈ તે ગઈ જ પછી પાછી ફરીજ નઈ. ઘરની બા'ર નીકળતાં જ મારા કરમની કકણાઈએ વાઘના ઝપાટે ચડી ગઈ. એના પંજામાં પકડાઈ ગઈ. એની રાડ સાંભળી હું બહાર નીકળ્યો પણ બહાર આવી જોતાં જ ત્યાં તો થોડુંક લોહી નજરે પડ્યું એના વગર બીજું કંઈ ત્યાં જણાયું નઈ. આમ મને ઘરભંગ કરીને પછી માણહનું લોહી ચાખવા મળતાં વાઘ રોજ, રોજ, રાતના આવે છે ને કોઈના છોકરા તો કોઈના ઢોર જે ઝપાટે ચડે એને ઉપાડી જાય છે. આખા ગામમાં

જો કે'ર થઈ ગીયો છે. તો આમાંથી અમને મારીને તમારો રજપુતોનો ધરમ સાર્થક કરો !"

"એમજ થશે, ગભરાવાની કંઈ જરૂર થી: કેમ વિકાજીભાઈ! ડાયરાનો શું વિચાર ?" વીર સેજકજીએ ડાયરામાં બેઠેલા પોતાના નાના ભાઈ અને જવાનીયાઓ તરફ જોતાં કહ્યું.

"કાં તો વાઘ નઇ ને કાં તો આપણે. ઈ, કેમ ખરું'ને ભાઈબંધો !" જુવાન વિકાજી બોલી ઊઠયા.

"એમાં બીજું કરવા જેવું છે જ શું ! ગૌ બ્રાહ્મણ ને નબળાનું રક્ષણ કરવું એ તો આપણો રજપુતોનો કુળધર્મ છે. કુળધર્મ બજાવવા હાકલ પડે ત્યારે વિચારવાનું કે સાંછી પાની કરવા જેવું હોય ? ઈ બધું વાણિયા બ્રાહ્મણને સોંપ્યું. રજપુતનો બેટો તો આવી હાકલ સાંભળતાં જ જ્યાં હોય ત્યાંથી ચાલી નીકળે. માટે હાલને હાલ શીકારે ઉપડી જઈએ ને વસ્તીને રંજાડતો વાઘનો ઘડો લાડવો કરી નાખીએ ડાયરામાં બેઠેલો એક જણ બોલી ઊઠતાં જ સૌએ એમાં હકાર ભર્યો કે તરતજ વાઘના રહેઠાણ વગેરેની ભાળ મેળવી લીધા પછી વીર સેજકજીએ ધા નાખવા આવેલા માણસને કહ્યું.

"હવે તમે સુખેથી રોટલા ખાઈને તમારા ગામ જજો. તમારા ગામને રંજાડનાર આજ સાંજ સુધીમાં ધરતીના પડ પર જીવતો નઇ હોય. કોણ છે ! રઘા ! જા, ભાઈને એમની નાત પ્રમાણે રોટલો ખાવાની ગોઠવણ કરી દે, ને બેરૂઓ ! તમે સાબદા થઈને આવી પહોંચો એટલી વારમાં વિકાજીભાઈને હું પણ તૈયાર થઈ જાઉં છું. ગોહીલ વીર સેજકજીના આ વેણ ડાયરાના કાને પડતાં જ ડાયરો વીખરાઈ ગયો.

[ ૨ ]

આકાશમાંથી સુરજ મા'રાજ લાલઘુમ બનીને અંગારા વરસાવી રહ્યા છે. બપોરના ઘામ ધખી રહ્યા છે. માળામાં બેઠેલા પારેવા સસડીને પ્રાણ છોડે એવા ઉનાળાના ખરા બપોરે વસ્તીનું દુઃખ ફેડવા, વસ્તીના ઢોર, ઢાંકર અને જાનમાલનું રક્ષણ કરવા કોળીઓ કરી જતા કાળનું કાસળ કાઢવા તેને ગોત'તા ગોત'તા ડુંગરે ડુંગરે ને ગીચ વાડીમાં ઘેર ઘંઘોળ બનેલી ઘટાઓ વટાવતા ગોહીલ વીર સેજકજી, વિકાજીને ભાઈબંધો રણ વગડો ખૂંદી રહ્યા છે. પાણીની તરસે આંખે અંધારા આવે છે, અંગ પર વગડાની ધૂળના થરનાં થર બાઝે જાય છે તોય શિકારનો ક્યાંય પત્તો મળતો નથી.

એવામાં દૂર દૂર વાઘનો ઘુરઘરાટ કાને પડતાં જ સૌ ચમક્યા. પણ એકમાં સાવધ બની ગયા ને ઘુરઘરાટના અવાજ તરફ જવા લાગ્યા. થોડેક દૂર જતાં જ ચાર પાંચ વાઘના બચ્ચાંને એક વાઘણ તેઓની નજરે પડતાં જ સૌ આનંદમાં આવી ગયા, ને થોડે દૂર જઈ બંદુકો તાકીને ભડાકો કર્યો, ભડાકો સાંભળતાં જ ઝાડીમાં છુપાઈ બેઠેલો વાઘ પણ બહાર નીકળી પડયો અને આ લોકો તરફ કુદ્યો, પણ તેનો પંજો પોતાના ભાઈબંધો પર પડે તે પહેલાં તો વીર સેજકજીએ વાઘના પેટમાં પોતાની કટાર હુલાવી દીધી. કે તરતજ વાઘ એક ભયંકર ત્રાડ નાખીને નીચે પડયો ને બીજી જ પળે તે જેવો ત્રાપ મારવા જતો હતો તેવામાં ચાર, પાંચ તલવારના ઘા એકી સાથે તેના દેહ પર પડતાં જ તે ત્યાંજ ઢગલો થઈને નીચે પડયો.

ભડાકાને ધડાકા તથા ચીચીઆરીઓને ત્રાડો સાંભળતાં જ વાઘણ પણ ત્રાપ મારીને ત્યાં આવી પહોંચી ને તેના બચ્ચાઓ નહાસવા લાગ્યા. બચ્ચાંઓને નહાસતા જોતાં જ

પોતાના ભેરૂઓને પુરી કરી નાખવાનું કહીને વીર સેજકજીના ભાઇ વિકાજી ગોહીલ વાઘના બચ્ચાંઓની પાછળ પડ્યા ને પળ એકમાં વાઘના બચ્ચાંઓનો શીકાર કરી નાખ્યો, પરંતુ રસ્તાથી અજાણ્યુ હોવાથી આ રજપુત જવાન રસ્તો ભૂલ્યો ને ભેરૂઓની ભાળમાં ને ભાળમાં રસ્તો ઢુંઢતો ઢુંઢતો આ રજપુત નવજવાન ખારી ગામના પાદર આગળ આવી પહોંચ્યો.

બપોરનો કાળો તડકો સળગતો હતો. પેટમાં બાહ્ લાગી હતી, પણ ધરતી અજાણી હોવાથી શું કરવું ને શું ન કરવું તેના વિચારમાં હતો તેવામાં તેની નજર ચાર કોસી એક વાડી અને વડલો પડતાંજ વીર સેજકજીને ભાઇબધો આવી પહોંચે એટલો વખત આ વડલાને છાંયડે બે ઘડી આરામ લેવાનો મનસુબો કરીને ઘોડાને લઇને ત્યાં જઇ પહોંચ્યો. વડલાની ડાળે ઘોડાને બાંધી વાડીના કુવાનું અમૃત જેવું મીઠું પાણી પી વિસાજી ગોહીલ ભૂખ્યો ને ભૂખ્યો ઘોડાની ગાદી પાથરીને ત્યાંજ સૂઇ ગયો.

[ ૩ ]

ટાઢોપોર થયાં પછી ખારી ગામના કોળી ઠાકોરની રૂપરૂપના અંબાર જેવી ચંદરમાના બચ્ચા જેવી દીકરી રૂમઝૂમ કરતી પોતાની સરખી સાહેલીઓ સાથે પાણીડાં ભરવાને ચાર કોસીયા કુવે આવી પહોંચી અને દરરોજની ટેવ પ્રમાણે ગરબાની રંગત જમાવી તેમાં તલ્લીન બની ગઇ.

"સોનલા એઢોણી રૂપા બેડલું હો નાગર ઉભા રહો રંગરસીયા" કોમળ જેવા કંઠમાંથી નીકળતા રાસડાના શબ્દોએ ઝાંઝરના ઝણકારે વિકાજી ગોહીલની આંખો ઊઘડી જતાં જ તેની નજરે કાચની પુતળી જેવી રૂપરૂપના અંબાર વેરતી પદમણી જેવી બાઇયું ગરબાની હેલે ચડેલી. આ પદમણી જેવી આ બાઇયુંને જોવામાં એના દેહમાંથી નીતરતા તેજને પીવામાં વિકાજી એકતાર બની ગયો. તેવામાં ગરબો પુરો થઇ જતાં સૌ બાઇઓ પોતપોતાના બેડાં અજવાળી છાલીએ છાલીએ પાણી ભરવા લાગી.

સહિયરોની વચ્ચે બેસીને સૌને છાલીયે છાલીયે પાણી ભરી આપતી ખારીના ધણીની કાચની પુતળી જેવી દીકરીની દેહલતા પર વિકાજીની બે ઘડી મીટ મંડાણી. પળભર તેના દેહમાંથી નીતરતા રૂપને એકતાર બની જતાં તેના હૈયાની તરસ ગળે આવી પહોંચતાંજ તે સુતો હતો ત્યાંથી ઉભો થયોને છાલીયે છાલીયે સરખી સહીયરોને પાણી ભરી આપતી ખારીના ઠાકોરની દીકરી પાસે જતાંજ વિકાજી બોલી ઊઠયો.

"તરસ્યા મુસાફરને પાણી પાશો?"

"ભગવાનની મે'ર છે. પાણીનો દુકાળ નથી. તરસ્યાને પાણી પાવું એ તો ધરમનું કામ છે માટે જોઇએ તેટલું પાણી પીઓને."

આમ કહીને રંભા જેવી એ પનીહારીએ છાલીયું ભરીને પાણી એના હેમની દીવી જેવા હાથે આપ્યું. પનીહારીના દેહમાંથી નીતરતા રૂપને પીવામાં આનંદ અનુભવતા વિકાજીએ રૂપના કેફમાં ચકચુર બનેલા વિકાજીએ રૂપની તરસ છીપાવતા ગળાની તરસ છીપાવવા માટે છાલીયું મોઢે માંડયું કે તરત જ એના અંતરમાં તમે કેવા છો એમ પૂછવાનો વિચાર થયો પણ મોંમાથી એક અક્ષર પણ બહાર કાઢી શક્યો નહીં કારણ કે વિકાજી પોતાનું દિલ આ મરક મરક આછું હસતી પનીહારીને દઇ ચૂકયો હતો, એના રૂપરૂપના અંબાર પદમણી જેવા દેહમાંથી ઝરતાં રૂપને મીઠી ફોરમે એના દિલ પર કાબુ જમાવી દીધો. વિકાજીનું અંતર આ પનીહારીનું વેચાણ થઇ ચૂકયું હતું. વિકાજી તો એના રૂપને જોવામાં જ એકાતાર બની ગયો હતો. એની આંખો આ પનીહારીના

# કર્તવ્ય

એક મનુષ્યનું આત્મભૌતિક શરીર છોડી નિયંતાના સામે ઉભું રહ્યું. નિયંતાએ પોતાના મંત્રીને પૂછ્યું–"હે મંત્રી! જે સાધન આને આપેલાં હતાં, તેનાથી આણે કાંઈ ભલાઈ કરી છે કે નહિ!

મંત્રીએ ઉત્તર આપ્યો–"દેવાધિદેવ! આ અંગોને તેણે વિફળ બનાવ્યાં હતાં." નિયંતાએ કહ્યું–"કદાચ આને સારા અંગો મળે તો કાંઈ કરી શકશે?" મનુષ્ય બોલી ઊઠ્યો "નિશ્ચય સરકાર."

+

ઘણા વખત પછી આ આત્મા પુનઃ નિયંતાના સામે ઉભો રહ્યો. નિયંતાએ પૂછ્યું. "કેમ મંત્રી! આને આંખો તો સારી મળી હતી ને?" મંત્રીએ ઉત્તર આપ્યો. "હા દેવ! પરંતુ તેણે સુંદર વસ્તુઓ જોવામાં લગાડી. સૃષ્ટિની ભલાઈ લગાર પણ કરી નથી. આ પ્રમાણે આને હાથ પગ આદિ પણ ઘણા સારા મળ્યાં હતાં, પરંતુ તેનાથી તેણે ફક્ત પોતાનો સ્વાર્થ સાધ્યો. "મનુષ્યની પાસે એક બ્હાનું હતું. તે ઝટ બોલી ઊઠ્યો:—" સરકાર હું શું કરું હું કેવળ નિર્ધન હતો! નિયંતાએ કુતુહલ વશ બની ફરીથી તેને ધન આપી મૃત્યું લોકમાં મોકલ્યો.

*

મનુષ્ય પોતાની ભુલ પર અવાક્ બન્યો –હવે તેની પાસે એક પણ બ્હાનું હતું નહિ. તેને ઘણો જ સખત દંડ મળવાની શીક્ષા થઈ. સભા મનુષ્યની ભુલ પર આશ્ચર્ય ચકિત બની. ખરેખર મનુષ્ય પોતાની પ્રતિજ્ઞા પાળી ન શકયો. તેનું કારણ પણ શોધી શકતો ન હતો.

નિયંતા દંડ આપીને પણ હસી રહ્યા હતા.

—લેખક. નારાયણલાલ પુ. સુખડીઆ.

કાચની પુતળી જેવી દેહલતામાંથી ઝરતા તેજને પીવામાં રોકાઈ ગઈ હતી તેથી પાણી પીને છાલીયું પાછું આપતાં એનાથી બોલાઈ જવાયું.

"કેવા છો?"

"કોળી" મરક મરક હસતાં ને પોતાના રૂપની ભુરકી નાખતાં ખારીનાં કોળી ઠાકોરની દીકરીએ જવાબ આપ્યો.

"અરરર! હું રજપુત વટલી ગયો."

"વટલી ગયા? આછું આછું હસતાં તે કાચની પુતળીએ પૂછ્યું અને બીજી જ પળે પોતાની સરખી સાહેલીઓની તરફ જોઈને કહ્યું.

"બ્હેનો! ભાઈ આ! પાણી પીને જાત પૂછે એને શું કહેવો?"

"ગમાર" તરત જ તેની બ્હેનપણીઓ એકી સાથે બોલી ઊઠી.

સરખી સાહેલીઓના આ શબ્દો કાને પડતાં જ ચંદરમાના તેજ જેવી આભમાં ઝબુકતી વીજળી જેવી ઠાકોરની દીકરી પાણીના ભરેલાં બેડાં માથે મૂકીને પોતાની સરખી સાહેલીઓ સાથે ગામ તરફ ચાલી ગઈ. ગોહીલ વીર વિકાજી તો આ પદમણીના રૂપમાં ભાન ભૂલીને ગામ તરફ ચાલી જતી પનીહારીઓને જોવામાં એકતાર બની ગયો.

[૪]

શીકારમાં રસ્તો ભૂલી જતાં જુદાં પડી ગયેલા વિકાજીને ઢુંઢતા, ઢુંઢતા વીર સેજકજીને તેના એક બે સાથીદારો સાથે વિકાજી જ્યાં ગામ તરફ ચાલી જતી પનીહારીઓને જોવામાં એકતાર બનીને ઉભો છે ત્યાં આવી પહોંચતાં જ સેજકજીથી રહેજે બોલાઈ જવાયું.

"વિકાજી! ભાઈ! ચાલો."

વિકાજીએ આનો કાંઈ જવાબ નહીં

આપતાં ચુપચુપ વડલાની ડાળ ઝાલીને ઉભો રહેલો જોઈને સેજકજી છેક તેની નજદીક ગયા, અને ઘોડા પરથી ઉતરી પડી તેને ભેટી પડતાં બોલી ઊઠયા:

"ભાઈ! વિકાજી! કંઈ વખત તો નથી પડીને? ચાલો ઘોડો પલાણો."

મારી ગામના ઠાકોરની દીકરીને હૈયું આપી બેઠેલ વિકાજી પણ એટલામાં ભાનમાં આવી જતાં પોતાના માડી જાયા સેજકજીને જોતાં જ આનંદમાં આવી જતાં બોલી ઊઠયો.

"કોણ! તમે? આવી પહોંચ્યા?"

"હા, ચાલો."

"ક્યાં ચાલું?" વિકાજીએ પૂછ્યું.

"કેમ! કાંઈ અસુખ જેવું જણાય છે? ચાલવાનું બીજે ક્યાં હોય, આપણા ઘરે જ સ્તો."

"સેજકજી! મારા ભાઈ! ઘેર આવવાની હવે વાત જ ન કરતા. હું તો હવે કાયમને માટે અહીં જ રહીશ. હવે મારાથી ઘેર આવી શકાય એમ નથી."

"આ શું કહો છો?"

"જે કહું છું તે ખરું છે. મારાથી ઘરે નહીં અવાય."

"પણ તેનું કંઈ કારણ?"

"હું વટલી ગયો." આમ કહીને સેજકજીને વિકાજીએ સઘળી વાત કહી સંભળાવી.

"ઓ હો હો! વાત તો આજ છે ને? એમાં ગભરાવા જેવું શું છે? વિકાજીભાઈ! વટલ્યા હો તો ચાલો ગંગાજી ન્હાઈ આવીએ."

"ના ભાઈ ના. એ ડાઘ તો અંતર પર પડયા છે. આ અંતરના ડાઘ તો ગંગાજળથી ધોયે ન જાય. એ તો સાત સાત જન્મારાના સ્નેહના ડાઘ—એ તો સ્નેહ-વટાળ છે. એ આ ભવે તો ભૂંસાય એમ નથી માટે ભાઈ! તમે

## માનવ-દિલ

મનુષ્યનું દિલ એક અજબ દુનિયા છે. તેમાં આશાનો એક સુંદર બગીચો છે.

બગીચામાં રસકસથી ભરેલી એની વિવિધ ક્યારીઓ નજરે પડે છે.

તેમાં સ્થળે સ્થળે ગુલાબનાં સુંદર ફૂલો પોતાની કોમળ પાંખડીઓ વિકસાવી બાગની શોભામાં અજબ સૌંદર્યતા જાદુ સર્જે છે.

તે બગીચામાં નિરાશારૂપી એક ઊંડી ખાઈ છે, જેમાં મૃત્યુ જેવો ભયંકર અંધકાર અને સ્મશાન જેવી શાંતિ છે!

બગીચામાં દુઃખના મોટા ડુંગરો છે—જેની ગગનચુંબિત ઊંચાઈ જોઈ માનવનું રૂધિર શીતળ બની જાય છે.

તેમાં પ્રેમનું ઝરણ પણ વહે છે; જેમાં ત્યાગ અને સહાનુભૂતિની ધારાઓ વહી રહી છે.

તેમાં ઘૃણા, ઈર્ષ્યા, લોભ, અસત્ય, અભિમાન તથા ઈંદ્રિય વાસનાનું નર્ક પણ છે.

તેમાં એક બાજુ સત્ય; સંતોષ, ભક્તિ, નમ્રતા, અને ક્ષમાનું સ્વર્ગ પણ ઝળકી રહ્યું છે.

તેમાં પ્રફુલ્લિતતા તેમજ પ્રસન્નતાની વસંત છે, જીવનનું અમૃત છે, મૃત્યુનું હળાહળ ઝેર છે, દયા તથા કૃપાની ચાંદની તેમજ અભિલાષાઓ પણ મોજુદ છે.

દિલ ખરેખર એક દુનિયા છે, એટલી વિશાળ છે કે માનવ જીંદગી પર્યંત પણ પૂરેપૂરી દેખી ન શકે; અને એટલી નાની છે કે માત્ર થોડાં જ બિંદુઓમાં સમાઈ રહી છે.

*

બાલકૃષ્ણ છ. ભટ્ટ

સૂચિત

સુખેથી સીધાવો. હું તો હવે અહીંયા જ રહીશ અને એ કોળી કન્યાને મારી સ્નેહરાણી બનાવીશ. મારે રાજપાટ કાંઈ ન ખપે."

વિકાજીના ઉપરના બોલ સાંભળતાં જ ગોહીલ વીર સેજકજી બધી વસ્તુ સ્થિતિ પારખી ગયા. દિલના દાન અપાઈ ચૂકયાં હોઈ હવે એ સફળ બને તેમ નથી તેવું જણાતાં તેઓ બોલી ઊઠયા.

"જેવી તમારી મરજી, ચાલો તમારી સ્નેહરાણીના ગામમાં જઈને તપાસ કરીએ અને વરસોના વિખુટા પડેલા હૈયાને એક કરીએ." આમ કહીને વિકાજીને લઈ સેજકજીએ પોતાના ભાઈબંધો સાથે ખારીગામ તરફ જવા માટે હજુ ભાગ્યેજ બેચાર ડગલા ભર્યાં હશે તેવામાં ખારીના ઠાકોર તેમના સાથીદારો સાથે તેમને રસ્તામાં જ મળ્યાં. તે વાતચીત કરતા પોતાના દીકરીનું હૈયું જીતી લેનાર જવાન ગોહીલ રજપુત છે તેવું જણાતાં તેના દિલમાં આનંદ થતાં જ બોલી ઊઠયા.

"દિકરી છે તો નશીબદાર. કોળીની દીકરી ગોહીલ રજપુતનો અને તેમ દરબારનો ગોહીલના દીલાટનો પહેરે એય નસીબની બલીહારી નહીં તો બીજું શું? આનો પૂર્વ જન્મના કોઈ પુન્ય ઉગી નીકળ્યા."

"ને હવે તો તમે અમારા મહેમાન કહેવાવ માટે ગામમાં ચાલો." આમ કહીને ખારીના ઠાકોર સેજકજી, વિકાજીને એના ભાઈબંધોને રાજમહેલમાં તેડી લાવ્યા. બીજી જ પળે રાજગોરને બોલાવી, ઘડીયાં લગ્ન લેવરાવી, આ સ્નેહના વમળમાં વટલાએલા પ્રેમીઓને લગ્નની ગાંઠે જોડી દીધા ને વિકાજીને પોતાના કુળને ગોહીલ જેવા ગંગાજળ જેવા પવિત્ર કુળ સાથે સબંધ જોડવા માટે તેમના પગમાં પડવા જાય છે કે તરત જ સેજકજીએ તેમને અટકાવીને કહ્યું.

"તમારા દિલની વિશાળતા માટે તમારો આભારી છું. વિકાજીના વંશ વારસ માટે હું બાર ગામ કાઢી આપું છું. તે ચંદરસુરજ તપે ત્યાં સુધી મારાં વંશ વારસોએ પાળવાના છે." સેજકજીના મ્હોંમાંથી ભાગ્યે જ આ શબ્દો નીકળ્યા હશે તેવામાં "સ્નેહ-વટાળ"ના અમૃત પાન પીવાને તલસતા નવદંપતિના જોડલાએ તેમની પાસે આવીને સેજકજીના પગમાં માથાં નમાવી વંદન કર્યાં.

"અખંડ રહો તમારી બેલડી, અને તમારી "સ્નેહ-વટાળ"ની વેલ નાગરવેલના જેવી વિશાળ અને સમૃદ્ધ બનો તેવી મારી શુભાશિષ છે." ઉપરના શબ્દો બોલતાં બોલતાં સેજકજીનો ભાતૃપ્રેમ તેમના હૈયાં પર તોફાન મચાવી ચૂકયો હોઈ કરણ હૈયાના સેજકજીના અંતર પર કાબુ ન રહેતાં તેમની આંખોમાંથી આંસુઓ ટપકી પડતા "સ્નેહ-વટાળ", ના દંપતિએ-નવલયુગલે તેને સ્નેહ ભર્યા આશિર્વાદની પ્રસાદી તરીકે ઝીલી લીધાં.×

×આ 'સ્નેહ-વટાવ' દ્વારા-ગોહીલ રાજપુતને કોળીના મીશ્ર લોહી દ્વારા જે સંતતિ થઈ તેઓ ખસીયા કહેવાયા. આજે પણ આ સ્નેહ-વટાળના દંપતિને વીર સેજકજીએ આપેલા બાર ગામનો ભોગવટો ભાવનગરના તાબાના બાર ગામો તેમના વંશનો ગરાસ તરીકે ખાય છે. લેખક.

# ગુલાબ અને ગાળ

લેખકઃ શ્રી જીતુભાઈ પ્ર. મહેતા

ગુલાબ અને ગાળ—બન્ને પોતાની પાસે રાખતો પ્રેક્ષક રૂપેરી પરદાના ચિત્રામણથી ખુશ થાય છે, એના સંગીતથી એનું હૈયું નાચી ઊઠે છે તો એ તરતજ તારીફનું ગુલાબ આપી ચાલ્યો જાય છે, નહિતર એને ગાળ દેવાની ફરજ પડે છે. એના સહકાર ઉપર ફિલ્મી ઉદ્યોગ પોષાય છે. દિગ્દર્શકથી માંડીને નાનામા નાનો ફિલ્મ કારીગર, હજારો રૂપીઆનો પગાર લેતી નટીથી માંડીને, બાંદીની ભૂમિકા ભજવતી નટી—આ આખાય તંત્રને નભાવે છે, પ્રેક્ષક કલાકાર કે દિગ્દર્શક ઉપર પ્રોડયુસર નાખુશ થાય તો એ એમને પરવડે પણ પ્રેક્ષકની વધુ લાંબી ખફગી કલાકારને, દિગ્દર્શકને અંધારામાં ધકેલી દે છે. એટલે તો આ સહુએ ચિત્રની માપણી કરતાં સૌથી પહેલો પ્રેક્ષકનો ખ્યાલ કરવો પડે છે.

ટાઢ હોય, તડકો હોય, વરસાદ વરસતો હોય, તોય રૂપેરી પરદાના સાદને માન આપી "હાજર છું" એમ કહી નિયમિત પોતાની હાજરી છબીઘરમાં નોંધાવનાર પ્રેક્ષક આજે વધુ લક્ષ માગી રહ્યો છે.

આજે એની નજર ઉંચે ચડી છે. બુરખો પહેરી, તલવાર લઈ, દોડાદોડ કરતા રૂપેરી પરદાના એક વખતના માણસને એણે લગભગ સલામ ભરી દીધી છે. આવો વેગ એ તો પ્રારતા પાસેથી માગે છે. પાત્રો દોડાદોડ કરે છતાં પ્રસંગો ધીમા હોય તો પ્રેક્ષકનો સ્વાદ બગડી જાય છે. એને તો વારતા સાથે દોસ્તી બાંધવી છે અને આ દોસ્તી છબીઘરની બહાર પણ સચવાઈ રહે એવી શકિત એ રૂપેરી પરદા પાસેથી માગી રહ્યો છે.

પ્રેક્ષકની આસપાસ આજે નીરાળું જગત વસી રહ્યું છે. સંગ્રામની કાંટાની વાડ એની આજુ બાજુ નંખાઈ ગઈ છે, આર્થિક આફતની તલવાર એને ઝાટકે દેવા તૈયાર થઈ છે. સામાજીક અન્યાયોની હળવી વાતો એના રસ્તામાં પથરાઈ છે, બેચેન કરનારી અનેક ચીજો એને ડારો દઈ રહી છે, અચોક્કસ ભાવિ એની સામે આંખો કાઢી રહ્યું છે—પરિણામે એનામાં ચોક્કસ જાતના વિચારો આકાર પામી રહ્યા છે. આ વિચારો માત્ર એને કોઈ પુસ્તક શીખવતું નથી, જીવનનું પાનુંજ એનું મસ્તક રોકી રહ્યું છે, એટલે થોડા સમય પહેલાં એ સીધો સાદો હતો એને બદલે એના મગજમાં અનેક જાતનાં ગૂંચળા ગૂંથાઈ રહ્યાં છે. અને એમાંથી એ એકાદો તાંતણો લઈ, પોતાની મેળે વિચાર કરતાં શીખ્યો છે.

એટલે જ રૂપેરી પરદા પર એ જાય છે ત્યારે માત્ર એ બનાવટી તત્ત્વને તાળીઓ આપવા જતો નથી. રૂપેરી પરદા પરથી જરૂર એ મનોરંજન માગે છે પણ એમાંય એને યોજના જોઈએ છે. હા, કલ્પનાં ચલાવવામાં આવે તો એ સામે એને જરાય વાંધો નથી, પુરાણના ચમત્કારો પણ એ લ્હેરથી સાંખી લે છે, અને રમુજી ચિત્રમાં મીઠું મરચું ભભરાવેલું હોય એની સામે એને વાંધો નથી.

વોલ્ટ ડીઝની જેવાની પરીકથાની ચિત્રરચના એને જરૂર વ્હાલી લાગે છે પરંતુ સામાજીક વારતામાં પરીકથાની હવા ભળે એ એને પસંદ નથી. આખા ચિત્રમાંથી એને બે ગાયનો ગમી જાય તોય એ સંતોષ માની બહાર નીકળે છે.

અને આવો પ્રેક્ષક અનેકવાર એના નાણાને ભોગે ફિલ્મ જોવા જાય છે. ફિલ્મ જોયા પછી એના ખાલી પેટમાં એ પાણીનો પ્યાલો દે છે

૧૦ બહારની વસ્તુઓ હમેશાં આપણી ઈચ્છાનુસાર થતી નથી, પરંતુ તેમાંથી સુખ અને શાન્તિ મેળવવી એ આપણા હાથમાં છે. આનો આધાર આપણા મન ઉપર છે. દુનિયામાં આપણા કરતાં દુઃખી અતૃપ્ત ઈચ્છાઓ વાળા હોય છે જ. પણ આપણે સમજવું જોઈએ કે આપણું હિત વાસનાઓની તૃપ્તિમાં નથી. પરંતુ કર્તવ્ય પાલનમાં છે. આ ત્રણ બાબતો સમજનાર માણસ કોને પોતાના પ્રેમ માટે અપાત્ર સમજશે? તેનો પ્રેમ ક્યારે અસ્થિર થશે?

૧૧ પુરુષે પોતાની વિવાહીત સ્ત્રી સિવાય વિશ્વની બધી સ્ત્રીઓને આજીવન પોતાની મા બ્હેન સમજવી અને સ્ત્રીઓએ પોતાના વિવાહીત પુરુષ (પતિ) સિવાય વિશ્વના અન્ય સર્વ પુરુષોને આજીવન પોતાના પિતા કે ભાઈ સમાન ગણવા—એ પવિત્ર સંતોષ સુખને જે અપનાવી શકે છે, તેજ પોતાનું ચિત્ત સ્થિર રાખી શકે છે, અને તેજ ખરો ગૃહસ્થાશ્રમી છે.

૧૨ વિશુદ્ધ પ્રેમમાં વિષય-વાસના કે સ્વાર્થને સ્થાન જ હોતું નથી. આવો પ્રેમજ શાશ્વત છે. આવું પ્રેમરૂપ, યૌવન વિગેરે શારીરિક ગુણ, સારાં સારાં કપડાં લત્તાં; આભૂષણો વિગેરે અસ્થિર વસ્તુઓને આધારે રહી શકતો નથી. પ્રેમ તો ખુદ આનંદમય છે, અને આનંદના આશ્રયમાં જ રહે છે. પ્રેમ બદલો માગતો નથી. વળી પ્રેમમાં દીનતા હોતી નથી. છતાં એવી ગુલામી અને અધ્યાપો હોતો નથી કે જેથી પ્રેમીને કુમાર્ગે જતો રોકી ન શકે. કારણકે પ્રેમ પ્રશુદ્ધ છે, પ્રેમમાં સેવાભાવ-પોતાના પ્રેમીની હિત કામના પણ છે.*

સુચિત



નોબલ ઇનામ મળવનાર પ્રથમ નારી

# સેલ્મા લેગરલોફ

શ્રીયુત ભગીરથ મહેતા.

એક વખત એક વાત લખાવા માટે સેલ્મા લેગરલોફ પાસે આવી. ઘણાં ચમત્કાર ભર્યા બનાવોએ તેનું ઘડતર કર્યું હતું અને સારી મઝાની વાત હતી એટલે સેલ્મા લેગરલોફનું નારી હૈયું તેની માગણી નકારવા તત્પર ન થયું. અને ધી સ્ટોરી ઓફ ગોસ્ટા બર્લીંગ લખાઈ. આ વાતનો થોડો ભાગ લખાતાં તે એક છાપાને મોકલાઈ પણ તે તેને નિરૂપયોગી જણાઈ: ખરું કહો તો એ જેમતેમ ગુંથાયલી વાત કોઈને ઉપયોગી ન હતી અને એમાં કલાની કોમળતા નજરે ન પડતી. સેલ્મા લેગરલોફને બાવીશ વર્ષ થયા હતા ત્યારે આ વાત તેની પાસે લખાવવામાં આવી હતી; તેને ત્રીશ વર્ષ થયા છતાં વાતનું ઠેકાણું ન પડ્યું પણ હવે આ વાતે ઘણી રાહ જોઈ હતી એટલે તેણે વિચાર્યું આ સેલ્મા લેગરલોફને કોઈ પ્રેરણા મોકલાય તો ઠીક. અને સેલ્મા લેગરલોફને પ્રેરણા મળી. પણ જે પુસ્તક લખાવાનું હતું તે ધાર્યા જેટલું મહાન નહીં થાય એમ લેખિકાએ કલ્પ્યું: એને જોઈ લોકો હસશે તો ખરા. છપાયલા સોએક પાનાની નવલ માટે એક ઈનામ જાહેર થયું. લખાએલી વાતના પાંચેક પ્રકરણો આ લેખિકા પાસે હતાં. તે મહેનત કરી તેને સુરીતે મોકલવામાં આવ્યા. પણ વળી છાપાએ એક વખત છાપ્યું કે મળેલી વીશ વાતો માની બે વાંચી શકાઈ નથી અને તેમાંની એક પોતાની હશે કલ્પી બધી આશા તજી આ લેખિકાએ મનોમન કહ્યું કે: કાંઈ વાંધો નહીં, હતા ત્યાં તો છીએ. પણ આમ ન હતું. સેલ્મા લેગરલોફ ઉપર બે તાર આવ્યા અને તેણે જણાવ્યું કે તેને ઈનામ મળ્યું. આ વખતે તે શિક્ષિકા હતી. તેની વાત પુરી કરવા તેને પુરતો સમય અને પુરતા પૈસા મળ્યા.



પણ આ વાત પુરી થઈ ત્યાં સુધી વાતને લાંબી રાહ જોવી પડી અને છેવટે લેખિકાને આ વાત લખવા મળી તેનો હર્ષ તેને ઘણો હતો. આમ સેલ્મા લેગરલોફ વાતની વાતમાં કહે છે.

લખાવા આવેલી આ વાત, જેરૂસેલમ.

ટુંકી વાતો અને બાળવાતોથી આ લેખિકાએ સ્વદેશમાં અને પરદેશમાં ઉમદા અને અમર કૃતિઓના લેખિકા તરીકે નામના જમાવી હતી પણ ૧૯૦૯નું નોબલ ઈનામ એને મળ્યું ત્યારે તો એ ખરેખર વંચાવા લાગી. વામલેંડ પ્રાંતમાં નવેમ્બર, વીશ, ૧૮૫૮માં સ્વીડનમાં આ લેખિકાનો જન્મ થયો હતો.

મારબેકા નામક પોતાની જ વાતમાં લેખિકાએ પોતાનું બાળપણ વર્ણવ્યું છે.

બધાં ત્યાં સુતા છે. બધાં સ્નેહીઓ જે મળશે નહીં, આ બધાં સ્મરણો તેમણે મોકલ્યા છે કે નહીં તેની ખબર નથી પણ તેમ કલ્પવું ગમે છે. આ છે મારબેકા વાતનો અંતભાગ. વીંટી એ આ લેખિકાની નાની છતાં મહાન વાત છે. આ લેખિકાને વાચવી એ જેવું તેવું વાચન મળશે તેમ નથી પણ જે વાચન જવલ્લે મળે છે તેવું વાચન છે. સ્વીડીશ એકેડેમીમાં-જે અઢાર અમર વ્યક્તિઓ તેમાં ૧૯૧૪માં બેસવાનું સ્થાન આ લેખિકાને મળ્યું: આ સ્થાન મેળવનાર બાનુઓમાં આ બાનુ પ્રથમ જ.

# કોલસાની ઉપયોગિતા

**મા**નવ-સમાજની ઉન્નતિમાં કોલસાનું સ્થાન કેટલું મહત્વનું છે, તે કોઈનાથી અજાણ્યું નથી. મનુષ્યની સુખ-સુવિધાઓના સાધનોમાં કોલસાની સહાયતા સૌથી પહેલી છે. રેલગાડી, સ્ટીમરો કારખાનાઓ વગેરે કોલસાથી ચાલે છે. વિજળીથી ચાલતી ગાડીઓ અને કારખાનાઓ પણ ઘણા છે. પરંતુ વિજળી પેદા કરવાને માટે જલપ્રાત અને કોલસાની સાહાયતા લેવી પડે છે. ઘણા વજનથી ભરેલી મોટી મોટી માલગાડીઓ તથા મેલટ્રેનો કે જે કલાકના સાઠ-સાઠ માઈલની વિકટ અને પહાડી રસ્તાઓ પણ કાપી નાખે છે. મોટી મોટી સ્ટીમરો પણ ૩૦ થી ૪૦ માઈલની ઝડપે સમુદ્રમાં ચાલે છે. તેની આ શક્તિ કોલસામાંથી ઉત્પન્ન થાય છે, કે તે જોવામાં બીલકુલ નકામો લાગે છે અને તેને અડવાથી આપણા હાથ પણ કાળા થાય છે.

હિંદમાં બિહાર કોલસાની ખાણો માટે પ્રખ્યાત છે, ઝરીયાં, રાનીગંજ, અરગડા, વગેરે જગ્યાઓથી ઘણા પ્રમાણમાં કોલસો નીકળે છે તેટલા માટે બિહારમાં, જમશેદપુરમાં બર્નપુરમાં, કુલટા, જમાલપુરમાં વગેરે ઠેકાણે લોઢાના મોટા મોટા કારખાનાઓ છે. કોલસો ઘણા ઉપયોગમાં આવે છે. હવે તમને કોલ-ગેસની બાબત જણાઉં છું.

કોલ-ગૈસ કોયલાની ધુણીમાંથી બનાવવામાં આવે છે. તમારામાંથી જેમણે કલકત્તા શહેર જોયું હશે તેમને ખબર હશે કે ઘણી સડકો ઉપર ગૈસના દીવા જગમગી રહ્યાં છે વિજળીના દીવા કરતાં ગૈસના દીવા મોંઘા પડે છે. પરંતુ સરકાર તેને બદલતી નથી. કારણકે આ ગૈસના દીવા બનાવવામાં ઘણું રૂપીઓ ખર્ચ થઈ ગયો છે. અને હવે વિજળીના દીવા કરવા માટે ફરી પાછા રૂપીઆ ખર્ચવા પડે અને ગૈસમાં ખર્ચેલા બધા રૂપીઆ બરબાદ થઈ જાય. લંડન શહેરમાં પણ ૮૦૦૦,૦૦૦ ગૈસની બત્તીઓ શોભા વધારી રહી છે.

લગભગ આજથી સો વર્ષ પહેલા એફ. એ. વિનજરને આ ગૈસની શોધ કરવામાં સફળતા મળી હતી, કે ગૈસના દીવા કરવામાં અને ખાણું બનાવવામાં ઉપયોગી થાય છે કે નહિ, અને તેમણે ઇંગ્લેંડમાં તથા ફ્રાંસમાં ગૈસ લાઈટ તથા કોક કંપનીની સ્થાપના કરી હતી તે વખતે કોઈએ પણ એવો ખ્યાલ કર્યો ન હતો કે આનો પ્રચાર એટલો બધો વધી જશે, કે આ કંપની દર વર્ષ ૧ કરોડ ૮૩ લાખ ૩૪ હજાર ટન કોલસા ખરીદ કરીને ૩૪ અરબ વર્ગફીટ ગૈસ તૈયાર કરતી અને ૮૦ લાખ કુકર (ખાવાનું બનાવવાનો ચુલો) અને ૫ લાખ અંગીઠી (ઘરમાં ગરમી રાખવાનું યંત્ર) ને માટે ગૈસ તૈયાર કરશે.

સંસારમાં કોઈ પણ ને કંઈ નવું કામ કરવા માટે સમાજની અડચણોનો મુકાબલો કરવો પડે છે. વિજનર સાહેબને પણ ઘણા કષ્ટો વેઠીને ગૈસ-લાઈટ કંપની ખોલવાની આજ્ઞા મળી હતી. ત્યારે લોકોએ હોહા કરી મૂકી કે ગૈસની નળી જમીનમાંથી લઈ જવાથી જમીનમાં ઝેર પેદા થાય છે અને તેથી લોકોને નુકશાન થશે. લોકોના આ વિરોધથી વિનજર સાહેબને ઘણું દુઃખ વેઠવું પડયું હતું પરંતુ આખરે કંપનીનું કાર્ય ચાલુંજ રહ્યું હતું.

હું પહેલા કહી ગયો છું કે આ ગૈસ કોલસાની ધુણીમાંથી બને છે, રેલગાડી, સ્ટીમરો અને કારખાનાઓની ઊંચી ચિમનીઓથી નીકળતાં ધુવાંડાંના વાદળાં તમોએ જરૂર જોયાં હશે આ ધુંણો તંદુરસ્તીને માટે ઘણી નુકશાનકારક છે. પરંતુ વૈજ્ઞાનિકોએ તેની ખરાબ ચીજને પણ ઉપયોગી અને લાભદાયક બનાવી દીધી છે.

આ ગૅસ આજ જેટલો સાફ બને છે તેટલો પહેલાં બનતો ન હતો.

ગૅસ બનાવવા માટે કોલસાનાં ટુકડા જુદા પાડવામાં આવે છે. અને પછીથી તે ટુકડાઓને એક બંધ ઢાંકણામાં બંધ કરીને દેવતામાં બાળવામાં આવે છે કોલસા બધા બળી ગયાં પછી તેને પાણીથી ઠંડા કરવામાં આવે છે તેને કોક (Coke) કહેવામાં આવે છે. કોક બાળતી વખતે કોલસાની માફક તેમાંથી ધુવાડો નીકળતો નથી તે કોકને એક બંધ ઢાંકણામાં નાખી દેવતામાં બાળવાથી જે ધુંણી નીકળે છે, તેને એક પાણી ભરેલા દેવતા દ્વારા ચલાવવામાં આવે છે તેમાં ગરમ ધુણી ઠંડી થઈ જાય છે ધુણીવાળો (soluble) પદાર્થ પાણીમાં મળી જાય છે અને તેલ આદિ મિશ્રિત કાળો પદાર્થ પાણી નીચે જામી જાય છે. તેને અલકાશ (coal-tar) કહે છે. અને ગૅસ ઠંડો થઈ પાણીમાંથી નીકળી જાય છે. અને તેને રસાયનદ્વારા સાફ કરી એક ટૅંકમાં ભેગો કરવામાં આવે છે. અને પછી અહીંથી ધીમે ધીમે નાની નાની નળીઓદ્વારા શહેરોમાં પહોંચાડવામાં આવે છે.

પાણીથી ધોએલા પદાર્થમાંથી એક જાતનો ગૅસ કાઢવામાં આવે છે. તેને એમોનિયા (Ammonia) કહેવામાં આવે છે.

અમોનિયા બરફ બનાવવાના કામમાં પણ આવે છે. ગંધકનો તેજાબ (sulphuric acid) આ ધોએલા પદાર્થમાંથી કાઢવામાં આવે છે.

અખતરાથી ૧૦૨૦ જાતના રંગો(Cresoti-oil) (કાટ લાગેલો હોય તેના ઉપર લગાડવા માટે નો રંગ) તથા ઘણી જાતની દવાઓ, કીડા મારવાનું ઝેર, સેંટવાર્નિશ વગેરે અનેક ચીજો બનાવવાનાં કામમાં આવે છે.

બળવંતરાય મહેતા

# પુનર્જન્મ

લખનાર
નરીમાન સોરાબજી ગોળવાળા

[ ૧ ]

જહાંગીરશાહ મિલ માલેક છે. સ્વદેશી આંદોલનને પરિણામે સ્વદેશી મિલ ચલાવી રહ્યા છે. એક વાર નગરના 'મેયર' પણ થઈ ચૂકયા છે. આ સમયે વેપારી સભાઓના મંત્રી અને વેપારી મંડળોના પ્રમુખ થયા છે. તેમણે ધન યશ માન ખૂબ મેળવ્યાં છે. સ્વદેશી આંદોલનના પરિણામે મિલના માલની ખપત બમણી ત્રમણી થઈ છે. રૂપીએ બે આની ત્રણ આની ચઢાવીને તેઓ ખૂબ નફો કરી રહ્યા છે. આવી અઢળક કમાણી અને આવા નફા છતાંયે મજૂરોને અને કામદારોને વધુ મજૂરી આપવાની વાત થતાંજ તેઓ લાલપીળા થઈ જાય છે. એમનું તો એ જ માનવું છે કે તેમની મિલમાં મજૂરોને, કામદારોને ઘણો સારો પગાર મળે છે. તેઓને જો આમ પગારમાં વધારા મળ્યા કરે તો પછી મિલનું શું થાય? મિલના તો બાર વાગી જાયને! હમણા તો અનાજ ઘણું સસ્તું થઈ ગયું છે, એટલે મજૂરી ઘટાડવી જોઈએ.

આવા વિચાર કરી કરીને શેઠ જહાંગીરશાહે ફરમાન બહાર પાડયું કે હવેથી મજૂરી ઓછી કરવામાં આવશે અને પગારમાં ઘટાડો થશે.

દિવસો સુધી મજૂરોના પ્રતિનિધિઓએ શેઠજીને સમજાવ્યું. પણ શેઠજી તો કહેવા લાગ્યા કે "આજનો વખત બારીક છે. મને નવા મજૂરો અર્ધી મજૂરીએ મળી શકે તેમ છે. તો પછી આવા મોટા પગારમાં જૂના મજૂરોને રાખીને શું ખોટ ખાવી?"

કામદારોએ જણાવ્યું કે "હમણા કાંઈ એવો બારીક વખત છે જ નહિ. મિલ ધમધોકાર ચાલે છે, માલ બમણો ત્રમણો વેચાય છે."

પરંતુ શેઠજી માને તેમ નહોતા.

અંતે હડતાલ પર જવાનો કામદારોએ નિશ્ચય કર્યો.

સવારનો સમય છે. મિલની બહાર મજૂરોની ભીડ જામી છે. કેટલાક દિવાલને અઢેલીને બેઠા છે, કેટલાક ઝાડને છાંયે બેઠા છે. કેટલાક વાતો કરતા ટહેલતા રહે છે. મિલના દ્વારે કોન્સ્ટેબલ પહેરો ભરે છે.

મિલમાં હડતાલ ચાલુ થઈ છે.

દીનશાહને આવતો જોઈ સર્વ મજૂરો અને કામદારો તેની આસપાસ ફરી વળ્યા. "કેમ શેઠે શું કહ્યું?" બધા આતુરતાથી પૂછવા મંડયા.

દીનશાહ આ કામદારોનો નેતા હતો. સર્વ મજૂરોનો અને કામદારોનો તે માનીતો હતો. મજૂરોના સુખમાં અને દુઃખમાં ભાગ લેનાર હતો. મજૂરો અને કામદારો એના ફરમાન મુજબ ચાલતા એનો પડતો બોલ ઉપાડી લેતા આજ હડતાલ પડી હતી છતાં કંઈ પણ આગળ પગલું ભરવા અગાઉ એ જહાંગીરશાહને ત્યાં ગયો હતો. હડતાલની વાત કહીને તેણે શેઠને ઘણું ઘણું સમજાવ્યું પણ શેઠ એકના બે નજ થયા. આનું પરિણામ કેવું આવશે તે જણાવીને તે અહીં આવ્યો હતો. તેણે મજૂરોને કહ્યું કે " કંઈ થઈ શકયું નથી શેઠ સમજતા નથી." તેના બોલવામાં નિરાશા હતી.

"તો આપણે પણ વધારેવાર તેમની ખુશામદ કરવી નથી" મજૂરો બોલ્યા.

દીનશાહે વધુ જણાવ્યું કે "શેઠ તો મજૂરી ઘટાડવા માગે છે. મિલે આ વર્ષે ચાર લાખનો નફો કર્યો છે. એ આપણીજ મહેન-

તનું ફળ છે; છતાં આપણીજ મજૂરી પર કાપ પડે છે. ધનવાનોનું પેટજ નથી ભરાતું. આપણે નિર્બળ છીએ. આપણે નિઃસહાય છીએ, આપણું કોણ સાંભળે ? વેપારી મંડળ પણ શેઠનું; સરકાર પણ શેઠનો જ પક્ષ ખેંચે; ત્યારે આપણું કોણ ? આપણો ઉદ્ધાર તો ઈશ્વર જ કરે."

એક પારસી કામદાર બોલ્યોઃ "શેઠ જહાંગીરશાહ તો ધાર્મિક વૃત્તિના છે. ભણનાર ગણનાર છે. દર હમકારે અગિયારી જઈ સુખડ ચઢાવે છે. છતાં એઓ આવું કરવા કેમ તૈયાર થયા હશે ?"

"હા એ બધું ખરું" દીનશાહ બોલ્યોઃ "એઓ ધાર્મિક વૃત્તિના છે તેથી તો એમનું સન્માન થાય છે. બીજાઓનો માલ પડીને સડે છે. એમનો માલ ગોદામમાં પણ રહેતો નથી. છતાં એઓ આપણી મજૂરી કાપવા તૈયાર થયા છે. મિલમાં ખોટ હોય તો આપણે અર્ધી મજૂરીએ કામ કરવા ખુશી થઈએ. પણ અહીં તો લાખોનો નફો છે છતાં મજૂરી પર કાપ પડે એ કેમ સહન થઈ શકે ? આ અન્યાયની સામે આપણે થવું જ જોઈએ. ભાઈઓ સોગંદ લો કે આજથી આ મિલમાં બહારનો આદમી પેસવા નહીં પામે ભલે લશ્કર આવે લાઠી ચાલે આપણે ડગવું નથી."

એટલામાં શેઠ જહાંગીરશાહ ત્યાં મોટરમાં આવી લાગ્યા. મોટરમાંથી ઉતરતાંજ તેમણે કોન્સ્ટેબલને હુકમ કરી દીધોઃ "આ ટોળું અહીં શા માટે ભેગું થયું છે. બધાને મારીને બહાર કાઢો."

મજૂરો પર ડંડા પડવા લાગ્યા. નાસભાગ થઈ રહી. ઘણાએ દૂર નાસી ગયા દીનશાહ પોતાના ચાર સાથીઓ સાથે ત્યાં જ અડગ ઉભો રહ્યો.

પ્રભુતા અસહિષ્ણુ હોય છે. શેઠ જાતે આવે છતાં આ લોકો અહીં ઉભા રહે એ કેમ ખમાય ! એ તો ખુલ્લો બળવો. આવી બે અદબી કેમ સહન થાય ? આ બદમાશ દીનશાહને જૂઓ ! કેવો ઉભો છે ! જાણે શેઠ તો કાંઈ વિસાતમાં નથી.

અને એ વિચાર સાથે શેઠજીએ 'રિવોલ્વર' કાઢી, તે ટોળી તરફ જઈ તેમણે તેને ત્યાંથી ચાલી જવા કહ્યું. પણ દીનશાહ પોતાની ટોળી સાથે ચુપચુપ ઉભો જ રહ્યો. શેઠજીના ગુસ્સાનો પાર રહ્યો નહિ. આવું અપમાન ! ધૂંવાકૂંવા થઈ એમણે બુમ પાડીઃ "હુકમ છતાં આ વિખરાતા નથી તો મિ૦ કોન્સ્ટેબલ, આ આદમીઓને ગિરફતાર કરો."

કોન્સ્ટેબલે સિપાઈઓની મદદ સાથે દીનશાહને અને તેના ચારે સાથીઓને પકડી લીધા; રસીથી બાંધી તેઓને દરવાજા સુધી લઈ ગયા.

તેઓના પકડાવા સાથે જ હજારો મજૂરો ધસારા બંધ નીકળી કેદીઓ તરફ આવ્યા. કોન્સ્ટેબલે જોયું કે બંદુક ચલાવવાથી પણ જીવ બચે એમ નથી. તેણે કેદીઓને છોડી દઈ ને નાસવા માંડ્યું. જહાંગીરશાહને એટલો ક્રોધ ચઢ્યો કે આ બધાને તોપને ગોળે ઉડાવી દે. આવા ક્રોધમાં પોતાની જાતને બચાવવાનો પણ ખ્યાલ રહ્યો નહીં. કેદીઓને છોડાવી એ જન સમૂહ શેઠ તરફ આવવા લાગ્યો. શેઠ સમજ્યા કે આ બધા મારો જીવ લેવા માગે છે અને આ બદમાશ દીનશાહ મોખરે છે.

શેઠ ચાહતે તો હજી સમજુતી કરી શકતે પણ બદમાશ બળવાખોરો પાસે એઓ જીવની રક્ષા માગે !

એટલામાં એઓ જૂએ છે કે આવતું ટોળું વચમાં જ અટકી ગયું દીનશાહે પોતાના માણસો સાથે કંઈ સલાહ કર્યા પછી એ એકલો શેઠ પાસે આવવા લાગ્યો. શેઠને તેની આ ઉદ્ધતાઈ લાગી. 'કોન્સ્ટેબલ ભલે ચાલી ગયો પણ હું એને નહીં છોડું. એ મને મારવા આવે છે, મને જાણે કહેવા આવે છે કે તાબે

થાઓ, નહીં તો...પણ બદમાશ જાણતો નથી કે હું એને પૂરો પડું તેવો છું. આ "રિવોલ્વર હાથમાં છે એટલે બસ."

દીનશાહ પાસે આવ્યો અને હજી તો તે કંઈ બોલવા જાય છે તેટલાં જ શેઠે તેની સામે 'રિવોલ્વર' ફોડી દીનશાહ પડ્યો; લોહી લુહાણ થઈ તરફડવા લાગ્યો.

તેને પડતો જોતાં જ મજૂરો ઉશ્કેરાયા. હજી સુધી તેઓમાં હિંસાભાવ નહોતો. પણ આ જોયા પછી તેઓ કાબુમાં રહ્યા નહીં. તેઓ ધસ્યા જહાંગીરશાહે જોઈ લીધું કે હવે 'રિવોલ્વર'થી પણ બચાવ થઈ શકે નહીં. તેમણે ચારે તરફ નજર કરી. નાસી જવાની યે જગ્યા નહોતી. અંતે ત્યાં પડેલી ગાંસડીઓના ઢગ પર તેઓ ચઢી ગયા. 'રિવોલ્વર' દેખાડીને તેઓ મજૂરોને આવતા અટકાવવા લાગ્યા. નીચે છસો મજૂરો તેઓને ઘેરી વળ્યા હતા. કોઈ પણ રીતે તેમને મદદ મળે એવો રસ્તો હતો નહીં. હવે 'રિવોલ્વર' ફોડે શું થાય! માત્ર પાંચ ગોળીથી તેઓ કરીયે શું શકે! એમને તો લાગ્યું કે બંદૂક ને કારતુસ લાવવાં જોઈતાં હતાં.

"જોયા શા માટે કરવું? એણે જેમ આપણા દીનશાહને માર્યો તેમ એને મારો—પૂરો કરો" એક મજૂરે બૂમ પાડી.

'અરે આ જ્યાં ઉભો છે ત્યાં આ ગાંસડીઓને જ આગ લગાડી દયો.' બીજાએ સલાહ આપી.

એક ગાંસડીને આગ લગાડવામાં આવે તો બધી ગાંસડીઓ બળતી થાય અને ઉંચે ગાંસડીઓ પર ઉભેલા શેઠ પણ ભસ્મભૂત થાય. મજૂરે 'મેચીસ' કાઢી. શેઠ ગભરાયા. તેમના ચહેરા પરનું નૂર ઊડી ગયું. કાંડી સળગી. કટોકટીનો સમય હતો. પેલો મજૂર સળગતી કાંડી ગાંસડીને લગાડવા જાય છે. તેટલામાં જ પાછળથી તેને ધક્કો લાગ્યો. તે પડ્યો. હાથમાંની કાંડી પડી ગઈ, બુઝાઈ ગઈ. મજૂર ફરી ઊઠે છે તે શું જુએ છે? લોહીથી તરબોળ દીનશાહ ત્યાં ઉભો હતો. દીનશાહનું મોં પીળું પડી ગયું હતું. તેને ગોળી લાગ્યાથી અસહ્ય વેદના થતી હતી. તે મૃત્યુના મોંમાં જઈ રહ્યો હતો.

તેને જોતાં જ—તેને જીવતો જોતાં બધા મજૂરો તેને ફરી વળ્યા. તેઓએ દીનશાહની જયથી આકાશ ગજાવી મેલ્યું.

હાથ ઉંચો કરીને દીનશાહે સર્વેને શાંત કર્યા: "ભાઈઓ, આ શી ગાંડાઈ માંડી? હું તમને કંઈ કહેવા આવ્યો છું. ઘા સખ્ત થયો છે. બચી શકું એમ લાગતું નથી. તેથી આજ આ છેવટનું નિવેદન કરું છું. તમે આ શું કરી રહ્યા હતા? ગરીબોમાં તો પ્રભુ વસે છે, એ પ્રભુને કેમ લજાવો છો? ધનવાનોને તો ધનનો મદ હોય, તમને શેનો મદ છે? ક્યા મદમાં તમે આંધળા બની આવી ઘોર હિંસા કરવા માંડો છો? હાથ જોડી કહું છું કે અહીંથી હટી જાઓ. મારે માટે સ્નેહ હોય, મેં તમારી કંઈક સેવા કરી હોય એમ તમને લાગતું હોય તો તમો સર્વ તમારે ઘરે જાઓ. આપણા આ શેઠને અહીંથી સલામત જવા દયો. ભલે એઓ અધર્મ કરે. આપણે શા કાજે આપણા હાથ નાપાક કરવા?"

આ રીતે હટી જવાનું ઘણાઓને ગમ્યું નહિ. પણ પોતાના સાચા નેતા દીનશાહનો વિરોધ કરવાની હિંમત કોઈનામાં નહોતી. બધા હટી ગયા. ધીમે ધીમે બધા ચાલી ગયા. મેદાન સાફ થયું કે જડવત્ ઉભેલા જહાંગીરને દીનશાહે નમ્રતાથી કહ્યું: "સાહેબ, હવે તમે જાઓ. હું જાણું છું કે તમે મને માર્યો છે. મારું દુર્ભાગ્ય કે તમને ભ્રમ થયો કે હું તમને મારવા આવું છું. પણ તેમ નહોતું. હું તો સમજુતી કરવા આવતો'તો. ખેર જે થયું તે થયું ખુદા તમને નેક બુદ્ધિ

# જાણીતા શહેરી
# શ્રી. પ્રાણલાલ દેવકરણ નાનજી
## શું કહે છે?

આપનું નવીન પુસ્તક 'સંસ્કારલક્ષ્મી' સુંદર અને ઉપયોગી છે. ઘણા વિષયોની સરલ રીતે ચર્ચા કરવામાં આવી છે તેથી જનતાને ઉપયોગી થશે. 'સંસ્કારલક્ષ્મી' એ સ્ત્રીઓ માટે ઘણું જ ઉપયોગી પુસ્તક જણાય છે. આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ બે માસ જેટલા અલ્પ સમયમાં વેચાઈ ગઈ અને આ બીજી આવૃત્તિ બહાર પાડવાની જરૂર પડી તે એની ઉપયોગીતાનો પૂરાવો છે. તે સાદી અને સરળ ગુજરાતી ભાષામાં લખાયલું તથા રંગબેરંગી ચિત્રો સાથે ઘણું જ આકર્ષક તથા દળદાર પુસ્તક બનેલું છે. તેમાં સ્ત્રીજીવનના દરેકે દરેક પ્રશ્નની છણાવટ કરવામાં આવી છે. આદર્શ ગૃહિણી તથા આદર્શમાતારૂપે સુખી સંસાર બનાવવા માટે કયા કયા ગુણોની આવશ્યકતા છે અને તે ગુણો કેવી રીતે ખીલવી શકાય તેનું એક રસિક વાર્તારૂપે સુંદર રીતે માર્ગદર્શન કરવામાં આવ્યું છે. તે ઉપરાંત સ્ત્રીઓને અનુરૂપ કળાઓ, આરોગ્યશાસ્ત્રના નિયમો, ઘરગથ્થુ ઔષધો વગેરે અનેક બાબતોનું સારી રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

ટૂંકામાં આ પુસ્તક સ્ત્રીવર્ગને અને ખાસ કરીને ગુજરાતી સમાજના સ્ત્રીવર્ગને ઘણુંજ ઉપયોગી છે. આવી સુંદર કૃતિના પ્રકાશન માટે તેના લેખક તથા પ્રકાશકોને અભિનંદન ઘટે છે.

સંસ્કારલક્ષ્મી માટે આથી વિશેષ કહું તે સોના પર ઢોળ ચઢાવવા બરાબર છે.

● તમારી પ્રત આજે જ મંગાવી લ્યો. ●

| | | |
|---|---|---|
| સંસ્કારલક્ષ્મી | ૬૫૦ પાના | ભેટ આપી શકાય તેવા |
| ભા. ૧–૨ | ૧૨૫ ચિત્રો | સોનેરી ત્રિરંગી |
| સાથે. | ૭૫૦ ઉપયોગી વિષયો | બોક્સમાં મળશે. |

કિંમત રૂા. પાંચ : વી. પી. ખર્ચ બાર આના વધુ : આફ્રિકા માટે દશ શીલીંગ

લખો :

## ● એન. એમ. ઠક્કરની કંપની ●

બુકસેલર્સ : પબ્લીશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨.

સંભાળે. તમે જાઓ. કોઈ પણ તમને ઈજા કરી શકશે નહીં.

જહાંગીરને દીનશાહ પ્રત્યે કાંઈક શ્રદ્ધા આવવા લાગી. તેમને હજી શંકા હતી. સશંક નેત્રોએ આમ તેમ જોતા તેઓ નીચે ઉતર્યા. મજૂરો દૂર ઉભા આ બધું જોતા હતા. તેઓ ખૂબ ઘોંઘાટ કરતા હતા. શેઠ સાંભળે તેમ ખરાબ ભાષા વાપરતા હતા; પણ તેમની પાસે જવાનું સાહસ કોઈ કરતું નહિ. મરતા દીનશાહના આ દેશમાં એ શક્તિ હતી. અહિંસાની એ તાકાત હતી.

શેઠ મોટરમાં બેઠા, મોટર ચાલી.

દીનશાહ જમીન પર પડયો.

[૨]

જહાંગીરશાહની મોટર જેટલી ઝડપથી જતી હતી તેટલીજ ઝડપથી આંખો સામે દીનશાહનું છાયાચિત્ર દોડી રહ્યું હતું. જાતજાતની કલ્પના તેમના મનમાં આવવા લાગી. અપરાધી ભાવનાઓ ચિત્તને આંદોલિત કરવા લાગી. જો દીનશાહ મારો દુશ્મન હતો તો શા માટે તેણે મારો જીવ બચાવ્યો? તે પણ કેવી દશામાં કે જ્યારે તે પોતે મોતના પંજામાં હતો? જહાંગીરશાહ આનો ઉકેલ કરી શકયા નહિ. પોતાની સામે દીનશાહ જાણે હાથ બાંધી ઉભો હોય એમ તેમને જણાયું.

લોભ લાલચ મનુષ્યને સ્વાર્થમાં આંધળા બનાવી દે છે. જહાંગીરશાહનો આત્મા એટલો કઠોર નહોતો થયો કે નિર્દોષને મારી નાખીને તેમને ગ્લાની નહીં થાય. તેઓ બધી રીતે મનને સમજાવતા કે મેં કયાં એને જાણી જોઈને માર્યો—મેં તો મારો બચાવ કર્યો; પરંતુ ન્યાયબુદ્ધિ તેનો સ્વીકાર નહીં કરતી.

ઘેરે પૂગતાં તો તેઓ હતાશ થઈ ગયા હતા. જાણે હાથમાં બેડીઓ પડી હોય!

એમનાં પત્ની ગુલચેહર ગભરાટમાં પૂછવા લાગ્યાઃ "કેમ વ્હાલા, હડતાલનું શું થયું? બંધ પડી કે કંઈ ફિસાદ થયો?

આરામખુરશીએ બેસી જહાંગીરશાહે નિશ્વાસની આહ ભરી. "કંઈ ના પૂછ, ગુલ, કંઈ જ ના પૂછ. હડતાલ નરમ પડવાની તો આજુ રહી, આજ તો આગ સળગી'તી કોઈ રીતે જીવ બચ્યો. એજ દાદારના શુક્રાના. હું મિલ આગળ હજી તો પૂગું તેટલામાં લોકોએ મને ઘેરી લીધો. મેં મગજ પરનો કાબુ ખોઈ દીધો; બચાવમાં 'રિવોલ્વર' છોડી..."

ગુલચેહર ભયભિત થઈ "પછી પછી? ઓ માય રે, કોઈ જખ્મી થયું શું?"

"હા ગુલ, તેજ તો મોંકાણ થઈ, પેલો દીનશાહ જખ્મી થયો, જે આજે મજૂરો તરફથી અહીં આવ્યો હતો તે જખ્મી થઈ પડતાં જ હજાર જેટલા મજૂરોએ મને ઘેરી લીધો. હું રૂની ગાંસડીઓ ઉપર ચઢી ગયો. બચાવની આશા નહોતી. ઝનૂની બનેલા મજૂરો મારો જીવ લેવા માગતા હતા, ગાંસડીને આગ લગાડવા જતા હતા."

ગુલ કંપી ઊઠીઃ "ઓ ખુદા, જહાંગીરશાહ તમને કંઈ કયું થતે તો હું શું કરતે?"

"મેં કેમ મારો કાબુ ખોયો ને દીનશાહને શા માટે માર્યો તે હું સમજી શકતો નથી. મારું જિગર હવે દંખે છે. ગુલ, જ્યારે મારું તદ્દન આવી બન્યું રૂની ગાંસડી ઉપર હું જ્યારે જીવતો બળી મરું તેમ હતું ત્યારે કટોકટની ઘડીએ પેલો જખ્મી દીનશાહ ઊઠયો અને મજૂરોની સામે જઈને તેણે તેઓને રોકયા, મારો જીવ બચાવ્યો. તે નહિ હોત તો આજ હું જીવતો નહિ આવતે."

"દાદારના શુક્રાના!" ગુલે પ્રભુનો પાડ માન્યો. "આપણે એ બિચારાને સારું જેવું ઈનામ આપીશું. તમે શું કામ મુંઝાવો છો! તમે દીનશાહને હોસ્પીતલમાં મોકલ્યો કેની?"

"હોસ્પીતલમાં તે શું મોકલું! હું મોટરમાં બેઠો—મોટર ચાલતાં જ મેં તેને પડતો જોયો. લોકો તેને ફરી વળ્યાં હતાં તે બિચારો

ઘડીપળનો મહેમાન હતો. એ કમભાગ્ય હું–મેં આજે શું કરવા જતાં શું કીધું ?

જહાંગીરશાહ આખો દિવસ ઘરમાંજ રહ્યા.

સાંજે દીનશાહની અવસાનક્રિયા થઈ. તેની માતાનો કકળાટ અસહ્ય હતો. સર્વે જણા જહાંગીરને શ્રાપ આપતા હતા. મજૂરો આ શહીદ નેતાને છેવટનું માન આપવા મોટી સંખ્યામાં આવ્યા હતા.

અવસાનક્રિયા થયા પછી અને પારસીઓની રાહરસમ મુજબ પાયદસ્ત ગયા પછી મજૂરોએ અને કામદારોએ ભેગા થઈને જહાંગીરશાહને બંગલે ઘસારો કરવાનો ઠરાવ કર્યો. તેઓ જે તેનો ફેંસલો આજે જ કરવા માગતા હતા.

" જેને મેં માર્યો, તેણે મારો જીવ બચાવ્યો કેવો ઉદ્ધાર ! કેવો એ મહાન !" આવા વિચારોમાં જહાંગીરશાહે આખો દિવસ પૂરો કર્યો. સાંજે બારીએ ઉભા રહી તેઓ દીનશાહનો ખ્યાલ કરી રહ્યા હતા. સહસા તેમની નજર દૂર ટોળી ઉપર પડી. કાળા વાવટા સાથે હજારો માણસો તેમના બંગલા તરફ જ આવતા જણાતા હતા. આજના બનાવથી બીજી મિલના કામદારોએ પણ કામ બંધ રાખ્યું હતું. તે બધા આ કામદારો સાથે મળીને પોતાનો રોષ દેખાડી રહ્યા હતા. દીનશાહ જેવો તેઓને દોરવનાર કોઈ રહ્યો નહોતો. ખૂનનો બદલો લેવા તેઓ તૈયાર થયા હતા.

પોલિસ અધિકારીઓએ આવો મામલો જોઈને શેઠનો બચાવ કરવા નિશ્ચય કર્યો હતો. હારબંધ પોલિસ બંગલાની આસપાસ ફરી વળી હતી ટોળું ઘસારાબંધ આવી પૂગ્યું. સિપાઈઓએ દોડધામ કરી મેલી. પોલિસ અધિકારીઓએ આ બધા કામદારોએ દસ પળમાં વિખેરાઈ જવાનો હુકમ આપી દીધા.

દીનશાહની જયના પોકારો થઈ રહ્યા.

થોડા કલાક અગાઉ જે આવી પરિસ્થિતિ ઊભી થઈ હોત તો જહાંગીરશાહે નિરાંતે ખળવાખોરોને પોલિસની ગોળીના શિકાર થ[illegible] દીધા હોત. પરંતુ દીનશાહના ઉત્તમ સૌજ[illegible] અને આત્મ–સમર્પણ તેમના મન પર ભ[illegible] અસર કરી હતી.

તેમણે પોતાની પત્નીને કહ્યું: " હું બહા[illegible] જઈને આ કામદારો સમક્ષ મારા ગુન્હાન[illegible] એકરાર કરી દેવા માગું છું. "

" વ્હાલા " ગુલે ઉપાય સૂચવ્યો "બહા[illegible] જવાની જરૂર નથી. આ બારીએ ઊભ[illegible] રહીને સમજુતી કરી નાખો. મજૂરી જેટ[illegible] વધારવી હોય તે વધારવાનું જાહેર ક[illegible] એટલે લોકો શાંત થશે. "

"ગુલ " તેમણે જણાવ્યું: " મજૂરી[illegible] હવે સવાલ નથી રહ્યો આ લોકો તો હ[illegible] મારા લોહીના તરસ્યા છે. મેં કીધેલા ખૂન[illegible] બદલો તેઓને પૈસાથી નથી જોઈતો ફાંસીથી[illegible] જોઈએ છે. અને તે લોક ખરા છે. મેં જખૂન કામ કર્યું છે તેની સજા મારે વેઠ[illegible] જોઈએ. તું ગભરા ના વ્હાલી. ખુદાન[illegible] જેવી ઇચ્છા હશે તેમ થશે. આપણે કો[illegible] માત્ર ?"

" એ વ્હાલા ! વ્હાલા " ગુલ પોતાન[illegible] પતિને ગળે વળગી.

" પ્યારી, અહુરમઝદ તારો નેગેહબા[illegible] થશે હિંમત રાખ. "

જહાંગીરશાહ બહાર ટોળાં સામે જવ[illegible] નીકળ્યા.

આ બધી સંપત્તિને લીધે જહાંગીરશા[illegible] જે બધું કરવું હતું તે કર્યું, જે નહીં કરવું હ[illegible] તે પણ કીધું, જેને લીધે ખુશામદ પણ કીધી દગો પણ કીધો, અન્યાય પણ કીધો, ( અને એ[illegible] બધા દગા–અન્યાય ઢાંકવા ૫૦, ૭૫ હજારન[illegible] સખાવત કરી કોમની–કોમના ખુશામદ ખોરોન[illegible] વાહ વાહ મેળવી લીધી. ) અને જે સંપત્તિ[illegible] પોતાના જીવન–તપનું વરદાન સમજવું હતું [illegible] બધી સંપત્તિ આજ તેમના હાથમાંથી ચાલ[illegible] જતી જણાઈ. પણ હવે તે માટે તેમને જરા[illegible]

મોહ નહોતો, જરાયે ખેદ નહોતો, તેઓ જાણી ગયા કે તેમને સજા થવાની અને આ બધો કારોબાર વિખરાઈ જવાનો, આ બધી સંપત્તિ ધૂળમાં મળી જવાની. આ છતાં તેઓ આજે આ ગુન્હો કબૂલ કરવા તૈયાર થયા હતા. રડતી ડચકાં ખાતી ગુલને દિલાસો આપી ધીરજ આપી તેઓ નીચે આવ્યા–ટોળાંની સામે ઉભા રહ્યા.

[3]

જહાંગીરશાહ પર મુકદમો ચાલુ થયો. ગરીબ દીનશાહ તરફથી મજૂરોએ અને કામદારોએ જ ભંડોળ ભેગું કરી નામીચા એડવોકેટ મિનો ચેહરને રોક્યો હતો. જહાંગીરશાહ પાસે પૈસાનું જોર હતું. તેમની લાગવગ હતી. તેમનું ચલણ હતું. પૈસાનો દેવતા ચાહે તે કરી શકતે. પણ જહાંગીરશાહે જાતે જ ગુન્હાનો સ્વીકાર કરી લીધો. તેમના વકીલોએ આ અપરાધને હળવો કરવાની ખૂબ દલીલો પેશ કરી બધું વ્યર્થ ગયું. અંતે વીસ વર્ષની કેદ જહાંગીરશાહને મળી.

ખોટી ખુશામદ કરનારાઓ, જરા જરામાં વર્તમાનપત્રોમાં જઈ ચઢી શ્રીમંત શેઠીઆઓના ખોટી રીતે ગુણગાન ગાનારા અને ગરીબો પ્રત્યે તેઓને ઉશ્કેરી મેલનારા, ગરીબોની પાણીની કેળવણીની, ભાડાંની જરૂર જોગી માગણીને ઠોકરે મરાવનારા ફકડખોરો હોય નહીં તો જહાંગીરશાહ જેવા શેઠીઆનો આવો કમનસીબ ફેજ થાય નહીં.

જહાંગીરશાહ કેદમાં ગયા અને સઘળો વૈભવ ગુમ થયો. મિલ બંધ પડી. છેવટે તે પાણીના મૂલે વેચાઈ ગઈ. લેણદેણ ચૂકાવતાં કાંઈ બાકી રહ્યું નહીં. સામો બંગલો પણ વેચી નાખવો પડ્યો ગુલચેહરના હઝારોની કીંમતનાં ઘરેણાં હતાં. તે ચાહત તો તે રાખી શકત; પણ નહીં, તેણે સઘળું ત્યાગ કરી દીધું. જે કાંઈ આપવું કરવું હતું તે સઘળાં ઘરેણાં વેચીને તેણે આપી દીધું. પતિ કેદમાં ગયો ત્યારે તે આશાવંત હાલતમાં હતી. પાંચ મહિના પછી તેણે પુત્રનો જન્મ આપ્યો. નાનું મકાન ભાડે લઈ તે રહેવા લાગી. પુત્રને મેળવીને તે જાણે બધી વિપત્તિ ભૂલી ગઈ. દુઃખ એજ હતું કે પુત્રને જોવા તેનો પિતા ઘરમાં નહોતો.

સઘળાં કષ્ટો સહીને પણ તેણે પુત્રને પાળ્યો પોષ્યો. તેણે કોઈને પણ પોતાનું દુઃખ કહ્યું નહીં. તે ભરીગુંથીને અને સીવી સાંધીને પોતાનું ગુજરાન ચલાવતી પોતાની સંપત્તિ લુંટાઈ ગઈ તે માટે તેને દુઃખ નહોતું. મનમાં એજ ઈચ્છા રાખતી અને અહુરમજ્દ પાસે એજ માગતી કે તેનો ધણી ત્યાં કુશળ રહે અને તનદરોસ્તી ભર્યો પાછો આવી પોતાના બાળકને જૂએ અને આનંદી રહે. દર હમકારે તે અગીઆરી જતી અને ધણી માટે બંદગી કરતી. પ્રાર્થના જ તેની સઘળી આશાઓનો આધાર હતો.

[૪]

સત્તર વર્ષની વિપત્તિના દિવસો આ આશામાં પસાર થઈ ગયા. સંધ્યાનો સમય છે. ગુલચેહરનો પુત્ર ફિરોઝ પોતાની માતા પાસે બેઠો છે. તે આજ ગમગીન છે.

"દીકરા, પરિક્ષાનું પરિણામ જાણ્યું?" માતાએ પૂછ્યું.

"હા મમા, પણ મારું તેમાં નામ નથી." ફિરોઝે નાસેપાસી દાખવી.

"એમ કેમ થયું? તારું ધ્યાન તેમાં તે પરોવ્યું નહીં હશે."

"મમા," ફિરોઝની આંખો ભીની થઈ: "મને માફ કરો. મને મારા પિતાની યાદ આવ્યા કરે છે. તમે મને જ્યારથી તેમના ભોગની વાત કરી અને દીનશાહના સમર્પણ વિષે જણાવ્યું ત્યારથી હું તેજ વિચારમાં પડ્યો છું. એજ કારણે પરિક્ષા માટે જોઇએ તેવું ધ્યાન અપાયું નહીં. મમા, પિતાજી કેટલા

"એથી જ તો મને જાતજાતના વહેમ આવે છે. કસ્તૂરજીઓ કહે છે કે આપણા ધર્મમાં પૂનર્જન્મ જેવું કાંઈ નથી તો પછી આનો શો ખુલાસો?"

"ગુલ" જહાંગીરશાહ શ્રદ્ધાભરી આંખો એ તેને જોઈ કહ્યું: "ખુદાની કરામતને કોણ પૂછે? તે જે કાંઈ કરે છે તે આપણા કલ્યાણ માટેજ કરે છે. ખુદાનો ન્યાય અચૂક છે. તે આપણો શત્રુ નથી. સાચો મિત્ર છે પણ આપણે તેને નથી સમજતા. મેં કેદખાનામાં આપણા ધર્મ સાથે બીજા બીજા ધર્મોનું ઘણું નવું નવું જાણ્યું. આપણે એમ સમજીએ છીએ કે ખુદા આપણી સાથે અન્યાય કરે છે પણ એજ આપણી મૂર્ખતા છે. ભગવાન, ખુદા અહુરમઝદ જે કહો તે–તે તો પરમ દયાળુ છે."

## [૬]

શીરીને આજે ફિરોજને નવી વાત કહી. મિલ મજુરોમાં વળી કાંઈ ગડબડ મચી હતી. પોતાના પિતા દીનશાહની યાદ ચાલુ રાખીને શીરીન મજુરો અને કામદારોના પ્રશ્નોમાં ખૂબ રસ લેતી અને તેઓના રહેઠાણે જઈ તેઓની ખબર અંતર પૂછતી. મિલમાં કેમ કામ ચાલે છે. મજૂરો ને કામદારો કેમ વર્તે છે એ બધાંની તપાસ રાખતી.

મિલ મેનેજર અને મજૂરો વચ્ચે કામના કલાકો સંબંધી કંઈ ઝઘડો જાગ્યો હતો. આવતી કાલે હડતાલ પડનાર છે એ વાત શીરીન ફિરોઝને કહેતી હતી.

હડતાલનું કારણ પૂછતાં શીરીને ખુલાસો કર્યો: "કાલે મિલમાં હડતાલ પડનાર છે. મેનેજર એટલો નિર્દય છે કે મજૂરને પાંચ મિનિટ મોડું થાય તો તે અર્ધા દિવસની મજૂરી કાપી લે છે. દસ મિનિટ મોડું થાય તો તે આખા દિવસની મજૂરી કાપી લે છે. મજૂરોએ એ માટે તેને ઘણું ઘણું કહ્યું પણ તે માનતો નથી. બધા કામદારોએ મસલત કરી છે કે તમારી મારફતે કામ લેવું. ફિરોઝ, તમે મેનેજર પાસે જાઓ અને તેને સમજાવો. સમજે તો ઠીક છે, નહીં તો હડતાલ તો છે જ.

ફિરોઝ વિચારમાં પડયો. કંઈ બોલ્યો નહીં.

"આ નવો ઝઘડો છે, મેનેજર જાણે છે કે મજૂરો કરવાના શું?" શીરીન અત્રે ગુસ્સામાં આવી ગઈ. "અમે પણ દેખાડી દઈશું કે અમે ભૂખે મરીશું પણ આવો અન્યાય સહન નહીં કરીએ."

ફિરોઝ હસ્યો, તેને શીરીનનો ગુસ્સો ગમ્યો. તેણે પૂછ્યું: "પણ બખેડો થશે તો ગોળીઓ ચાલશે. ત્યારે તેનું કેમ?"

"તો શું થયું? મારા પિતા મરી ગયા તેમ અમે મરીશું." શીરીને વધુ ગુસ્સો દાખવ્યો.

"મારી બ્હાલી બહેન, તું કાં ઉશ્કેરાય છે? ધીરી થા બહેન, મારેથી જેટલું બનશે તેટલું કરીશ. મજૂરોનો નેતા થઈને પણ કામ કરીશ."

શીરીનને કપાલે ચુંબન લઈ હેનવંતો ફિરોજ છૂટો પડયો.

## [૭]

ફીરોઝ મેનેજરને સમજાવવામાં નિષ્ફળ નીવડયો.

આજ તેજ મિલ છે જ્યાં શેઠ જહાંગીરશાહે ગોળી ચલાવી હતી; આજ તેનો જ પુત્ર મજૂરોનો નેતા થઈ ગોળીઓ સામે ઊભો છે.

આજ હડતાલ છે. મજૂરો આજે મોટી સંખ્યામાં બહાર ઊભા છે. મેનેજરે મિલના બચાવ માટે પોલિસ બોલાવી છે. મજૂરો ઉપદ્રવ કરવા માગતા નથી. આ હડતાલ માત્ર અસંતોષ દાખવવા માટેજ છે. પણ પોલિસને જોઇને તેઓમાં જોશ આવી ગયું. તેઓ ઝનૂને ચઢયા. બન્ને બાજુ તૈયારી થઈ ગઈ. એક બાજુ ગોળીઓ; બીજી બાજુ ઇંટ–પથરો...

ફિરોઝે મજૂરોને પૂછ્યું: "તમે બધા તૈયાર છો? છેવટ સુધી ટકવા માગો છો? અન્યાયને દૂર કરાવવા માગો છો?"

હા, હા, ના, સામટા અવાજો થઈ રહ્યા.

"ત્યારે જેઓ બાળબચ્ચાં વગરનાં હોય તેઓ આ બાજુ એકઠા થાઓ. જેનાં બાળબચ્ચાં હોય તે ઘરે જાય." ફિરોઝનો હુકમ છૂટયો.

ઘણાઓ પાછા ફરવાનો વિચાર કરતા હતા તેટલામાં દૂરથી ગર્જના થઈ: "બાળબચ્ચાંનું રક્ષણ કરનાર ખુદા છે." સર્વ તે બોલનાર તરફ જોઈ રહ્યા. તે શીરીન હતી. તેઓના દીનશાહની પુત્રી. બસ પછી જોઈએ શું? જય જયકાર સાથે સર્વે, દરવાજા તરફ ધસ્યા. ફોજે ગોળી ચલાવી. મોખરે ફિરોઝ હતો. તે જ પહેલો શિકાર થયો. તે પડયો.

જહાંગીરશાહ એજ વખતે આવી પૂગ્યા. એમણે ફિરોઝને પડતો જોઈ લીધો. હડતાલની વાત એમણે ઘરથી જાણી લીધી હતી. જાણે ૧૮ વર્ષ પર બનેલો બનાવ ફરી બનવાનો હોય તેવી આગાહી તેમને થઈ હતી. તેઓ આ જગ્યે દોડતા આવ્યા હતા. ફિરોઝ પડયો હતો ત્યાં જઈ તેને વળગી પડયા.

"આ તો જહાંગીરશાહ શેઠ" કોઈ બોલ્યું.

એ શબ્દનું જાદુ થયું. સર્વ સ્તંભિત થઈ ગયા જહાંગીર શેઠનો જ પુત્ર આજ મજૂરોના નેતા! ભગવાતની અજબ લીલા!

જહાંગીરશાહે પોતાના પુત્રની લાશ જમીન પર મેલી દીધી. તેઓ ઉઠયા ઉભા થયા. અવિચલિત ભાવથી તેઓ બોલ્યા: "ભાઈઓ, આ છોકરો મારો પુત્ર છે. ૧૭ાા વર્ષની સજા ભોગવી હું પાછો આવ્યો છું. તેને આજ આઠ દિવસ થયા. ખુદાએ મારા પુત્રને પાછો બોલાવી લીધો. જેવી પ્રભુની મરજી. મને માત્ર ગર્વ એટલો લેવો રહ્યો કે ખુદાએ મને આવો વીર પુત્ર આપ્યો. કોને એવું મરણ મળે? અન્યાયની સામે છાતી ખોલીને જે ઊભો રહી જાય તેજ સાચો વીર બોલો બોલો ફિરોઝની જય!"

ફિરોઝની જયના પ્રચંડ પુકારોથી આકાશ ગુંજી રહ્યું. ધસારાબંધ લોકો દરવાજો ખોલી અંદર ચાલ્યા. પોલિસે આ વેળા બંદુક ચલાવી નહિ. તેઓ પિતા પુત્રનો આવો વિલક્ષણ દેખાવ જોઈને સ્તંભિત થઈ ગયા હતા.

દરવાજે મેનેજર પિસ્તોલ તાકી ઊભો હતો. જહાંગીરશાહને જોઈને તે ચોંકી પડયો. તેની પિસ્તોલ નીચે પડી ગઈ.

લજ્જિત થઈ તે બોલ્યો: "આ બનાવ માટે હું ખરેજ દિલગીર છું. પણ તમે સમજી શકશો કે હું શું કરી શકું?"

"તમે જરાયે મુંઝાશો નહિ હું તમને દોષ દેતો નથી. હું માનતો થયો છું કે ખુદા જે કરે છે તે આપણા કલ્યાણ માટે કરે છે." જહાંગીરશાહે શાંત સ્વરે કહ્યું: "આ બલિદાનથી મજૂરોનું હિત થતું હોય તો મને ખેદ નહિ થશે."

"હું શું કરી શકું? માલેકો જે કરે તે ખરું." મેનેજરે પોતાની લાચારી બતાવી.

બે કલાકની મસલત પછી જહાંગીરશાહે બહાર આવી મજૂરોને કહ્યું: "ભાઈઓ, ઇશ્વરનો આભાર માનો. તેણે તમારી માગણી સાંભળી છે. તમારી હાજરી માટે નવા નિયમ બનાવવામાં આવશે. મજૂરી કાપી લેવાની હાલની પ્રથા દૂર થશે."

મજૂરોએ આ સાંભળ્યું. બે કલાક પહેલાં એ સાંભળ્યું હોત તો આનંદથી મેદાન ગજવી દેત. પણ હાલ તો તેઓ ચૂપ રહ્યા. ફિરોઝના બલિદાને તેઓને ચુપ કર્યા હતા.

ફિરોઝની લાશને ઘરે લાવવામાં આવી. ગુલચેહર તો દીકરાની લાશને વળગી પડી, જેને પોતાના ઉદરથી જન્મ આપ્યો, જેને પોતાના લોહીથી ઉછેર્યો તે ફિરોઝ આજ ચુપ થઈ ગયો હતો. શીરીન આવી. પરીન આવી. પરીનની માતા આવી. તે પણ ફિરોઝને વળગી વળગીને કલ્પાંત કરવા લાગી. ચારે તરફ હાહાકાર મચી રહ્યો. સર્વ રડી રહ્યાં. વિલાપ કરી રહ્યા. ફિરોઝને માટે બન્ને માતાઓનું કલ્પાંત ન દેખી શકાય એવું હતું. મજૂરો અને માલેક કોઈ એવું નહોતું કે જેની આંખમાંથી આંસુની ધારા નહિ વહેતી હોય.

જહાંગીરશાહ રડી રહ્યા હતા. મિલ આગળ અને માલેકો આગળ સમજુતી કરતી વેળા અને મજૂરોને કહેતી વેળા તેઓએ ખૂબ ધીરજ ધરી હતી. પણ ઘરે જતાં તેઓની એ ધીરજ રહી નહિ. તેઓ પોતાના ખંડમાં જઈ ખૂબ રડયા. રડવાથી દિલ મોકળું થયા પછી એઓ કલ્પાંત કરતી પોતાની ગુલ પાસે આવ્યા. તેના ખભે હાથ મેલી બોલ્યાઃ "ગુલ મારી, આવાં બહાદૂરીભર્યાં મોત માટે ખુદાનો આભાર માન. ધીર ધર. આવાં મૃત્યુ માટે રડ ના."

પોતે જો કે એમ કહેતા હતા પણ એમનું હૈયું જ રડી રહ્યું હતું. ગુલનો વિલાપ અસહ્ય હતો. જે દોલત–ફિરોઝ મેળવીને તેણે સઘળાં દુઃખને ગણકાર્યું નહોતું, પતિવિયોગના અંધકારમય જીવનમાં જે ચેરાગથી આશા અને ધૈર્ય તેણે જાળવી રાખ્યાં હતાં તે દોલત આજ લૂંટાઈ ગઈ. તે ચેરાગ આજ બુઝાઈ ગયો. તે હવે કેમ જીવી શકે?

રડતી ગુલે પતિ પ્રત્યે જોયું. પતિની આંખો ભીની હતી. તે બોલી: "જહાંગીર, હું લૂંટાઈ ગઈ. ખુદા જે કરે છે તે આપણા કલ્યાણ માટે કરે છે તે હું કેમ માનું? મારા દીકરા, મારા ફિરોઝ તું કયાં ગયો? તું કેમ ચુપ થઈ ગયો? મારો ચેરાગ મારા જિવનનો આધાર? હું કેમ શાંતિ ધરું? જેને મારા ખોળે બેસાડી રમાડતી ને મારા ભાગ્યને ધન્ય માનતી તે આજ ધરતી પર પડયો છે એમ જાણી મારૂં હૃદય કેમ સંભાળું? ફિરોઝ મારા દીકરા!"

ફિરોઝના વીર મૃત્યુના ત્રીજા દિવસે, ગુલચેહર પણ આ સંસાર છોડી ચાલી ગઈ– જાણે પક્ષી પોતાના બાળકની શોધમાં પીંજરામાંથી નીકળી ગયું.

☆

# એક પત્ર

શિવાજી નગર, પુના

ઉષા,

તારો પત્ર મળ્યો. સમાજવાદના તોફાની વિચારોને સિદ્ધાંત તરીકે અપનાવવાની તને ધુન લાગી છે. એ વાત મારાથી અજાણી નહતી. પરંતુ અત્યારસુધી એ વિષે મેં ચુપકીદી સેવી હતી આજે જ્યારે તું એ વાદના સિદ્ધાંતને મારી મચડીને એક પત્રમાં દાખલ કરવા માંગે છે ત્યારે મને થયું કે સિદ્ધાંતને ખાતર પણ તારા ખૂબ ઉછળતા મગજ ઉપર ટાઢાશ છાંટવી. હું એવો મત ધરાવું છું કે દરેક વ્યક્તિ પોતાના વિચાર પ્રમાણે અભિપ્રાય બાંધવાને સ્વતંત્ર છે, અને એકમેકને સ્વાભિપ્રાય' તરફ દોરવાનો-બળજબરીથી કોઈને અધિકાર નથી. તારા અભિપ્રાય- તારી માન્યતા અને તારા વિચારો મુજબ વર્તન રાખવાને તું સ્વતંત્ર છે. તું જે લખવા માંગતી હોય તે ભેઠ કર. જે વાંચવા માંગતી હોય તે વાંચ્યા કર હું તને રોકીશ નહિ. માત્ર તારા તરફ મને ખેંચીશ નહિ. સમજીને ઉષા ?

સમાજના નાનકડા વર્તુળમાં રહેતા મુઠી-ભર પ્રાણીઓ કે જેમનુ વાંચન ઘણું ઓછું હોય છે. અને જેઓ જિંદગીમાં કુટુંબ સંભાળવાના કાર્યમાં મશગુલ રહેવાથી " નવું " વિચારવાનો સમય નથી મેળવી શકતાં તેમની વયમાં એક જુવાન મગજ એવું પસડું હોય છે કે જે કાર્લમાર્ક્સ, માર્ક્સ, રૂશો, ઈસ્ટનશો વિગેરે થોડાક મહાન પુરુષોનાં વિચારો વાંચી ગયું હોય છે. આવા પુરુષોના લખાણ વાંચવાથી મગજ ધગધગતી ભાવનાથી અને ગગન-ગામી ઊર્મીથી કુદવા માંડે છે. તેમાં કોઇનો વાંક નથી. એના ચમકારાન્તે વ્યક્તિને ઘણો લઈ જાય છે તેમાં શંકા નથી. પરંતુ કમનસીબે એવું બને છે કે ઉપર કહેલા લેખકોને ગમે તેમ વાંચી નાંખ્યાં પછી પોતાના નાનકડા સમાજમાં પોતાને મહાન માની બેસે છે. તે ધારે છે કે પોતે જેટલું વાંચ્યું છે તેટલું કોઈએ વાંચ્યું નથી કદાચ એ સાચું હોય છે તેથી તે માને છે કે સમાજમાં ક્રાંતિ ફરકાવવા જેટલી શક્તિ અને સિદ્ધિ પોતે પ્રાપ્ત કરી લીધી છે. આથી તે વ્યક્તિમાં અહંભાવ પ્રગટે છે. આ અહંભાવ Supriority compex નથી હોતો પરંતુ Vanity હોય છે. તેથી દરેક વ્યક્તિની જોડે તે પોતાના સિદ્ધાંતની વાત કરવા મંડી પડે છે. દલીલ કરે છે. અને એ રીતે પોતાનું બહુજ્ઞાન પ્રદર્શિત કરવા યત્ન કરે છે.

આતો એકાદ સામાન્ય વ્યક્તિની વાત થઈ. પરંતુ ઉષા, હુંતો તને પોતાનીજ કૈક રહેવા ઇચ્છું છું. લે સાંભળ. પૃથ્વીની ઉત્પતિ વખતે મનુષ્યો કેમ જીવતાં હતાં ને કેટલાં સુખી હતાં તેતો તેં કદાચ એચ. જી. વેલ્સ અને ડાર્વિનના કોઈ પુસ્તકમાં વાંચ્યુંજ હશે, ત્યાંથી થોડા આગળ ચાલીએ હિંદમાં સંસ્કૃતિ ખીલી. ચિનમાં કોન્ફુશીઅસનો જન્મ થયો તે પ્રાચીનકાળ તરફ નજર કરીએ. હિંદુ વિષેના પુરાતન કાળની પદ્ધતિ તેં બરાબર વાંચી લીધીજ હશે. તે પુરાતન કાળમાં કે જ્યારે 'રામરાજ્ય' હતું ત્યારે સમાજરચના સુંદર હતી. એવું તો તને લાગ્યુંજ હશે. અને તેવીજ રીતે કોન્ફીસયના વખતમાં ચીનમાં અને પ્લેટોના વખતમાં ગ્રીસમાં અને ઇટાલીમાં સુખશાંતિ અને આબાદી હતાં એવું ;પણ તને લાગ્યું હશે, પછીજ સમાજરચના--રાજકીય પદ્ધતિ અને લશ્કરી નિતિ દરેક દેશમાં ધીરે ધીરે બગડતી ચાલી. અને મોડે મોડે ક્રાંતિના કંઈક નુતન યોજનાના વિચારોની ઉત્પતિ થઇ પહેલી ક્યાં થઈ? ફ્રાંસમાં, ત્યાં પહેલો રાજ-વિપ્લવ થયો. ને Democrqey-ના ઇકવોલીટી ફ્રેટનીટી લીબર્ટીના આદર્શોનો ઉદયકાળ આવ્યો,

આ ઉદયકાળનું કારણ શું હતું ? ચાલ તો, ઉથા આપણે ફરીથી જરા ભુતકાળમાં ફરી આવીએ. ભુતકાળની પેલી બધીજ રચના યોજનાનો ધૂમાડો થઇ ગયો હતો. ને અત્યાચાર અનિતિ વિગેરે પ્રસરવાથી 'નુતન' વિચારને નુતન યોજનાની આવશ્યક્તા ઉભી થયેલી. તેવીજ રીતે બન્યું રશિયામાં. પણ સ્હેજ ઉંડુ મનન કરતાં સમજાશે કે આ કહેવાતા ઘોરતા સમગ્ર સમાજમાં વ્યાપી ન્હોતી ગઈ. દલીત અને અમીર એવા બે વર્ગો પડી ગયાં હતાં. અને દલીલતના દુઃખો વધી ગયાં હતાં. તે નિવારવાની ફક્ત જરૂર હતી. ત્યાં ધર્મના ઝઘડા ન હતાં લગભગ સમગ્ર યુરોપમાં ધર્મ તો એકજ હતો. અને ખાસ કરીને એકલા ફ્રાંસમાં અને એકલા રૂશીયામાં તો એકજ ધર્મ હતો. પણ પેલા બે વિભાગોનો સમન્વય સાધવાનીજ જરૂર હતી તેનું કરવા લેનીન જન્મ્યો. મારૂં અભિનંદન લેનીન માટે છેજ છે. અને હું ટોલ્સટોય, લેનીન, ક્રોપેટકીન ઇસ્ખવ શો, એ સર્વ માટે પુન્યતા ધરાવું છું. હવે, એ મહાશયોની નીતિ હિંદ માટે કેટલી યોગ્ય છે તે જરા જોઇએ. હિંદ અને રૂશીયાનો તફાવત તેં વિચારી જોયેજ હશે. મેં કહ્યું તે પુરાતન કાળનું હિંદ અને આજનું આધુનિક હિંદ-સર્વ-દ્રષ્ટિ સમક્ષ રાખી આટલું જરા વિચારીએ કે પુરાતન કાળમાં હિંદ અવિભાજ્ય હતું. અને આજે ભાંગેલું છે. તરેહ તરેહના વર્ગોની સમાજરચના હિંદમાં નજરે પડે છે. તેટલી ભૂતકાળના ભારતમાં ન હતી. તેથી જ પુરાતન કાળમાં લોકો સુખી હતા. એ ચોકખુ જણાય છે. એટલે ગાંધીજી કહે છે. તેમ સર્વ ધર્મ સમભાવ વિના હિંદનો ઉદ્ધાર નથી, થવાનો. એટલે પ્રત્યેક ચિતકનું કામ એટલુંજ હોઈ શકે કે હિંદમાં એક ધર્મ અથવા સર્વ-ધર્મ સમભાવ પ્રગટે તેમ થાય પછી આપણે રશિઆની રચના સાથે આપણી રચના સરખાવીએ ધારો કે હિંદમાં પણ ધર્મના ઝઘડા બળીને ખાખ થઈ ગયા. પછી શું બાકી રહ્યું ? જીવન સુખી કેમ બને તે. સુખી જીવન એટલે શું તે શોધવાનું રહ્યું. મને ચોક્કસ ખાત્રી છે કે તેં વર્ડઝવર્થ જર્મનીનો ગટે, ગ્રીસનો પ્લેટો ત્યા હિંદના વેદમ્ વ્યાસ વગેરે ફીલ્સુફોના 'જીવન' વિષેના વિચારો જાણ્યા જ હશે. આપણા તત્વવિદોના સુત્રોથી તું અજાણ્યુ નહિ હોય. તેઓ બધા જીવન વિષે કેવી વ્યાખ્યા કરે છે ? તેમણે કહેલું અને વર્ણવેલું સુખી જીવન સ્થાપવા રૂશીઆના સિદ્ધાંતો આપણને મદદ કરે છે કેમ એ તને માલમ પડી આવશે. વિજ્ઞાનીક જમાનાને દફનાવી દઈએ અને પ્રાકૃતિક જીવનને વિચારીએ તો રૂશીઆની માફક ઇશ્વર વિનાનું રાજ્ય ચલાવવા તુ તૈયાર નહિ જ થાય. આટલું થશે તો તું જરૂર કબુલ કરશે કે રૂશીઆ સામ્યવાદ હિંદ માટે શકય નથી.

અને...તું જેને 'અન્યાય' કહે છે. તે અન્યાય નિવારવાનું આપણું ગજુ જ નથી. એવા અન્યાયો તારા સામ્યવાદી રૂશિઆમાં નથી થતા. એમ તુ કહી શકે છે ? આ બધા ઉપરથી દેખાતા અન્યાયો મુળ તો "ન્યાયો" જ હોય છે. એમ આપણા ફીલ્સુફો કહે છે. તેં તેં કેમ ન વિચાર્યું ઉથા ? What is tate ? નો જો તેં વિચાર કર્યો હોય તો મને ખાત્રી છે કે તું સર્વત્ર ન્યાય જ જોયા કરત પાછો પેલા ગીતાનો શ્લોક યાદ આવે છે. कर्मण्ये वा धिकारस्ते मा फलेषु कदाचन ॥ ભગવાન જેવું કંઇક બ્રહ્માંડમાં છે એવું જો માનતા હોઇએ તો જરૂર જણાય કે અન્યાય કરવા ઇશ્વર કદી લલચાતો નથી.

લિ. તારો જ

પ્રશાંત.

# સ્ત્રીઓના કેટલાક રોગો અને તેની દવા.

આ સંસારમાં સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય એ કે તેમણે સુંદર, સુઘડ બળ બુદ્ધિમાં શ્રેષ્ઠ અને તન્દુરસ્ત પ્રજા ઉત્પન્ન કરવી. આવી પ્રજા ઉત્પન્ન કરવાને માટે તેમણે વૈદકશાસ્ત્ર અને સદાચારના નિયમો જાણવા જોઇએ તથા એ નિયમો પ્રમાણે ચાલી પોતે અનેક રોગોથી મુક્ત રહી તન્દુરસ્ત અને સદાચારી થવું જોઈએ. જો એ પ્રમાણે થાય તોજ સારી પ્રજા ઉત્પન્ન કરી પોતાના ઘરસૂત્રને સારી રીતે ચલાવી શકે, અને તેમ થાય તો જ પરિણામે શારીરિક અને માનસિક વ્યાધિઓ અને ઉપાધિઓ ઓછાં થાય. પરંતુ ઘણા ખેદની વાત છે કે સ્ત્રીઓ આવા જ્ઞાનથી ઘણીજ અજ્ઞાન જોવામાં આવે છે. અને તેને લઈ અનેક રોગોને આધિન સંકટ ભોગવે છે. માટે સ્ત્રીઓને ખાસ ઉપયોગી વૈદકશાસ્ત્રના જ્ઞાનની ઘણી જરૂર છે. જો કે કેટલાક રોગો પુરૂષો પ્રમાણે સ્ત્રીઓને પણ થાય છે. અને તેને લગતી ચિકિત્સા વગેરે એકસરખી હોય છે. સ્ત્રીઓના ખાસ-છૂપા-ગુહ્ય રોગો, જેની ચિકિત્સા ઉઘાડી રીતે થઈ શકતી નથી, તેમ સ્ત્રીઓ શરમ અને સંકોચથી ખુલ્લી રીતે વૈદ્ય ડોક્ટર પાસે પોતાના રોગની હકીકત જણાવી શકતી નથી; એટલું જ નહિ પરંતુ કેટલીક તો પોતાના પતિ કે વ્હાલા સંબંધીઓને પણ કહેતાં શરમાય છે આવી અડચણોને લીધે તે પોતાના રોગોના ઉપચારો કરી શકતી નથી; તેથી તેવા કેટલાક રોગો વધીને તેનું પરિણામ વિપરીત આવે છે. જો સ્ત્રીઓ રોગોના જ્ઞાનથી કુશળ થયેલી હોય તો તેઓ પોતાનો બચાવ કરવાના ઉપાયો લઈ શકે. સ્ત્રીઓના ગુહ્ય રોગો પર ઉપચાર કરવાને સ્ત્રીઓજ હોય એ વધારે યોગ્ય છે. અને તેમને આવા જ્ઞાનની વિશેષ જરૂર છે. સ્ત્રીઓને ઘણા છૂપા રોગો થાય છે, તે સર્વનું અહીં વર્ણન કરેલું નથી. પરંતુ તેમાંના કેટલાક રોગોનું ઉપયોગી ટુંક વર્ણન વૈદકશાસ્ત્રના આધારે આપેલું છે.—

ઋતુદર્શન સંબંધી રોગો:—સ્ત્રીઓને રજોદર્શન બારમા વર્ષથી શરૂ થઈ પચાસ વર્ષ સુધી ઘણું કરી ચાલુ રહે છે. અને દર માસે ત્રણથી પાંચ દિવસ સુધી રજસ્રાવ થાય છે. રજોદર્શન દેશ, કાળ અને હવા વગેરે કારણોથી કોઈ સ્ત્રીઓને વહેલું મોડું પણ આવે છે. તેના કારણો—બાળાઓને યુવાવસ્થાની પરીપક્વ સ્થિતિમાં આવ્યા પહેલાં અથવા શરીરની તંદુરસ્તી સારી ન હોય, એવા સમયમાં સંસારમાં નાખવાના હાનિકારક રીવાજથી ઘણી સ્ત્રીઓ ઋતુદર્શનના કંટાળા ભરેલા રોગની ભોગ થઈ પડે છે. જ્યારે યુવાન બાળાઓને પ્રથમ રજસ્વલા થાય છે, ત્યારે તેની બરાબર સાવજત થતી નથી; જેવી કે:-ઠંડી હવા, ભેજવાળી જગા, ઠંડા પાણીથી સ્નાન; ભીનાં કપડાં, ઘણો વખત ઊભા રહેવું, જલદી પચે નહિ એવો ભોજનવાળો ભારે ખોરાક, ઘણો શ્રમ, ભય, ગુસ્સો, અતિગરમ, અતિઠંડા અને લુખા પદાર્થો ખાવા; વગેરે એ સર્વથી તેમને મુક્ત રાખવી જોઈએ; પણ અજ્ઞાન સ્ત્રીઓને વિશે કશોપણ નિયમ પાળતી કે પળાવતી નથી. તેથી, રજોદર્શન બંધ કરવાના ઉપાયોથી, સંસારની વાતો કાચી વયમાં સાંભળવાને લીધે, અપક્વ સ્થિતિમાં દસ્તાન વહેલું આવવાથી, ગર્ભ રહ્યા પછી યોગ્ય સંભાળ ન રાખવાથી, અધુરે સ્રાવ થઈ જવાથી, સ્ત્રીઓના ખાનગી રોગોમાં કેટલીક અજ્ઞાન દાયણો-સુયાણીઓના હાથે ઉપાયો કરવાથી અને ગર્ભસ્થાનની કોઈપણ વિકૃતિથી પણ ઋતુદર્શનને લગતા રોગો થાય છે.

રોગના પ્રકાર અને લક્ષણ:-(૧) નષ્ટાર્તવ-દસ્તાન બંધ થવું. (૨) પિડિતાર્તવ-ઋતુસ્રાવ દુઃખાવ સાથે થવો. (૩) અત્યાર્તવ-ઋતુસ્રાવ જોઈએ તેથી વધારે થવો.

આ ત્રણ રોગો માટે અમારો
આવતો અંક જુઓ.

# વિવિધ વાનીઓ

[ ડીસેમ્બર માસના અંકમાં : 'એપ્રીલ માસના અંકમાં આવેલાંનો જવાબ' જે છાપવામાં આવ્યો છે. તે શ્રી વિમળાબેન દવેનો લખ્યો છે. તે સુધારીને વાંચશો.

**શ્રી. વિમળાબહેન પટેલે. ફિકુયુથી લખેલ જવાબ નીચે મુજબ આવ્યો છે.** ]

ગઈ સાલના "શ્રીબોધ" માસિકના ૪ થા અંકમાં સળંગ અંક ૧૦૨૩ પાને ૧૮૫ 'વિવિધ વાની વિભાગમાં' "ગુજરાતી સમાજ" તરફથી ખજુર, કેળાની રાખ શી રીતે બનાવાય ? એ સવાલ પૂછવામાં આવ્યો છે, તેનો જવાબ મારી સમજ પ્રમાણે નીચે મુજબ આપું છું.

કેળાં ખાવાથી નાના બાળકને જો ભાર રહ્યો હોય તો એની છાલને બાળી રાખ કરવી. તેને બારીક કપડાથી ચાળીને એક નાની ચમચી દિવસમાં ત્રણ વખત બાળકને પાવાથી એને આરામ થઈ જાય છે. અને જો ખજુરનો ભાર રહ્યો હોય તો ખજુરની અંદરનો ઠળીયો બાળીને રાખ કરવી. પછી એને પણ બારીક કપડાથી ચાળીને નાની એક ચમચી દિવસમાં ત્રણ વખત પાવી. આશા છે કે આ મારો ખુલાશો સૌ બેનોને ઉપયોગી થશે.

ફિકુયુ (કન્યા) **વિમળાબેન પટેલ.**

**ગુંદરપાક :**

ગુંદર શેર ૧, લાવી તેના કટકા કરવા, તેને ઘી શેર ૧ માં તળવા. ફુલીને બરાબર તળાય એટલે તેનો ભૂકો ઝીણો કરવો. તેમાં ખાંડ શેર ૨, અઢી તારી ચાસણી કરી નાખવી. તેમાં મસાલો નાખવો. પછી તેને કથરોટમાં ઠારી ચોસલાં પાડી ઉપયોગમાં લેવો.

[સતીમંડળમાંથી]

**શિંઘોડાના લોટની જલેબી :**

૧ શેર લોટ, ૦ll શેર ખાંડ, ૦)= નવટાંક સકરીઆનો લોટ, એલચી ખપજોગી.

એક શેર શિંઘોડાના લોટમાં નવટાંક સકરીયાનો લોટ મેળવીને એક આનીભાર દહીં અને થોડા ઘીનું મોણ દઈ પાણી નાંખી ખુબ મસળી ( પાટાડીના ખીરાં ) જેવું કરવું. અને સગડી પર ધીમી આંચે મુકી, હલાવ્યાં કરવું. સાધારણ જાડું થાય ને લોટ બફાઈ જાય, પછી ઉતારી ( આગળ બટાકાની જલેબીમાં આપ્યું છે તે મુજબ ) જલેબી પાડવી. ચાસણી એક-તારી રાખવી. અને ગરમ ગરમ ઉતરેલી જલેબી ચાસણીમાં નાંખવી. બીજો ઘાણ થતાં પહેલો ઘાણ કાઢી થાળીમાં મુકવો. ચાસણીમાં લીંબુ નીચોવી ગરમ રાખવી. આ જલેબી ફરાળમાં પણ લઈ શકાય છે.

**રાઈની વાની.**

બટાકા ૧ શેર બાફી રીતસર કટકા કરી મીઠું જોઈતા પ્રમાણમાં નાંખી રાખવું, રાઈ દળેલીને ખુબ ફીણી, હળદ, હીંગ અને તેલ નાંખી, બટાકા સાથે મેળવી દઈ, કાચની બરણીમાં ભરી દેવા.

એક અઠવાડીઆ સુધી આ અથાણું બગડશે નહિ. આ રીત મુજબ, સુરણ, શકરીઆં, રતાળુ અને કેળાં, કાકડી, ચીભડાંને પણ રાઈ-વાળાં બનાવી શકાય છે.

મુંબઈ, **વિમળાબેન દવે.**

---

ગુજરાતની બ્હેનોનું ગૌરવ-ગરબામાં પૃષ્ટ ૨૩મે પાને છેલ્લા પેરેગ્રાફમાં " અભિનયો દર્શાવવા " તે પેરેગ્રાફનો સુધારો : દાખલા તરીકે 'હીંચ તાલની માત્ર '૭' છે.' એમ સુધારી લેવું.

બીજું હેના ચીત્રોના બ્લોક તૈયાર થતાં હોવાથી અંક મોડો કર્યો. છતાં તૈયાર થઈ ન આવવાથી ચિત્રો વગર ચલાવી લીધું છે.



કનૈયાલાલ મુનશી કહે છે કે—



ભાવનાત્મક અપૂર્વતાની શોધ જેમ હું તો આવ્યો છું તેમ તેને સાહિત્યમાં સરજ- ા પ્રયત્નો પણ કરતો આવ્યો છું. પ્રયણ ઃ સ્થૂલ સંબંધથી પર એવો સૂક્ષ્મ સંબંધ અને તેનું નિરીક્ષણ અને વર્ણન કરતાં ા લાગ્યું કે એ સ્ત્રી પુરૂષની સર્વાંગ સુંદર કતાની ભાવના છે. પ્રયણ કદી સંપૂર્ણ સિદ્ધ જતો નથી, પણ સદાય સિદ્ધ થતો જાય વિજાતી તરફ આકર્ષવાની પશુવૃત્તિ પગલે પગલે ભાવનાત્મક અપૂર્વતા પ્રાપ્ત કરતી ને મ થતી જતી, આખરે વિશુદ્ધ પ્રણયમાં ાુમે છે. અને જેમ આ અપૂર્વતાની સિદ્ધિ જાય છે તેમ, એમાંથી તૃપ્તિના અંશ જઈ ત્વક આનંદ પ્રગટે છે. 'વેરની વસુલાત'થી ા, "દેવે દીધેલી" સુધી પ્રયણની ભાવનાનાં નાચિત્ર મેં ચિતર્યાં છે, અને તેની સર- ્સાહિત્ય દ્વારા વ્યક્ત કરવાનો પ્રયત્ન છે. [ રસદર્શનમાંથી ]

શ્રીમતિ સરોજિની નાયડુ કહે છે કે :



સાહિત્ય જીવંત ભાષા છે. જીવંત ભાવના છે. લાંબા લાંબા વાક્યો તથા શબ્દાલંકારો માટે હવે જરૂરી અવકાશ નથી. હવે તો એજ અભિષ્ટ છે કે આપણા શબ્દ લાખો માનવોનાં દુઃખ તથા વેદનાઓ વ્યક્ત કરવાને સમર્થ બને. લાકડાંનો ભાર ઉચકનાર મજુરોની મનોવ્યથા, પત્થરો ફોડનારની મનોવેદની, જળ પ્રલય અથવા દુકાળના સમયનો હાહાકાર અને ગરીબોના ભીષણ અત્યાચારોને ચિત્રિત કરી શકે એવી શક્તિ આપણા શબ્દોમાં હોવી જોઈએ.

શબ્દોને કોઈ જાતના ક્રિયાવિધાનની જરૂર નથી. સારી એ ધરતી પર એ પ્રસરેલા છે. શૌર્ય સાહિત્યે પૃથ્વીના ખુણે ખુણે પોતાનો પ્રભાવ પ્રસારેલો છે. સાહિત્ય જીવનનું અંતિમ સ્પષ્ટીકરણ છે. [હિન્દી કીશોરમાંથી]

**સંત** દાદુ દયાળને નાનીબાઈ અને માતાબાઈ નામે બે કન્યાઓ હતી. જ્યારે તેઓ પરણવાલાયક ઉમ્મરની થઈ ત્યારે માતપિતા તેમનાં લગ્નનો વિચાર કરવા લાગ્યાં. આજે પણ જો છોકરી મોટી થાય છે, તો માબાપને ચિંતા થવા માંડે છે, તો તે પ્રાચીન જમાનામાં તો પૂછવું જ શું ! પણ આ સંસારી સાધુની બંને દીકરીઓએ તો કુંવારી રહેવાનો નિશ્ચય કરેલો હતો. આજે પણ છોકરીઓને કુંવારી રાખવાની માબાપોની હિંમત ચાલતી નથી, તો તે જમાનામાં તો ક્યાંથી જ ચાલે ? વળી કુંવારી રહેવામાં છોકરીઓમાં પણ આજના કરતાં તે જમાનામાં વધારે હિંમત જોઈતી જ હશે તો.

આ બંને બહેનોને લગ્ન કરવાને સમજાવવાના અનેક પ્રયત્નો થવા પહેલાં તો પિતાએ જ એમને કહ્યું, ' બેટા, હવે તમે મોટી થઈ છો. તમારે હવે લગ્નનો વિચાર કરવો જોઈએ '

ત્યારે આ પુત્રીઓએ જવાબ આપ્યો, 'પિતાજી, તમારી સાધનાધારા અને વંશધારા બંને સાચવવાં અમારે માટે શક્ય નથી. ગમે તે એક જ અમારાથી સચવાય એમ છે. તો એમાં કયું શ્રેષ ! અમે તો તમારી વંશધારા આગળ ચલાવવાને બદલે સાધનાધારા જ આગળ ચલાવીશું.'

પછી પિતા શું બોલે ?

આ પછી માતાએ એમને સમજાવવાનો પ્રયત્ન કર્યો અને કહ્યું, ' બેટા, આપણે સ્ત્રીઓને વળી સાધના શી ? એ તો પુરુષોને શોભે. આપણે તો આપણો સંસાર ભલો. તમે હવે ઝટ સંસાર માંડો.'

પુત્રીઓએ જવાબ દીધો, 'માતા, સંસાર જો માંડવો હોય તો સંસારમાં મન જોઈએ. અમારું મન તો તપસ્યામાં—સાધનામાં છે. મનવિનાનો વિવાહ એ તો વ્યભિચાર જ કહેવાય.'

માતા પણ પાછી પડી. આ બંને બહેનો ઉપર એમના ભાઈની ખૂબ અસર હતી; તેના



મૂળ લેખક : શ્રી. ક્ષિતિજમોહન સેન

પ્રોત્સાહનથી જ બંને સાધનાને માર્ગે ચ
હતી. માતાપિતાએ એ ભાઈને પણ ઠપ
આપ્યો કે, લે હવે, બહુ ચઢાવી મૂકી છે
જો. ભાઈને પણ થયું કે, લાવને હું કહી જોઉ

તેણે જઈને બંને બહેનોને કહ્યું. ' બે
તમે સાધનામય જીવન ગાળવા માંગો
એમાં તો કંઈ ખોટું નથી, પણ મારે મ
એક જ વસ્તુ વિષે તમને પૂછવું છે. માણસ
દેહની ભૂખ કંઈ જેવી તેવી નથી હોતી.
ક્ષુધા ખૂબ પ્રબળ હોય છે અને એને જીત
એ અતિ મુશ્કેલ વાત છે. માણસનો સ્વભા
જ અધોગામી છે. તો એ અધોગામી સ્વભ
વને જીતશો શી રીતે !'

ત્યારે આ બહેનોએ જવાબ આપ્યે
" ભાઈ, તું અમને એમ પૂછે છે કે અમારા
રહેલો શિવ (દૈવી અંશ) -અમારા જી
(પાશવી અંશ)ને શી રીતે જીતી શકશે ?—
માનવની સ્વાભાવિક ગતિ જે અધોગામી
તેને અમે ઊર્ધ્વગામી શી રીતે કરીશું ?
તો ખૂબ સહેલું છે. 'દીપ લગાય તેલ જ
ચઢિ હૈ.' તેલની સ્વાભાવિક ગતિ અધોગામ
જ છે. કોઈ પણ પ્રવાહી નીચે જ વહેવાનું
પણ જ્યાં વાટને મોઢે દીવો પેટાવ્યો કે તર
જ તેલની ગતિ ઊલટી થઈ જવાની—ઊર્ધ્વ
ગતિ થઈ જવાની. તે નીચે જવાને બદલે ઊં
ચડવા માંડવાનું. એમાં મુશ્કેલી શી ? "

ભાઈ શો જવાબ આપે.

આમ ભાઈ પણ સમજાવી ન શક્યો, એટલે પછી સખીઓને માથે એ કામ આવી પડ્યું. તેમણે જઈને કહ્યું, 'બહેન, સ્ત્રીઓએ તે કદી સાધના કરી છે? આપણાથી તે વળી સાધના થતી હશે? માટે તમે એ વાત પડતી મૂકો અને પરણી જાઓ.'

બહેનોએ જવાબ દીધો, "બહેન, સ્ત્રીઓને મારનાર સ્ત્રીઓ જ હોય છે. સ્ત્રીથી કશું થાય નહિ, સ્ત્રી તો નમાલી, એવું કહેતાં તમને શરમ નથી આવતી? અમે તો પૂછીએ છીએ કે જગતે સ્ત્રી પાસે માંગ્યું છે ક્યારે? જગતે ક્યારે સ્ત્રી પાસે ઉચ્ચ વસ્તુનો દાવો કર્યો છે કે સ્ત્રી તે આપે? સ્ત્રી પાસે એવી માગણી થઈ હોય અને છતાં તેણે તે પુરી ન કરી હોય તો ખરૂં કે સ્ત્રીથી કશું થતું નથી અને થવાનું નથી. પણ એમને એમ શા માટે સ્ત્રીને વગોવો છો? 'નારસે કછુ હોત નહી; અસ દાવા કછુ આહી?' એ તો જોગ ગોરખે જઈને મત્સ્યેન્દ્ર પાસે માંગણી કરી તો મત્સ્યેન્દ્રને આપવું પડ્યું.

પ્રસંગ એવો છે કે મત્સ્યેન્દ્રનાથ એ ભારતવર્ષના અતિ પ્રસિદ્ધ યોગી હતા. ખૂબ ઊંચ ભૂમિકાએ ચડેલા હતા. એમને ગોરખનાથ નામે એક શિષ્ય હતો. મત્સ્યેન્દ્રનાથ ફરતા ફરતા કામરૂદેશમાં જઈ ચડ્યા. ત્યાં તો સ્ત્રીઓનું જ રાજ્ય, ત્યાં ગયા પછી અસાવધતા આવતાં મત્સ્યેન્દ્ર ખૂબ ભોગવિલાસમાં ડૂબી ગયા; તેમની ખૂબ અધોગતિ થઈ. આખો વખત સ્ત્રીઓમાં જ પડી રહેવા લાગ્યા, જ્યારે ગોરખનાથને કાને આ વાત આવી ત્યારે તેને પારાવાર દુઃખ થયું. તેણે નિશ્ચય કર્યો કે મારે મારા ગુરૂને પાછા ઉપર લાવવા. તે તરત જ કામરૂદેશ જવા ઊપડ્યો. ત્યાં પહોંચી તેણે મત્સ્યેન્દ્રને મળવા પ્રયત્ન કર્યો, પણ એને કોઈએ અંદર જવા દીધો નહિ. આખરે એણે દેવડીએ પડેલા નગારા ઉપર ચોબ ચલાવ્યા અને તે અવાજ સાંભળી મત્સ્યેન્દ્ર એકદમ બહાર આવ્યા.

'કોણ છે!'

'જાગ મછેન્દર, ગોરખ આયા.'

પોતાના શિષ્યને આટલા દૂરના પ્રદેશમાં આવેલો જોઇ ગુરુનું વત્સલ હૃદય જરા પલળ્યું. પૂછ્યું, 'શું છે? કેમ આવ્યો છે?'

'મારે તમારી પાસે ઉપદેશ જોઈએ છે.'

મત્સ્યેન્દ્રે નિખાલસતાથી અને ઊંડા દર્દથી કહ્યું 'બેટા, હવે આ કંઈ પહેલાંનો મત્સ્યેન્દ્ર રહ્યો નથી. હું તને ઉપદેશ નહિ આપી શકું.'

'તે ન ચાલે. આપવો જ પડશે. હું તમારો શિષ્ય છું, તમે મારા ગુરૂ છો. ગોરખ માંગે અને મછેન્દર ના પાડે એ બને જ નહિ.'

બસ, મછેન્દર જાગી ગયો. તેનું ભોગજીવન ક્ષણમાં સાપની કાંચળીની જેમ ઊતરી ગયું. બાળકનો જન્મ થયા પછી તેની નાડી માતાની નાડીથી સ્વતંત્ર થઈ જાય તે, માતૃનાડીનો સંબંધ જેમ બંધ થઇ જાય છે, તેમ પલકમાં મછેન્દર પાછો પૂર્વ ભવનો મછેન્દર થઇ ગયો અને ગોરખની સાથે ચાલી નીકળ્યો. અહીં જેમ શિષ્યે દાવો કર્યો તો ગુરૂએ પાત્રતા મેળવી તેને સંતોષવો પડયો, તેમ સ્ત્રી પાસે જો માગણી કરવામાં આવે, તો તે પણ જરૂર સંતોષે, માણસ પોતા પાસે પણ જેટલી કરે તેટલું જ એને મળે."

હવે સખીઓને પણ કશું કહેવાનું રહ્યું નહિ.

દાદુ દયાળના એક ભક્ત રાજા ભગવાનદાસ કરીને હતા. તેમણે આ બહેનોને સમજાવવાનો પ્રયત્ન કરી જોયો. તેમણે કહ્યું, 'સ્ત્રી જાતે કોમળ છે એનાથી કઠોર સાધના નહિ થઈ શકે, તમે જીદ છોડી દો.'

ત્યારે બહેનોએ જવાબ વાળ્યો, "અંકુર કોમળ હોય છે, પણ એજ કોમળ કૂંપળ 'પાખણકો ભાખણ કરે ગાંઠ ગાંઠ લહરાઈ'— પથ્થર જેવી કઠણ ડાળીઓને ભેદીને તેની ગાંઠેગાંઠને નવપલ્લવથી મર્મરિત કરી મૂકે છે, અને એ જ કોમળ અંકુર ધરતીના પડને ચીરીને ઉપર આવે છે. એટલે સ્ત્રીઓ કોમળ છે એમ કહીને સ્ત્રીઓ નિર્બળ છે એવું સાબિત કરવા મથશો નહિ."

પણ આ રાજા એમ હારે એવા નહોતા. એ બુદ્ધાએ નવો પ્રશ્ન પુછ્યોઃ "ભલે, પણ તમે હજી નાની છોકરી છો, તમારી તો શકિત કેટલી? સાધના કેટલી? ગજું કેટલું?'

બહેનોએ કહ્યું, "મહારાજ, બીજ કેટલું નાનું હોય છે? અગ્નિનો તણખો કેટલો નાનો હોય છે! અને છતાં એ બીજ જ ધરતી નીચે દબાયું હોય છે ત્યાંથી એ બધાને વટાવીને, પોતાનો માર્ગ કરીને સૂર્ય સામે પોતાનો બાહુ વિસ્તારે છે; એ અગ્નિનો તણખો જ પ્રબળ જ્વાળા પ્રગટાવે છે—લાકડાનો ખડકલો નકામો હોય છે. બાધાને જીતવી એનું નામ જ પ્રાણ—'બાધાજિત નિત પ્રાણ.'"

આટલાથી પણ રાજા ધરાયા નહિ. એમણે વળી પ્રશ્ન કર્યો, 'પણ તમારી સાધનાની રીત તો બતાવો!'

ત્યારે આ બહેનોએ કહ્યું, "સાધનાની વળી રીત શી? સાધના એ તો સ્વાભાવિક વસ્તુ છે—સહજ વસ્તુ છે. એ કાંઈ મારીમાંડીને બળજબરીથી પાળવાની વસ્તુ નથી. શિશિર ઋતુમાં વૃક્ષોમાંથી નવપલ્લવ ફુટાડવા માટે કોઈ લાખો કુહાડી ચલાવે પણ ડાળી ભેદીને એક પણ કૂંપળ ન કાઢી શકે. પણ જ્યાં વસંતનો મલયસમીર વાવા માડે કે લાગલી જ કોમળ કૂંપળો એ ડાળીઓને ભેદીભેદીને ડોકિયાં કરે છે.

'હારે લાખ કુલ્હાડી તેહ જીતે મલયસમીર'—એમ અમારી સાધના પણ મલયસમીર જેવી સહજ જ હશે."

કર્યું જ ન ચાલ્યું, ત્યારે રાજાએ એક છેલ્લો પ્રશ્ન પૂછયો, 'સારું. પણ તમારી સાધનાનો ક્રમ-plan-યોજના શી છે તે તો મને કહો.'

ત્યારે એ બહેનોએ કહ્યું, આગળથી તૈયાર કરેલા નકશા પ્રમાણે તો મકાનો જ ચણી શકાય, ઝાડ ન ઉગાડી શકાય. ઝાડ તો પોતાની -સ્વૈર સહજ-રીતે જ ઊગે તેમ સાધના અને જીવનનો પણ નકશો તૈયાર ન હોય. એ તો જીવંત વસ્તુ રહી એટલે એ તો ઊગે-પોતાની સહજ ગતિએ વધે અને વિકસે.'

રાજાની અને સૌની ખાતરી થઈ કે, આ બહેનોને પોતાના નિશ્ચયમાંથી ચળાવવી એ અશક્ય પણ છે અને અનાવશ્યક પણ છે.

નગીનદાસ પારેખ.

'શિક્ષણ અને સાહિત્યમાંથી'

## આદર્શ લગ્ન અને

આદર્શ લગ્નમાં તો વિષયભોગ ... વિધિ બની જાય છે, આન્તર શાન્તિનું ચિન્હ બની જાય છે. સાચો પ્રેમ ટકી ર... માટે કોઈ ઉચ્ચ આદર્શની આવશ્યકતા છે. બંનેને સામાન્ય એવું ધ્યેય હોવું ... જેની સાધનામાં બંને પ્રેમીઓ પોતાનું સમર્પણ કરે. પતિ અને પત્ની એકબી... સ્વીકાર કરે છે અને બંનેમાં રહેલી ... તાઓમાંથી એક સુંદર સંપૂર્ણ જીવન ... કરે છે. સાચી મિત્રતાનો સંબંધ ટીકો... તેમણે ભેગો પ્રયત્ન કરવાનો હોય છે; માર્ગમાં આવતી મુશ્કેલીઓનો હસને ... સામનો કરવાનો હોય છે. આ કાર્યમાં ... થવા ઇચ્છતાં હોય તો તેમણે ધીરજ, ... સંયમ, ક્ષમા અને ઉદારતા ધારણ ... જોઈએ અને સદા જાગ્રત રહેવું. માનવવિકારોને બુદ્ધિ વડે મોળા પાડી શકાય છે, પણ તેઓ પૂરેપૂરા જતા નથી. ઉત્તમમાં ઉત્તમ માણસ પણ સંપૂર્ણપણે બુદ્ધિપ્રધાન થવા માટે સતત મથતો જીવ હોય છે. લગ્નજીવનમાં જેટલો આનંદ છે એટલું જ દુઃખ છે. લગ્ન એ સંપૂર્ણ સુખમય અવસ્થા છે, અને તેમાં કોઈ પણ વસ્તુ આડે આવે એટલે તેનો અંત લાવવો જોઈએ, એવા ખોટા ખ્યાલને ...ે જ છૂટાછેડાની ઉત્પત્તિ થાય છે. છૂટાછેડાનું ...ન કારણ એમાંથી કોઈ એકની બેવફાદારી ...ચાર નથી હોતું. પણ બંનેના સ્વભાવનો ... અભિરૂચિનો ભેદ હોય છે. અનેક વિધોમાં ... લાંબે ગાળે બે વ્યક્તિઓનો વિકાસ ...ો એ લગ્નનો હેતુ છે, એમ જો આપણે ...રીએ તો આપણા માર્ગમાં આવતી દરેક ...ફ્રીને આપણે વધુ પુરુષાર્થ કરવાની હાકલ ... લેખીશું




ન્યુયોર્ક ખાતે આ અઠવાડીએ મળેલી નોબલ પારિતોષક મેળવનારાઓની એક સભામાં ભાષણ કરતાં જાણીતાં લેખિકા શ્રીમતી પર્લ બક જણાવ્યું હતું કે, આ લડાઈ સ્વતંત્રતા માટે નથી પરંતુ તે તો યુરોપની સંસ્કૃતિને ટકાવવા માટે ખેલાઈ રહેલી છે. આ યુદ્ધ બધી પ્રજાઓની સ્વાધીનતા માટે ખેલાઈ રહ્યું છે, એવું કોઈ જગ્યાએથી કોઈ અગ્રણીએ જણાવ્યું હોત તો આપણે બીજા યુદ્ધનો સામનો કરવો ન પડત. અત્યારે ખેલાતું યુદ્ધ તો માત્ર બીજા યુદ્ધનો પ્રારમ્ભ છે." સભામાં ભાષણ કરતાં બીજા વક્તાઓએ સોવિયેટ સાથેની સંભવિત ગેરસમજૂતિઓ દૂર કરવાનો આગ્રહ કર્યો હતો.

×

પોરબંદરના મહારાણા શ્રી નટવરસિંહજી સાહેબનાં માતુશ્રીનું અવસાન થયું છે. સ્વર્ગસ્થ રાજમાતાના માનમાં ત્યાંની શાળાઓ તેમજ રાજકચેરીઓ બંધ રાખવામાં આવી હતી. સ્વર્ગસ્થ કેટલાક દિવસોથી બીમાર હતાં. તેઓ પ્રેમાળ તથા માયાળુ સ્વભાવનાં હતાં.

×

નામદાર બ્રિટીશ સરકારે મેડામ ચાંગ-કાઈ-શેકને યુનાઈટેડ સ્ટેટસની મુલાકાત પછી બ્રિટન આવવાનું આમંત્રણ આપ્યું છે.

×

શકુન્તલા નારણલાલ ત્રિવેદી અને ગીરીશકુમાર ત્રીભોવનદાસ વ્યાસે રાજી ખુશીથી વીધીથી, આર્યસમાજ મંદિરમાં કાંકરીઆરોડ પર લગ્ન કર્યા છે.

×

સરઘસમાંથી પકડાયેલાં શ્રીમતી શુશીલાબહેન માવલંકર શ્રી નિર્મળાબેન બકુભાઈ અને ભાનુમતિ ચોકસીની સજા પુરી થતાં છૂટકારો થયો છે.

×

વિલાપારલાના જાણીતાં કર્મકર શ્રી નિર્મળાબેન દેસાઈ બેલગામ જેલમાંથી છૂટીને આવી ગયાં છે. અને કુ. સરલાબહેન ખેટાઈ થાણા જેલમાંથી છૂટીને આવી ગયાં છે.

×

બારમાં એક સરઘસ નીકળ્યું હતું. તેના નેતા શ્રી સરલાબેન મજમુદારની ધરપકડ કરવામાં આવી હતી.

×

મુંબઈમાં મોગલ સમ્રાટ અકબરની ચાર સોમી જન્મ જયંતિને અંગે શહેરની સ્ત્રીઓની એક જાહેર સભા બ્લેવેટસકી લોજના હોલમાં શ્રીમતી સકીના લુકમાનીના પ્રમુખપદે મળી હતી.

×

ઇન્દોરના જાણીતા આર્યસમાજી મહિલા કાર્યકર અને ત્યાંના મહિલા મંડળનાં મંત્રિણી શ્રીમતી સરસ્વતી દેવી શર્માને, મેજિસ્ટ્રેટના મનાઈ હુકમનો ભંગ કરી સરઘસ કાઢવા બદલ પકડવામાં આવ્યા હતાં.

×

હિંમતનગરથી ખબર છે કે ઈડર નરેશના માતુશ્રીનું અવસાન લાંબી માંદગી બાદ થયું છે.



# કુલીનતાના આદર્શ

મોર પાણી પીવા જાય ત્યારે પાણી પીધા પછી તળાવ તરફ પૂંઠ ફેરવીને પાછો નથી જતો, કેમકે તેમ કરે તો તેનાં પીંછાં પાણીમાં ભીંજાઈ જાય. હવે મોરનાં બચ્ચાંને લાંબા પીંછા નથી હોતાં. એ ઇચ્છે તો વળી શકે છે. પણ બાળપણથી જ મોરનાં બચ્ચાં પણ જેવાં પાણી તરફ જાય છે, તેવાં જ પાણી તરફ રાખી પાછે પગે આવે આવે છે. મોરની ખાનદાનીની એ ખૂબી છે.

હંસ પવિત્રતાના શોખીન હોય છે. દૂધમાં પાણી ભેળવો તોયે દૂધ તેટલું ચુસી લે છે. માનસ ને સરોવરનાં મોતી ખાય છે.

હંસની પાંખો એ થાક જાણ્યો નથી, આ સ્વભાવ બાલ હંસમાં પણ હોય છે. બાલ મંડલમાં પણ હોવો જોઇએ. દુનિયાનું સારું નરસું તપાસી ઘરમાં કે બહાર જે કંઇ ખરાબ દેખાય તેનો ત્યાગ કરવો જોઇએ, અખંડ સેવા કરવી, સાર્થ છોડી દેવો, હંસ લોકો ખાદી પ્હેરે છે, ગરીબોને નીચોવ્યા વગર પૈસાદાર થવું અશક્ય છે. માટે ગરીબો પ્રત્યે દયા રાખવા માટે રહેણી કરણી સાદી કરવી જોઇએ, સાદી રહેણીથી જ બાલહંસો પવિત્ર રહેશે.

કાકા કાલેલકર

---

## વ્હાલી બિલાડી.

આ તો મારી વ્હાલી બિલાડી,
તેને છોડીશ નહિ;
બોલો તમને ખુશી પડે તેમ,
કાન ધારીશ નહિ;
કેવું સુંવાળું શરીર એનું !
આંખો રૂપાળી;

ખાવા ટાણે પાસે બેસે
કેવી મઝાની !
હેતથી જ્યારે બોલાવું,
પાસે આવે દોડી;
હેત રાખું એના ઉપર.
કેમ જશે છોડી !

મોંઘી બહેન

લાખાવ ૩

Reg. No. B. 1070



તંત્રી :
કેશવપ્રસાદ સી. દેસાઈ
B.A. LL.B. મુંબઈ

શ્રીપ્રેસનો
જુદો વિભાગ

મંત્રી :
ચંદ્રકાન્ત છો. મહેતા
પીરમશારોડ, અમદાવાદ.

વાર્ષિક લવાજમ
દેશ : રૂ. બે.
પરદેશ : ચારશિલીંગ.
ભેટ પુસ્તક સાથે



ભેટનું પુસ્તક

## 'બાલગોપાલ'

કેટલાક લેખકો.

શ્રી ગિજુભાઈ
શ્રી તારા મોદક
શ્રી મોંઘીબેન
શ્રી કાકા સાહેબ
શ્રી ત્રિભુવન વ્યાસ
શ્રી પ્રભાબેન મોદક

વગેરે



ગ્રાહક થવા મંત્રીને લખો.

વર્ષ ૨૪ મું :: જાન્યુઆરી ૧૯૪૩ :: અંક ૧ લો



# કુલીનતાના આદર્શ

મોર પાણી પીવા જાય ત્યારે પાણી પીધા પછી તળાવ તરફ પૂંઠ ફેરવીને પાછો નથી જતો, કેમકે તેમ કરે તો તેનાં પીંછાં પાણીમાં ભીંજાઈ જાય. હવે મોરનાં બચ્ચાંને લાંબા પીંછા નથી હોતાં. એ ઇચ્છે તો વળી શકે છે. પણ બાળપણથી જ મોરનાં બચ્ચાં પણ જેવાં પાણી તરફ જાય છે, તેવાં જ પાણી તરફ રાખી પાછે પગે આવે આવે છે. મોરની ખાનદાનીની એ ખૂબી છે.

હંસ પવિત્રતાના શોખીન હોય છે. દૂધમાં પાણી ભેળવો તોય દૂધ તેટલું ચુસી લે છે. માનસ ને સરોવરનાં મોતી ખાય છે.

હંસની પાંખોએ થાક જાણ્યો નથી, આ સ્વભાવ બાલ હંસમાં પણ હોય છે. બાલ મંડલમાં પણ હોવો જોઇએ. દુનિયાનું સારું નરસું તપાસી ઘરમાં કે બહાર જે કંઇ ખરાબ દેખાય તેનો ત્યાગ કરવો જોઇએ, અખંડ સેવા કરવી, સાર્થ છોડી દેવો, હંસ લોકો ખાદી પ્હેરે છે, ગરીબોને નીચોવ્યા વગર પૈસાદાર થવું અશકય છે. માટે ગરીબો પ્રત્યે દયા રાખવા માટે રહેણી કરણી સાદી કરવી જોઇએ, સાદી રહેણીથી જ બાલહંસો પવિત્ર રહેશે.

કાકા કાલેલકર

---

## વ્હાલી બિલાડી.

આ તો મારી વ્હાલી બિલાડી,
તેને છોડીશ નહિ;
બોલો તમને ખુશી પડે તેમ,
કાન ધારીશ નહિ;
કેવું સુંવાળું શરીર એનું ?
આંખો રૂપાળી;
ખાવા ટાણે પાસે બેસે ?
કેવી મઝાની !
હેતથી જ્યારે બોલાવું,
પાસે આવે દોડી;
હેત રાખું એના ઉપર.
કેમ જશે છોડી !

મોંઘી બહેન

---

# હીજરતી ગામડું

અમે એક ગામડે ગયાં હતાં.

એક મોટું ઘર હતું.

આપણાં જેવા ઓરડા ઓરડીઓ નહિ હો.

એ તો લાંબુ લાંબુ.

નહિ ઓરડા, નહિ ઓરડીઓ.

માત્ર વચ્ચે એક ગારની ભીંત અર્ધી બાજુ પોતે રહે ને બીજામાં ઢોર રહે.

આ લડત ચાલી ને બાપુજીએ હાકલ કરી.

"બધાં ગામડાં ખાલી કરો."

ગામડાનાં લોકો ગાયકવાડી ગામો આવીને રહ્યા.

બધાએ પોત પોતાના માંડવા નાખ્યા.

અમે એક માંડવે ગયા, એ માંડવો ડોશીનો હતો.

આઇએ પૂછ્યું, કેમ છો?

ડોસીમા! કહે "મઝામાં!"

એ ડોસીમાના બે બળદ લઈ ગયા હતા. અને છોકરો અટકમાં હતો.

ગિજુભાઈએ પૂછ્યું. માજી પાછા તમારા અસલ ગામડામાં જવાનાં કે?

"નારે. જવાનાં હતાં તો અંઈ શું કરવા આવ્યા હતાં.

પ્રભાબેન મોડક

# ગાય



મારે એક ગાય છે. તેને ચાર પગ, બે આંખ, બે કાન, એક નાક, એક મોઢું ને એક માથું છે. માથા પર બે શીંગડાં છે.

મારી ગાયને એક લાંબુ પૂંછડું છે. તેને છેડે વાળ છે. તેથી તેના શરીર પરથી માખી ને મચ્છર ઉડાડે છે.

મારી ગાયને ચાર આંચળ છે તેનાથી તે અમને દૂધ આપે છે. ને તેની વાછડી ને દૂધ ધવડાવે છે અમારી ગાય ઘાસ ખાય છે. હું તેને દરરોજ ઘાસ ખવડાવું છું. મારી ગાય બહુ ભલી છે તે કોઇને મારતી નથી. દિવસે વગડામાં ચરવા જાય છે, ને સાંજે ઘેર આવી અમને દૂધ આપે છે.

મારી ગાયને દોહવા માટે સાંજ ને સવાર બંને વખત રબારી આવે છે. રબારી ગાય દૂહે ને હું પાસે ઉભો રહીને દૂધ પીઉં છું. મારા બાપુજી કહે છે કે ગાય કે ભેંશનું ચોકખું ને તાજું દૂધ પીવાથી શરીરમાં તાકાત આવે. માટે હું સવાર સાંજ બંને વખત તાજું દૂધ પીઉં છું મને તો દૂધ બહુ ભાવે છે. અમારા ઘરમાં કોઇ દિવસ કોઈ પણ ચાહ, કોફી કે ઉકાળા જેવું નુકશાન કરનારૂં પીણું પીતું નથી.

મારી ગાય ઉપર ઘરનાં બધાં માણસોને બહુ હેત છે. કોઇ દિવસ તે માંદી પડે ને દૂધ ન આપે તો અમે નિરાશ થઇએ છીએ ને બધાં તેની ચાકરી કરીએ છીએ. જેથી તે જલદી સાજી થઇ જાય છે ને અમને દૂધ આપે છે.

હિંમતલાલ રા. અધ્વર્યુ

# તું બને મોરલો તો—

( માતા જસોદાજી, તમારો કાન-એ જેવો. )



તું બને મોરલો તો, હું બનું ઢેલ,
ગામડાને ગોંદરે, કરશું ગેલ. ૧

તું બને તારલો તો, હું બનું તેજ,
આકાશી ઓઢણીમાં, રમશું સે'જ. ૨

તું બને સાગર તો, હું બનું નાવ,
હવાના હિલોળેથી, લઈશું લ્હાવ. ૩

તું બને છોડવો તો, હું બનું ફૂલ
ભરશું સુગંધ ને, થઈશું ડૂલ. ૪

તું બને ઝાડવું તો, હું બનું છાંય,
પશુપંખી સહુને, વિસામો થાય. ૫

લાભશંકર લ. જોષી.

# અમે અને તમે.



અમે તો બહાદર બંકા ભાઈ
અમારી તોલે નાવે રાય?
અમારી નાની નાજુક કાય
તમારી સાંઠીકડા શી કાય
તમારે ગાલે ખાડા ભાઈ
અમથી એવા ગાલ ન થાય!
અમારા લાલ ગુલાબી ગાલ
આપણા જોવા જેવા તાલ
તમારા ધોળાં ફરફર વાળ
અમારે ઝુલ્ફે ઝુલફાં વાળ.
અમે તો કૂદતાં ફરીએ ભાઈ
અમારી વાત ન કો'થી થાય!

લલિત ગિ. ભટ્ટ.

# રાણીનીહઠ

**એક** હતો રાજા અને એક હતાં રાણી. રાજા અને રાણી બન્ને રાજમહેલમાં રહેતાં હતાં. બન્ને ખાઇપીને સુખચેનમાં પોતાના દિવસો ગાળતાં હતાં. રાણીનો એવો નિયમ હતો કે દરરોજ હાથે રસોઇ કરી રાજાને જમાડતાં. રાજા બહુ જ પવિત્ર અને ધર્મિષ્ઠ હતા.

રાજાને એવું વરદાન મળેલું હતું કે કોઈ પણ પશુ, પંખી કે જીવજંતુની બોલી એ સહેલાઈથી સમજી શકતા હતા. પણ એ વાત એ બીજા કોઈની આગળ કહી શકતા નહિ. એ વાત બીજાને કહેવામાં એમના જીવનું જોખમ હતું. એટલે ઘણાં પ્રાણીઓની આવી વાતચીતો એ સાંભળતા, હસતા અને મનમાં રાજી થતા; પણ બીજાને કંઈ કહેતા નહિ.

એક દિવસની આ વાત છે. રાણી રસોઇનો થાળ લઈ રાજા પાસે આવતાં હતાં. ત્યાં અચાનક એક કીડી રાણીના હાથ પર ચઢી ગઈ અને ચટકા ભરવા લાગી. રાણીના હાથમાંથી ભોજનથાળ નીચે પડી ગયો. ભોજનની બધી સામગ્રી ચોકમાં વેરાઈ ગઈ. આ જોઈ, કોણ જાણે કેમ રાજાજી તો ખડખડાટ હસી પડયા. રાજાના આવી જાતના વર્તનથી રાણીને બહુ માઠું લાગ્યું.

રાણી—રાજાજી તમારી આ રીત મને બિલકુલ ગમતી નથી. આમાં હસવું શાનું આવે છે?

રાજા—એ તો સહેજ. એમાં તારે માઠું ન લગાડવું. રાણી તો કંઈ બોલ્યાં નહિ. મુગાં મુગાં એતો બીજો થાળ પીરસી લાવ્યાં ને રાજાને જમાડયા. ઘણી મહેનત કરવા છતાં રાજાના હાસ્યનું સાચું કારણ રાણીના જાણવામાં આવ્યું નહિ. રાણી તો દરરોજ ઉદાસ રહેવા લાગ્યાં. જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ પેલી વાત જાણવાની રાણીની જીજ્ઞાસા વધવા લાગી. આ કારણને લીધે રાણીનું શરીર સૂકાવા લાગ્યું.

એકવાર વાળુ કરી રાજા રાણી સાંજે બગીચામાં બેઠાં બેઠાં આનંદ કરે છે ત્યાં તો રાણીને પાછી પેલી વાત યાદ આવી.

રાણી—આજ તો મને પેલી વાત કહો.

રાજા—શાની વાત!

રાણી—તે દિવસે તમે શું હસ્યા હતા?

રાજા—ગાંડી, હું તો બીજી જ વાત પર હસતો હતો.

રાણી—બીજી કે ત્રીજી જે વાત હોય તે મને કહો.

રાજા—એતો બહુ ફાલતુ નકામી છે. તે જાણીને તમને શું લાભ થવાનો છે?

રાણી—તો તે કહેવામાં તમને હરકત પણ શું છે?

રાજા—આવી ખોટી હઠનું પરિણામ સારું નથી આવતું. વળી આમાં તો મારા જીવનું જોખમ છે.

રાણી—આજે તો હું એ વાત સાંભળ્યા વિના સૂઇ જવાની જ નથી.

રાજા—સાંભળવામાં સારું નહિ કાઢો, પછી પસ્તાશોઃ હઠ ન કરો.

રાણી—આજે તો ગમે તેમ થાય પણ મારે એ વાત સાંભળવી જ છે.

રાજા—ત્યારે તમે જાણો ને તમારું નસીબ જાણે. લ્યો સાંભળો. એક હતાં કીડીબાઈ એમને ત્યાં એકવાર બીજાં કીડીબાઈ આવ્યાં. કીડીબાઈના ઘરમાં કશું ખાવાનું નહોતું. એટલે આવેલ મહેમાન માટે કશું લાવવાની ઈચ્છાથી કીડીબાઈ દરમાંથી બહાર નીકળ્યાં તમને ભોજન લઈને જતાં જોયાં એટલે કીડીબાઈ ધીમે રહીને તમારા હાથ પર ચઢી ગયાં. તમારા હાથ પર એમણે ચટકો ભર્યો અને ભોજન-થાળ નીચે પડી ગયો. પછી વેરાયેલા ખોરાકમાંથી. કેટલુંક ખાવાનું એમના દરમાં લઇ ગયાં ને મહેમાનને જમાડયા. રાજાની વાત પૂરી થઈ ત્યાં રાજાનો કંઠ સૂકાવા લાગ્યો. રાણીએ પાણી પાયું ને રાજાજીનો પ્રાણ ઉડી ગયો.

રાણી આ જોઈ ધ્રુસકે ને ધ્રુસકે રડવા લાગ્યાં. પણ હવે શું વળે? એમણે ઘણાં આંસુ સાર્યાં પણ શું થાય?

રાણી છેવટે બોલ્યાં. "મેં હઠ ના લીધી હોત તો સારું થાત."

બાલકૃષ્ણ છ. ભટ્ટ.



બાળકના લેખક ભાઈ-બહેનોએ પોતાનું લખાણ તુરત મોકલી આપવું.

## બાલગીત

લેખિકા: અનસુયાબ્હેન, એમ. જોષી



કેવું રૂપાળું દેખાય!
બાળલું કેવું રૂપાળું દેખાય—ટેક. ૧
ગોરા ગોરા ગાલ છે,
વાંકડીયા વાલ છે;
દીલડું દેખીને હરખાય—બાળલું. ૨
મધુર મુખ મલકાતું,
રસીક હાસ્ય છલકતું;
આનંદે ઉર ઉભરાય—બાળલું. ૩
કેવું કિલકિલાટ કરે,
દેખી નયણાં ઠરે;
હૈડું તો હર્ષથી ભરાય—બાળલું. ૪
ઠમક ઠમક ચાલતું,
મનડું બહલાવતું;
ચિત્તડું ઉલ્લાસથી હું લાય—બાળલું. ૫
કાલું કાલું બોલતું,
ઉમંગે ખેલતું;
અંતર તો ભાવથી ખેંચાય—બાળલું. ૬



# અચલ ભક્ત ધ્રુવ

ઘણાં વર્ષો પહેલા ઉતાનપાદ નામે એક રાજા થઈ ગયો. તેને સુરુચિ અને સુનીતિ નામે બે રાણીઓ હતી. રાજા સુરુચિ ઉપર વધારે પ્રેમ રાખતો હતો.

એક દિવસ રાજા ઉતાનપાદ સુરુચિના દિકરાને ખોળામાં બેસાડી રમાડતો હતો. તે વખતે સુનીતિના પુત્ર ધ્રવ ત્યાં જઈ ચઢયા, અને તેણે પણ રાજાના ખોળામાં બેસવાની ઈચ્છા બતાવી. પણ તેની સાવકી માતા સુરુચિએ તેને તરછોડી ધક્કો માર્યો અને કહ્યું કે 'જો રાજાના ખોળામાં બેસવું હતું, તો મારે પેટ જન્મ લેવો હતો, જા ચાલ્યો જા અહીંથી.'

આવાં આકરાં વેણ સાંભળી ધ્રવને ઘણું માઠું લાગ્યું ને તે રડતા રડતા પોતાની મા પાસે ગયા. બનેલી બધી વાત તેણે માને કહી. તેની મા સુનીતિ સારા સ્વભાવની હતી, તેણે ધ્રવને હિંમત આપી અને ભગવાનનું ભજન કરવાની શિખામણ આપી

ધ્રુવે મનમાં નિશ્ચય કર્યો કે, ગમે તેમ થાય તો પણ વનમાં જઈ ભક્તિ કરી પરમેશ્વરનાં દર્શન કરવાં જ. તે તો પોતાની માની રજા લઈને તુરત ચાલી નીકળ્યા.

રસ્તામાં મોટાં મોટાં જંગલો આવ્યાં. વરૂ, વાઘ સિંહ વગેરે જંગલી પ્રાણીઓની ગર્જનાઓ સંભળાવવા લાગી. પણ ધ્રુવ કશાથી ન ડર્યા

કેટલેક દૂર ગયા પછી તેમને રસ્તામાં નારદજી મળ્યા ફક્ત પાંચ જ વરસના નાના બાળકને નિર્ભયપણે જંગલમાં એકલો આવ્યો જતો જોઇ નારદજીને ઘણી નવાઈ લાગી. નારદજીએ તેને જંગલની મુશ્કેલીઓ સમજાવી, જંગલી પશુઓના ત્રાસની વાતો કહી, ભગવાનનાં દર્શન કરવાં એ સહેલી વાત નથી, મોટા મોટા ઋષિઓ પણ ભગવાનનાં દર્શન તુરત પામતા નથી, વગેરે ઘણી વાતો કરીને ધ્રવને સમજાવી ઘેર પાછા મોકલવાની બનતી મહેનત કરી પણ ધ્રુવે પોતાનું મન ડગવા દીધું નહિ. આગળ જતાં એક સુન્દર જગ્યા જોઇ ધ્રુવ ત્યાં બેસી ગયાં ભગવાનમાં મન લગાવી તેણે તપ શરૂ કરી દીધું.

છેક નાના બાળકની દૃઢ ભક્તિ જોઇ ભગવાન તુરત પ્રસન્ન થયા ને તેણે ધ્રુવને દર્શન દીધાં.

ભગવાનનું મનોહર રૂપ જોઈ ધ્રુવના આનંદનો પાર રહ્યો નહિ. તે તો હર્ષ ઘેલા જ બની ગયા.

ભગવાને પ્રસન્ન થઇને જે જોઇએ તે માગી લેવાનું કહ્યું, પણ ધ્રવે ફક્ત ભક્તિ અને પ્રેમ જ માગ્યાં

તે ઉપરથી ખૂબ પ્રસન્ન થઇ ભગવાને તેને ધ્રવના તારાનું અચળ રાજ્ય આપ્યું. આજે પણ ધ્રુવનો તારો જોઇ આપણને ધ્રવમા તરફ માન અને પ્રેમ ઉત્પન્ન થાય છે

# કોણ વહાલું ?

એક દિવસ અકબર બાદશાહ પોતાના આનંદગૃહમાં બિરાજેલો હતો. તેની સાથે બીરબલ પણ બેઠો હતો. બંને વચ્ચે રાજખટપટોની અનેકવિધ વાર્તાઓ ચાલ્યા પછી બાદશાહે કહ્યું: 'બીરબલ ! જગતમાં સૌને વધારે વહાલી વસ્તુ કઈ હશે ?' બીરબલે વળતો જવાબ આપ્યો. 'નામદાર !' મારા માનવા મુજબ તો સર્વથી વધારે વહાલો પ્રાણ છે. માણસ ભલે સુખી કે દુઃખી હશે પરંતુ ભલે જાનવર હશે તો પણ તેને પોતાનો પ્રાણ બચાવવાનો સૌથી વધારે વહાલો હશે.

એટલામાં શાહની કોઇ બેગમ પોતાના બાળકને ચુંબન કરતી અંદર આવી રમાડવા લાગી, બાદશાહે તે બાળકને પોતાના ખોળામાં લઈ કહ્યું: 'બીરબલ ! મને તો એમ લાગે છે કે સૌને પોતાનું બાળક વધુમાં વધુ પ્રિય હશે ! બીરબલે પ્રત્યુત્તર આપ્યો : 'જહાંપનાહ ! આપનું કહેવું સત્ય છે પણ અંતે પોતાનો જાન બચાવવા તેનો પણ ભોગ આપવો પડે છે. ભલેને સ્ત્રી, પરિવાર, ધન કે સ્નેહી હોય તો પણ અંતે પોતાના પ્રાણસ્વાર્થની ખાતર તે સર્વનો ત્યાગ કરવો પડે છે. છેવટ સુધી બાદશાહે ન માન્યું અંતે એક દિવસ તેની પૂરી ખાત્રી કરી આપવાનું બીરબલે વચન આપ્યું.

એક દિવસે બીરબલે બગીચામાં એક મોટો ખાડો ખોદાવી એક વાંદરીને તેના બચ્ચા સહિત અંદર નાખતાં ઉપરથી પાણીનો ધોધ વરસાવવા સિપાઇને સમજાવી રાખ્યો. બીરબલે બાદશાહ પાસે આવી અગાઉના વચનની ખાત્રી કરી આપવા પોતાની સાથે આવવા કહ્યું. બાદશાહ સાથે બીરબલ બગીચામાં આવતા અગાઉના સંકેત પ્રમાણે કરવા તેણે સિપાઈને ઇશારો કર્યો, અને વાંદરી ઉપર ધોધમાર પાણી પડતાં તો તે આમ તેમ કુદકા મારવા લાગી; ખાડો જેમ જેમ પાણીથી ભરાવા લાગ્યો તેમ તેમ તે પોતાનો પ્રાણ અને બચ્ચાને બચાવવા બનતી કોશીષ કરવા લાગી. છેવટે પાણી તેના માથાપુર સુધી આવતાં પોતાનો પ્રાણ બચાવવા તેણે બચ્ચાને પગ તળે દબાવી તેની ઉપર પોતે ઊભી રહી. તે જોતાં બીરબલનું વચન સાચું પડવાથી બાદશાહ ખુશ ખુશ થઇ ગયો. અને બીરબલને તેની બુદ્ધિશક્તિ બદલ સારી બક્ષીસ આપી.

ઠાકોરલાલ પ્ર. બ્રહ્મભટ્ટ.



# ભીમનાથ

ભોળાનાથનું સુપ્રસિદ્ધ સ્થળ ભીમનાથ, ધંધુકાથી ૧૨ માઈલ દૂર આવેલું છે. ભાલ પ્રદેશમાં જાત્રાના સ્થળ તરીકે ભીમનાથ પ્રખ્યાત છે અહીં ભાદરવા માસમાં જંગી મેળો ભરાય છે. ઠેક ઠેકાણેથી યાત્રાળુઓ મેળામાં ઉભરાય છે અને પ્રભુદર્શન કરીને મોજ માણે છે.

ભીમનાથ રેલ્વે સ્ટેશન છે ભીમનાથ સરકારી ગામ નથી પણ તે એક કેટલાક ગામડાના ધણી, ગીરાસદાર ઠાકોરના હાથમાં છે તે મહંત કહેવાય છે.

મહાદેવના મંદિર વિષે એક લોકવાયકા પ્રચલિત છે કહે છે કે એકવાર ભીમ અને અર્જુન જંગલમાં ફરવા નીકળ્યા ત્યાં તેઓને ભૂખ લાગી, પરંતુ અર્જુનને શિવલિંગની પૂજા કર્યા સિવાય ન જમવું એવું નીમ હતું. એવા નિર્જન અરણ્યમાં મૂર્તિ કયાંથી મળે? બંને ભાઈઓએ જંગલમાં શોધ કરવા માંડી, પણ કંઇ ભાળ મળી નહિ આથી ભીમે એક યુક્તિ લડાવી દિશાએ જવાની લોટી ભોંયમાં દાટી અને અર્જુન નજાણે તેમ મૂર્તિની જેમ ગોઠવી દીધી ભીમે અર્જુનને કહ્યું, "જો ભાઇ, શિવલિંગ જડયું છે. આ રહ્યું. પૂજા કરીને જમી લે'" અર્જુને ભાવપૂર્વક પૂજા કરી અને બંને ભાઇએ પેટ ભરીને જમી લીધું. જમી રહ્યા એટલે ભીમે કહ્યું "અર્જુન, આ તારું શિવલિંગ! અહાહ', એતો દિશાએ જવાની લોટી છે!" એમ કહી જોરથી લોટી પર લાત મારી ત્યાં તો ધરતીમાંથી લોટીને બદલે પત્થરના બે ટૂકડા નીકળ્યા ભીમ જોઈ રહ્યો શુ બોલે?

એ ટુકડા, તે ભીમનાથનું શિવલિંગ, એક પીલુડી તળે એ મહાદેવ છે પીલુડી પર યાત્રીઓએ નાખેલા દોરા, ધાગા, રાખડી વગેરે પડેલાં હતાં. ભકતો ભીમનાથના મહાદેવની માનતા માને છે, પીલુડીની આસપાસ મકાન ચણી લઈ મંદિર કરવામાં આવ્યું છે મકાનમાં થઈને ડાળી વગેરે બહાર નીકળતાં જોઈને આપણે આશ્ચર્ય જ અનુભવીએ

મ્હારા ભીમનાથ ગયા પહેલા ભાવિકો પાસે સાંભળ્યું હતું કે એ ઝાડમાંથી ખાંડ ઝરે છે! પરંતુ ત્યાં ગયા પછી એવું કંઇ જણાયું નહિ. મંદિર ઉપર આશરે ૭૫ હાથ ઉંચે સુશોભિત ધ્વજા પવનમાં ફરકતી હતી

લીલકા નદી પાસે જ હતી તેના ભાઠામાં પાણી નહિ હોવાથી ત્યાં સંખ્યાબંધ દુકાનો માંડેલી હતી મેળામાં ઘણા માણસોની ઠઠ જામી હતી મેળો એટલે પૂછવું જ શું? જાતજાતની અનેક ચીજોનું ત્યાં વેચાણ થતું હતું. ફેરીઆઓ પોતપોતાની ચીજોની જાહેરાત કરવાં ખૂબ મોટેથી બૂમો પાડતા હતા. અત્યંત

એહની વાત તો એ હતી કે દુકાનો જાપાની માલથી જ ભરપૂર હતી. રમકડાંનો તો પાર નહોતો. હિંદમાં બનેલી વસ્તુનું નામ નિશાન પણ ન મળે !'

રમકડાં ઉપરાંત ત્યાં મીઠાઈ અને ફળ પણ વેચાતાં હતાં. જરૂરિયાત પ્રમાણે તેની ખરીદી કરી લીધી. સાંજે મંદ મંદ મધુર પવન વાતો હતો. હું નાસ્તાનો ઉપયોગ કરતો હતો એટલામાં લીલડા-નદીના પૂલ ઉપરથી મ્હેં આગગાડી જતી જોઈ. એ દ્રશ્ય મ્હને ખૂબ ગમ્યું. એવાં સૌંદર્યયુક્ત દ્રશ્યો જીવનમાં પ્રત્યેક ક્ષણે જોવા મળે તો ?

ત્યાં હોટલો ઘણી હતી. પણ તંદુરસ્તીને હણનારી એ હોટલોની મ્હારે કશી જરૂર ન હતી. તેથી દૂરથી જ નમસ્કાર કરી દીધા. બહારના ભાગમાં ચગડોળ ફરતાં હતાં.

મેળામાં ખૂબ ફર્યા. ખરીદી કરી અને આનંદ કર્યો. એ આનંદ શીદ વિસરાય ?

સુરેન્દ્ર દોશી.

## કનુભાઈ

લેખક
ચીમનલાલ છોટાલાલ ધ્રુવ



હાથમાં પાટી પગે જોડા,
ધીરે ધીરે પગલાં ભરતા;
નિશાળેથી પાછા વળતાં,
કનુને મળ્યાં ગદ્ધાં બે.

ગદ્ધા દેખી કનુએ, ઉંડો કીધો વિચાર,
ગદ્ધાભાઈની પૂંછ પકડતાં. શું આવે મઝા ?

કનુએ મૂકી . દોટ.
પહોંચ્યા ગદ્ધા પાસ,
જઈ ખેંચી પૂંછ,
રાજી થયા ગદ્ધાભાઈ !

[illegible]ધી જોરથી લાત, ઉંઉંઉં કરે કનુભાઈ,
[illegible]ડતાં રડતાં ઘરે આવી. કીધો મ્હોટો વિચાર.

ગદ્ધા ભાઈને હવે;
બોલાવવા ન લગાર.

# અલીબાબા [3]

ગયા અંકથી ચાલુ
શ્રી કેશવલાલ ચ પટેલ

સાંજ પડી કાસમ ઘેર આવ્યો નહિ તેની બીબી રડવા લાગી. હાય! હાય! હજુ કેમ નહિ આવ્યા હોય! હું જ અભાગી છું, સોના મહોરો મેળવવાની લાલચ મેં ન દેખાડી હોત તો કેવું સારું! આમ વિચાર કરે ને મનમાં રડે અંધારું થવા આવ્યું પણ કાસમ આવ્યો નહિ તે અલીબાબાના ઘેર ગઇ રડતાં રડતા તે કહેવા લાગી, ભાઇ! હજુ તમારા ભાઈ કેમ આવ્યા નહિ હોય!

અલીબાબાએ કહ્યું. 'દિવસે આવે તો કો'ક દેખી જાયને! હમણાં બરાબર અંધારું થશે એટલે આવશે એ બહુ જ ચાલાક અને હોશિઅ ર છે. માટે ગભરાશો નહિ. એ તો આવશે.'

કાસમની બીબી ઘેર ગઇ. કાસમની રાહ જોઇને બેઠી હમણાં આવશે હમણાં આવશે, એવા વિચારોમાં ને વિચારોમાં તે આખી રાત જાગતી બેઠી રહી પણ કાસમ ક્યાંથી આવે? ચોરોએ તેને મારી નાખ્યો હતો. હજુ કાસમ આવ્યો નહિ તેને ફીકર થવા લાગી, તેની આંખોમાંથી શ્રાવણ–ભાદરવો વરસવા લાગ્યો. સવારમાં પાછી તે અલીબાબાના ઘેર પાછી ગઇ.

તે તેને ઘેર જતાં પહેલાં અલીબાબા તેનાં ગધેડાં લઇ વનમાં જતો રહ્યો હતો ગુફા પાસે લોહીના છાંટા પડયા હતા, તે જોતાંજ અલીબાબાના દિલમાં ફાળ પડી. તેણે બારણું ઉઘાડયું. બારણું ઉઘાડતાં જ કાસમના મડદાના લટકના ટુકડા તેણે જોયા, તેથી તેના શોકનો પાર ન રહ્યો તે રડી ગયો, પણ હવે શું થાય? તેણે કાસમના ચારે ટુકડા નીચે ઉતારી એક ગધેડા પર લાધ્યા બીજા બે કોથળા સોના મહોરોથી ભરી ગધેડાં પર મુકયા ઉપર પાછાં લાકડાં મુકયા દરવાજો બંધ કરી દીધો રાત પડી એટલે ઘેર આવ્યો. સોના મહોરો ઘરમાં લઇ જવા તેણે તેની બીબીને કહ્યું, ત્રીજું ગધેડું હાંકી તે કાસમને ઘેર ગયો. તેમાં કાસમનું મડદું હતું.

કાસમના ઘેર જઇ તેણે બારણું ઠોકયું, કાસમને ત્યાં એક ચતુર દાસી હતી તેનું નામ મોરજીઆના હતું. તેણે બારણું ઉઘાડયું, તે અલીબાબાને તેની શેઠાણી પાસે લઇ ગઇ. અલીબાબાએ બધી વાત તેની ભાભીને કહી સંભળાવી તેથી તે રડવા લાગી. અલીબાબા કહે, 'ભાભી! છાનાં રહો, રડશો નહિ જે થવાનું હતું તે થઇ ગયું, હવે શોક કરે શું વળશે, ખુદાને ગમ્યું તે ખરું, હું તમને મારી સાથે રાખીશ, તમે જરા પણ ચિંતા કરશો નહિ.' આમ તેણે તેની ભાભીને દિલાસો દીધો, પછી કાસમની મરણ ક્રિયા કરનાનું કહી તે ઘેર ગયો

કાસમના અચાનક મરણની ખબર લોકોને પડે તો બધો ભેદ ફુટી જાય મોરજીઆના તે જાણતી હતી, અને ભેદ ફુટી જાય તો? કાસમની માફક ચોરો અલીબાબાને પણ મારી નાખે. તેણે એક યુકિત રચી, તે વૈદને ઘેર ગઈ, ને વૈદને પૈસા આપ્યા, અને દવા માગી. વૈદે કહ્યું. 'દવા શેના માટે જોઇએ છે?'

'મારા શેઠ બહુ જ બિમાર છે. ત્રણ દિવસથી ખાધું પણ નથી. તેમને માટે દવા જોઈએ છે.' ચતુર મોરાજીએ કહ્યું.

વૈદે દવા આપી, દવા લઇ તે ઘેર ગઇ, બીજા દિવસે પણ તે વૈદના ત્યાંથી દવા લઇ આવી. અલીબાબાએ તેની બીબી દરરોજ કાસમના ઘેર આવે. તેમનાં મોં ઉદાસ રહેતાં હતાં. પરંતુ કોઇ તેનું કારણ જાણતું ન હતું.

ત્રીજા દિવસે સાંજે કાસમની બીબી મોરજીઆનાએ એકદમ રડવા માંડયું. લોકોને ત્યારે ખબર પડી કે કાસમ મરી ગયો છે

બીજે દિવસે સવારે મોરજીઆના વહેલી ઊઠી. તે એક મોચીને ઘેર ગઇ. મોચીનું નામ મુસ્તફા હતું. તેણે મુસ્તફાને એક સોનામહોર આપી અને કહ્યું, તમારે મારી સાથે આવવાનું છે.'

"ક્યાં?" 'મારે ત્યાં શું કરવાનું છે?' મુસ્તફાએ પૂછયું.

'હું લઇ જઉં ત્યાં. તમારે ત્યાં શીવવાનું છે, પણ તમારી આંખે પાટા બાંધવા પડશે. પાટા બાંધ્યા સિવાય ત્યાં નહિ જવાય.'

'તું મારી પાસે હલકુ કામ કરાવવા માગે છે ને? જા હું તો નહિ આવું,' મુસ્તફાએ કહ્યું.

મોરજીઆનાએ વળી બે સોના મહોરો તેને આપી, મુસ્તફા રાજી થયો. તે તેની સાથે ચાલ્યો, થોડેક દુર જઇ મોરજીઆનાએ તેની આંખ પર પાટા બાંધ્યા. મુસ્તફાને લઇ તે કાસમના ઘેર આવી. કાસમ મડદાના કટકા હતા ત્યાં તેને લઇ ગઇ, ચારે કટકા મુસ્તફા આગળ તેણે મુકયા. મુસ્તફાએ તે સાંધ્યા અને આખું મડદું તૈયાર કરી દીધું મોરજીઆનાએ વળી પાછી બે સોના મહોર મુસ્તફાને આપી, અને કહ્યું, 'આ વાત કોઇને કહેશો ના હોં! પછી તે મુસ્તફાને ઘેર પાછો મુકી આવી, પાછી આવી તેણે મડદાને ગરમ પાણીથી બરાબર સાફ કરી નાખ્યું, મડદા પર સુગંધીદાર ચીજો ચોપડી મડદું પેટીમાં મુકયું અને પછી કબરમાં દાટી દીધું કાસમના મરણનો ભેદ અલીબાબા, કાસમની વિધવા બીબી અને મોરજીઆના સિવાય કોઇ જાણી શકયું નહિ.



મુસ્તફાને તે લઇ આવી

અલીબાબાને એક છોકરો હતો. તે એક વેપારીના ત્યાં નોકરી કરતો, અલીબાબાએ હવે તેને કાસમની દુકાનનો ભાર સોંપ્યો, કાસમની વિધવા બીબી અને મોરજીઆના તથા અલીબાબા એમ બધાંએ ભેગાં રહેવા લાગ્યાં. [ક્રમશ



# " વાંનરસેના ઝીંદાબાદ "

કેશવપ્રસાદ દેસાઇ.

" આજે આ અંજનીને શું થયું છે? હું કહું છું કે વરઘોડામાં ચાલ, પણ ના જ કહે છે. નહિં તો વરઘોડામાં જવા એ ભૂત થઈ જાય! ઘુઘરીનો ચણીયો અને બુટ્ટાની ઓઢણી પાછઝ તો એ નરી ગાંડી છે. પણ આજે જાણે એને કાંઈ મન જ નથી થતું" અંજનીની બા મણીબેને એના પિતા મણીભાઇને કહ્યું

" પણ બા, તમે તમારે વરઘોડે જાવ હું ઘરમાં બેઠી છું." અંજની બોલી, અને પછી પોતાની તકલી કહાડીને કાંતવા માંડી

" અંજની!" મણીભાઈ બોલ્યા : " આજે આમ કેમ કરે છે? તારા મનમાં જે હોય તે મને કહે તને વરઘોડે આવવું નથી ગમતું?"

" બાપુજી! વરઘોડાનું તો મને બહુએ મન છે; પણ હું હવે માંજરસેનામાં જોડાઈ છું, એટલે મારે રોજ અડધો કલાક કાંતવાનું છે, અને બનતાં સુધી ખાદીનાં જ કપડાં પહેરવાનાં છે. અને પરદેશી કપડાં તો પહેરાય જ નહિં. આજે હજી સુધી મેં કાંત્યું નથી. વળી વરઘોડે જવાનાં કપડાં પરદેશી હશે જ. આ બધું બાને કહું અને પુછું તો મને ધમકાવે. તેથી હું વરઘોડે નહિં આવું ઘેર બેઠી બેઠી કાંતીશ."

" તું માંજરસેનામાં કોને પુછીને જોડાઇ?" મણીબેન બોલી ઊઠયાં: " ત્યાં બધી છોકરીઓ ભેગી મળીને ધમાધમ કરે છે. નથી કોઇને લેસન કરવું કે નથી ઘરનું કામ કરવું ખબરદાર! જો મારા ઘરમાં એ બધું ડહાપણ નહિ ચાલે. કાંઈ કામ બતાવીએ એટલે કાંતવાનું બ્હાનું. નશીબ તારા જો વરઘોડે ના આવવું હોય તો. બધાં છોકરાં તો કયારનાંએ ગયાં છે. ઘરમાં તને એકલી કોની જોડે મુકું? ચાલ તૈયાર થઇજા, ગમે તેવાં લુગડાં પહેરીને આપણા ઘરનું નાક નથી કાપવાનું. અને સગાં વહાલાંમાં વરઘોડે ના જઇયેતો વેવાર ઊડી જાય ઊઠ"

જ્યારે મણીબેન ચીઢાય ત્યારે મણીભાઇથી પણ વચ્ચે ના પડાય બાબત ગંભીર બની ગઇ હતી. મણીભાઇએ સમજાવીને અંજનીને વરઘોડે લીધી. અંજનીની આંખમાં આંસુ હતાં. મનમાં નિરાશા હતી મોઢું ઉતરી ગયું હતું. પણ હમેશાની કહ્યાગરી દસ વરસની છોકરી માબાપ સામે શું કરી શકે?

(૨)

વરઘોડો મણીભાઈના સગામાં હતો. એ લોકો પૈસાવાળા હતા બહુ જ હોંસીલા

હતા, અને ફૂલણજી હતા મોટો માંડવો બાંધ્યો હતો. તેમાં શુક્ર ઝાલર અને વિલાયતી પડદાના તોરણ હતાં. વિલાયતી શરબતોની બાટલીઓ ત્યાં રાખી હતી તેમાંથી મેમાનોને શરબત આપવાનું હતું. કન્યાને ત્યાં આપવા માટે પુષ્કળ વિલાયતી કપડાં લીધેલાં હતાં. સૌને બતાવવા માટે એક જગાએ તે ગોઠવી રાખ્યાં હતાં. પહેલાં વરઘોડો સાંજે પાંચ વાગે નીકળવાનો હતો. કંકોતરીઓ પાંચ વાગ્યાની હતી. પણ ફુલણજી લોકોના મનમાં એમ આવ્યું કે રાત્રે દીવાના ભપકા સાથે વરઘોડો કહાડવો, અને વળી દારૂખાનું ફોડવું. એટલે તેમણે મહુરત ફેરવ્યું અને વરઘોડો સાત વાગે કહાડવાનો ઠર્યો. લોકો પાંચ વાગે આવી ગયાં હતાં, બધી તૈયારી પણ થઈ ગઇ હતી, પણ વરની બાના આગ્રહથી અને વરના દાદાજીના ફુલણજીવેડાથી વરઘોડો સાત વાગે ઠર્યો, લોકોને આનંદ આપવા માટે એક ગવૈયો ત્યાં હાજર જ હતો, અને ઠંડા શરબત બધે વેંચાતા હતા, પંખાની ગોઠવણ હતી જ એટલે લોકોને કાંઇ કંટાળો આવે તેમ નહોતું.

વાપર્યો છે. આના લડતના વખતમાં ભપકો કર્યો છે ?" બટુક બોલ્યો: "આપણે આ બધું અટકાવવું જોઇએ"

"અરે દારૂખાનું પણ ફોડવાના છે." અંજની જે આ છોકરાઓ પાછળ પાછળ આવી હતી તે બોલી.

"તું ક્યાંથી જાણે ?" એનો ભાઈ કપિ બોલ્યો.

"હું બા સાથે ઘરમાં ગઈ હતી, મારે આજે વરઘોડે નહોતું આવવું; કારણ કે આ કપડાં વિલાયતી છે, એટલે બાએ મને ધમકાવીને સાથે આણી છે, અને હું પાછી ના જતી રહું તેથી મને ઘરમાં પોતાની સાથે લઈ ગઈ હતી. ઘરમાં વરરાજાની નાની બેન આ મધુરી છે ને તે મારી બેનપણી છે, તેની સાથે હું એમની છીંડીમાં રમવા ગઇ, ત્યાં બધું દારૂખાનું પડયું છે, પછી જાળીમાંથી મેં તમને જોયાં એટલે હું અને મધુરી અહીં આવ્યાં. મધુરી માંજરસેનામાં છે, તેથી તમે એની બ્હીક ના રાખશો."

"

નવ વરસની મધુરીની આ કાલી વાત સાંભળીને મોટા વાનરોએ તો હસવું આવ્યું પણ દારૂખાનાની વાત જાણી તેમને બહુજ ગુસ્સો આવ્યો સૌ વાનરોને લાગ્યું કે કાંઈક કરવું તો જોઇયે જ. પછી શું કરવું તે સબંધી બહુ ગુસપુસ વાત કરી, અને થોડીવારે બે છોકરાઓ સાઇકલ લઇને કાંઇક ઉપડી ગયા. બટુક ત્યાં ફરતો રહ્યો, અને બીજા સૌ સાજનના ભેગા ભળી ગયા, એટલે મોટાઓને કાંઇ પણ તોફાનનો વ્હેમ આવ્યો નહિ.

( ૩ )

ગામની વાનરસેનાના બે આગેવાનો સાથે પચાસ વાનરો અને નવી સ્થપાયેલી માંજરસેનાની પચીસ માંજરો અડધા કલાકમાં માંડવા આગળ આવી. 'વાનરસેના હુકાહુક', 'માંજરસેના મ્યાંઉ મ્યાંઉ' ચારે તરફ સંભળાવા લાગ્યું એક હાથમાં રાષ્ટ્રધ્વજ સાથે સમસ્ત શહેરની વાનરસેનાનો કપ્તાન નવીન અને માંજરસેનાવાળી મંજરી બે જણ વરના બાપને મળવા આવ્યાં તેમણે વિનયથી તેમના હાથમાં એક કાગળ મૂકયો તેમ નીચે પ્રમાણે લખ્યું હતું :

શહેરની વાનરસેના અને માંજરસેનાના પ્રણામ સ્વીકારશો આપના પુત્રના લગ્ન સમયે અમે સૌ અભિનંદન આપીએ છીએ. આ શુભ પ્રસંગે આપ આપણા દુ:ખી દેશને ભૂલશો નહિં એમ આશા રાખીએ છીએ, આપ જાણો છો કે આપણી મહાસભાએ હુકમ આપ્યો છે કે પરદેશી કાપડનો બહિષ્કાર કરવો વળી દારૂખાનાનો નિષેધ તો આપણા ગામે દિવાળી પહેલાં કર્યો છે, છતાંયે અમને ખબર મળી છે કે તમે પરદેશી કાપડ પહેરામણી માટે આણ્યું છે, અને વળી દારૂખાનું ફોડવાના છો આ પરદેશી કાપડ અને દારૂખાનું તાબડતોબ પાછું આપી દેવા અમે આપને વિનંતિ કરીએ છીએ, આપ અમારી વિનંતિ માન્ય નહિં કરો તો નિરૂપાયે અમારે ગમે તે ઉપાયે અમારૂં ધાર્યું કરવું પડશે.

લ. મંજરી–વાનરસેનાવતી
લ નવીન–વાંનરસેનાવતી

તેર અને ચૌદ વર્ષના આ બાળકો તરફનો કાગ જોઇને વરના બાપ તો ગુસ્સે થઇ ગયા, વાંનરસેના અને માંજરસેના બહાર શાંતિથી ઉભી રહી હતી. આ કાગળ વાંચતી વખતે સાજનમાં આવેલા લોકો ભેગા થઇ ગયા, અને તેમણે જાતજાતની ટીકા કરવા માંડી, કોઈ કહે, "કાગળમાં શું ખોટું લખ્યું છે?" ત્યારે વળી કોઇ કહે, "આ છોકરાંના મગજમાં પવન કેટલો છે?" વળી કોઈ બોલ્યું, "મારી કહાડો એ લોકોને," કોઈ કહે, "હમણાં હાએ હા કહી પાછાં વાળો." આમ ત્યાં જબરો ઘોંઘાટ થઈ ગયો. વરના દાદાજી બહાર આવ્યા. કાગળની વાત જાણી એ તો બહુ જ ચીઢાયા, અને તેમણે ઘાટાઘાંટ કરી મુકી, તથા ગાળો દઇને મંજરી તથા નવીનને કહાડી મૂકયાં.

પોતાની વિનંતિ નાકબૂલ થવાથી વાંનરસેના તથા માંજરસેના એક સામટી ધસીને માંડવામાં આવી અને જે બારણેથી વરરાજા આવવાના હતા તે બારણા

આગળ તેઓ સૌ બેસી ગયાં અને તેમણે રામધૂન માંડી :

રઘુપતિ રાઘવ રાજારામ;
પતિત પાવન સીતારામ.

સાજનમાં આવેલાં ઘણાંયે બાળકો તેમની સાથે બેસી ગયાં, અને પછી તો કાંઈ કાંઈ ગીત ગવાયાં.

ઘરનાં લોકો તો વિચારમાં જ પડી ગયાં કે હવે કરવું શું ? પણ દાદાજી બહુ જ ગુસ્સામાં હતા. એ તો કહે હું એ તોફાનીઓને ઠેકાણે લાવીશ. એમના ઉપર પગ મુકીને હું વરરાજાને લઈ જઇશ. જરૂર પડશે તો ઘોડા લાવીશ. એ નહિં ખસે તો એમને વાગશે. —અપૂર્ણ



## —: જાણવા જોગ :—

સંપાદક : ગોવિંદજી નીછાભાઈ દેશાઈ

ઈરાનના કુવામાંથી જે પાઈપલાઈન રીફાઈનરીઝ્ય તેલ લાવે છે તે ૧૧૫ માઈલ લાંબી છે.

માણસને પોતાના વજન જેટલે ખોરાક ખાવાને ત્રણ મહિના લાગે છે.

જેમ મોટરોને વધુ ઝડપથી દોડાવવામાં આવે તેમ ટાયરો વધુ જલ્દી ખલાસ થઈ જાય છે.

મી. જેમ્સ કારપેન્ટર કોકસ્રીને સસેકસના ૭૮ વર્ષની ઉંમરે સાયકલ શીખ્યા હતા.

ચીના લોકો જન્મથી જ નાણું અને ગણિતમાં બહુધા પ્રવીણ હોય છે.

ઘણીખરી માછલીઓમાં બે જાતનાં કિંમતી તત્વો હોય છે વાઈટામીન 'એ' કે જે શરદી અને રતાંધળાંપણાંને દૂર કરે છે અને વાઈટામીન 'ડી' કે જે હાડકાંની વૃદ્ધિમાં ઘણી મદદ કરે છે.

ઓસ્ટ્રેલીઆમાં જેટલી મુખ્ય વસ્તી છે તેથી ૧૮ ઘણાં ઘેટાં છે; અને તે અંદાજે ૧૧૨,૦૦૦,૦૦૦હોવાનું મનાય છે.

લડાઇ પહેલાં ઈંગ્લાંડના લોકો દર વરસે ૫,૦૦૦,૦૦૦,૦૦૦ ટાંકણીઓ અને ૩૭૦,૦૦૦,૦૦૦ સેફ્ટી પીનોનો ઉપયોગ કરતા.

# શ્રી બોધ

વર્ષ ૮૭ સળંગ અંક ૧૦૩૩ || છુટક નકલ આઠ આના || અંક ૨ ફેબ્રુઆરી ૧૯૪૩

## અનુક્રમણિકા

સંસ્કારી સન્નારીઓનું
અનુપમ જુનામાં જુનું
માસિક પત્ર :-

# સ્ત્રીબોધ

વર્ષ ૮૭ : અંક ૨ જો
ફેબ્રુઆરી : ૧૯૪૩
સળંગ અંક ૧૦૩૩

તંત્રીઓ :
સ્વ. પૂતળીબાઈ કાબરાજી
કેશવપ્રસાદ સી દેસાઇ
B A. LL. B

મંત્રી
ચંદ્રકાન્ત જી. મહેતા
પીરમગારોડ, અમદાવાદ.

મદદનીશ મંત્રી
અમૃતલાલ રતનજી ત્રિવેદી
જોડાભાઈરોડ, ઘાટકોપર





# દેજો પ્રભુ

શ્રી. હરિપ્રસાદ કા આચાર્ય.

ઉંચા એ આભમાં ઉંચી એ મેડીએ,
પડઘમના છંદ કંઇ ગુંજી રહે
ઝાલરના ડંકા વાગ્યા મંદિરએ,
પાયે પડીને બાળા માગી રહે
માગું માગું ને પ્રભુ માગું હું એટલું,
સ્વામી સલુણો દેજો પ્રભુ
કડે પાતળીયો ને વાને ગોરીલો,
હસતો હસાવતો દેજો પ્રભુ
પાયે પડીને બાળા એ વિનવે,
સ્વામી કહ્યાગરો દેજો પ્રભુ
કામણ ભરી તેની આંખોમાં પ્રભુજી,
મમ પ્રત્યે અમી વહાવજો પ્રભુ.
ભણેલ ગણેલ ને કલમે કુશળીઓ,
સ્વામી કમાઉગીર દેજો પ્રભુ
સ્નેહે સંધાયેલ, વચને બંધાયેલ,
સ્વામી સંસ્કારી દેજો પ્રભુ
માગું માગું ને માગું હું એટલું,
સ્વામી સલુણો દેજો પ્રભુ





# મધુ-રજનિ

શ્રી. જયંત શંકર જોશી.

શાર્દૂલ :—

:૧:

ધારી, કર દંત-ધાવન પ્રિયે, વિચારને સેવતી,
આવી ત્યાં બહુ બોલી પ્રેમળ સખિ! ઉન્માદ ને હાસ્યથી;
રશ્મિનાથ હસી હજુ પ્રણયમાં ધીમે રહી ડોકતા
વાયુ મંદ-લહેર ભાલ સ્પરશિ, ધીમે લસે હાસ્યમાં.

:૨:

પૂછે છે સખિ પ્રશ્ન આર્દ્વ દિલે, વ્હેની! મધુ-રાત્રિ એ
શા શા, ભોગ પ્રમોદ રંગ નવલાં, માણ્યા પ્રિયે-પાસ તે;
નીચી દૃષ્ટિ ઢળી પડી સખિ તણી, એ પ્રશ્નના ઉત્તરે
ને ગાલે, અધરે રહ્યાં અવનવાં ફૂલો હસી મુક (૧) એ.

:૩:

ના, ના, ચિહ્ન કશાંય દ્રષ્ટ પડતાં, એ ભાલનો-બિન્દુ એ-
સાક્ષી રૂપ અખંડ કેમ દિસતો, કાં'નો રીસાયો સખે!
આ વેણી-ફૂલ કેમ એ, કુઅરિમાં, (૨) સૌગંધથી શોભીતાં,
ને શાને તવ કંઠ કસ્તુરી હજુ, લુછાઈના લેશ ત્યાં.

:૪:

ને ગાલે અધરે, નિશાની નજરે, ના લેશ દૃષ્ટે પડે,
તે આંખે હજુ અંજનો તરતનાં, કેમે છુપાયાં છુપે!
શું કારણ (તે) સમજાય ના પ્રિય સખે! શું છે રીસાયો પ્રિયે!
કે નાનો હજુ બાળ એ ઉછરતો, શું દુગ્ધ માનું ચહે!!
કે ગોષ્ટિમાં સ્ખલનો નડ્યાં પ્રિય સખે! રીસાયલાં છો તમે?

:૫:

ના છે રીસ જરી પ્રિયે! સખિ અરે! ના છે બટુ કંથ એ,
રાત્રિએ રસ-નાથ વાત કરતાં, વિભાવરિ (૩) વીતી એ;
ને જેથી ફુલ-માળ એ કબરિમાં, અખંડ છે શોભિતી,
ને ભાલે રસ-બિન્દુએ અણલૂછ્યું, સૌભાગ્યને સૂચવે.

:૬:

શાને તર્ક વિતર્ક તું અવનવા, મિથ્યા કરે આંગણે,
હાંસી અન્ય સખિ કદાચ કરશે, એ ખ્યાલ ના છે તને!
માણી તેં મધુ-રજનિએ, પ્રથમ શા ઉલ્લાસથી ના કહે?
તે ગાલે, નજરે પડ્યાં સખિ તણા, ખંજન બહુ મૂલ એ,

☆

[ નોંધ:—પ્રથમ મધુ-રજનિ વિત્યા બાદ, એક સાહેલી, અન્ય સાહેલીને દંત-ધાવન

# સ્ત્રીઓના કેટલાક રોગો અને તેમની દવા



(૧)

**નષ્ટાર્ત્તવ**—આ રોગ થવાનાં કારણો સામાન્ય નીચેનાં છે-અવયવની સ્વાભાવિક ખામી, સ્ત્રી અંડની અલ્પતા અથવા અભાવ. આથી કરીને ઋતુ ઉત્પન્ન થતું નથી અથવા જો ઉત્પન્ન થાય છે તો પ્રતિબંધને લીધે બહાર દેખાતું નથી. વળી ઘણું એશઆરામવાળું જીવન, આળસ, ઘણી ઉંઘ, ખરાબ હવા, અને ભેજ-વાળું ઘર એ પણ આર્ત્તવ રોગનાં કારણો છે.

**આ રોગનાં લક્ષણ**—સ્ત્રીઓમાં કુદરતેજ દરેક માસે ઋતુ સમયે ઋતુ બહાર આવવાનો યત્ન કરે છે, પણ બહાર આવી શકતું નથી. તેથી પેડું, કમળ અને સાંધાઓમાં દરદ થાય છે. શરીરમાં ધ્રુજારી આવે છે. ગળામાં ગાંઠો બાઝે છે-વખતે આંખો પણ દુ:ખવા આવે છે. અદર, નાક અને મોંમાથી કદાચ લોહી પડે, હિસ્ટીરિયા થાય, છાતીમાં ગભરામણ થાય, વળી મંદાગ્નિથી ઝાડાની કબજીયાત રહ્યા કરે.

**ઉપાય**—અવયવની કાંઈ પણ સ્વાભાવિક ખામી હોય તો તેનો તપાસ કરાવી ઉપાય કરવો. ઝાડો કબજ હોય તો તે સાફ આવે એવી દવા લેવી. ગરમ પાણીની પીચકારી લેવી, ગરમ પાણીમાં બેસવું. અથવા પેડુ પર ગરમ પાણીનો શેક કરવો.

**દવા**—(૧) એળીઓ અને હીરાબોળની સોગઠીનો ઉપયોગ કરવો. (૨) એળીઓ, લોહ, કુંવાર, ગુગળ, એ દવાઓ દસ્તાનના રોગોં મટાડે છે. માટે તે એકલી અગર બીજી દવાઓની સાથે લેવી. (૩) એળીઓ ૪ તોલા હીરાબોળ ૨ તોલા, ગુલકંદ ૫ તોલા, એ સર્વે મેળવી બબે વાલની ગોળી કરી દર ૮ એકેક ગોળી લેવી. (૪) ટંકણ ૧ વાલ એળીઓ ૧ રતી, મંડુર ૧ રતી, તેની ગોળી પાણી સાથે લેવી.

(૨)

**પીડિતાર્ત્તવ**—આ રોગનાં કારણમાં-એક તો શારીરીક અને માનસિક નાજુકાઈ ને બીજું ગર્ભસ્થાનનો વરમ, અથવા ઋતુસ્રાવને પ્રતિબંધ થવાનું કાંઈ ખાસ કારણ અને ગર્ભાશયમાં લોહીનો જમાવ, એ આ રોગન કારણો છે.

**લક્ષણ**—ઋતુસ્રાવ થતાં પહેલાં એકાદ દિવસ અગાઉથી દરદ શરૂ થાય છે. કમરમા સખ્ત શૂળ, માથામાં દરદ, પેડુમાં ગાંઠ જેવો જમાવ, તથા બોજો, ઋતુસ્રાવ ઓછો વધતો આવે, બંધ પડે ને વળી આવે, અને તેની સાથે દરદ પણ તેના પ્રમાણમાં વધે ઘટે છે. હિસ્ટીરિયા, ઓડકાર અને ઝાડાનો કબજો એ સર્વ આ રોગનાં લક્ષણ છે.

**ઉપાય**—(૧) જે વખતે પીડા થતી હોય તે વખતે દસ્તાનની પીડા બેસાડવા માટે અફીણ અને કપુરનો ઉપયોગ કરવો. (૨)

અફીણ ૨ ગ્રેન અને કપુર ૪ ગ્રેન, તેની ૭ ગોળીઓ કરી એકેક બબ્બે ગોળી ત્રણ ત્રણ કલાકે ખાવી. (૩) બેલાડોના ૧૨ ગ્રેન, જસતનાં ફૂલ ૪૦ ગ્રેન, તેને મધમાં ઘુંટી તેની ૪ સોગઠી કરી દરરોજ ગર્ભે ઉપયોગ કરવો. (૪) ગરમ પાણીમા બેસવું. (૫) યોગરાજ ગુગળ એ પણ સ્ત્રીઓના ગર્ભાશય અને ઋતુના રોગને માટે ઉત્તમ ઉપાય છે.

(૩)

**અત્યાર્ત્તવ**—ઋતુ દર્શન દર માસે આવવાને બદલે થોડી થોડી મુદતે આવે, જોઇએ તે કરતાં વધારે સ્રાવ થાય, અને ત્રણ ચાર દિવસ દેખાવાને બદલે વધારે દિવસ દેખાયા કરે, તેને અત્યાર્ત્તવ કહે છે.

**કારણ**—પ્રકૃત—લીવર, પ્લીહ, ફેફસાના વ્યાધિ અને પાંડુ વગેરે દરદોમાં આ રોગ થાય છે. ગરમી તથા ગરમ ખોરાક, ગર્ભાશયની અંદરની ગાંઠ અગર મસા, ગર્ભાશયનું ખસવુ, ગર્ભ ધારણ પછી ગર્ભ સુકાવાથી, અગર ઓરનો ભાગ રહી જવાથી આ રોગ થાય છે.

**લક્ષણ**—દસ્તાન થોડે થોડે આવ્યા કરે અગર એક સરખું એકદમ વહીને બંધ પડે. શરીર ખાલી પડે, ફીકું પડે. શ્વાસ થોથરાય, ઉબકા આવે, મંદાગ્નિ, મનની વ્યાકુળતા અને ઝાડાની કબજીયાત.

**ઉપાય**—સ્થાનિક ઉપચારો (૧) ઠંડા પાણીનુ પોતું રાખવુ અથવા બરફ મૂકવો (૨) ફૂલાવેલી ફટકડીના પાણીની પીચકારી મારવી. (૩) પંચવલ્કલ અગર ત્રિફળાના પાણીની પીચકારી કે પ્રક્ષાલન કરવુ. અંદરના ઉપચારો (૧) અફીણ ૧ ગ્રેનની ગોળી કરી એકેક ગોળી દર ત્રણ કલાકે ખાવી. (૨) સ્યુગર લેડ ૮ ગ્રેન, અફીણ ૧ ગ્રેન, ગુલકદ ૫ ગ્રેન, એ સર્વને મેળવીને તેની ૪ ગોળી કરી એકેક ગોળી ત્રણ કલાકે લેવી. દેશી દવાઓમાં અફીણ, 'આંબળાં, ઓથમીજીરૂં, ટંકણ, કહોળું', ગુંદર પાક, હીરાબોળ, ચંદ્રપ્રભા વગેરે દવાઓ લોહીને અટકાવે છે.

**હીસ્ટીરિયા, રક્તપ્રદર; લોહીવા વગેરે માટે આવતો અંક અવશ્ય જુઓ.**

( સતીમંડળ ભા. ૨ માંથી )

# અનારકળી

લેખક : પ્રમોદ ઉમરવાડીઆ

[ ગતાંકથી ચાલુ ]

## પ્રવેશ પાંચમો

સ્થળ : મોગલ દરબાર. સમય : થોડા દિવસ પછીની સવાર.

**અકબર :** ( ગંભીરતાથી ) બીરબલ ! બોલાવો પેલી પાપિણી અનારને. શિક્ષા આપુ એ ઈરાનની નાંઝનીને–પ્રેમની પુજારિણીને–રૂપગર્વિતાને, શરમાતી નથી એ ઈજ્જતને બટ્ટો લગાડતાં. મોગલ સમ્રાટની ઇસ્લામી સંસ્કૃતિના ઝળકતાં તેજ ઉપર આબના છંટકાવ નાંખવા માંગે છે ! નિર્લજ્જ ! સંસ્કારવિહોણી !

**બીરબલ :** ( નમન કરતો ) મહારાજ. જેવી આજ્ઞા. ( થોડીવારે અનાર સાથે બીરબલ આવે છે. )

**બીરબલ :** મહારાજ લ્યો, આ આવી અનાર આપની તહેનાતમાં. ( અનાર ગઝલ ગાતી પ્રવેશે છે. )

**અકબર :** ( સ્મિત ફરકાવતાં ) અનાર, માફી છે ત્હને જો ત્હારી ભૂલ સમજાઇ હોય તો. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર હોય છે તો તું પણ મનુષ્ય છે. તું ભૂલ કેમ ન કરે ? માફી આપીશ.

**અનાર :** ( સકૌતુક ) શાની ભૂલ, મહારાજ ? સ્નેહ, એ અપરાધ છે. આપના કાનુન મુજબ ? એ કાનુન કુદરતી છે કે બાદશાહી ? પ્રણય, એ એક ભૂલ હોય કે ગુન્હો હોય, અને તે અનુસાર આપની શિક્ષા વ્યાજબી હોય, તો તૈયાર છું મહારાજ. આ જીવનના બલિદાન દેવા આપના ચરણારવિંદે. વિશેષ શું મહારાજ ?

**અકબર :** ગેરસમજ ના કર, અનાર ! રૂપના ગર્વ વધુ ના કરઃ નહિં તો, લગીર ના રહેશે. ત્હારાં રૂપ આ અવનિના પટ ઉપર. સમજ, ઇસ્લામ સંસ્કૃતિ છે અને ઇસ્લામના કોઈ પણ પુત્રો ઉપર સૌન્દર્યના ગર્વમાં રાચતી ત્હારા જેવી સુન્દરીઓ, પ્રણયની વર્ષા વરસાવે એમાં એ સંસ્કૃતિના અપમાન થાય છે, અનાર ! અને સંસ્કારને એબ લાગે છે. ઇસ્લામીઓના માટે સમજ, વિચાર કર. સલીમનો ત્યાગ કર. નહિ તો પરિણામ બહુ માઠાં આવશે.

**અનાર :** (સચેતન) આ કોણ બોલે છે ! મોગલ સમ્રાટનું બીન અનુભવી કઠોર દીલ, કે લાડવાયા સલીમનું કોમળ હૃદય ? આપ પુરુષ છો રાજન્ : ન સમજી શકો આપ સ્ત્રીઓના હૃદય – અંતરની પ્યાસ – આત્માની આરઝૂ. (સૌમ્યતાથી) બીજો આરોપ મ્હારા ઉપર સૌન્દર્યનો છે. એ વિશે શું કહું ? ઠીક થાત જો આપે મ્હારા જન્મ પહેલાં બ્રહ્માને સૌન્દર્ય ના ઘડવાનું ફરમાન ભેજ્યું હોત તો ! સામ્રાજ્યમાંથી સૌન્દર્ય શોધીને જીવતું દાટી દો મ્હારી સાથે, પણ જોજો, ભૂલશો ના, કે એ દટાયલાં સૌન્દર્યમાંથી અનંત સૌન્દર્યથી ભરી ભરી કળીઓ ખીલી ઊઠશે. વધુ શું ? આપ સમજુ છો, સર્વજ્ઞ છો, ત્હમારી સમક્ષ હું કોણ માત્ર ! હા, પણ પેલો આક્ષેપ રહી જાય છે. કામનો ! કયમ ભૂલો છો રાજન્, હું અને ત્હમે બન્ને મનુષ્ય છીએ, સંસારી છીએ; યોગી નથી. જગત કહે છે કે–મદનના શાસન સર્વવ્યાપી છે ત્યારે આપની દષ્ટિએ તો મનુષ્યના હૃદયમાં રહેલો મદન પણ ગુન્હેગાર લેખાય છે. બુદ્ધિ

# આશા

મૂળ લેખિકા
સર શ્રીમતી પદ્માદેવી : જગદલપુર
અનુવાદક : વાડીલાલ શાહ

આશા નાચ નચાવે........
આશાની આશા પર ડોલું
નિરાશે મન મૂંઝાય ભોળું
આશ આશ પગથી પર ઝૂલું
આશા ધૈર્ય સજાવે
આશા નાચ નચાવે.

દુઃખનાં વાદળ ગરજે ઘેરાં
અશ્રૂ જલ છલકાવે
આશા વીજળી ચમક ચમકતી
જીવન જ્યોતિ જગાવે
આશા નાચ નચાવે.

ઓ આશા ને ઓ આંસુડાં
પ્રીરજનાં દાતાઓ ભેળાં
જીવન જીંદગાનીનાં મેળાં
તુજ તાર ઉપર તલસાવે
આશા નાચ નચાવે.

સાગર કેરાં ગર્જન ઘેરાં
નાવ અટૂલી સઢ સહુ ઢીલાં
એક આશ પર જીવન લીલા
તુજ ગોદે જગ ઝૂલાવે
આશા નાચ નચાવે.



વિલક્ષણતા માટે જગત વિખ્યાત રાજન્, ક્યા કાનુનની કલમો લગાવો છો આ અપરાધ માટે ? ઈન્દ્રીઓના ઉપયોગ શા ? આપ પુરુષ છો એટલે નહિ સમજી શકો. સ્ત્રીઓના હૃદયની આરઝૂ. જગત જન્માવવાં એ સ્ત્રીઓનાં કર્તવ્ય છે. નહિંતર આ વસુધા વંધ્યા રહી જાત, રાજન્, બીજું કાંઇ કહેવું છે, રાજન્ ?

અકબર : (સ્વગત) રાજવિ, અહોભાગ્ય ત્હારાં કે તારા રાજ્યમાં પણ આવી હિંમતવાન, ચતુર અને બુદ્ધિશાળી સ્ત્રીઓ પડી છે એનું ત્હેને આજે જ્ઞાન થાય છે. (ગૌરવહાની અનુભવતાં પ્રકટ) બસ કર. રહેવા દે ત્હારી એ ફીલસુફી. મોગલસમ્રાટ કને ત્હારી આટલી હિંમત! કોને શિખામણ આપી રહી છે. તુ, ચિમાવલી! અકબર કે અણસમજુ નથી. અણઘડ નથી કે તુ કહેશે એ સાંભળ્યા કરશે. મ્હારે સમય નથી; જલ્દી જવાબ આપ: તું સલીમને ભૂલે છે કે નહિ? નહિતર ત્હારા આ અણછાજતા અવિવેકથી રાજ અપમાનને કારણે આજે સાંજે ત્હને દેહાંતદડની શિક્ષા કરવામાં આવશે, (નમ્રતાથી) અનાર! છેલ્લી વખત કહુ છુ. બીજો કોઈ ઉપાય નથી. રાજ અપમાન અને મ્હારી જ્વલંત કીર્તિના કલંક તો હુ નહીં જ સહન કરી શકું. માને તો ઠીક છે નહિતો તો—મ્હારે શિક્ષા કર્યા વિના છુટકો જ નથી બોલ, શુ કહે છે ?

અનાર. રાજન્! મ્હારે કશુ જ કહેવું નથી. જે કહેવાનુ હતું તે કહી દીધુ. આપને એ રુચતું નથી તો આપને જે યોગ્ય લાગે એ કરો, મૃત્યુ એજ આ જીંદગીનો અંત છે તો મ્હારે તેનો ડર શો ? અસહ્ય વિરહાગ્નિમાં રીકાયા કરવું એના કરતાં મરવું બહેતર છે. ખુશી થઇશ આપની એ શિક્ષાથી મ્હને એનો જરાયે શોક નથી.

અકબર : (સક્રોધ) એમજ છે, અનાર! તો તો લે, અનાર, આ ક્ષણેજ શિક્ષા આપુ

છું. દુનિયા જેને પૂજનિય ગણે છે તેની આગળ ત્હારા જેવી એક નામચીન સ્ત્રીનો આટલો બધો ઘમંડ! (હુકમ કરે છે) અનુચરો! જાઓ, કાલિન્દીના તટ પરના વિશાળ વડલાંની લીલી છાંયડીમાં જીવતું દાટી આવો એના ધન્ય જીવિતને! અને બીરબલ! જુઓ, એની હૂંફાળી કબ્ર ઉપર એક મિનાર ચણાવજો. જગત આવશે દર્શને એ સૌન્દર્યની દેવીના—મદનની મુગટધારિણીના-અને શીખશે પ્રણયના પાઠ, જીવનના સાફલ્ય માટે. જાઓ, વધુ શું કહું?

(અનુચરો ઉક્ત સ્થળે અનારને દાટે છે. કંઠ સુધી મૃતિકા પાથરી છે. એટલામાં ધીરે સાદે)

અનાર : બન્ધુઓ! જરા થોભો સુણવા દો મ્હારો અંતિમ સન્દેશ આ નિર્દોષ પ્રકૃતિના તત્વોને પંથે પડતા પથિકને, અને મ્હારી હૃદયવિભૂતિને. (જર્જરીત સાદે ઊર્મિલતાથી) સલીમ! વ્હાલા સલીમ! આ નિર્મળ સરિતાના કિનારે હું અનંત સુખ અને શાંતિમાં સૂતી છું. આ ઘટાદાર વડના કુણાં પલ્લવો મ્હારા પર મીઠો વાયુ ઢોળશે. આ ઝરણના શીતળ બુદ્‌બુદો મ્હારા શરીરને નવરાવશે. અને આ કાલિન્દીના ચપળ નીર મારા કર્ણને સતત મીઠું સંગીત સુણાવશે. તો પછી ત્હને મ્હારી ચિંતા શાની? સંધ્યાના પવિત્ર સમયે જો હું કદી ત્હને યાદ આવું તો જરૂર તું આ રમણીય એકાંત સ્થળે આવજે. અને ત્હારા હૃદયના, ત્હારી લાગણીના, ત્હારા સ્નેહના લોહીનીતરતાં ઉન્હાં આંસુનાં બે બિન્દુઓ, મ્હારી કબરમાં પણ મ્હને શાંતિ અને સુખ આપશે. બસ, આ મ્હારો આખરી સન્દેશ. બન્ધુઓ! નાંખો—મૃતિકા મ્હારા મુખ ઉપર—મ્હારા મસ્તક ઉપર.

(અનારને દાટી અનુચરો રવાના થાય છે)

(પડદો)

## વિશ્વપૂજન

ન્હાની કંકાવટી ને ફુલડાં યે થોડાં
વિશ્વપૂજને સખિ હું સંચરી રે લોલ
—ન્હાની૦

મંદ દીપ ટમટમે ને વાયુ વહે જોરમાં
વિશ્વ અજવાળવા હું સંચરી રે લોલ
—ન્હાની૦

અબીલ ગુલાલનાં વિરાટ મહા સાથિયા
વિશ્વ ચોક પૂરવા હું સંચરી રે લોલ
—ન્હાની૦

થોડું નવેદ્ય તોયે વિશ્વને જમાડવા
આશા ભરેલ સખિ હું સંચરી રે લોલ
—ન્હાની૦

વિશ્વ વિરાટ ને ન્હાની હું બાલુડી
પૂજનને કાજ સ્વલ્પ મંજરી રે લોલ
—ન્હાની૦

હું યે ન્હાની ને વિશ્વ ન્હાનેરુ
અર્પું મુજ આત્મભાવ અંજલિ રે લોલ
—ન્હાની૦



નરહરિપ્રસાદ ભટ્ટ

## પ્રવેશ છઠ્ઠો.

સમય : થોડાં વર્ષો પછીની એક સાંજ.

સ્થળ : અનારની કબરગાહ.

(વિકળ મનોદશા અનુભવતો સલીમ અનારની કબર પાસે ઉભો છે અને તાકી તાકીને કબરને નિહાળી રહે છે.)

**સલીમ :** જીવનધન ! આસમાનમાં ઝબૂકતી તેજસ્વી સૌદામિનીની જેમ થોડી ક્ષણ ઝબકીને ચાલી ગઈ તું અનંત અવકાશમાં ? હૃદય માનતું નથી; શી રીતે માની શકે ! મૃત્યુના ઘોર ખપ્પરમાં જીવનના બલિદાન દીધાં તેં ? ખપ્પર પૂરાયાં ખરાં કે એનાં હજી અધુરાં છે ? વિધિએ આ લેખ લખ્યાં'તાં લલાટે ? હૃદયેશ્વરી ! શી રીતે માની શકું આ દુઃખદ સમાચાર ? સહજીવનના મીઠાં સોણલાં ઘોળીને પીવાનાં રહ્યાં જીવનભર ? આજ છે ત્હારા, મ્હારા પ્રત્યેના પ્રણયનો પરિપાક ? (ઊર્મિલતાથી) ના, ના, મન માની શકતું નથી. આ કબર અનારની ન્હોય. વસુંધરા પણ તરસી છે. હશે કોઈ અન્ય આત્મા ! ત્યારે એ કબર છે કોની ? સમાચારમાં સ્થળ તો આજ આપ્યું છે. અહીં નથી દેખાતી કોઈ બીજી કબર. તો તો એજ એજ મ્હારી-અનાર !—વ્હાલી અનાર—જીવનનાર ! ઓ ક્રૂર વિધાતા ! પરમાત્માએ ત્હને જગત-ઉદ્યાનમાં–પરિમલ દેતાં પુષ્પો વેરવાનો આદેશ આપ્યો છે, તો કાં આ મારૂં કોમળ, ફોરમ ફોરતું ફુલડું. હજી તો પાંગર્યું-ન પાંગર્યું, ખીલ્યું-ન ખીલ્યું ત્યાંતો છૂંદી નાંખ્યું ? બલિહારી ત્હારા કર્તવ્યની પણ...(ડુસકે ડુસકે નિશ્વાસનો સલીમ કબર પાસે બેસે છે અને ઉન્હાં આંસુની ધાર કબર પર પડે છે).

(કબરને ચૂમી, વેરાયલાં સૂકાં ફુલ હૃદય-સરસાં ચાંપીને) અનાર ! અનાર ! વ્હાલી અનાર ! આ શાં રુસણાં ? ઊઠ, ચાલ, ઊઠ તો ! આમ કદિમાં ક્યાં સૂતી ! જો તો, સલીમ આવ્યો છે. (સામો અવાજ સાંભળતો હોય તેમ) હા, અનાર, સલીમ-ત્હારો સલીમ આવ્યો છે ! સાંભળ્યું ? પહેલાં તો કદિ તેં આવું વર્તન નથી બતાવ્યું તો આજે શા માટે ? ચાલ, ઊઠ. હૃદયમાં સમાવી દઉં. પહેલાં તો, મારાથી સ્હેજ પણ અળગી થતામાં તારૂં અધીર હૃદય કલ્પાંત કરી ઊઠતું તો આમ જીવનભર છૂટા પડતાં ત્હને જરા પણ ડર ના લાગ્યો ? જ્યારે હું ત્હારે દ્વાર આવતો ત્યારે તો તું "આવ્યા ?" કહી હસતી હસતી સત્કાર કરતી. અને આજે તો તું નથી હસતી કે નથી કાંઈ બોલતી ! આવું ક્યાંથી શીખી ! ગાંડી ! આ હૃદય તૂટી પડે છે તેની ત્હને ખબર છે જરી ? આહા, પહેલાં તો તું રાત્રિના કાળાં વાદળાંને જોઈ ભીરુ બની જતી, તો આ અનંત નિંદ્રામાં પોઢતાં ત્હને જરીપણ ડર ના લાગ્યો ? મ્હારી શું સ્થિતિ થશે એનો ત્હને જરાપણ ખ્યાલ ના આવ્યો. જ્યારે હું યુદ્ધમાં ગયો ત્યારના ત્હારા હૃદયોદ્‌ગાર ત્હને યાદ છે, તેં શું કહ્યું હતું ? કહ્યું'તું ના કે 'પાણી વિના માછલી શી રીતે જીવી શકે' ? શું તેથી જ તેં આ માર્ગ ગ્રહણ કર્યો છે ! કાંઈ સમજી શકતો નથી. મેં ત્હને છેતરી તો નથી. કદાચ એવું ત્હને લાગ્યું હોત તો ત્હારે મ્હને જણાવવું તો હતું ! હું સ્પષ્ટીકરણ કરત,–અનાર ! અનાર ! જગત કહે છે કે સ્ત્રીઓની મનોવૃત્તિ અકળ હોય છે, એ શું ખરું હશે ? તો તો અનાર, ત્હેં મ્હને વિશ્વાસઘાત કર્યો એમ-કહેવાય. બોલ તો ખરી જરા તો બોલ, અનાર !

હશે, જેવી ત્હારી ઈચ્છા, અનાર. જીવનમાં આ એક અનુભવ મળ્યો. પ્રણય પહેલાં પુરુષે વિચાર કરવો રહ્યો ! હા, પણ એતો ભવિષ્ય માટે આજનું શું ? ઠીક, અબોધ રહે તું અનંતકાળ સુધી. મ્હારો આશિર્વાદ છે તું આરામગાહમાં મ્હારા પવિત્ર-સ્મરણથી અનંત સુખને પામ.

( પૂર્ણિમાનો ચંદ્ર છટાથી ક્ષિતિજને ટોચે પહોંચે છે અને ચોમેર ચાંદની ઢળી રહે છે. તે જોઇ સલીમની મનોવ્યથા વધારે વ્યાકુળ બને છે)

અરે, ઓ ચાંદ! આસમાનના ચાંદ! શા માટે અગ્નિ વરસાવી રહ્યો છે! નીલા અંબરમાં છૂપાઇ જા. સલીમનો ચાંદ તો અસ્ત થયો. અરે ઓ, ચાંદ! ત્હારા રશ્મિ સકળ સંસારને અમૃત પાય છે; પણ મારા હૃદયને ભસ્મીભૂત કરી હસવા જેટલી કઠોર ધૃષ્ટતા કરી શકે છે! ત્હને હૃદય છે, ખરું? હા, તેથીજ કદાચ ત્હને અંગ્રેજોએ સ્ત્રી ગણી હશે. પણ, સ્ત્રીઓ તો હૃદયવાન હોય છે. દુઃખી હૃદયની અસહ્ય મનોવેદના જોઈ તું સહાનુભૂતિના કે સૌજન્યતાના બે શબ્દો પણ નથી કહી શકતો; કિન્તુ ઉલટું, નવપરિણીત દંપતિની મધુરજનીનો આનંદ આપવા જેટલો સોળે કળાએ ખીલી ઊઠયો! ધન્ય, ભાઇ ધન્ય. ત્હને પણ ધન્ય!

(વ્યથિત હૃદયે કબરની સોડમાં લપાય છે).

અનાર! ઓ અનાર! શી મધુર તારી વાણી! જગતભરના સાહિત્યમાં નથી દીઠી એવી સુમધુર વાણી! અનાર જાણે છે? મ્હને મોહબ્બત લાગ્યો છે! આખું જગત જાણે છે, અને કહે છે...શું? જાણે છે તું? ગાંડો! હા, એ કદાચ સાચું હશે. પણ હું તો અહોનિશ આ સરિતાના વ્હેતા નીરમાં તારા હૃદયની ભાવનાઓ જોઉં છું, તારી સૌમ્યતા, તારા સદ્‌ગુણ, તારી મમતા, તારી પ્રીતિ, તારી તેજદાર સમજપૂર્વક થતી વાણી - એ સર્વના એમાં પ્રતિબિંબ દેખાય છે અને હૃદય રડી ઊઠે છે. જીવનભરનો સચોટ સાથી ગયો ભલે ગયો–પણ હૃદય છંદીને? છૂપી રીતે અલોપ થયો? એ વધારે સાલે છે. પાછી આવ. તને લાગ્યું હશે કે મેં તને વિશ્વાસઘાત કર્યો, તારો પરિત્યાગ કરવા હું સમરમાં ગયો હઇશ. પણ ના, અનાર, ના, એમ નથી. આવ, એકરાર કરીએ. હા...પણ તું તો સાવ અબોલજ છે, તો એકરાર પણ કોની સમક્ષ કરું! એકવાર તું પાછી આવ જો અસતોષ થાય તો જરૂર તું પાછી ચાલી જજે. મારી ખાતર આવ, અનાર. હું નહિ જીવી શકું તારા વિના. (નિશ્વાસતો) ઓ ચંદ્ર, વૃક્ષો, શિખરો, કબર ભણી તાકીને શું જોઇ રહ્યા છો? શું જુઓ છો? શું અપર ગગનમાંથી મ્હારી અનાર પાછી આવે છે? આહા! તહારી જ પ્રતિક્ષા કરી રહ્યો છું, અનાર આ કબરમાં તારી લલિત છબિ ઉતરતી જોઉં છું–એજ વદન, એજ ચક્ષુ અને એજ ચાલ! એજ મ્હારી અનાર......અરે. પણ આ છાયા ક્યાં સરી ચાલી? ચક્ષુથી દૂર કયાં ચાલી!... શું નથી આવતી? આવની–આવનો......એક વાર જબાનથી એકરાર કરી લઈએ પછી તને માફ ન લાગે. વિશ્વાસઘાત નહીં થાય. અનાર જરાવાર ઉભી રેને!......અહહ, એતો ગઇ પાછી અનંતમાં! ઓ...

( છેલ્લો શબ્દ સરિતાના નીરમાં ડૂબે છે અને વિફળ હૃદમંથન અનુભવતો સલીમ કબર પર ઢળી પડે છે. પ્રકૃતિ નીરવ રહે છે. )

( પડદો )*

પ્રમોદ ઉમરવાડીયા.

* શ્રી. નલિન ભટ્ટના ખંડકાવ્ય ઉપરથી.

# પૂર્વજોના પૂણ્ય પ્રતાપે

શ્રી. ડુંગરસી ધરમસી સંપટ.

ભીમજી ભગત પરમાત્માના માણસ હતા એમની પ્રકૃતિ સરળ શુદ્ધભાવી અને પરોપકારી હતી. બાપા વારસામાં ત્રણેક ખેતર આપી ગયા હતા. તેમની પેદાશમાંથી ભીમજી ભગત પોતાની આજીવીકા ચલાવતા હતા. ભીમજી ભગત વિધુર હતા. નાનો વિનોદ એના મોસાળે ઉછરતો હતો એટલે ભગતને કોઈ જાતની જંજાળ નહોતી. સવારે રોટલા અને શાક તૈયાર કરી રાખતા રાત્રે પણ એજ ખોરાક એમને સંતોષ આપતો. ભગત ગામના ચોરે પણ બેસતા નહિ. જ્ઞાતિ અથવા ગામના પ્રશ્નોમાં એમને રસ નહોતો. કોઈની ખટપટ કે રાગદ્વેષ એમને પ્રિય નહોતાં. સવાર સાંજ માળા ફેરવે. તુલસીકૃત રામાયણ મીઠા સાદે શ્રોતાઓ પાસે સાંજના એક કલાક વાંચી સંભળાવે. રાત્રિના ભજનોના શોખીનોની આંતરડી ઠારે, એમને બીડી, તમાકુ, પાન, હુક્કાનું વ્યસન નહોતું. ભગત સોપારી પણ ખાતા નહોતા. બે વખત સાદું ભોજન કરવું એ એમનો નિત્ય નિયમ હતો.

ભગત સાત્વિક જીવન જીવતા હતા. સવારના વહેલા ઊઠીને પોતાનો વહાલો તંબુરો લઈને ભગત થોડાં ભજનો ગાય. પછી ધોતીઉં લઈ ગામ બહારની વાડીના કૂવા ઉપર પોતાને હાથે ઘડામાં પાણી ખેંચી નાહી લે. પોતાના કપડાં હાથે ધોઈ નાંખે. પાછા ફરતાં ઠાકુર મંદિરે દર્શન કરીને ભગત બ્રાહ્મણોની વચ્ચે થોડી પાઈઓ વહેંચી આપે. ઠાકુરજીને એક પૈસો ધરાવી તુલસીનું પાન પુજારી પાસેથી લે. રસ્તામાં ગાયો મળે તો તેમના તરફ હાથ જોડે ઘરે આવી રસોઈ કરી લે ભગતને દરરોજ એક સાધુ જમાડવાની ટેવ હતી ગાયને ગૌગ્રાસ અને સાધુને ભોજન ન કરાવે ત્યાંસુધી ભગત મોઢામાં અન્નનો કોળીઓ મૂકેજ નહિ. સર્વે વ્રતોને દિવસે ઉપવાસ કરે. એમનો પ્રિય સખા એમનો તંબુરો હતો.

ભગતનું હૃદય પવિત્ર અને નરમ હતું કોઈ દુઃખી, દીન અને ભૂખ્યો માણસ આવી એમને કનડે તો ભગતનું હૃદય આર્દ્ર થઈ જાય. ફૂલ નહિ તો ફૂલની પાંખડી આપી છૂટે. ભગતની માસિક પેદાશ ત્રીસેક રૂપિયા હતી, તેમાંથી દશેક રૂપિયા ભોજન અતિથી સેવામાં જતા હતા; બેત્રણ રૂપિયા કપડાં, પાંઢરણા અને દેવદર્શનમાં વપરાતાં બાકીના રૂપિયામાંથી એઓ દુઃખીઓને અન્ન વસ્ત્રોની મદદ કરતા હતા. ભગત છાનામાના દાણા અને કપડાં અસહાય વૃદ્ધાઓને મોકલતા હતા. પરંતુ પોતાનું નામ બહાર ન પડે એવી જાતના દાનો કરવાની એમને ટેવ હતી.

"ભગત ઘરમાં છોકે?" કોઈએ બહારથી પૂછ્યું.

"આવો બાપલા, કોણ છો તમે?"

"ઈ તો હું વસનજી છું." મારે તમારું કામ પડ્યું છે.

"ભલે બાપલા વસનજી આવ, અહીં બેસ." બેસાડી ભગતે પાણીનો લોટો ભરી મૂક્યો. વિસનજી ભગતનો જ્ઞાતિભાઇ હતો. મુંબઈ હંમેશાં વસતો હતો શેરબજારમાં શેરોની દલાલી કરતો હતો. બે પૈસે સુખી ગણાતો હતો. એનું હમણાં મોઢું પડી ગયું હતું.

"ભગત! હું બહુ દુઃખી થઈ ગયો છું. તમારી પાસે મદદ સારુ આવ્યો છું."

"બાપલા હું તો ગરીબ માણસ રહ્યો. હું તને શુ મદદ આપી શકું? છતાં તારી, કહે તો ખબર પડે."

"ભગત! હું મુંબઈમાં શેરોની દલાલી, અને કામ કરું છું. બે પૈસા ગાંઠમાં હતા એટલે સગપણ થયું. પરંતુ નસીબ વાંકાં થયાં, સટ્ટામાં બધું ખોયું. એટલે ખીમા શેઠ પાસેથી પાંચસો રૂપિયા વ્યાજે લઈ કન્યાને દાગીના તો કર્યાં ને આજે રાત્રે મારાં લગ્ન છે. પણ ખીમા શેઠે

વ્યાજ ન ભરાયાથી માગ ઉપર ડીક્રી કરાવી છે. આજે બરાબર લગ્ન ટાંકણે જ્યારે હું ચોરીમાં બેસીશ ત્યારે આ ડીક્રી બજાવી મને પકડાવવાની ખીમા શેઠે સંતલશ કરી છે. કોર્ટનો કલાર્ક વાલજી મારો દોસ્ત છે. એ મને કહી ગયો. ગામમા ઘણે ઠેકાણે ગયો. પણ કોઈ ફૂટી બદામ ધીરવા રાજી નથી. ખીમા શેઠ તો દયા-માયાને જાણતાજ નથી હું બહુ ભીડમાં આવી પડ્યો છું. એટલે તમ જેવા ભગતને દુઃખ દેવા આવ્યો છું. મારી લાજ રાખો. બાપજી હું તમારે ઓથે આવ્યો છુ.

વિશનજીની આંખમાથી આંસુઓની ધારા વહી. એનું દીન, મલીન, કરમાયલુ અને આંસુ ખેરતું મુખ જોઈ ભગતને દયા આવી.

ભાઈ, મારી પાસે રોકડ તો નથી. ખેતરો છે પણ તે ઉપર નાણાં ન લેવાનું બાપાને પાણી આપ્યું છે. એટલે હું તને કેવી રીતે મદદ આપી શકું?

ભગત! મરજુને કાંઈ અક્કલ ન હોય. મારો ફજેતો થાશે. કન્યા હાથમાંથી જાશે. કેદમાં પુરાઈશ અને બીજું જે વીતશે તે વિચારતા કમકમા ઉપજે છે.

ભગત થોડો વખત વિશનજીના મોટા તરફ જોઈ રહ્યા. એનું વિષાદપૂર્ણ મોઢુ જોઈ એમને દયા આવી. તે ઉભા થયા. કુંચી લઈને પટારો ખોલ્યો તેમાંથી એક લુગડામાં બાંધેલી ગાંસડી લાવી તેમાંથી એક નાનો બટવો કાઢી વિશનજીના હાથમા મુક્યો.

"ભાઈ, આ લઈ જા. વિનોદની માનાં આ ઘરેણા છે. વિનોદની વહુ કોઈ દિવસે પહેરશે એમ ધારી રાખી મુકયા હતા. હવે ખુશીથી તુ લઈ જા. ભગવાન તારુ ભલું કરો. જા મારા તને આશીષ છે. ક્યારેય ગરીબની આંતરડી દુભાવીશ નહિ.

# આદર્શ નર્સ પરિચારિકા

લેખિકા : અનસૂયા બહેન એન. જોષી.

જીવનમાં આગળ વધવા માટે દરેકે પોતાની સમક્ષ ઉચ્ચ આદર્શ રાખવા જોઈએ. કારણ કે તો જ પુરુષાર્થથી પ્રગતિ થઈ શકે.

આદર્શ એટલે સંપૂર્ણ કર્તવ્યનિષ્ઠ. આદર્શ રાજા એટલે પ્રજાપાલનનું કર્તવ્ય કરવામાં પૂરેપૂરા તત્પર રાજા. તેવીજ રીતે પોતપોતાના કર્તવ્યમાં સંપૂર્ણ. નિષ્ઠાવાળા હોય તેને તે તે ક્ષેત્રમાં આદર્શ કહેવાય.

ઉપર પ્રમાણે નર્સ સંબંધમાં મારા જે વિચારો છે તે હું અત્રે રજુ કરું છું.

નર્સ એટલે દયાની દેવી તે હંમેશાં દર્દી પ્રત્યે સંપૂર્ણ લાગણીવાળી હોવી જોઈએ. દર્દીના દર્દથી તેનું દિલ દ્રવવું જોઈએ. તેણે દર્દીની સાથે હાવભાવ અને મીઠાશવાળી વાણીથી વર્તવું જોઈએ. અને એ રીતે દર્દીના દર્દમાં દિલાસો દર્શાવવો જોઈએ. કારણ કે તેથી દર્દીનું ઘણું દર્દ ઓછું થાય છે.

નર્સ એટલે સેવિકા, તેનું ખરું જીવન દર્દીની સેવામાં જ સમાએલું હોવું જોઈએ. તેણે તન અને મનથી દર્દીની સારવાર કરવી જોઈએ. કારણકે દર્દીનું દર્દ મટવાનો ઘણો આધાર તેને કરવામાં આવતી ઉત્તમ સારવાર ન હોય ત્યાં સુધી દર્દ મટે નહિ.

નર્સ એટલે પરિચારિકા. રોગની પરિચર્યા શી રીતે કરવી તેની તેણે ખાસ તાલીમ લીધેલી હોવી જોઈએ, દર્દીનો રૂમ પૂરેપુરો સ્વચ્છ, જોઈતા પ્રમાણમાં હવા ઉજાસવાળો જોઈએ, અને તેનું બિછાનું, રૂમમાંની વસ્તુઓ વગેરે બરાબર વ્યવસ્થિત હોવાં જોઈએ. તે તેણે સંભાળવું જોઈએ. દર્દીને ટાઈમસર દવા ચાહ, કોફી મોસંબી જે કાંઈ આપવાનું હોય તે આપવું જોઈએ. દર્દીની પાસે ઘોંઘાટ વગેરે ન થાય અને તેને જેમ રાહત રહે તેમ કરવું જોઈએ

આદર્શ નર્સના ગુણો એક માતા સરખા વાત્સલ્યભરેલા છે. માટે જ તેને શરૂઆતમાં જ દયાની દેવી તરીકે વર્ણવી છે. ફ્લોરેન્સ નાઈન્ટીનગેલ ફ્રાંસમાં નર્સ હતી, જેને પ્રજા દેવી તરીકે પુજે છે.

દર્દી મટાડવા દયાળુ પ્રભુએ ઔષધો રચ્યાં. અને પરિચર્યા માટે પરિચારિકાઓ છે. તો કર્તવ્યનિષ્ઠાથી નર્સ પોતાનું કાર્ય કરે તો તેને જરૂર દિવ્ય દેશથી દર્દીઓના દર્દ મટાડવા આવેલી દયાની દેવીજ કહેવાય.

વિશનજી ગળગળો થઈ ગયો. ભગતને પગે ઢળી પડ્યો. ભગતે તેને ઊઠાડી રામની છબી બતાવી તેનો આભાર માનવા કહ્યું.

ત્રીજે વરસે વિશનજી મુંબઈથી પાછો આવ્યો. એણે ભગતના દાગીના એમને એમ એમના હાથમાં મુક્યાં. ઉપર વધારાના એકસો રૂપિયાની નોટ મુકી ભગતને પગે પડ્યો.

"બાપલા! દાગીના ભલે રાખી જા. આ નોટ મને ન ખપે."

ભગત, તમારે લીધે મારી હાલત સુધરી સારાં વાનાં થયાં છે. એટલે આ ફૂલ નહિ તો ફૂલની પાંખડી પણ રાખો. ભગત મને રાજી કરવો હોય તો આ રાખો.

"ભલે ભાઈ, તારી મરજી એમ છે તો આ એકસો રૂપિયાનું ધાસ લઈ દરરોજ ગોંદરામાં નંખાવજે એટલે એ નાણાં મને પહોંચ્યા બરાબર છે."

"પણ હું તો મુંબઈનો પક્ષી છું. મારાથી એટલું અહીં રહેવાય નહિ."

"ભલે બાપલા ત્યારે મીઠા પટેલને ઘાસ લઈ સોંપી જજે. એ પરગજુ માણસ છે. એ ચોખલો પણ છે."

પાંચ વરસે વિશનજી ગામમાં ફરી આવ્યો, ત્યારે ભગત દેવ થયા હતા. ભગતનો નવ વરસનો છોકરો વિનોદ ઉછ્રંખલ થઈ રખડતો હતો. મોશાળમાં મામાઓનું કહ્યું માનતો નહોતો. તોફાન, રખડપટી, રમત અને મારામારીઓમાં નિશાળે જવાની ફુરસદ નહોતી.

વિશનજી હવે લાખોપતિ થયો હતો. એણે પોતાના ગામમાં મોટી જાગીર લીધી. તેમાં રહેવાનો બંગલો બંધાવ્યો. પોતાના કુટુંબ સાથે આવી આ બંગલામાં રહ્યો. સંતાનમાં પાંચ વરસની "સુધા" હતી.

વિશનજીએ ભગતના છોકરાને રખડતો જોયો. એની કોઈ સંભાળ કે પુછગાછ કરતું નહોતું. છોકરો જંગલી થતો જતો હતો.

વિશ્વનજીએ એ છોકરાને જોયો કે તેના મોઢા સામે દાગીના દેતા ભગતની મૂર્તિ ખડી થઇ.

વિનોદને સમજાવી પટાવીને વિશ્વનજી બંગલે તેડી આવ્યા. એમણે વિનોદ અને પ્રેમથી વિનોદના આત્માને જીતી લીધો. તેને નિશાળે મોકલ્યો નહિ. પરંતુ ઘરે સુધાને ભણાવવા માસ્તર રાખ્યો હતો તેની પાસે વિનોદ પણ ભણવા લાગ્યો. અને છોકરાંઓ સાથે ઉછેરાવા લાગ્યાં.

વિનોદ ઝાઝું ભણી શક્યો નહિ. તે તરંગી કવિ હતો. મેટ્રીકમાં બે ત્રણ વખત ફેલ થયો. પરંતુ વાજીંત્રો ઉપર એનો અદ્‌ભુત કાબુ હતો. કંઠ પણ ભારે મધુર હતો. શરીરે પણ તે કસરતી અને સશક્ત હતો. પોતાના લાંબા વાળ છૂટા મુકીને એ માત્ર એક સાલ ઓઢીને વડને છાંયડે તળાવ ઉપર બેસી પોતાની બંસી છેડતો ત્યારે અદ્‌ભુત દૈવી વાતાવરણ ઉભું કરતો હતો. અથવા પોતાની દીલરૂબા ઉપરે એના મુખમાંથી સુંદર ગીતાવળી બહાર પડતી ત્યારે પ્રકૃતિ નાચી ઊઠતી હતી.

કવિતા, સંગીત સિવાય વિનોદને એક બીજું પણ વ્યસન હતું, તેને કડિયાકામ-ચણતરનું કામ ઘણું ગમતું હતું. ફુરસદના સમયે વિશ્વનજીનો વિશાળ મિલ્કતોમાં વિનોદ પથ્થરો ઘડતો અને શોખ માટે ચણતર પણ કરી નાંખતો હતો. મનુષ્યોને વિચિત્ર શોખો હોય છે !

વિનોદ અને સુધા બંને વિવાહ કરે એવી વિશ્વનજીની ઇચ્છા એણે ક્યારેક મિત્રો પાસે વ્યક્ત પણ કરી હતી. છતાં એણે ઉદાર મનથી છોકરાંઓની પોતાની ઇચ્છા ઉપર છોડ્યું હતું. સુધા મેટ્રીક પછી અમદાવાદ વસતી હતી. ત્યાં એ B. A. ની ડીગ્રી અર્થશાસ્ત્ર સાથે મેળવવા માંગતી હતી. B. A. થયા પહેલાં વિવાહની વાત કાઢતાં તે ખુલ્લો અણગમો બતાવતી હતી. સુધા અને વિનોદને બહુ બનતું હતું.

## ગૃહ ઉપયોગી પદાર્થની પરીક્ષા

ગૃહ વ્યવસ્થામાં ઘણી જાતની વસ્તુઓની અવાર નવાર બહેનોને જરૂરીઆત રહે છે. ઘણી ખરી જરૂરીઆતની વસ્તુઓના વેચનારાઓ પોતાને પોતાના માલમાંથી વધુ નફો મળે તે તરફ હર વખત દ્રષ્ટિ હોય જ, અને રહે તે સ્વાભાવિક છે. પરંતુ તે આપણને ઠગી ન જાય તે માટે આપણે જાગૃત રહેવાની ખાસ જરૂર છે. તે માટે નીચેના ઉપાયો આપની તહેનાતનામાં રજુ કરીએ છીએ. તેનો લાભ અમારી બહેનો લેશે એવી આશા છે.

(૧) ખાંડઃ—દેખાવમાં રાતી ખાંડ હોય તો તેમાં રેતી ભેળવેલી હોય છે. અને ધોળી ખાંડમાં હાડકાની ભૂકી આવે છે. માટે એક પ્યાલો પાણીથી ભરી તેમાં થોડી ખાંડ નાંખી ચમચીથી હલાવીને પીગળાવવી, પછી થોડો વખત એ પ્યાલાને મૂકી રાખવો. જો ખાંડમાં રેતી કે હાડકાનો ભૂકો અગર બીજી જાતની ભેળવણી હશે, તો પ્યાલામાં નીચેના ભાગમાં તે બેસી જશે.

(૨) માખણઃ—કેટલીક વખતે સસ્તાં માખણમાં એટ જાતનાં અનાજનો આટો અથવા ઘઉંનો કે બીજી જાતનો આટો ભેળવે છે. માટે તેમાંથી થોડા માખણને એક કાચની નળીમાં કે શીશીમાં તાવીને તપાસવાથી ભેળવેલી ચીજ છૂટી પડશે અને ઠંડુ થયા પછી તેમાં ભેળવેલો પદાર્થ માલમ પડશે.

(૩) મધઃ—મધમાં ખાંડ અથવા સાકરની ચાસણી ભેળવીને ઘણાં વેચે છે. મધનાં ૨૦ ટીપાં તથા પાણીનાં ૬૦ ટીપાં લઈ, તેમાં થોડોક આલ્કોહોલ નાંખવો. જો તે મધ ચોખ્ખું હશે, તો આ રીતથી તે દુધના જેવું સફેદ થશે; પણ જો તેમાં ચાસણીનો ભેગ હશે, તો તેમાંથી કાંજી જેવો ભાગ છૂટો પડી નીચે ઠરી જશે.

[ વધુ માટે આવતો અંક જુઓ.]

# જાણીતા શાહેરાં
# શ્રી. પ્રાણલાલ દેવકરણ નાનજી
## શું કહે છે?

આપનું નવીન પુસ્તક 'સંસ્કારલક્ષ્મી' સુંદર અને ઉપયોગી છે. ઘણા વિષયોની સરલ રીતે ચર્ચા કરવામાં આવી છે તેથી જનતાને ઉપયોગી થશે. 'સંસ્કારલક્ષ્મી' એ સ્ત્રીઓ માટે ઘણું જ ઉપયોગી પુસ્તક જણાય છે. આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ બે માસ જેટલા અલ્પ સમયમાં વેચાઈ ગઈ અને આ બીજી આવૃત્તિ બહાર પાડવાની જરૂર પડી તે એની ઉપયોગીતાનો પૂરાવો છે. તે સાદી અને સરળ ગુજરાતી ભાષામાં લખાયલું તથા રંગબેરંગી ચિત્રો સાથે ઘણું જ આકર્ષક તથા દળદાર પુસ્તક બનેલું છે. તેમાં સ્ત્રીજીવનના દરેકે દરેક પ્રશ્નની છણાવટ કરવામાં આવી છે. આદર્શ ગૃહિણી તથા આદર્શમાતાઓ સુખી સંસાર બનાવવા માટે કયા કયા ગુણોની આવશ્યકતા છે અને તે ગુણો કેવી રીતે ખીલવી શકાય તેનું એક રસિક વાર્તારૂપે સુંદર રીતે માર્ગદર્શન કરવામાં આવ્યું છે. તે ઉપરાંત સ્ત્રીઓને અનુરૂપ કળાઓ, આરોગ્યશાસ્ત્રના નિયમો, ઘરગથ્થુ ઓષધો વગેરે અનેક બાબતોનું સારી રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

ટૂંકામાં આ પુસ્તક સ્ત્રીવર્ગને અને ખાસ કરીને ગુજરાતી સમાજના સ્ત્રીવર્ગને ઘણુંજ ઉપયોગી છે. આવી સુંદર કૃતિના પ્રકાશન માટે તેના લેખક તથા પ્રકાશકોને અભિનંદન ઘટે છે.

સંસ્કારલક્ષ્મી માટે આથી વિશેષ કહે તે સોના પર ટાળ ચઢાવવા બરાબર છે.

છતાં નાની નાની બાબતોમાં તો રોજ રીસામણા મનામણાં થતા હતા.

સુધા–વિનોદ બંને અમદાવાદ રહ્યા હતા. જે બંગલામાં તેઓ રહેતાં, હતાં ત્યાં આગ લાગી. રાત્રિના પોતાના જીવના જોખમે વિનોદે સુધાને બાથમાં ઉપાડી અગ્નિનો ભોગ થઈ પડતાં બચાવી હતી.

વિનોદ પોતાના શોખો ખાતર છૂટથી પૈસા ઉપાડતો હતો. જાત જાતનાં વાજીંત્રો ખરીદવા અને તેમનું પ્રદર્શન કરવું એ શોખ એને હતો. વસ્ત્રોની ટાપટીપ એને જરાય નહોતી. પરંતુ સંગીતના પુસ્તકો, સ્થાપત્યની લાયબ્રેરી પાછળ એ ઠીક નાણાં ખર્ચતો હતો. એને વિશનજી કદી ના પાડતા નહોતા. પરંતુ એ નાણાં ખાલી એક વ્હેનને માટે વિનોદને ખાતે ઉધરાવતા હતા. એમને એ પાછા લેવાનો ખ્યાલ જ નહોતો.

પ્રથમ વિશનજીની પત્નીએ પતિ પુત્રિની વિદાય લીધી. છોકરીનાં છોકરાં જોવાનો એનો કોડ અધુરો જ રહ્યો. વિશનજી પણ બે એક વરસો જગતના અસારપણાને અવલોકી પત્નીને મળવા સ્વર્ગે સીધાવ્યા. વીલ વગરના એમના સ્વર્ગવાસ પછી સુધા એમની મોટી મિલ્કતોની મલેકા બની.

સંસારના ચક્ર પ્રવાહમાં વિલક્ષણતાઓ આવતી જ જાય છે. નવીનતા વગરનો સંસાર મુશ્કેલ છે. આ બંનેના પ્રારબ્ધો પણ કૂદકા મારવા તૈયાર થયાં, લાલજી વકીલનો છોકરો દેવદત્ત ઓચીતો વિલાયતમાંથી બેરીસ્ટર તરીકે પાસ થઈ એમનાં જીવનમાં ઉગી નીકળ્યો. અમદાવાદના આ પ્રતિષ્ઠિત વકીલ આ ગામની સુંદર હવાપાણીમાં નિવૃત્તિ નિવાસ ભોગવતા હતા. અહીં દેવ સાથે આ બંનેની ઓળખાણ થઈ. ગામ્ય બંધુ અને જ્ઞાતિ બંધુ તરીકે આ બેરીસ્ટર સાહેબને સુધાની સોબત અમદાવાદમાં સાનુકુળ થઈ પડી. આ માટે એણે આ સોબત સ્વયં મળે એવી તરકીબો ને સફળતાથી પાર પાડી.

દેવ ફાંકડો યુવાન હતો. ફેશન દેવીના મંદિરનો પુજારી હતો. દરરોજ બે ત્રણ વખત વસ્ત્રો બદલવાં, સેન્ટ, નેકટાઈ અને કૉલરની ફેશનોનો વિકાસ કરવો. ધઉંવર્ણો કૃત્રિમ એંગ્લો ઈન્ડિયનના જેવો પોશાક સજવો એ એના માનસની વલણો હતી. વિચાર, વાંચન, ખોરાક બોલીચાલી પીણું અને પોતાના અભણ ભાઈઓ સાથેના વર્તનમાં એ અંગ્રેજી પદ્ધતિને અનુસરતો હતો. સામાને પોતાની પ્રતિભામાં લઈ લેવાની એનામાં આવડત હતી. પિતાની લાગવગો અને પોતાની વક્તૃતાના સંયોગથી એ ન્યાય કોર્ટોમાં ઠીક પ્રગતિ કરી શક્યો હતો. સુધા અને તેની વિશાળ સંપતિ બંને એને પ્રિય હતાં.

હવે સુધા વિનોદનો સંબંધ સમજી લીધો. કાંટાને કેમ દૂર કરવો એ બેરીસ્ટર સાહેબે પોતાનો ધર્મ માન્યો. વિલાયતના અભ્યાસથી ખીલેલી બુદ્ધિ સુધા પાસે વિનોદની વિરૂદ્ધના પ્રસંગો ઉભા કરવામાં પ્રયત્નશીલ થઈ. દેવની છટાદાર અને અંગ્રેજી ઉચ્ચારણો વાળી વાણીની ભુરકી સુધા ઉપર પડી. નાના પ્રસંગોને પર્વત જેવા બનાવવાની વિદ્યા બેરીસ્ટરોને અભ્યાસને લીધે સ્વયં સિદ્ધ છે. બેદરકાર, કવિ અને વસ્ત્રોની સરખી ફેશન નહિ સમજનાર વિનોદના જીવનમાંથી હવે એવાં પ્રસંગો સુધાની આંખો પાસે રંગીન ચિત્રો રૂપે દેખાડવામાં કચાસ રહી નહિ. અબોધ, અનુભવ વગરની બાળા ખરા ખોટાનો તોલ તરત કરી શકી નહિ. વિનોદની બેપરવાઈ, સ્પષ્ટ વક્તૃત્વ અને પરિચયથી ક્ષમા કરી શકાય એવા બનાવો સુધાને માનહાની જેવા લાગવાં મંડ્યા

સુધાએ બે ત્રણ વખત કોઈ જાતની આજ્ઞાઓ વિનોદને કરી. એના બોલવાની રૂઢી

આશ્રિતો તરફના જેવી ટકોર વાળી હતી. વિનોદે વિરોધ કર્યા વગર એ આજ્ઞાઓ પ્રમાણે કામ કરી આપ્યું. હવે આજ્ઞાઓ એજ ઢબે નીકળવા માંડી. વિનોદનું સ્થાન ઘરના માણસમાંથી બદલાઈને આશ્રિતના જેવું હોય તેવી રીતે લપસવા માંડ્યું. વિનોદ આ સર્વે જોતો હતો. એના હૃદયમાં આઘાત થયો. એને પોતાનું સ્વમાન વ્હાલું હતું. એક દિવસે એ કોઈને કહ્યા વગર પોતાના બાપીકા ઘરમાં જઇને રહ્યો. એના ગોરાણીની એક વૃદ્ધ એને રસોઈ કરી આપતી.

વિનોદ તું મારી રજા વગર બીજે ઘરે કેમ ગયો ! પોતાના ઘેર જવામાં વળી રજા કેવી ? એમાં શું થયું ?

"તારા બાપ શા જે આમ રજા વગર ગયો!" બાઈ સાહેબે પગ જોરથી પછાડ્યો. લાલ આંખ કરીને વિનોદ તરફ જોયું.

"મને રજાની જરૂર લાગી નહિ હું ક્યાં દૂર ગયો છું ?" વિનોદે નમ્રતાથી જવાબ આપ્યો.

"એમ ? તું અગારો કરજુ છો તે ભૂલી જાય." પહેલા કરજના પૈસા ભરી દે પછી દૂર બીજે ઘરે રહેજે. કડવા શબ્દોની પરંપરા નીકળી. "સારું" વિનોદે ટુંકામાં જવાબ આપ્યો.

હવે સુધાને ખૂબ ઉશ્કેરી ફરિયાદ માંડાવી ડીક્રી કરાવી લેવા માટે સુધા ઉપર દબાણ કરાવ્યું, ઘણી યુક્તિ પ્રયુક્તિ અને સમજાવટ છતાં સુધાએ આ આખરીનું પગલું લીધું નહિ. પણ લેણાં નીકળતાં રૂ. ૫૫૦૦ ભરી જવા વિનોદને વકીલની નોટીસ મોકલી.

વિનોદે પોતાના હાથથી જવાબ લખી એ જોખમદારી કબુલીને લેણા રૂપિયા બનતી જોગવાઈ અને સમવડે ભરી દેવા સ્વીકારી લીધું.

થોડા જ દિવસોમાં B A. ની પરીક્ષા દેવા માટે સુધા અમદાવાદ ગઈ ત્યાં એના મુનીમનો પત્ર આવ્યો કે વિનોદે ઘર, ફર્નીચર, લાયબ્રેરી અને વાદ્ય સાધનો એક અમદાવાદના શોખીન મીલમાલેકને વેચી નાંખ્યાં છે. થોડા જ દિવસોમાં વિનોદની એક ટુંકી ચીઠ્ઠી મળી. સાથે રૂ. ૩૦૦૦) નો ચેક બીડ્યો હતો. લેણા પેટે જમે કરવા વિનંતિ તેણે કરી હતી. સુધા એ ચીઠ્ઠી વાંચી આખી રાત રોવામા ગાળી. વિનોદને મનાવી લાવવા એનું મન પ્રેરણા કરવા લાગ્યું. પરંતુ અભિમાને તેમ કરવા દીધુ નહિ

બાર માસ વીતી ગયાં. સુધા B A પાસ થઈને પોતાના ગામમા આવી રહી. એની દુરની માસી એના સાથે આવી રહી

વિનોદે દર પહેલી તારીખે શરૂઆતમાં પંદર રૂપિયા અને પછી ત્રીસ રૂપિયા મોકલવા માંડ્યા. એક સાથે વ્યાજ અને અસલ પેટે એવી એક ચીઠ્ઠી આવતી. સુધાને ખબર પડી કે વિનોદ એક મિસ્ત્રીને ત્યાં ચણતરનું કામ કરવાની નોકરી કરતો હતો. મીસ્ત્રીએ પહેલે માસે ત્રીસ રૂપિયા અને છઠે માસે પચાસ રૂપિયા પગાર કરી આપ્યો હતો. વિનોદ મજૂરમાંથી આગળ વધીને ઑવરસીયર થયો હતો.

દેવ વારંવાર પોતાની મોટરમાં બેસીને સુધાને મળવા એને ગામ આવતો હતો. સુધાએ અમદાવાદમાં ઉતારા માટે બંગલો રાખ્યો હતો. બે ચાર માસે અમદાવાદ આવી જતી હતી. વિનોદ માટે મન ક્યારેક તળસતું હતું પરંતુ અભિમાન એને અટકાવી રાખતુ. દેવ સાથે સુધાનો વ્યવહાર મિત્ર ભાવનો હતો. દેવની કોશીશો છતાં એ સંબંધ વધારે ગાઢ થઈ શકતો નહિ. બહારથી બેપરવાઈ દેખાડતી સુધા પોતાના છાપામાં વાંચતાં એને ખબર પડી કે વિનોદ નામે ઑવરસીયર એક ઊંચી બિલ્ડિંગની પરાંચ ઉપરથી લપસી જવાથી નીચે પડી ગયો છે. એને વાડીલાલ હોસ્પીટલમાં લઈ જવામાં આવ્યો છે. ડોક્ટરે એના હાથના હાડકા ભાંગી જવાનો રિપોર્ટ કર્યો છે. આ વાંચતા જ સુધા ગભરાઈ ગઈ. એ મોટરમાં બેસીને હોસ્પીટલ તરફ દોડી. એનું અભિમાન તુટી ગયું.

વિનોદ તું બેવકૂફ છે મને એક ચીઠી તો લખવી હતી મને શા માટે ખબર આપ્યા નહિ ? શા માટે તું અહીં આવ્યો ? ઘરે આવતાં તને શા માટે શરમ લાગી ? ચાલ હવે ઘેર ચાલ. મોટર તૈયાર છે.

મને અહીં ઠીક સારવાર મળે છે. વિનોદે ધીમેથી કહ્યું.

શું ધૂળ મળે છે આમ બોલતાં શરમ આવતી નથી ! સુધાની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વહેવા માંડ્યો.

ડૉક્ટરને મળી સુધાએ જવાની ચીઠ્ઠી કઢાવી લીધી. સોફર અને બીજા માણસને બોલાવીને વિનોદને ટેકો અપાવી મોટરમાં બેસાડ્યો. સુધાના અત્યાગ્રહ અને ધાર્યું કરવાની વૃત્તિ સામે વિનોદ કાંઈ બોલી શક્યો નહિ. એણે સ્વપ્નમાં જોહજ્ઞત્તિ મેળવી વિનોદને મુંગો બનાવી દીધો. પ્રેમી સ્વજનને પ્રેમની દોરીએ બાંધી લીધો.

બંગલામાં પલંગ ઉપર એને સુવાડ્યો. સુધાએ ડૉક્ટરને બોલાવી અને સેવા કરવા માંડી.

સાંજે દેવ આવ્યો. પલંગ ઉપર સુનેલા વિનોદને જોયો. અજાણ્યાં થઈ એણે સુધાને પુછ્યું આ કોણ છે ?

# પ્રતિષ્ઠા પામેલો પત્રકાર

# લુઈફીશર

સંકલનકાર: રા. હિંમતલાલ મ. પટેલ,

( ખરું જોતાં, ધર્મોપદેશક, પત્રકાર અને કેળવણીકાર ત્રણેનું કાર્ય એક સરખું જ છે.)

—કાકા કાલેલકર

અમેરિકાના ગત, વિશ્વયુદ્ધમાં પ્રસિદ્ધ પામેલા પ્રેસિ. વુડરો વિલ્સનનું એક અમર વાક્ય છે. Democracy cannot be safe anywhere, Until it is safe every where એટલે કે "લોકસાસન એક જગ્યાએ સુરક્ષિત નથી, તો ક્યાંય સુરક્ષિત રહી શકશે નહિ" આ અમર વાક્યના સત્યને સમજી શકનારા, આ બીજા વિશ્વયુદ્ધમાં પણ માનવજાતને સાંપડ્યા છે, એ માનવજાતનું ઉજ્જવળ ભાવી સૂચવે છે. આવાઓમાં, સાહિત્યકારો તો છે જ, હોય જ; પણ પશ્ચિમની સંસ્કૃતિનું એક આશાસ્પદ અંગ–પત્રકારત્વ–એના ઉપાસકોએ પણ તદ્દન નોખી ભૂમિકાએ ઊભીને આ સત્ય નિહાળ્યું છે, ને પીડાતા જગત તરફ લાલબત્તી ધરી ગયા છે. આવા પત્રકારોની જમાતમાં અમેરિકન પત્રકાર લુઈફીશરનું સ્થાન ઊંચું છે. એવો જ એક બીજો છે, એડગરસ્નો ચીની રાજનીતિનો પત્રકારની દૃષ્ટિએ અભ્યાસ કરનાર આંતરરાષ્ટ્રીય ખ્યાતિને વરેલો જ્હોન ગથર, આપણો હિંદનો પત્રકાર ચમનલાલ એ બધાને પણ આ જમાતમાં મૂકી શકાય નક્કર હકીકતો પર આ લોકો મદાર બાંધે છે.

લુઈફીશરનું ક્રીપ્સ મીશનના વેળાનું હિંદમાં આગમન ઓચિંતુ હતું. પ્રેરિત હતું સંજોગો એવા ઊભા થયા ને એને આપણા–યુરોપિય આંખે અનોખા એવા–હિંદી રાજનીતિજ્ઞોનું હદર્દ વધુ ઊંડે નિહાળવાની તક મળી હિંદનું કોકડું ગૂંચવાયેલું પડ્યું હતું. પ્રે. રૂઝવેલ્ટનો અંગત દૂત લુઈ જ્હોન્સન આવી ગયો. કોકડું ગૂંચવાયેલું જ પડી રહ્યું. ક્રિપ્સ આવ્યા, ગયા કોકડું એમનું એમજ રહ્યું–અણઉકલ્યું. અમેરિકન અખબારોને હિંદનો વધુ ઊંડો અભ્યાસ કરવાની ઉત્કંઠા જાગી–જરૂરત લાગી ને અમેરિકન અખબારોએ પોત–પોતાનાં ભટકતાં પંખીઓ ખબરપત્રીઓ–હિંદને આંગણે ઊતાર્યાં સ્વતંત્ર સૂર કાઢનાર સુપ્રસિદ્ધ અખબાર, Nation 'નેશને' પોતાના ખાસ ખબરપત્રી લુઈફીશરને મોકલ્યો.

ને લુઈફીશરે હિંદમાં શું જોયું ? એણે હિંદના નાના મોટા નેતાઓની મુલાકાતો ગોઠવી. જરૂરી પ્રશ્નોત્તરી કરી. નહેરુ, આઝાદ, ઝીણા, આંબેડકર, બીકાનેરના મહાશય, મુઝફ્ફરહેરઅલી વગેરે ને મળ્યો ને સેવાગ્રામના સંતનો સાથે સપ્તાહ સુધી સાધ્યો અને એ સપ્તાહની એકે એક પળ બને તેટલી માહિતી મેળવવામાં કાઢી. કહે છે કે, ફરતા, જમતાં પણ એની વાતચીત ચાલુ રહેતી. એણે આ વિશે હમણાં જ એક પુસ્તક બહાર પાડ્યું છે. A week with Gandhiji ગાંધીજી સાથે અઠવાડિયું'

વાઈસરોય જોડે એણે માથાં ફોડ્યાં. જો કે એ મિતભાષી છે છતાં કારણકે એણે એકત્રિત કરેલી માહિતિ બોલતી હતી કે હિંદનો કેસ ખોટી રીતે રજુ કરવામાં આવ્યો છે– ને ખુદ સામ્રાજ્યના એ સરનશીન પાસેથી,

વાઈસરોય પાસેથી પણ ગાંધીજીની મહત્તા વિશે હા ભણાવી લુઇફીશર ગજકીય મહત્ત્વનાં એકે એક સ્થળે ભટકયો. હિંદનું ઉદ્યોગીકરણ પણ જોયું slums દરિદ્રગૃહો પણ જોયાં ને હિંદની ગરીબી વિશે સાચો અભિપ્રાય ઉચ્ચારી ગયો એણે લખ્યું: 'એક અતિ કંગાળ, ભૂખ્યો, પછાત દેશ છે આ હિંદના ઘણા ખરા હિંદીઓ અર્ધા ભૂખ્યા ને પોણા નાગા છે રશિયાનો, પૂર્વ યુરોપનો તેમના ખરાબમાં ખરાબ દિવસો દરમિઆન મને અનુભવ છે—હિંદમા અત્યારે જે હાલત છે—તેની સરખામણીમાં ત્યાંની સ્થિતિ સ્વર્ગ જેવી હતી.'

આપણી ગજકીય મડાગાંઠ માટે એણે આપણા જ વિચક્ષણ નેતાઓ ઉચ્ચારે છે, એવું સત્ય ઉચ્ચાર્યું એણે લખ્યું છે. હું તો હિંદની બહાર એવી પ્રતીતિ લઈ ને આવેલો છું કે બ્રિટીશરોની ઇચ્છા હોય તો ૨૪ કલાક માં જ હિંદની કાર્ય સાધક એકતા સ્થાપી શકે એમ છે" હિંદ વિશે આવાં વાકયો ઉચ્ચારનાર વળી કહે છે, જેમ ગાધીજી હૃદય પૂર્વક કહે છે તેમને મિ. વેન્ડેલ વીલકીએ હમણાંજ કહ્યું તેમ, કે, 'હું ઇંગ્લાંડનો મિત્ર છું, એની પોતાની બેવકૂફીમાંથી એને બચાવી લેવાની મને ઉમેદ છેઃ માટે જ એના વલણની હું આટલી કડક ટીકા કરી રહ્યો છું. કારણ કે સાચા દોસ્તો તેમને કહેવાય, જેમને કોઈ પણ જાતના સંકોચ વગર સાચી વાતના સારૂ ઠપકો આપી શકાય'

આ વિચક્ષણ વૃત્તવિવેચકનો જન્મ, ફીલાડેલ્ફીઆ (યુ. એસ. એ.) ના દરિદ્રવાસમાં એક કરખાનાના મજુરને ઘેર થએલો એનો બાપ ફળની પણ ફેરી ફરતો. ફીશરના કાનમાં હજુય એના બાપનો વેચતી વેળાનો ટહુકો, 'ફળો લો કોઇ ફળો, મીઠાં ને તાજાં તાજાં" ગૂંજે છે. એવું ખૂબ મહત્ત્વનું પુસ્તક એના જીવનચરિત્રને વણી લેતું Men & politics 'માનવને Padum Publication પબ્લીકેશન તરફથી પ્રસિદ્ધ થએલી ફીશરની બે પુસ્તિકાઓ Lenin's Russia અને (Stalin's Russia,) (અનુક્રમે લેનિન રશિયા ને સ્ટેલિનનું રશિયા)એ એના 'માનવ અને રાજનીતિ' એ પુસ્તકમાંથી જ અવતરણો છે. જેમ ગાંધીજી જીવનભર સત્યના ઉપાસક રહ્યા એટલે એમણે એમના જીવનચરિત્રનું નામ 'સત્યના પ્રયોગો' એવું આપ્યુ, તેમજ ફીશરનું છે. ફીશર રાજનીતનો politicsનો જ અભ્યાસી રહ્યો છે એની એ આત્મકથામાં એ એના બાળપણની હાડમારીઓનું વર્ણન કરે છે કે એના બાપને ઘરનું ભાડુ ન આપી શકાવાને કારણે વારેવાર સ્થળાંતર કરવું પડતુ—ને ઓછા ભાડાની જ કોટડી ગોધવી પડતી. અરે, ૧૬ વર્ષ સુધી તો ફીશર વીજળી ની નહાવા ધોવાના સગવડવાળી કોટડીમાં નિવાસ ન્હોતો કરી શક્યો એને ને એની બહેનને કોઇ કોઈવાર એક ટંક ખાઈ ને જ ચલાવવુ પડતું. એ લોકોની કોઈ પૈસાપાત્ર સગી આર્થિક મદદ અવારનવાર કરતી ત્યારેજ એમનું નભતું.

પછી, ફીશરે પત્રકારત્વમાં ઝંપલાવ્યુ. ગરીબીએ તેને મહેનતુ બનાવ્યો હતો, બુદ્ધિ સતેજ કરી હતી. એ યુરોપમા રખડયો. રશિયામાં ગયો. રશિઅન સ્ત્રીને પરણ્યો, મિસરની ભૂમિ પણ એણે જોઇ. કહે છે કે Memoris of Poince Kroputkcin એક ક્રાન્તિકારની આત્મકથાએ એના પર ખૂબ અસર કરી ને સ્વાભાવિક રીતે મજૂરનો એ દિકરો મજુરોના દેશ તરફ—સોવિયેટ તરફ આકર્ષાયો. જીંદગીના કિમતી વર્ષો એણે રશિયામાં જ ગાળ્યાં છે. પરિણામે એનો સોવિયેટનો અભ્યાસ સચસ છે. એનું પુસ્તક, 'Soviet in World Affairs' વિશ્વની ઘટનાઓમાં સોવિયેટ' એની એ મહેનતનું ફળ છે. એ પુસ્તકમાં એણે એટલી ઉપયોગી માહિતી સંકલિત કરી છે કે (M. Litvinof) મેં. લીટવીનોફે ફીશરને ખુદને કહેલુ કે, 'હું તમારૂં

વધુ માન ઉપજાવે એવું એ છે કે એના કથન ને આચરણ વચ્ચે ઝાઝું અંતર નથી.

એની સાદગી સન્માનનીય છે હિંદમાં પગ મૂક્યો ને હિંદની આબોહવાને અનુકૂળ આવે એવો જ પોષાક એણે પરિધાન કર્યો. ગાંધીજીના આશ્રમમાં તો એ ખાદીનું કુર્તુ ને પાયજામો પહેરતો. કદાચ એ જ પહેલવહેલો પરદેશી હશે, જે વાઈસરોય સાહેબને આવા સાદા પહેરવેશમાં મળ્યો હોય

પત્રકાર તરીકે એની દૃષ્ટિ પણ અતિશય નિખાલસ (frank) છે મુંબઈના દરિદ્રનિવાસો ને ફેક્ટરીઓ જોવાને એને અવકાશ મળ્યો, પણ આગ્રાનો તાજ કે મુંબઈની નજદીક અજંટાની ગુફા જોવાનો અવકાશ ન મળ્યો. એ એવો કાર્યલક્ષી છે.

એ એના પત્રકારત્વને વરેલો છે એને એનું ટાઈપરાઈટર એ સિવાય એની કોઈ મિલકત જેવું પણ નથી કોઈ રાજનૈતિક પક્ષ કે ટ્રેડ યુનીયનનો સભ્ય પણ થનો નથી. આ વસ્તુને એ પત્રકારત્વની Intellectual Discipline બુદ્ધિશિસ્ત કહે છે.

એ સયમશીલ લેખક છે. એના જીવનચરિત્ર પુસ્તક 'Man & Politics માનવ અને રાજનીતિ' 'Severdays with Gandhiji ગાંધીજી સાથે એક અઠવાડિયુ,' 'Soviet in World Affairs વિશ્વ ઘટનાઓમા સોવિયેટ' નો ઉલ્લેખ અગાઉ થઈ ગયો છે. એ સિવાય એનું એક મહત્વનું પુસ્તક 'Oil Imperialism છે ખનિજ તેલનું પ્રભુત્વ' છે એમાં રશિઆ, તુર્કી ને ઈરાનના ખનિજ તેલ પર પ્રભુત્વ જમાવવા મથતા દેશો અને આંતર-રાષ્ટ્રીય ટ્રસ્ટો કંપનીઓની તરકીબો ઉઘાડી પાડી છે. આ પુસ્તકનું લગભગ બધી યૂરોપીય ભાષામાં ભાષાંતર થયું છે

આવા આઝાદ દીલ પત્રકારને 'નેશન' જેવાં આઝાદ પત્રે રોકી લીધો છે. અત્યારે એના તંત્રી મંડળમાં છે. ફીશરે સર હોય કે લોર્ડ હોય, બધાને સમાનતાથી સંબોધવાનું ધોરણ સ્વીકાર્યું છે. વર્તમાન પત્રોદ્વારા Nation-નેશન-ની આ સમાન રીતે સંબોધવાની નીતિને આપણે જાણી હતી. આ પ્રથાનો પ્રેરણા દાતા સમદૃષ્ટિ લુઈ ફીશર છે.

સાડી પહેર્યા પછી બીજા વસ્ત્રો માટે પણ પસંદગીની ખાસ આવશ્યકતા રહે છે. જો સાડી કિંમતી હોય તો બ્લાઉઝ-કબજો સાદો રાખવો અને કબજો બ્લાઉઝ કિંમતી હોય તો સાડી સાદી રાખવી એ પણ પહેરવાની બાબતમાં વધુ અગત્યનો ભાગ ભજવનાર બાબત છે. આમ વિરુદ્ધ રંગ એકબીજાને વધારે આકર્ષક બતાવે છે. જો બન્ને કિંમતી રાખશો તો એકેનો પ્રભાવ બરાબર માલુમ પડશે નહિ અને તમને જ ઠીક લાગશે નહિ કેટલીક બ્હેનો હજુ પણ બ્લાઉઝની બોચો રાખે છે-પણ એ આધુનિક જમાનામાં ઉંક ખરાબ દેખાવ આપે છે, બ્લાઉઝને વળી બોચો શી? વળી એટલું ખાસ ધ્યાનમાં રાખો કે બ્લાઉઝ શરીરને તદ્દન બંધ બેસતું હોવું જોઇએ, કેમકે ઢીલુ પડતું બ્લાઉઝ સુંદરતા બગાડે છે. જો પહેરનાર સ્ત્રી દુબળી હોય તો જરૂરથી ૧૦" થી ૧૨" ની બાંયો રાખવી, જેથી કઢંગુ લાગે નહિ.

જેમ પરીઓનું સૌંદર્ય તેમની પાંખો છે તેમ સ્ત્રીની સૌંદર્ય વૃધ્ધિમાં ચંપલ પણ સહાયક બને છે. કારણ કે તે સાથેની ચાલથી સ્ત્રી વધારે સૌંદર્યવતી દેખાય છે.

સાડી, બ્લાઉઝ, ચંપલ, સિવાય હાથનો રૂમાલ, સૌભાગ્ય ચિહ્નો વગેરે પણ સૌંદર્ય બતાવવા માટે ઉપયોગી છે, વળી વેણીગુંથન અને ચાલવાની ઢબથી પણ સૌંદર્ય બનાવી શકાય છે. આટલા ઉપરથી આપ જોઈ શકશો કે ઉંચી કિંમતનો પોશાક હોવાની જરૂર નથી પણ પહેરવાની ઢબથી જ સુંદરતા ખીલે છે.

સૂચિત ] અનુઃ નગીનદાસ શાહ

---

'ગુજરાત મહાગુજરાતમાં માનીતાં માસિક' ગણાવાનો દાવો કરતાં માસિકોએ તો આ બદીથી દૂર રહેવું જ જોઈએ. જન્માષ્ટમીના ખાસ અંકો જોતાં આ બાબતની ખાત્રી થશે.

સ્ત્રી સંસ્થાઓ અને શિક્ષિત સ્ત્રીઓનાં મંડળોએ આ બાબતનો ઉહાપોહ કરી લોકમત જાગૃત કરી કાયદાથી આ અનિષ્ટ પ્રથા દૂર કરવાની જરૂર છે એવો અમારો મત છે.

[ જ્યોતિર્ધરઃ ]

# અશ્લીલ નારીછબીની બદી

છાપાંઓ, માસિકો, જાહેર ખબરો, કપડાના થાન ઉપરની છાપો, સીગારેટ, દીવાસળી, પાઉડર, ટોઇલેટ-વગેરે અનેક ચીજોની દાબડીઓ, ડબ્બાઓ, બાટલીઓ વગેરે અસંખ્ય સ્થળે સ્ત્રીઓની જે જાતની છબીઓ પ્રકટ કરવામાં આવે છે તે ખરેજ અત્યન્ત શરમાવા જેટલી હદ સુધીનું કલુષિત માનસ પ્રગટ કરે છે. સીનેમા તથા નાટકની નટીઓની છબીઓ ગુજરાતનાં કેટલાંક શિષ્ટ ગણાતાં માસિકોનાં કવર પેજ ઉપર દર વખતે આબ્બાજ કરે છે. કેટલાંક માસિકો ઉપર તો અમુક કોઈ જાણીતી નટીની કે વ્યક્તિની નહિ પણ સામાન્ય હલકી બજારૂ સ્ત્રીઓની છબી પાઉડર અને રંગના લપેડાવાળી અને ચીતરી ચઢે તેવાં આભૂષણ અને શણગારવાળી ખાસ આકર્ષણ તરીકે પ્રગટ કરવામા આવે છે. આ પ્રગટ કરવાથી કઇ જાતની કલાને પોષણ મળે છે તે સમજાતું નથી. હલકી મનોવૃત્તિવાળા અને વિકારી લંપટ પુરુષો આ માસિકો તેના પૂઠા ઉપરનાં વિષયી નારીઓના ચિત્રોથી આકર્ષાઈ ખરીદ કરે-માસિક વાંચી પણ ન શકે તેવા માણસો પણ આવાં ચિત્રોની ખાતર તે માસિકો ખરીદે છે-એ હલકી વેપારી વૃત્તિ સિવાય આમાં બીજો કોઈ હેતુ હોય એમ સમજાતું નથી.

સ્ત્રીદેહની સુંદરતા એ અત્યન્ત પવિત્ર વસ્તુ છે. સ્વચ્છ નિર્મળ સરોવર, ઉત્તુંગ ભૂરા શિખરવાળા પર્વતો, સુન્દર વનરાજી, રમણીય નદીતટ, અદ્ભૂત રંગો મિશ્રિત સંધ્યા, શીળી શાન્ત-ચાંદની-વગેરે કુદરતનાં દૃશ્યો જોઈ જે જાતનો અલૌકિક આનંદ ચિત્તમા ઉદ્‌ભૂત થાય છે તેવો જ ઉન્નત પવિત્ર આનંદ સ્ત્રી સૌંદર્યનાં દર્શનથી થવો જોઈએ. આટલું બધુ ઉન્નત ચિત્ત સામાન્ય જનતાનું ન હોય એ સ્વાભાવિક છે, પરંતુ કલાને નામે વિષય અને વિકારોત્તેજક સ્ત્રીઓનાં અશ્લીલ અગર શૃંગારમય ચિત્રો સ્થળે સ્થળે પ્રગટ કરવામાં આવે છે તેનો કોઇ રીતે અટકાવ અવશ્ય થવો જોઈએ એમ અમને લાગે છે. ખાસ કરીને શિષ્ટ સાહિત્યનાં અને

# જગતના આરંભમાં

શ્રી. બળવંતરાય છ. મહેતા.

શરૂઆતમાં વનિતાને ઘડવાની જગતશિલ્પી બ્રહ્મા યોજના કરવા લાગ્યા. તેણે જોયું કે તેની આગળની બધી વિપુલ સામગ્રી તો પુરુષને ઘડવામાં વાપરી નાખી છે. શેષ કોઈ એવી સામગ્રી રહેતી નથી જેમાંથી નારીની મૂર્તિ ઘડી શકાય.

સમાધિમાં લીન થઈને વિચારમગ્નતામાંથી તેણે આ પ્રમાણે કર્યું

ચંદ્રમાંથી સુડોળતા, ફુલોમાંથી યૌવન, પાનમાંથી સુકુમારતા, હરણમાંથી કટાક્ષ, સૂર્યના કિરણમાંથી મુખતી, ફીણ વાદળીઓમાંથી રૂદન, વાયુમાંથી ચંચલતા, મોરમાંથી કલા, રસમાંથી મધુરતા, અગ્નિમાંથી ઉષ્મા, હિમમાંથી શિતલતા, પક્ષીગણોમાંથી અંગમરોડ, કોયલમાથી સ્વરમાધુર્ય, બગલામાંથી બનાવટી પ્રેમ, અને ચક્રવાક પક્ષિમાંથી સ્નેહના તત્વો લઈને આ શરીરની સચના કરી. આ બધા તત્વોનું એકમાં સંસ્કારણ કરીને જે પુતળી ઉત્પન્ન થઈ તે સ્ત્રી. આ સ્ત્રીની સોંપણી પુરુષને થઈ

પરંતુ એક અઠવાડીયા પછી પુરુષ પાછો આવ્યો અને તેણે જગતશિલ્પીને કહ્યું:-- સ્વામી તમારી આ સ્ત્રીથી મારો જીવ ઘણો દુઃખી થઈ ગયો છે, તે ગમે તેમ બકવાટ કર્યા કરે છે, મારી સહનશીલતા હવે રહેતી નથી. તેની ઈચ્છાને આધીન મારે હંમેશા તેની આગળ રહેવું પડે છે. મારો ઘણોખરો વખત તેનામાં જ જાય છે અને તે આખો દિવસ આરામમાં પડી રહે છેઃ અને કંઈ કામ પણ કરતી નથી, તેથી હું તેને પાછી સોંપવા આવ્યો છું, હું તેની સાથે નહિ રહી શકું.

શીલ્પીએ કહ્યું:—બહુ સારું, અને સ્ત્રીને પાછી લઈ લીધી.

પરંતુ થોડાક દિવસો પછી પાછો પુરુષ આવ્યો અને બોલ્યો સ્વામી મારૂં જીવન હવે સુનુ થઈ ગયું છે, જ્યારથી હું તેને તમારા ત્યાં મૂકી ગયો છું ત્યારથી તેનું હસવું, તેનુ ગાવું તેનું નાચવું, તેનું રમવું મને યાદ આવે છે. તેના હસવામાં સંગીત હતું તેનામાં સૌન્દર્ય હતું, અવાજમાં કોમળતા હતી, માટે તે મને પાછી આપો.

શીલ્પીએ તેને ફરી પાછી સ્ત્રીને સોંપી દીધી.

પરંતુ ત્રણ ચાર દિવસ પછી પુરુષ વળી પાછો આવ્યો અને બોલ્યો:--સ્વામી હું નથી જાણી શકતો, પરંતુ આ સ્ત્રીથી મને સુખને બદલે દુઃખ વધારે થાય છે. આપ તેને પાછી લઈ લ્યો.

શીલ્પીએ કહ્યું:--ચાલ્યો જા અહીંથી, હવે હું તેને પાછી નહિ રાખું, જેમ તેવી હોય પરંતુ તારે તેને નીભાવવી પડશે.

પુરુષે કહ્યું:--પરંતુ હું તેની સાથે નહિ રહી શકું.

શીલ્પીએ કહ્યું:—તું પણ તેના વગર નહિ રહી શકે.

પુરુષ ત્યાંથી ચાલ્યો ગયો.

મનમાં પુરુષ બબડયો—શું કરું ? હું તેની સાથે પણ રહી શકતો નથી, તેમ તેના વગર હું પણ રહી શકતો નથી.

## જુદા જુદા દેશના લગ્નરિવાજો (વહેમો !)

કોરીઆ નામના દેશમાં લગ્ન પછી પત્નીએ બે દિવસ સુધી પતિનું મોં ન જોવું જોઈએ એવી માન્યતા છે. આમાં કંઇ ભુલ ન થાય માટે પત્નીની આંખ તે વખત દરમિયાન ગુંદરથી ચોંટાડી દેવામાં આવે છે.

*

દક્ષિણ આફ્રિકામાં એક જાતમાં એવો રિવાજ છે કે કોઈ પણ છોકરી તેના લગ્નનું નક્કી થાય પછીજ મોટા લાંબા વાળ રાખી શકે, જ્યારે પનામામાં એક જાતમાં એવો રિવાજ છે કે લગ્ન પહેલાં છોકરીઓ લાંબા વાળ રાખે પણ લગ્ન વખતે છોકરીઓને વાળ કપાવી નાંખવા પડે છે.

*

મૂર દેશમાં લગ્ન વખતે વરરાજા ભૂત પિશાચની કે એવી કોઈ ખરાબ અસરમાંથી મુક્ત થઇ જાય માટે તેને ખૂબજ મારવામાં આવે છે.

*

યુગોસ્લાવીઆમાં કન્યાએ લગ્નના દિવસો દરમિયાન પડદામાં રહેવાનું હોય છે. ને તે સાદી લાજ કે પાતળો પડદો નહિં પણ કન્યાને તંબુ જેવા એક ચારે બાજુ વીંટાળી લેતા પડદાની અંદર રાખવામાં આવે છે.

*

મોરોક્કોની બરાબર જાતમાં લગ્ન પછી વરરાજાઓએ પોતાના સાસરીઆ જોડે કોઇ પણ જાતનો સંબંધ ન રાખવો જોઈએ એવી માન્યતા છે. તે એટલે સુધી કે લગ્ન પછી કેટલા યે મહિનાઓ સુધી એનાથી એની પત્નીના કોઇ પણ સગાં જોડે ભૂલેચુકે બોલાય પણ નહિં.

*

હિંદમાં તો વરરાજા અને વહુના બાપને બંનેને કે બેમાંથી એકને એટલો ખર્ચ કરવો પડે છે કે ઘણીએ વખત તે માટે દેવું કરવું પડે અને તે નિમિત્તે લગ્ન પછી કેટલાએ વર્ષો સુધી દેવું ભરી લગ્નની યાદ રહે છે.

# કેળવણી



શ્રી માલતિબેન દવે.

**સા**હિત્ય એ મનુષ્ય જીવનનું ખાસ અગત્યનું અંગ છે દરેક મનુષ્ય જન્મથી જ ઓછી વધતી બુદ્ધિ ધરાવે છે, પણ તેને કેળવણી તેના વાતાવરણ ને સસ્કાર ઉપર આધાર રાખે છે દરેક મનુષ્યનું જીવન તેની સારી કે નરસી કેળવણી ઉપર રચાયલુ હોય છે કેળવણી એટલે મનુષ્ય જાતની અણખીલેલી બુદ્ધિશક્તિ ને મનનો વિકાસ કરવો તે કુદરતે દરેક મનુષ્યને જુદી જુદી જાતની શક્તિઓ આપી છે તેને સપૂર્ણ પણે ખીલવવાનું કામ કેળવણી કરે છે, અને તેથી જ કેળવણી મનુષ્ય જીવન સાથે મુખ્ય સબધ ધરાવે છે

[કેળવણી એ, મનુષ્ય ને ઉમદા રીતે જીવવાનું સાધન છે] હાલ કેળવણીનો ઉદ્દેશ ફક્ત અગ્રેજી ભાષા ઉપર કાબુ મેળવવા કે નોકરી મેળવવા પુરતો થઇ ગયો છે નિશાળોમાં પણ વાચન કેવળ પરીક્ષા આપવાને માટે જ ઉપાડી લીધેલુ વૈતરારૂપ બની ગયું છે, અને પરીક્ષા પુરી થયા પછી વિદ્યાર્થીઓ પુસ્તકીયા જ્ઞાન ભૂલી જાય છે, હાલના સમયમા માતૃ ભાષા ઉપર કેટલીયે જગ્યાએ અભાવ થયેલો જણાય છે અને અંગ્રેજી નહિ જાણનાર ઉપર તિરસ્કાર દર્શાવવામાં આવે છે અંગ્રેજી ભાષાનું ઉચ્ચ જ્ઞાન મેળવવુ એ કામનું છે પરંતુ માતૃભાષાને કેળવણીનુ સાધન કરી તેના પર ઉત્તમ કાબુ મેળવવો એ વધારે ઇષ્ટ છે

કેળવણીથી ઉત્તમ પ્રકારના વિચાર સ્વતંત્ર પણે કરવાની ટેવ ખીલે છે જેથી મનુષ્યને સાચા ખોટાનું જ્ઞાન થાય છે સ્વતત્રપણે વિચાર કરવાથી બુદ્ધિ બહુ ખીલે છે અંધ શ્રદ્ધાની માન્યતાઓ દૂર થાય છે અને બુદ્ધિનો સદુપયોગ થાય છે જે બુદ્ધિનો ઉપયોગ કરે તેજ ધર્મની મહત્તા સમજે છે કેળવણીથ આત્મજ્ઞાન આવે છે આત્મજ્ઞાન એટલે પોતાન આત્માને પિછાનવો અને કોઇ પણ મનુષ્ય અથવ પ્રાણીમાં ભેદભાવ રાખ્યા વિના સૌને એ સમજી વિશાળ દૃષ્ટિવાળા થવુ 'અને' કો અદ્‌ભૂત શક્તિની સમીપ જવા પ્રયત્ન કરવો

કેળવણી મેળવવામાં બાળકનો બાલ્યકાળ અગત્યનો છે બાળક એટલે દેશનો ભવિષ્યને એક યુવાન, સમાજની એક વ્યક્તિ આ કાર ણોને લીધે જ નાના બાળકોના વિદ્યાભ્યાસન બાબતમાં માબાપોએ ખાસ લક્ષ આપવુ જોઇએ બાલ્યાવસ્થામા મળેલુ જ્ઞાન કદી ભૂલાતું નથી બાળક સર્વથી પહેલું ઘરમા ને માતાની ગોદમ જ કેળવાય છે ઘરના વાતાવરણના સસ્કારન તેના ઉપર જલ્દી છાપ પડે છે સ્રી બાળકનુ પોષણ કરનારી છે એટલે તેના ઉપર બાળકન ચારિત્રનો મુખ્ય આધાર રહે છે પિતાન સસ્કારની છાપ થોડો વખત જ પુત્રના ઉપર રહે છે પણ માતાની ગોદમા અહોનિશ રમત બાળક માતાના સસ્કાર ઉપર મુખ્ય આધાર રાખી રહેલું હોય છે માટે સ્રી કેળવણીન પહેલી જરૂરીઆત છે ભાવિ પ્રજાનું ઘડતર માતાઓના હાથમા છે મહાન પુરુષો પણ એ સુશિલા માતાઓની કુખે જ પાકયા હતા એમને જ હાથે ઝૂલ્યા હતા અને એમના જ સુસસ્કાર તેઓમા રેડાયા હતા અત્યારન સમયમાં જે બાળકો આયાઓને હાથે કેળવાતાં હશે તેમના સંસ્કાર પણ એવા જ આવવાના થોડો વખત બાળક માતાને હાથે કેળવાય પછી તેનો આધાર શાળાના શિક્ષણ ઉપર પણ રહે છે હાલની કેળવણીમા બાળકોના ચારિત્રોના ઘડતર પર પુરતુ ધ્યાન નથી અપાતું એ બહુ

એદ્જનક છે. શાળાનો શિક્ષક એટલે બાળકનો પિતા, શિક્ષક એટલે ઉગતી પ્રજાનો પ્રકાશક, ભાવિ પ્રજાનો તારક, તેના વિચારો અને સંસ્કાર બાળક ઉપર પડયા જ કરે છે. એટલે સમજી શકાય છે, કે શિક્ષકની પણ જોખમદારી કેટલી છે. શિક્ષકે, શિષ્યને ફક્ત પુસ્તકીયા જ્ઞાન ન આપવુ જોઇએ પરંતુ પોતાની દૃષ્ટિ એ કેળવી, નિરીક્ષણ બુદ્ધિથી જ્ઞાન આપવુ જોઈએ. શિક્ષકે પોતાની બુદ્ધિ શક્તિનો સારો ઉપયોગ કરવો, એજ શિક્ષણની સફળતા છે.

નિશાળમાં કેળવણી લેવાના સમયે બાળકના શિક્ષણનો મુખ્ય આધાર સારા પુસ્તકોના વાચન ઉપર રહે છે. માટે પુસ્તકની પસંદગી કેવી હોવી જોઈએ, એ પણ જણાવવું પડશે. પહેલાના સમયમાં પુસ્તકોની છત ઘણાં થોડા પ્રમાણમાં હતી જ્યારે અત્યારના સમયમાં પુસ્તકોની ગણત્રી થઈ શકે તેમ નથી, એટલાં થઈ ગયાં છે. દિવસે દિવસે એનુ પ્રમાણ વધતું જ જાય છે. એટલે જ સારા પુસ્તકોની પસંદગી કરવાનો પ્રશ્ન આવે છે. બાળકોને એમના વિચારો ઉચ્ચ રહે એવા ઉમદા પ્રકારના પુસ્તકોનું વાચન પૂરું પાડવું જોઇએ હાલના ઘણાય બાળકોને વાર્તા, નાટકો,ને સિનેમાની ચોપડીઓ વાંચવાનો શોખ હોય છે. આવા હલકા સાહિત્યના સમાગમમાં, આવ્વાથી બાળકોના કુમળા મગજ ઉપર હલકી છાપ પડે છે. અને દુર્ગુણોથી તેમનું જીવન બગડે છે

સારા સુંદર વિચારો દર્શાવનારૂં વાચન, બાળકને વડિલો તરફથી મળવું જોઈએ જેથી એમના વિચારો સુધરે કારણ વિચારો એજ વર્તનની શરૂઆત છે. અને આદર્શ વાચન એજ મનુષ્યના સંસ્કારને આવશ્યક છે. માનવ જીવનને સાહિત્ય સાથે નિકટ સબંધ છે. માટે જ એક અંગ્રેજ લેખકે કહ્યું છે કે 'ઉમદા પુસ્તકો જ સન્મિત્રો અને સાચા સલાહકાર છે.' જીવનમાં સાચુ જ્ઞાન ને સારા પુસ્તકોનું વાચન ખાસ અગત્યના છે કારણ આપણો રોજનો જીવન નિર્વાહનો ક્રમ શુષ્ક બનાવેથી જીવનને નિરસણ બનાવી મૂકે છે; ત્યારે સાહિત્ય આપણને આપણુ નિરસ જીવનમાં પ્રોત્સાહન, અને આનંદનું સાધન બની રહે છે માટે જ જીવનનો મુખ્ય પાયો કેળવણી ઉપર સ્થાયલો છે એક લેખકે કહ્યું છે કે " કેળવણી વિણુ નર પશુ." કેળવણી વિનાનો માણસ જીવન જીવી જાણતો નથી. ...ના જીવન કરતાં મૃત્યુ બહેતર છે.

# પોલી માન્યતાઓ.

" **આ**નાં છાલ ઉતાર્યા વિનાનાં બટાટાંનું શાક કેમ કરો છો? રૂપાળાં બાફીને છાલ ઉતારીને પછી શાક ન બનાવીએ! "

" તમને હું શી રીતે સમજાવી શકું ? તમારામાં મોટાઈ ને સુંદરતાના એવા ખોટા ખ્યાલો પેસી ગયા છે કે તમને મારી વાત હસવા જેવી લાગશે. ખરી વાત એ છે કે બટાટાંને બાફીને તથા છાલ ઉતારીને આપણા શરીરને અત્યંત ઉપયોગી એવા કેટલાક ક્ષારોને આપણે ફેંકી દઈએ છીએ, અને એવા લૂખા, ફીકાને નિઃસત્વ થઈએ છીએ. આપણા ખોરાકનાં પૌષ્ટિક તત્વોને આપણે ફેંકી દઈએ છીએ ને બાકીનો ફેંકી દેવા જેવો કચરો પેટમાં નાખીએ છીએ. ખરેખર જીવવું તે પણ એક કળા છે, ને આ જીવનકળા સૌએ સૌથી પહેલાં શીખી લેવી જોઈએ."

*　　　　*　　　　*

"કાન્તિભાઈ, અત્યારમાં શું ઊંઘી જાઓ છો ? ચાલોને સિનેમા જોવા."

" ભાઈ, આપણે તો આરોગ્યના નિયમ પ્રમાણે જીવન જીવનારાળા માણસ છીએ. શિયાળામાં આઠ વાગે ને ઉનાળામાં નવ વાગે એટલે આપણે તો ઊંઘીજ જવાના, ને સવારે ચાર વાગે એટલે ઊઠવાના જ. બાર વાગ્યા પહેલાં એક કલાક ઊંઘોને, પછી બે કલાક ઊંઘો તે બન્નેનો ફાયદો સરખો. નકામો ઉજાગરો કરી, આંખો બગાડી, પૈસા ઉડાડીને સિનેમા કોણ જુએ ? !

રાતે વહેલા જે સૂઈ, વહેલા ઊઠે વીર;
બળ, બુદ્ધિ ને ધન વધે, સુખમાં રહે શરીર.

*　　　　*　　　　*

" આ ગોળના લાડુ કોણે કર્યા ?! આપણને તે નહિ ભાવે ! ઘરમાં ખાંડ નહોતી ?

અરે ભાઈ, આપણે વાપરીએ છીએ તે પરદેશી ખાંડ-સાકર કેવી રીતે બને છે તે તમે જાણો છો ? ખાંડને રોગિષ્ટ જનાવરોનાં લોહી, ચરબી ને મૂત્ર વડે સાફ કરવામાં આવે છે ને હાડકાંના કોલસાનો ભૂકો તેમાં ઉમેરવામાં આવે છે, તેથી તે ધર્મ કે આરોગ્ય બેમાંથી એકેય રીતે વાપરવા લાયક નથી. "

" વળી ખાંડ સાકર તે ખરેખરી રીતે મીઠો વાપરવા લાયકનો પદાર્થ નથી, પણ આખો માનવ જાતનાં શરીરોને હાડપીંજરો જેવાં બનાવવા માટેનું રીતસરનું કાતીલ ઝેર છે ! તેનો વપરાશ જગતમાં વધ્યો અને આપણે રોગી તથા અલ્પજીવી બન્યા !

કોઈ પણ સંજોગોમાં ખાંડ-સાકરના સ્થળે ગોળને જ વાપરો, અને તન, મન, ધન અને ધર્મથી આબાદ રહો. "

*　　　　*　　　　*

હેં ભાઈ, આ બધાં માણસો કહે છે કે 'ધર્મ' પ્રમાણે ચાલે તે સુખી થાય' તે ખરી વાત ?

"હા, સોએ સો ટકા ખરી વાત, પણ ખરો ધર્મ કોને કહેવાય તે ઓળખતાં આવડવું જોઈએ. ટીલાં, પટકા, માળા કે અડવા ન અડવામાં જ ખરો ધર્મ સમાઈ જતો નથી,

અંજલિથી આપણે સર્વ વાકેફ છીએ: એમણે લખ્યું છે

'માતા સાધ્વી સ્ત્રી હતી એવી મારા ઉપર છાપ પડેલી છે તે બહુ ભાવિક હતી. પૂજાપાઠ વિના કદી ન જમે. હવેલીએ હમેશાં જાય'

દુનિયા આખી મહાત્માજીના ઉપવાસથી વાકેફ છે આ ઉપવાસ આદરવાની મૂળ અસર એમણે માતા પાસેથી મેળવેલી કહી શકાય. કહેવાય છે કે તે કદી ચાતુર્માસ ચૂકતાં નહિ અને ગમે તેવી માંદગીમાં પણ અપવાસ છોડતાં નહિ. એમનામાં વ્યવહારૂ ડહાપણ ખૂબ હતુ અને રાજકાજની વાતોથી વાકેફ રહેતાં. ઐહિક જીવનની અભિવૃદ્ધિ કરતાં એ પુત્રના ચારિત્ર્ય માટે વધારે આગ્રહી રહેતા. મહાત્માજીને ઇંગ્લાંડ જવા દેવામાં એ નારાજ હતાં. કારણ કે રખેને પુત્ર મોહને વશ થઈ જાય એવી તેમને બીતિ હતી, અને છેવટે મહાત્માજીએ મદિરા, સ્ત્રી અને માંસને નહિ અડકવાની ત્રણ પ્રતિજ્ઞાઓ લીધેલી ત્યારે જ હા પાડેલી.

*

પંડિત જવાહરનાં માતા

જવાહરલાલ નેહરૂનાં માને તો હિંદના એક મહાન નેતાનાં પત્ની અને બીજા મહાન આગેવાનની માતા થવાનું અદ્વિતીય માન મળ્યું હતું. એ માનમાંથી તો એને દુ:ખ જ સાંપડેલું. ફૂલની સોદમાં ઉછરેલા પોતાનાં બાળકો અને પતિને, કેદખાનાનાં જીવન ભોગવતા પોતાની નજરે એને જોવા પડેલા. પોતે પણ સત્યાગ્રહમાં ઝંપલાવ્યું.

સરઘસોમાં મોખરે થયાં અને સમગ્ર દેશની તાજુબી વચ્ચે લાઠીમાર વહોરી લીધો, જે લાઠી મારે એને લગભગ ભાંગી નાખ્યા.

જવાહર લખે છે કે 'જ્યારે બીજે મહિને એમને જેલમા મળવા આવ્યાં ત્યારે એના માથા ઉપર પાટા મોજૂદ હતા. છતાંયે તે આનંદ ભરપૂર હતાં અને સ્વયંસેવકો તથા

સેવિકાઓ સાથે સોટી અને લાકડીમાર મળવા માટે મગરૂર હતાં.'

સ્વ. સ્વરૂપરાણી પાશ્ચાત્યો અને પાશ્ચાત્ય વિચારસરણી સાથે હિંદના અન્ય કોઈ દેશ નેતાની માતા કરતાં વધારે સંપર્ક હતો છતાં તે સાંગોપાંગ 'હિંદી'જ રહેલાં. જો કે જવાહર ઉપર એમના પિતાના વ્યક્તિત્વની ઘેરી છાયા હતી છતાં માતા સ્વરૂપરાણી જ જવાહરનાં વિશ્વાસભાજન અને દુઃખનું આરામસ્થાન રહેલાં.

તે કુમળા હૃદયનાં હતાં અને વખતો વખત જવાહરને ઘરમાંથી કેદ પકડવાના પ્રસંગો વખતે કરૂણ દૃશ્યો ઊભાં થયાં હશે.

*

### પ્રો. કર્વેનાં માતા

મુંબઈ ઈલાકામાં સ્ત્રી કેળવણીના જ્યોતિર્ધર પ્રો. ધોંડો કેશવ કર્વે પોતાની માતા વિષે લખે છે કે 'મારી મા અને બહેન જેવી સ્ત્રીઓ જવલ્લે જ હોય છે' પ્રો કર્વેના શિક્ષણ માટે તેમને ખૂબ દુઃખ અને વિટંબણા વેઠવાં પડેલાં. ત્યારબાદ પણ પ્રો કર્વેએ વિધવાલગ્ન કરવાથી એમની માતાને વર્ષો સુધી સમાજનાં અપમાન અને પજવણી સહન કરવાં પડેલાં.

*

### સ્વ. ગોખલેનાં માતા

ગોખલેનાં માતા પણ તેના જીવનમાં જબરાં પ્રેરણાદાયી હતાં. તે ખૂબ જ ધાર્મિક અને પાપભીરૂ હતાં. પોતાના પતિ અને બાળકો પ્રત્યેના અપ્રતિમ પ્રેમ માટે એમનું વ્યક્તિત્વ વિશિષ્ટ હતું.

નારાયણ વામન તિલક નામના ખ્રિસ્તી કવિ અને આગેવાને કહેલું કે 'મેં મારી મા જેવી કોઈ સ્ત્રીને જોયેલ નથી' તેમની માતામાં પણ કાવ્યશક્તિ હતી અને એનો જ વારસો પુત્રમાં ઊતરેલો. પોતે હિંદુ હોવા છતાં એ બાઈબલનાં સુવચનો અને સુકથાઓ વાંચનાં ધર્મ પરિવર્તન બાદ વર્ષો પછી શ્રી તિલકે લખેલું કે કેમ એ હું જાણતો નથી, પણ મારી મા શ્રદ્ધા અને વિશ્વાસથી ભરપૂર હતાં અમારી સાથે ક્રાઈષ્ટ વિષે એ કદી કાંઈ બોલેલાં નહિ, છતાં પ્રભુથી ડરીને ચાલવાનું તથા સૌ પ્રત્યે પ્રેમ રાખવાનું અમને શીખવતાં."

૧૮૪૦ માં જન્મેલ શશીપદ મુકરજીએ ચાર વર્ષની ઉંમરે જ પિતાને ગુમાવેલા, પણ માતાના આશ્રયે એ ખોટ પૂરી દીધી. ને વારંવાર કહેતા; 'મારા બાળ એજ મારે ધર્મ છે, તેમનો બરાબર ઉછેર કરવો એજ પ્રભુની સુંદર સેવા છે, અને પોતે અભણ હોવા છતાં તે પોતાનાં બાળકોની કેળવણીની ઝીણવટથી ખબર રાખતાં.

### મહાન મુસ્લીમોની માતાઓ

પરદાના એકાંતવાસમાં રહેવા છતાં પોતાના મહાન પુત્રોનાં ચારિત્ર્ય ઘડનાર મુસ્લિમ સ્ત્રીઓના દાખલા પણ મળી આવે છે. ૧૯ મી સદીના મહાન મુસ્લિમ નેતા સર સૈયદ અહમદે બાળપણમાં જ પિતા ગુમાવેલા પણ એમને એમની માતાએ જ પાળીપોષીને મોટા કર્યા અને કેળવણી આપેલી. આર્થિક મુશ્કેલીઓ સામે ઝઝૂમતાં ઝઝૂમતાં એમની બા પોતે જ એમના શિક્ષણની સંભાળ રાખતા. માતા પાસેથી જ દુઃખો સામે ઝઝૂમવાની એમને પ્રેરણા મળેલી અને એ કારણે જ એ મોખરે તરી આવ્યા.

*

### અલીભાઈઓનાં માતા

મૌ. શૌકતઅલી અને મૌ. મહમદઅલીનાં મા પણ જાજરમાન વ્યક્તિત્વવાળાં હતાં. ૨૭ વર્ષની ભરજુવાનીમાં એમના પુત્રો જ્યારે નાનાં બચ્ચાં હતાં ત્યારે જ એમને રંડાપો મળ્યો, પણ એમણે તો પોતાની સમગ્ર શક્તિઓ પુત્રોના લાલનપાલનમાં વાપરી અને પુત્રોએ પણ આ જીવનપ્રેમ અને ભક્તિથી માતાનું ઋણ ચૂકવેલું. [ફુલછાબમાંથી]

# વર–વહુનો કજીયો

લગ્ન ગૃહજીવનની ભયંકર અસર તો નાના અને કુમળા બાળકો પર થાય છે લાગણીઓનો જ્વાળામુખી ફાટતા નાશ પામેલુ ગૃહજીવન બાળકોના વિકાસને રૂંધી નાંખે છે માબાપ વચ્ચેના સ્નેહમય જીવનથી બાળકો માટે એક તંદુરસ્ત વાતાવરણ ઉભુ થાય છે અને બાલ–વિકાસને એથી સુંદર પોષણ મળે છે પણ ગૃહક્લેશ અને કજીયા કંકાસથી બાલ–મગજ પર બુરી અસર થાય છે, બાળકોની લાગણીઓ આવા બનાવોથી ઉશ્કેરાય છે અને આ લાગણીઓને બહાર માર્ગ ન મળવાથી તેના માનસિક સ્વાસ્થ્યને ભયંકર આઘાત થાય પરિણામે, સમાજ પ્રત્યે ઘૃણાની નજરે જોવાની અને એકલવાયા રહેવાની એને ટેવ પડે છે

આ પરિસ્થિતિને કારણે કેટલાક તો એમ માનતા થયા છે કે કલેશના વાતાવરણ વચ્ચે બાળકને ઉછેરવા કરતા એને મા કે બાપ કોઈ એકના કબજામા સોપવામા આવે તો ઘણા બાળકોની હાલત સુધરી જાય બને અનિષ્ટો તો છે, પણ એમાંથી ઓછુ અનિષ્ટ સ્વીકારવું એમ આ લોકોનું માનવુ હશે ગૃહજીવનના વિચ્છેદથી રોજનું તંગ વાતાવરણ દુર થવાથી બાળકોને કદાચ થોડીક રાહત મળે પણ એથી એના પ્રશ્નોનો અંત આવતો નથી ગૃહત્યાગ કે છુટાછેડાથી બાળક માબાપ વચ્ચેની રોજની અથડામણમાથી રાહત મેળવે છે પણ માબાપની લાગવગ અને માવજત ગુમાવે છે

માબાપની એવડી લાગવગ બાળકના વિકાસ માટે જરૂરી છે કુટુમ્બ સાથે તેના શરૂઆતના દિવસો માબાપના જીવન સાથે વણાયેલા હોય છે આ ઉપરાંત આર્થિક સલામતીનો અભાવ પણ એના ઘડતર પર અસર કરી જાય છે બાળકોની ગુન્હાખોર વૃતિનાં કારણોનો બારીક અભ્યાસ કરતા જણાયુ છે કે ગૃહજીવન સાથે તેની ગુન્હાખોર વૃત્તિને ગાઢો સબધ હોય છે ઉપરાંત ભગ્ન ગૃહજીવનની અનૈતિક અસરો નીચે તેનું બાલ–મગજ ભિંસાય છે માતાની આમદાની જો પૂરતી ન હોય તો બાલ્યાવસ્થામાજ તેને કામ કરવાની ફરજ પડે છે અને આમ બાલમંજરીના અનેક ભાયોનો તે ભોગ બને છે લગ્નજીવન અને કૌટુમ્બિક જીવન વિષેના એના ખ્યાલો વિકૃત બને છે

—જે એમ કુમારપ્પા

# જીવન વહી ગયા પછી

લેખક : શ્રી. કેશવલાલ પટેલ.



**સ**રિતાનાં સ્ફટિક સમાં સ્વચ્છ સલિલ હળવે હળવે વહી રહ્યાં છે. સરિતાના તીરે નર્યા આરસપહાણથી બાંધેલું 'શ્રી રામજી'નું મંદિર છે. તેની સામે જ આવેલાં જાંબુ અને આમલીનાં વૃક્ષોના મોટા ઝુંડ નીચે ભિખારીઓની છુટીછવાઈ ઝુંપડીઓ છે. દરિદ્રો અને દરિદ્ર નારાયણ સામ સામે જ રહે છે. પરંતુ ઉભયનાં જીવન તદ્દન નિરાળાં જ છે. શ્રી. રામજીના કંઠે હીરા, માણેક અને મોતીની માળાઓ ઝુલે છે. તદ્દન સુવર્ણનો માથે શિર પેચ સોહે છે, અને મોંઘાં મુલાં વસ્ત્રોમાં સજ્જ બની તે ઉભા છે. તેમની સમક્ષ અનેક દીપમાળો સળગતી રહે છે. ભક્તો અને ભાવિકો તેમની નિરંતર સેવા પુજા કરે છે. તે અબોલ છે છતાંયે તેમની સમક્ષ પૈસાના ઢગલે ઢગલા એકત્ર થયે જાય છે. ભાત-ભાતના ભોજનથાળ ધરાવાય છે. તેમની સમક્ષ ઉત્સવો થયા કરે છે. ત્યાં હમેશાં આનંદ આનંદ છે. જ્યારે દરિદ્રો અન્નવસ્ત્રનો દુકાળ ભોગવે છે. હજારોવાર કગરવા છતાંયે ભાગ્યે જ કોઈ તેમને પાઈ પૈસો આપે છે. રૂદન એ તેમનો

સવારે અને સાંજે સેંકડો સ્ત્રીપુરૂષો સરિત તટે સ્નાન માટે એકત્ર થાય છે. કેટલાંક 'સીતારામ, સીતારામ,' કહેતાં ત્યાંથી આવે છે અને જાય છે. પરંતુ દરિદ્રો પ્રતિ કોઈ દયાની દ્રષ્ટિએ નિહાળતું નથી. દરિદ્ર નારાયણ દરિદ્રોમાં વસેલો છે એવું લોકો ક્યારે સમજતાં થશે?

હજારો લોકોની માફક હું પણ શ્રી રામજીનો ભક્ત છું. સવાર સાંજ હું તેમના દર્શને જઉં છું. રસ્તા પર બેઠેલાં દીન વદને પાઈ પૈસાની યાચના કરતાં ભિખારીઓને હું હંમેશ જોઉં છું. અને મારા હૃદયમાં કંઈ કંઈ વિચારોનાં વર્તુલો સર્જાય છે. હું ઘણીવાર ગંભીરતા પૂર્વક વિચારું છું, 'આ બિચારાંઓનું જગતમાં કોઈ નહિ.' તેમનાં રૂદન અને આક્રંદની કોઈને પડી નથી! કોઈ કહેતું, 'પરમેશ્વર સહુનો માલીક છે. તે ભિખારીઓની પણ સંભાળ લેશે.' વળી કોઈક બીજું કહેતું, 'પરમેશ્વરે દાંત આપ્યા છે તો ખાવાનું પણ આપશે.' સૌ ભિખારીઓ પ્રતિ આમ શાબ્દિક સહાનુભૂતિ દાખવતું. જગતમાં પાઈ પૈસો આપવા કરતાં શાબ્દિક સહાનુભૂતિ દાખવનારાં માણસોની સંખ્યા ક્યાં ઓછી છે! બીન જરૂરી મોજશોખ પોષવા માણસો લાખો રૂપિયાનો દુર્વ્યય કરે છે જ્યારે ગરીબને એક પૈસો આપતાં પણ લોકો કચવાય છે. લોકો ભિખારીઓ પ્રતિ ઘૃણાની નજરે નિહાળે છે. માણસ માણસ પ્રતિ જ ઘૃણા કરી શકે તો પછી દેવ માણસ પર ક્યાંથી ઝટ રીઝી શકે?

મનુષ્ય ભલે દયાહીન બને જતો હોય પરંતુ જાંબુ અને આમલીનાં વૃક્ષો ભિખારીઓ પર નિરંતર દયાવૃષ્ટિ વરસી રહ્યાં છે. ભિખા-

## ભાવના રંગોળી

મારા હૈયામાં કોણ સ્નેહ ભાવે
રંગોળીઓ પૂરી ગયું ?
મારા હૈયાની ઝાર ઝાર શેતી
કે વેદના ઢણુરી ગયું ૧

મેં તો પુષ્પોની પાસ રંગ માગ્યો,
ન રંગ એમ માગ્યે મળે,
પુષ્પ ખીલે ને વિશ્વને ખીલાવે,
વિલાઇ - મારું હૈયું ઢળે. ૨

મેં તો ઉંચે આકાશ મીટ માંડી,
કે સુર્ય રાજ રંગો પૂરે,
મેં તો ઉંચે આકાશ મીટ માંડી
કે ચંદ્ર સ્નિગ્ધ રંગો ઝરે. ૩

ભવ્ય વ્યોમે રંગોળીઓ પૂરાણી,
ને હૈયુ મારુ ખાલી રહ્યું
કોણ હૈયું આવી મમત્વ દાવે
હૈયામાં રંગ પૂરી ગયું ?

હું તો શોધું વનવનની ઝાડી,
શોધી ને સાદ પાડી રહું
મારા હૈયામાં કોણ સ્નેહ ભાવે
રંગોળીઓ પૂરી ગયું ? ૪

ચકોર

રીઓનાં રૂદન એઓ ધ્યાનપૂર્વક સાંભળે છે. અને એ સાંભળીને ભિખારીઓને સાંન્વન આપે છે. ભૂખ્યાં ભિખારીઓને વિના મૂલ્ય એમનાં ફળ ખાવા આપે છે. એ વૃક્ષો પોતાનુ જે છે તે સર્વસ્વ નિઃસ્વાર્થ રીતે ભિખારીઓને આપે છે. શિયાળાની કડકડતી ઠંડીમાં તેઓ ભિખારીઓને બળતણ આપે છે. ધોમ ધોમ પતા ઉનાળાના તાપમાં અને ધોધમાર વરસતા વરસાદમાં તેઓ ભિખારીઓને ઝુંપડીઓની ગરજ સારે છે. પરોપકારી કે ધર્મિષ્ઠને જીવનમાં અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. એજ રીતે ઈંદ્રદેવ એમના પર ગુસ્સે થઈ વર્ષાની હેલીઓ વરસાવી એમનાં ભીમકાય શરીરોના અંગે અંગને ભીંજાવી દે છે. ઝંઝાનિલો જોર-શોરથી વહી એમની નસેનસને હલાવી નાખે છે. સૂર્યદેવ તેનાં પ્રખર તમ કિરણો વડે એમને નષ્ટ કરી નાખવાની ચેષ્ટા કરે છે પરંતુ જાંબુ અને આમલીનાં વૃક્ષો દેખતાં, સાંભળતાં, સ્થિત પ્રજ્ઞાં જેમને તેમ ખડાં રહે છે. ખરેખરા એ ભિખારીઓનાં ભગવાન છે. શું માણસ જડવૃક્ષોથી પણ ઉતરતી કક્ષાનો બની રહ્યો છે?

જ્યારે હું નવરો પડું છું ત્યારે ભિખારીઓની કરૂણસ્થિતિનું દશ્ય મારી દ્રષ્ટિ સમક્ષ તરવરે છે. એ દેખીને હું થથરી ઊઠું છું. ગંભીર બની વિચારું છું. સારાયે દેશમાં ભિન્ન ભિન્ન સંસ્થાઓ પોતપોતાના વર્ગની ઉન્નતિ માટે પ્રયત્નો કરી રહી છે. હિંદુઓ માટે હિંદુ મહાસભા, મુસ્લીમો માટે મુસ્લીમ લીગ, મજૂરો માટે મજૂર સભા, કિસાનો માટે કિસાન સભા અને દલિતોની રોટીના સવાલનો ઉકેલ કરવા રાષ્ટ્રિય મહાસભા પ્રયત્ન કરી રહી છે. પરંતુ આ બિચારાંઓનું પોતાનું પ્રતિનિધિત્વ ક્યાંયે નથી. એમને ફક્ત જાંબુ અને આમલીનાં વૃક્ષોનો જ સહારો છે. અને તે પણ અતિ વૃદ્ધ! અતિ જર્જરિત!

દરરોજ સંધ્યા સમયે હું સરિતા તટે બહુ લાંબે સુધી ફરવા જઉ છું. અને જગત પર અંધકારના ઓળા પ્રસરાવા માંડે એટલે પાછો ફરૂં છું. આજે હું ફરીને બહુ જ મોડો ઘર તરફ પાછો વળતો હતો. અચાનક કોઈના રડવાનો કરૂણ સ્વર મારે કાને પડયો હું જ્યાં ને ત્યાં ઉભો રહી ગયો. એક અતિવૃદ્ધ ભિખારી તેની ઝુંપડી પાસેના આમલીના વિશાળ વૃક્ષ નીચે તાવે થરથરતો બેઠો હતો. તેનું અંગેઅંગ કંપી રહ્યું હતું. આંખો નિસ્તેજ હતી. આખાએ શરીર પર હાડકાં ઉપસી આવેલાં જણાતાં હતાં. તેની પાસે તેની વૃદ્ધ સ્ત્રી બેઠી હતી. તે માટીના

કોડિયાંમાં વૃદ્ધ ડોસાને કંઈક આપી રહી હતી.

ડોસાએ આવેશમાં કહ્યું. 'નહિ, બિલકુલ નહિ પીઉં. હવે મારે જીવવું નથી પછી પીવાની વાત જ શી?'

'એમ કેમ?' સ્ત્રીએ પૂછ્યું.

'કારણ કે હવે વધારે જીવી દુનિયાનું સુખ ભોગવવાનું ગમતું નથી.'

'દુનિયાનું સુખ?' સ્ત્રી ખડખડી ઊઠી. પછી બોલી, "હવે છાનામાના પી જાઓને, બહુ ઢોંગ ના કરો."

વૃદ્ધ ડોસાને એકાએક ખાંસી આવી. "ખોં, ખોં, ખોં, હાય, રામરે!"

'ગભરાશો નહિ. બે ચાર દિવસમાં હવે સારૂં થઈ જશે.'

'જીંદગીનો શો ભરોસો લાડુ? તું બે ચાર દિવસની વાત કરે છે પરંતુ મને તો રાત કાઢવી...હાય...રામ...' કહેતાં વૃદ્ધ રડી પડ્યો.

'સારૂં, હવે વારે વારે બોલશો ના. લ્યો આ દવા પી જાઓ. સારૂં થઈ જશે.'

સર્વત્ર શાંતિ પ્રસરી રહી હતી. આસપાસનાં અન્ય ભિખારીઓ પોતપોતાનાં ઝુંપડાંમાં સુઈ ગયાં હતાં. એક બાજુએથી 'સીતારામ, સીતારામ,'નો અવાજ આવી રહ્યો હતો. બીજી બાજુએ એક મહાત્મા ધુણી ધખાવી અગ્નિ સમક્ષ બેસી તેનો ચીપીઓ તાલ બદ્ધ ખખડાવતાં ગાઈ રહ્યો હતો. 'રઘુપતિ રાઘવ રાજારામ...'

'લાવ, લાડુ! તું નથી માનતી તો લાવ. હું દવા પી જઉં. મરતાં મરતાંયે તને શા માટે...?'

'બસ. આવું ના બોલો. મને એ નથી ગમતું.'

'સાચું. હમેશાં કડવું જ લાગે છે. જગતમાં આજ સુધી સત્ય કોઈને સારૂં લાગ્યું છે?'

'સારૂં, તમે તો બધું...!'

........ને
લેરવી.

ઝૂલાવશું હિંડોળે,
હિંચકા બની બનીને;
કરશું પૂજા તમારી,
ફૂલડાં ધરી ધરીને....ઝૂલા૦

સંતોષવા તૃષા એ,
દિલડાં નીચોવી સારાં;
થાશું અમી સરિતા,
પાશું સુધા બનીને....ઝૂલા૦

જીવન વીણા બનાવી,
સંગીત દિવ્ય માગી;
સાથી બનાવી તમને,
ગાશું ફરી ફરીને....ઝૂલા૦



નવીન આર. આચાર્ય

'લાડુ! શું હું જુઠું કહું છું? દુઃખ વેઠતાં વેઠતાં ત્હેં સારીએ જીંદગી મારી સાથે ગાળી. પરંતુ હું એક પણ દિવસ તને સુખ ન આપી શક્યો. વિચાર તો બહુએ થાય છે કે આવાં અભાગી માણસોને ભગવાને કેમ સર્જ્યાં હશે! વૃદ્ધ ડોસાને એટલું બોલતાં એકદમ અંધારાં આવી ગયાં. તે ભોંય પર ગબડી પડ્યો. તેની સ્ત્રીએ હળવેથી તેને બેઠો કર્યો. અને પાણી આપ્યું. વૃદ્ધ ડોસાએ એક બે કોગળા કરી થોડુંક પાણી પીધું. તેણે સહેજ શાન્તતા અનુભવી. પછી તેણે પૂછ્યું. 'લાડુ! પરમાત્મા

## ભાવના રંગોળી

મારા હૈયામાં કોણ સ્નેહ ભાવે
રંગોળીઓ પૂરી ગયું ?
મારા હૈયાની ઝાર ઝાર રોતી
કે વેદના હણુરી ગયું ૧

મેં તો પુષ્પોની પાસ રંગ માગ્યો,
ન રંગ એમ માગ્યે મળે,
પુષ્પ ખીલે ને વિશ્વને ખીલાવે,
-વિલાઇ મારું હૈયું ઢળે. ૨

મેં તો ઉંચે આકાશ મીટ માંડી,
કે સુર્ય રાજ રંગો પૂરે,
મેં તો ઉંચે આકાશ મીટ માંડી
કે ચંદ્ર સ્નિગ્ધ રંગો ઝરે. ૩

ભવ્ય વ્યોમે રંગોળીઓ પૂરાણી,
ને હૈયુ મારુ ખાલી રહ્યું
કોણ હૈયુ આવી મમતા દાવે
હૈયામાં રંગ પૂરી ગયું ?

હું તો શોધું વનવનની ઝાડી,
શોધી ને સાદ પાડી રહું
મારા હૈયામાં કોણ સ્નેહ ભાવે
રંગોળીઓ પૂરી ગયું ? ૪

ચકોર

રીઓનાં રૂદન એઓ ધ્યાનપૂર્વક સાંભળે છે. અને એ સાંભળીને ભિખારીઓને સાંન્ત્વન આપે છે. ભૂખ્યાં ભિખારીઓને વિના મૂલ્ય એમનાં ફળ ખાવા આપે છે. એ વૃક્ષો પોતાનું જે છે તે સર્વસ્વ નિઃસ્વાર્થ રીતે ભિખારીઓને આપે છે. શિયાળાની કડકડતી ઠંડીમાં તેઓ ભિખારીઓને બળતણ આપે છે. ધોમ ધોમ તપતા ઉનાળાના તાપમાં અને ધોધમાર વરસતા વરસાદમાં તેઓ ભિખારીઓને ઝુંપડીઓની ગરજ સારે છે. પરોપકારી કે ધર્મિષ્ઠને જીવનમાં અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે.

એજ રીતે ઇંદ્રદેવ એમના પર ગુસ્સે થઇ વર્ષાની હેલીઓ વરસાવી એમનાં ભીમકાય શરીરોના અંગે અંગને ભીંજાવી દે છે. ઝંઝાનિલો જોર-શોરથી વહી એમની નસેનસને હલાવી નાખે છે. સૂર્યદેવ તેનાં પ્રખર તમ કિરણો વડે એમને નષ્ટ કરી નાખવાની ચેષ્ટા કરે છે પરંતુ જાંબુ અને આમલીનાં વૃક્ષો દેખતાં, સાંભળતાં, સ્થિત પ્રજ્ઞથી જેમને તેમ ખડાં રહે છે. ખરેખરા એ ભિખારીઓનાં ભગવાન છે. શું માણુસ જડવૃક્ષોથી પણ ઉતરતી કક્ષાનો બની રહ્યો છે?

જ્યારે હું નવરો પડું છું ત્યારે ભિખારી-ઓની કરૂણસ્થિતિનું દશ્ય મારી દ્રષ્ટિ સમક્ષ તરવરે છે. એ દેખીને હું થથરી ઊઠું છું. ગંભીર બની વિચારું છું. સારાયે દેશમાં ભિન્ન ભિન્ન સંસ્થાઓ પોતપોતાના વર્ગની ઉન્નતિ માટે પ્રયત્નો કરી રહી છે. હિંદુઓ માટે હિંદુ મહા-સભા, મુસ્લીમો માટે મુસ્લીમ લીગ, મજૂરો માટે મજૂર સભા, કિસાનો માટે કિસાન સભા અને દલિતોની રોટીના સવાલનો ઉકેલ કરવા રાષ્ટ્રિય મહાસભા પ્રયત્ન કરી રહી છે. પરંતુ આ બિચારાંઓનું પોતાનું પ્રતિનિધિત્વ ક્યાંયે નથી. એમને ફક્ત જાંબુ અને આમલીનાં વૃક્ષો-નો જ સહારો છે. અને તે પણ અતિ વૃદ્ધ! અતિ જર્જરિત!

દરરોજ સંધ્યા સમયે હું સરિતા તટે બહુ લાંબે સુધી ફરવા જઉં છું. અને જગત પર અંધકારના ઓળા પ્રસરાવા માટે એટલે પાછો ફરું છું. આજે હું ફરીને બહુ જ મોડો ઘર તરફ પાછો વળતો હતો. અચાનક કોઈના રડવાનો કરૂણ સ્વર મારે કાને પડયો હું જ્યાં ને ત્યાં ઉભો રહી ગયો. એક અતિવૃદ્ધ ભિખારી તેની ઝુંપડી પાસેના આમલીના વિશાળ વૃક્ષ નીચે તાવે થરથરતો બેઠો હતો. તેનું અંગેઅંગ કંપી રહ્યું હતું. આંખો નિસ્તેજ હતી. આખાએ શરીર પર હાડકાં ઉપસી આવેલાં જણાતાં હતાં. તેની પાસે તેની વૃદ્ધ સ્ત્રી બેઠી હતી. તે માટીના

મળે બધાને કયા આપતા ફરીએ'

.'બધા આમજ વિચારે છે એના લીધેજ'

'ઉહ, જવાદે એ વાત' મોં મચકોડી લલ્લુએ કહ્યુ

એ રાત્રે ઉઘતી વખતે એ વૃદ્ધ ભિખારીનું દ્રશ્ય અનાયાસે મારી દ્રષ્ટિ સમક્ષ તરવરવા લાગ્યુ દુબળુ પાતળુ શરીર, મો પર પડેલા મોટા ખાડા, ગધાતા કપડા, તેજહિન આખો, રડવાનો સ્વર-સ્વર નહિ, આશિર્વાદ 'ભગવાન તમારૂ ભલુ કરે' વિના મુલ્ય મોટા મગલ આશિર્વાદ તે સૌને આપી રહ્યો હતો મારી આંખો આસુઓ વડે ભીંજાઇ ગઈ

* * *

હું અચાનક બિમાર પડયો એક અઠવાડિયા સુધી હું કયાયે ન જઈ શક્યો આરામ થતાં હું પુન ફરવા જવા લાગ્યો પેલા વૃદ્ધ ભિખારીની ઝુપડી આસપાસ મલીનતા છવાઇ ગઈ હતી વાતાવરણમા ઉદાસીનતા ભરેલી હતી. આજે એ ઝુપડીમા દીવાનો ઝાખો ઝાખો પ્રકાશ પણ નહોતો, પરંતુ એ વૃદ્ધ ભિખારીની સ્ત્રી ઝુપડી બહાર બેઠી બેઠી ધ્રુસકે ધ્રુસકે રડી રહી હતી 'હાય મારા રામ!'

બીજી એક ભિખારણ તેને સાન્ત્વન આપતાં કહી રહી હતી 'સાહુ! હવે રડીશ ના જે થવાનું હતુ તે થઇ ગયુ ભગવાને તેમની અરજ સાંભળી એ વહેલા ગયા એજ સારૂ થયુ બિચારાને કેટલુ બધુ દુ ખ'

એ દ્રસ્ય નિહાળી મારી આખોમા પણ પાણી આવી ગયુ મારૂ હૃદય ખિન્ન થઈ ગયુ ગ્લાનિમય ચહેરે હુ શ્રી રામજીના મદિર પાસેજ આવેલી મારા ભાઈબંધની દુકાન તરફ ગયો તેણે કહ્યુ 'આવો આવો બેસો અને પછી તેણે ગુસ્સામાં કહ્યું' 'કમબખ્ત પેલી ભિખારડી બે દિવસથી રડીરડીને શોર મચાવે છે નિરાતે ઉઘવા કે બેસવાજ દેતી નથી'

અને એ વૃદ્ધ ભિખારીના મૃત્યુ પછી એક અઠવાડિયે તેની સ્ત્રી પણ સ્વર્ગસ્થ થઈ.

\+ \+ \+

સાંભળ્યું છે કે કોઇ એક શેઠે એ ભિખારીની યાદગીરીમા ઝુંપડીની જગાએ તેનું સમાધિમદિર બંધાવ્યુ છે એ વૃદ્ધના આશિર્વાદથીજ એને બીજેજ દિવસે લોટરીમા એક લાખ રૂપિયાનું ઈનામ મળ્યુ હતુ એમ તેનું માનવુ હતું

લોકો હવે તેની મહાત્મા તરીકે ગણના કરે છે પૂજા અર્ચના પણ કરે છે

એક દિવસે લલ્લુએ પણ ખુશી થઈને એક રૂપિયો તેના સમાધિ મદિર પર નાખ્યો હતો માથુ નમાવી પ્રણામ કરતાં તે મનમાને મનમા કહેતો હતો 'હે ભગવાન, તુંજ સહાયક છે'

લલ્લુની આ રીત નિહાળી મને હસવુ આવી ગયુ આખો પણ હર્ષાશ્રુ વડે ભરાઈ ગઇ છે મને થયુ કે ચાલો, જીવન જીવતા તો તેને કઇ ન મળ્યુ પરંતુ જીવન વહી ગયા પછી મળ્યુ'

લેખક કેશવલાલ પટેલ




ખારીપુરીઃ—ઘઉંનો મેંદો લઈ તેમાં મોણ નાખવું તેમાં થોડુ મીઠું, હળદળ, જીરૂં. મરચાનો ભૂકો, ખસખસ શેકીને વાટેલા, શેકેલુ કોપરૂં છીણીને, આટલી ચિજો નાખી, પાણીથી કણેક બાંધવી ખુબ મસળી પછી તેની પુરી જેવી વણી ઘી અગર તેલમાં તળી કાઢવી પુરી કડક અને સ્વાદીષ્ટ બને છે. [ સ. ]

## બાજરી માટે ચિકાશ

આજકાલ ઘઉંના દુકાળને લીધે ઘણાંક કુટુંબોને બાજરી કે જુવાર ખાવી પડે છે. ભલભલાં કુટુંબોને ખાવી પડે છે તેમ અમે પણ એકાન્તરે બાજરી ખાઇએ છીએ. બાજરીમાં દેખીતી રીતે ચિકાશ ઘણી ઓછી છે ને તેથી તેની પાતળી રોટલી વણી શકાતી નથી. અને તેથી જ તે કેટલાક માણસોને સદતી નથી એવી ફરિયાદ સાંભળવામા આવે છે.

એ બધાં કુટુબો માટે અમારો આ નવો અખતરો હુ રજૂ કરૂં છું. આઠ દહાડા પર મારા વચલા પુત્રે સૂચના કરી કે આપણે બાજરીને ગુંદરના પાણી વડે બાંધો; અને શિયાળામાં આપણે ગુંદર તો ખાઇએ જ છીએને ? તે ઉપરથી મેં ગુંદર મંગાવી તેના પાણી વડે બાજરીની કણેક બાંધી તેની રોટલી વણી જોઇ, તે છેક ઘઉં જેવી તો નહિ પણ ચોપડા કે સુંવાળી જેવી વણી શકાઈ.

એવી બાજરીની પાતળી ભાખરીઓ આ આઠ દહાડાથી અમે રોજ ખાઇએ છીએ અમને તે સ્વાદમાં જરાય ખરાબ લાગતી નથી. તેમજ તેના સંબંધમાં જે ફરિયાદ હતી કે બાજરીથી પેટ છૂટી જાય છે તે ફરિયાદ પણ દૂર થઇ ગઇ છે.

અન્ય કુટુંબો અમારો આ પ્રયોગ અજમાવી જૂએ એવી ભલામણ હું કરુ છું. આજકાલ ઘઉંને માટે સેંકડો લોકો ટળવળાટ કરે છે ને ફાંફાં મારે છે. કંઇક લોકો વધુ પૈસા આપી ચોરી છૂપીથી ઘઉં મેળવવા પ્રયાસ કરે છે ને પકડાય છે. તેઓ બધા ઉપરનો અખતરો કરે તો સારું.

‘જુવાર સંબંધમાં પણ આ પ્રયોગ સફળ માલમ પડયો છે તે જાણશોજી.’

વડોદરા [ સ્ત્રી શક્તિમાંથી ]

લીલાવતી શોધન

## ભાખરવડી

૧ શેર બટાકા : ાા શેર ઘઉનો લોટ.

૧ શેર બટાટા લઇ સારા બાફી છોલીને છુંદી નાખવા બટાકાની અંદર કોપરૂ, તેલ કોથમી, લીંબુ, હળધર, મરચુ, ધાણાજીરૂ, હીંગ, મીઠું, ખાંડ જોઈએ તે પ્રમાણે બધો મસાલો કરવો. પછી ઘઉનો અરધો શેર લોટ લઈ લીંબુ નાખી તેલનું મોણ દઈ બાધવો અને ભાખરીના લોટ જેવો બાંધી મોટા લુવા કરવા અને પાટલા જેવડી ભાખરી વણવી અને ઉપર બટાટાનો મસાલા વાળો માળો પાથરવો પછી રોટલીની વીટ વાળવી અને પાતરાંની કટકીની માફક કટકી પાડી તેલમાં તળવી. આ વાનગી ઘણી સ્વાદીષ્ટ લાગે છે. દક્ષીણી વાનગી હોઈ આપણી બહેનોને ઘણી ઉપયોગી થઈ પડશે.

## વેંગણનો મેથંબો

તાજા સારાં બી વગરના વેંગણ લઈ છોલી ઝીણી કટકી કરી તેલમાં રાઇ મેથી ને હીંગ નાખી વઘાર કરવો અને જરા સીઝે એટલે ગોળ, મરચુ. મીઠુ, હળદ, જોઈતા પ્રમાણમાં નાખવા કેરીના મેથંબા જેવો જ સ્વાદ લાગે છે.

સાન્તાક્રુઝ : કમળાબેન દેસાઇ




શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય બેગસેગની ટ્રલ જેલમાંથી છૂટતાં જ તેમને રાજ્યની હદ ડવા હુકમ ફરમાવવામાં આવ્યો હતો. મોડેથી ટીશ પોલીસે તેમની ધરપકડ કરી વેલોર સેડયાં.

×

શ્રી કપીલ મહેતા જેઓ મુંબઈમાં માધવ ગ આગળ નીકળેલા પહેલા સરઘસમાં ભાગ ાથી પકડાઈને કારાવાસ મયા હતા તેઓનો લમાંથી છૂટકારો થયો.

×

વિલાપારલા સ્ટેશનની બન્ને બાજુના ાજનો કબજો લેવાના દેખાવોના કારણે કુ. ા માર્કંડરાય મહેતા, કુ. સરલા મશરૂવાળ, ભારતી ઇન્દ્રવિજય દેસાઈ અને પ્રબોધ રજી બેટાઈની રેલ્વે પોલીસે ધરપકડ કરી.

×

વડોદરામાં પંચમહાલ જીલ્લાવાળા શ્રી. ભાઈ દેસાઈની પત્ની શ્રી ગુલાબબેનની કડ થઈ.

×

ભાવનગરના દિવાન સાહેબ શ્રી અનંતરાય ીએ મહીલા વિદ્યાલયને રૂ. ૧૦૦૦ નું આપ્યું.

×

મુંબઈના 'વંદેમાતરમ્' પત્રના તંત્રી શ્રી. ગદાસ ગાંધીના પુત્રી કુ પુષ્પાદેવીનાં લગ ેતા ડૉ. કંચનલાલ ભણસાળીના નાના ી પ્રસનલાલ સાથે યોજવામાં આવ્યા લગ્ન સમારંભ માટે વિઠ્ઠલભાઈ પટેલ ત્નની મોડર્ન સ્કુલના વિશાલ ચોગાનમાં પાલવ અને આંગાનાં લીલાંછમ પર્ણોનો મનોહર મંડપ રચવામાં આવ્યો હતો. લગ્ન પ્રસંગે અઢી હજાર માણસો એકત્ર થયા હતા.

×

અખીલ હિંદ મહીલા પરિષદનાં ઉપ-પ્રમુખ, પીથાપુરનાં યુવરાણી, મહિલા પરિષદની મદ્રાસની શાખાના સામાન્ય મંત્રી શ્રીમતી એમ. એન. કલબવાળા અને બે અન્ય મહીલાઓએ પરિષદે પક્ષ-રાજકારણમાં ભાગ લેવા સામેના વિરોધ તરીકે, અ. હિ. મ પ. ના સભ્ય પદનું રાજીનામું આપ્યું છે.

×

મુંબઈમાં શ્રીમતી કૃષ્ણા હઠીસીંગ પર પં. જવાહરલાલ તરફથી પત્ર હતો. પંડિતજીનાં પુત્રી શ્રી. ઈન્દીરા ગાંધી સબંધી યુક્ત પ્રાંતની સરકારે મોકલેલી યાદીનો પંડિતજી પોતાની બહેન પરના પત્રમાં ઉલ્લેખ કરે છે. આ યાદીમાં પંડિતજીને જણાવવામાં આવ્યું છે કે, શ્રી. ઈન્દીરા ગાંધીની તબિયત સિવીલ સર્જને તપાસી હતી અને તબીયત તેવી જ રહેવા પામી છે.

×

એક મહિના પેહેલાં માણાં દેવલીના ના. યુવરાજ શ્રી. રામવાળા સાહેબ અપુત્ર ગુજરી ગયાના ખોટા સમાચાર બન્યા હતા. પરંતુ તેઓશ્રીને ત્યાં તાજેતરમાં કુંવર સાહેબનો જન્મ થયો છે તેની ખુશાલીમાં નામદાર શ્રી અમરાવાળા સાહેબે કેદીઓને છોડી મુકવા ઉપરાંત ખૂબ દાન પુણ્ય કર્યું છે.

×

મહેસુલ ન ભરવાનો પ્રચાર કરતી જલાલપોરની પાંચ બહેનોની ધરપકડ થઈ.

આશરે તમે ગયા હતા ત્યાં લઇ જજો. એટલે બસ!

બે સોના મહોરો મળતાં મુસ્તફામા જોમ આવ્યું, તે ચોર સાથે ચાલ્યો તેને પાટા બાંધ્યા હતા એ જગાએ જઈ તે ઉભો રહ્યો, પેલા ચોરે મુસ્તફાની આંખે પાટા બાંધ્યા, મુસ્તફા આશરે આગળ ચાલવા લાગ્યો, ચોર તેની પાછળ ચાલતો હતો, જે શેરીમાં અલીબાબાનું ઘર હતું ત્યાં જઇ તે ઉભો રહ્યો, "હું અહિં સુધી આવ્યો હતો' તેણે ચોરને કહ્યું, ચોરે એ ઘરના બારણા પાસે એક નિશાની કરી, પછી મુસ્તફા અને ચોર બંને પાછા ચાલ્યા ગયા

ચોર હરખાતો હરખાતો પાછો ગયો, મોટું ઇનામ મળશે એ જાણી તે બહુ જ ખુશ થઇ ગયો હતો."

સવાર થયું ને મોરજીઆના જાગી, તેને બારણા પાસે કોઈકે કરેલી નિશાની દેખી, આસપાસના મકાનો તેણે જોયાં બીજે કયાંય આવી નીશાની ન હતી. તેને વહેમ ગયો નક્કી આમાં કઈક ભેદ છે, તેણે એવી જ નીશાનીઓ પાડોશીઓના ઘરોના બારણે કરી દીધી.

ચોર હરખથી હસતો જાય અને સરદારને વાત કરે. સરદાર તો તેના પર ખુશ થઇ ગયો

બનેએ વેષ પલટો કર્યો અને આવ્યા ગામમાં અલીબાબાની શેરીમાં આવી ચોર જુએ તો ઘેર ઘેર બારણે બારણે એક જ જાતની નીશાનીઓ બધાં મકાનો સરખાં અને એક જ બાંધણીનાં. ચોર તો ભુલાવામાં પડયો હવે શું થાય? તેના મોતીઆ મરી ગયા, સરદાર ગુસ્સે થયો, બંને પાછા ગયા, સરદારે બધી વાત તેના સાથીદારોને કરી. પછી પેલા ચોરને ગરદન મારવામાં આવ્યો.

હવે બીજો ચોર તૈયાર થયો, તેણે અલીબાબાનું ઘર શોધી કાઢયું, તેણે પણ બારણા પાસે નીશાની કરી પાછો જતો રહ્યો પરંતુ મોરજીઆનાની ચાલાકીથી એ પણ માર્યો ગયો.

બે જણ ગરદન મરાયા, હવે બીજા કોઇ ચોરની હિંમત ન ચાલી છેવટે સરદારે જાતે એ કામ માથે લીધું.

તે વેશ પલટો કરી ગામમાં ગયો મુસ્તફા મોચીને મળ્યો. અલીબાબાનું ઘર જોયું. બહુ જ બારીકાઇથી જોયું કદિપ ભુલાયના એવી રીતે જોયું પછી તે તેના રહેઠાણે પાછો ગયો બધા ચોરો તેની રાહ જોઇને બેઠા હતા તેને જલ્દી પાછો આવેલો જોઇ બધાઓએ પૂછ્યું. 'કેમ કંઇ ચોરનો પત્તો લાગ્યો કે?'

અપૂર્ણ.

## ગોપનાથની મુસાફરી

**આ** વખતે અમે પાલીતાણાથી ગોપનાથની મુસાફરીએ ગયા હતા જ્યારે મુસાફરીનું નામ મારી પાસે આવે છે, ત્યારે હું ઘણો રાજી થાઉં છું. મુસાફરી આપણને આનંદ અને ઉત્સાહ અપાવનારી વસ્તુ છે. નાહવાની, તરવાની, રમવાની, અને અનુભવ મેળવવાની જગ્યા હોય તો તે મુસાફરી છે.

હવે હું મારી મુસાફરીની વાત લખું છું, ભાવનગરથી ૪ાા વાગે ઉપડી સ્ટેશને પહોંચ્યા પછી ત્યાં થોડી વારે ટીકીટ લઈ પાલીતાણાની રેલ્વેમાં બેઠા, પછી થોડીવારે ટ્રેન ઉપડી, અને અમે અંતકડી રમવા માંડયા, ધીમે ધીમે સ્ટેશન આવવા મંડયાં. પછી સિહોર આવ્યું, તે જગ્યાએ સંઘમાં ભેગા થવા ઘણા માણસો બેઠા. અમને બધાને ભીડ થઈ પછી મહાદેવે ગાર્ડને બોલાવ્યા, અને ઉપરા ઉપર દલીલ મુકતા ગયા

આથી ગાર્ડ મુંજાઈ ગયો અને ઘણા માણસોને નીચે ઉતાર્યા પછી ટ્રેઇન ઉપડી, કેટલાક સ્ટેશન પછી પાલીતાણા આવ્યું ત્યાં અમે જૈન બાળાશ્રમમાં ઉતર્યા, ત્યાં અમને ખુબ જ મજા પડી, નાવાની પણ ખૂબ મજા પડી

×

પાલીતાણા શેત્રુંજા ઉપર ચડવાને અમે તૈયાર થયા, શેત્રુંજા ઉપર જૈન દહેરાં ઘણાં છે, થોડું ચડીએ ત્યાં પગ દુ:ખવા આવે, પાછો વીસામો લઈને ચડીએ, આમ કરતાં અમે ઠેઠ ઉપર પહોંચી ગયા, ત્યાં સૂરજ કુંડ તેમજ ઘણાં જુદાં જુદાં કુંડ જોયા, દહેરાં ઘણાં ને ઉંચા હતાં જુદી જુદી નવ ટુંકો હતી ને એક ટુંકમાં બસો માણસો જેટલાં દહેરાં હતાં, એક મૂર્તિ ઉચી ને જબરી હતી તેને ભીમની અદ્‌ભુતનયિની મૂર્તિ કહેતા. નીસરણી ઉપર ચડીને પૂજારી તેને નવરાવતો ને ચંદન કરતો હતો ડુંગર ઉપર જાતજાતનાં પક્ષીઓ જોયાં ને પછી નીચે ઉતરી જૈન બાળાશ્રમમાં ગયાં.

બીજે દિવસે દાઠય તરફ રવાના થયા, આઘે ગયા ત્યાં બધાનો વિચાર તવાજ જવાનો થયો. લગભગ રાતના આઠ વાગ્યે તળાજા પહોંચ્યા, ત્યાં નાવાની ખૂબ જ મઝા પડી, ટેકરી ઉપર ચડયા. ત્યાં પણ ઘણાં ને સુંદર દહેરાં હતાં. એક મોટા ડુંગરમાં કોતરી કાઢેલો એભલ મંડપ હતો, અહિંથી સખવદરને ત્યાંથી ગોપનાથ ગયા. ગોપનાથના દરિયામાં નાહવા તેમજ રમવાની ખૂબ જ મઝા પડી, ત્યાં મહાભોજન કર્યું.

રમવાની ખરેખર ખુબ જ મઝા આવતી હતી. સુંવાળી રેતીના મોટા મોટા ઢગલા હતા. મનુભાઈ ઉંચી ભેખડ ઉપરથી ભુસકો મારતા હતા. મોટા ને

ઉંડા હોજ હતા, ગોપનાથના કુંડમાં નાહવાની બહુ મઝા પડી, ત્યાંથી દીવા-દાંડી જોવા ગયા, બપોરે મહા ભોજનના લાહુ ઉડાવ્યા, સાંજે વડવાઇએ ખૂબ હીંચકા ખાધા, ચાંચિયાનો કિલ્લો જોયો ને ગોપનાથ પાછા આવ્યા. ગોપનાથ થોડો વખત રહી ત્યાંથી તવાજા ચાલ્યા. તવાજાથી ટ્રેનમાં સીધા ભાવનગર આવ્યા આવી રીતે અમારી પાલીતાણા ગોપનાથની મુસાફરી પૂરી થઇ,

હેમુભાઈ.



## —: જાણવા જોગ :—

સંપાદક : ગોવિંદજી નીછાભાઈ દેશાઈ

પહેલી જાનેવારીને નવા વરસના દિવસ તરીકે સ્કોટલેંડમાં ૧૫૯૯માં સ્વીકાર કરવામાં આવ્યો હતો, અને ઇંગ્લેંડમાં તેનો સ્વીકાર ૧૩૩ વર્ષ પછી થયો

ન્યુયોર્કના લોકો દુનીયાની કોઇ પણ પ્રજા કરતાં પાણીનો ઉપયોગ વધુ પ્રમાણમાં કરે છે.

સેટલેંડ ટાપુઓમાંની ૨૦.૦૦૦ માણસની વસ્તીમાંથી ૪૦૦૦ માણસો ખલાસી તરીકે નેવીમાં કામ કરે છે.

લંડનમાં જે પાણીનો ઉપયોગ કરવામાં આવે છે, તેના અર્ધા ઉપરના ભાગનું પાણી ટેમ્સ નદીમાંથી આવે છે.

નોર્વેમાં હાલમાં જે ભાષા ચાલે છે, તે ખરેખર બે જુદી જુદી ભાષા છે, એકનો બોલવામાં તથા બીજીનો લખવામાં ઉપયોગ કરે છે.

દયાસ્કસ એ દુનીયાનું સૌથી જુનું શહેર તરીકે મનાય છે એ શહેર દમાસ્ક નામના બારીક તાંતણાથી હમેશાં ખ્યાતિ પામતું આવ્યું છે.

દુનિયાનો સૌથી કીમતી કાળો પોશાક (શોકમાં પહેરવાનો પોષાક) સેબલના રૂંવાટાવાળો ઓવરકોટ પાંચમા જોર્જ પાસે હતો, જેની કિંમત ૧૫૦૦૦ પૌંડની હતી.

ન્યુયોર્કની એક હોસ્પીટલમાં ૯ અઠવાડીઆંના નાના બચ્ચાંઓને કેળાં આપવામાં આવે છે.

શાંતિના સમયમાં ઇંગ્લેંડના લોકો વરસે દિવસે ૧,૦૦૦,૦૦૦,૦૦૦ ગેલન દૂધનો ઉપયોગ કરતા



ઉંડા હોજ હતા, ગોપનાથના કુંડમાં નાહવાની બહુ મઝા પડી, ત્યાંથી દીવા-દાંડી જોવા ગયા, બપોરે મહા ભોજનના લાડુ ઉડાવ્યા, સાંજે વડવાઇએ ખૂબ હીંચકા ખાધા, ચાંચિયાનો કિલ્લો જોયો ને ગોપનાથ પાછા આવ્યા. ગોપનાથ થોડો વખત રહી ત્યાંથી તળાજા ચાલ્યા. તળાજાથી ટ્રેનમાં સીધા ભાવનગર આવ્યા આવી રીતે અમારી પાલીતાણા ગોપનાથની મુસાફરી પૂરી થઇ,

હેમુભાઈ.



## —: જાણવા જોગ :—

સંપાદક : ગોવિંદજી નીછાભાઈ દેશાઈ

પહેલી જાનેવારીને નવા વરસના દિવસ તરીકે સ્કોટલેંડમાં ૧૫૯૯માં સ્વીકાર કરવામાં આવ્યો હતો, અને ઇંગ્લેંડમાં તેનો સ્વીકાર ૧૩૩ વર્ષ પછી થયો.

ન્યુયોર્કના લોકો દુનીયાની કોઇ પણ પ્રજા કરતાં પાણીનો ઉપયોગ વધુ પ્રમાણમાં કરે છે.

સેંટલેંડ ટાપુઓમાંની ૨૦.૦૦૦ માણસની વસ્તીમાંથી ૪૦૦૦ માણસો ખલાસી તરીકે નેવીમાં કામ કરે છે.

લંડનમાં જે પાણીનો ઉપયોગ કરવામાં આવે છે, તેના અર્ધા ઉપરના ભાગનું પાણી ટેમ્સ નદીમાંથી આવે છે.

નોર્વેમાં હાલમાં જે ભાષા ચાલે છે, તે ખરેખર બે જુદી જુદી ભાષા છે, એકનો બોલવામાં તથા બીજીનો લખવામાં ઉપયોગ કરે છે.

દમાસ્કસ એ દુનીયાનું સૌથી જુનું શહેર તરીકે મનાય છે એ શહેર દમાસ્ક નામના બારીક તાંતણાથી હંમેશાં ખ્યાતિ પામતું આવ્યું છે.

દુનિયાનો સૌથી કીંમતી કાળો પોશાક (શોકમાં પહેરવાનો પોષાક) સેબલના રૂંવાટાવાળો ઓવરકોટ પાંચમા જોર્જ પાસે હતો, જેની કિંમત ૧૫૦૦૦ પૌંડની હતી.

ન્યુયોર્કની એક હોસ્પીટલમાં ૯ અઠવાડીઆંના નાના બચ્ચાંઓને કેળાં આપવામાં આવે છે.

શાંતિના સમયમાં ઇંગ્લાંડના લોકો દરરોજ દિવસે ૧,૦૦૦,૦૦૦,૦૦૦ ગેલન દૂધનો ઉપયોગ કરતા



વાર્ષિક લવાજમમાં માત્ર ચાર આનાનો વધારો કરી રૂ. ૪ા લવાજમ રાખ્યું છે. તે બીલવાળા ગ્રાહકોએ અને આફ્રીકાના ગ્રાહકોએ શીલીંગ નવ તુરત અંક મળેથી મોકલી આપવા.

આફ્રીકાના ઘણા ભાઈ-બહેનો પાસે ગયું સાલનું લવાજમ બાકી છે. તે હજુ આવ્યુ નથી તેમણે તેમનું લવાજમ મોકલી આપવું જેની પાસે બાકી છે. તેના અંકમા પહેલે પાને 'બાકી' છે એમ લખેલ છે તે જોશો. મંત્રી.



# શ્રી બોધ

વર્ષ ૮૭ સળંગ અંક ૧૦૩૪ | અનુક્રમણિકા — છુટક નકલ આઠ આના | અંક ૩ માર્ચ ૧૯૪૩



## ખાસ સ્ત્રીબોધનો એપ્રિલનો અંક

આ માસિક પત્રનો સ્વ. પુતળીબાઈનો ખાસ સ્મારક અંક કરવા અમે ઈચ્છીએ છીએ તે માટે અમારા લેખકોને તેમની રસવાનગીઓ મોકલી આપવા વિનંતી છે.

એડ્રેસ : શ્રી કેશવપ્રસાદ સી. દેસાઈ.
મુ. જુહુ (શાન્તાકુઝ પાસે)

સંસ્કારી સન્નારીઓનું
અનૂપમ જુનામાં જુનું
માસિક પત્ર :-

# સ્ત્રીબોધ

વર્ષ ૮૭ : અંક ૩ જો
માર્ચ : ૧૯૪૩
સળંગ અંક ૧૦૩૪

તંત્રીઓ :
સ્વ. પૂતળીબાઈ કાબરાજી
કેશવપ્રસાદ સી દેસાઇ
B. A. LL. B

મંત્રી
ચંદ્રકાન્ત છો. મહેતા
મીરઝાપુરરોડ, અમદાવાદ

મદદનીશ મંત્રી ·
અમૃતલાલ રતનજી ત્રિવેદી
ભેંડાબજારરોડ, ઘા ૮ કો ૫ ૨





# જીવન કેડી

શ્રી. શાન્તિકુમાર પંડયા.

એકલો અટૂલો હું શોધું કેડી !
શોધું કેડી, જડી જીવન બેડી ...એકલો

ગિરિ કરાડ. ખીણુ ઊંચા ઢોળાવ ચડી
આવ્યો છું દૂર પંથ ખેડી ખેડી....એકલો.

દીઠાં વેરાન મારાં જીવન હરિયાળાં
કયે લૂંટારે મારી વાડી વેડી....એકલો

અંજાણી વાટ મારા અંતરને મુઝવે,
સંયમ દિવ્ય શક્તિની ભાવના રેડી ...એકલો.

અરણ્ય ઘોર શોર શ્રવણે સુણાયના,
દૂર કેણે મૂક્ત રવે બંસરી છેડી ...એકલો

દોરે અણદીઠ કંઇક અંતરને પ્રેરતું
લાધ્યું પરોઢ ઘોર તમસ્ ફેડી....એકલો.

અટલ ઉત્સાહ સહી અસહ્ય યાતના
અનંત પ્રકાશે લાધી જીવન કેડી....એકલો



સ્ત્રીબોધ અને બાળક' માસિક પત્ર એકજ છે, ભળતા નામથી સાવધાન રહો.

# નવોઢા

નીચું નિહાળી ખણુની ભૂમિ કો નવોઢા,
ઉભીઉભી મલપતી મધુરું રસિલી;
આશા ભરી ઝૂલતી શી શરમાળ વેલી,
છાનું હસી મદભર્યાં રસનેન નાચે.

ધીમું ધીમું ખખડતી રસશબ્દ આછા,
શોધી રહી લલીત કો રસમૂર્તિ હૈયે;
મોહીનીરંગ વદને ઝબકે અનેરા,
ભાવેર્મીની મદભરી ઉભી શી છબીલી.

પ્યારા પીયુ નિરખી પાલવડો સમારી,
છુંપાવતી ઘુંઘટડે મુંખડું ચકોરી;
છુંપાં રહે કદી નહિ રસમસ્ત નેનો,
છાના કરે પ્રિતમને રસિલા ઇશારા.

સકોરી સાળું ચતુરા ઉરદેશ ઢાંકે,
ત્હોયે છુંપ્યા નવ છુંપે રતિ કામદેવ;
ધીરે ધીરે ડગ ભરે પગ ઠેસ વાગે,
નૂંપુર શાં હસી પડી મુંઝવે સલુણી.

એકાન્ત માધી ચપલા નયનો નચાવી,
સુધાભર્યા પ્રિતમને ભલી બાથ ભીંડે;
આનંદઘેલી રમતી રસમસ્તી કૈં કૈં,
ભીંજાવતી નયનને રસ છોળ છાંટી.



લજ્જા તજી ઉમળકે રસે ચંદ્ર વ્હાલા,
ચુંબી લઇ ઢળે પડે પિયુગોદ માંહી;
વિલાસ ઝૂલતાં રસકેલી ખેલી,
પાતી પીતી પ્રણુયનાં રસપાન મીઠાં.

ભગવાનદાસ ચતુરભાઈ પટેલ

# અ પ રા ધી

લેખક : શ્રી. રંગીલદાસ મ. કાપડીયા.

શરીરે આખી બાંયનું મેલું કુડતું, ઘુંટણ સુધીનું ટુંકું ધોતીઉં, શીર પર સહેજ વાંકી ટોપી, પગમાં અડધાં ફાટેલા થીંગડાવાળા પગરખાં, હાથમાં મોટો ડંડો, પોતાની આ સારી સંપત્તિને લઈને આમ તેમ દ્રષ્ટિ નાંખ્યા વિના એ ચાલ્યો જતો હતો. ચાલમાં થાક, શરીરબાંધે મજબુત પણ પરિશ્રમથી થાકેલું, રસ્તામાં મળતા રાહદારીઓને એ પોતાની આંખો વડે જાણે પૂછતો, "આગળ કોઈ ગામ આવશે ખરું ?" પણ પોતાના મૌન પ્રશ્નનો ઉત્તર ન મળતાં ખિન્ન અને ચીઢીઓ પાછો એ આગળ વધી રહ્યો હતો, એનું પેટ વારંવાર એની પાસે કર માંગતું; પણ એ દરેક વખતે "પછી" કહીને મનાવી લેતો. રસ્તામાં ઘોડા મળ્યા, ગાડીઓ મળી, એ બધા તરફ એણે જોયુ—જાણે એમાંથી કોઈ પોતાની સવારીમાં એને જગ્યા દઈદે. પણ નસીબ એની વિરૂદ્ધ શું એ એમના તરફ બેપરવાઈની નજરે તાકીને અક્કડ થઈ પોતાના થાકને છુપાવતો ચાલતો

એક નાનું શહેર આવ્યું, અને એ સાથેજ રાત્રીએ જગત પર અંધારપટ પાથરવા શરૂ કર્યો. એને ચાલતા ચાલતા દશ કલાક થયા હતા શહેર જોતાંજ એણે કફનીની નીચે પોતાની બંડીના ગજવામાં હાથ નાંખ્યો—ચોકસાઈ કરી લીધી કે એણે કોઈની દયા—ભીખ માંગવી ન પડે. પછી એ સફેદ સીક્કાઓને એણે વારંવાર ગણ્યા; અને ભારે સાવધાનીથી એને ખીસામાં મુકીને પોતાની ગતિ વધારી. મળનારાઓને જાણે એ દેખાડવા માંગતો ન હોય કે એ થાક્યો નથી, એનામાં શકિત પણ છે અને પાસે પૈસા પણ છે. શહેરમાં દાખલ થતાં વેંત એણે "રોટી" ની દુકાનની તપાસ કરી. ઉત્તર મળ્યો, "આગળ છે." એણે પાછું ચાલવા માંડયું, જાણે એ જોર વાપરી બાજી હારી જીતવા ઈચ્છતો હોય. સામે હલવાઈની દુકાન હતી દુકાનની પાસેની ઓરડીમાં બેસી કેટલાક મુસાફર કલ્લોલ કરી રહ્યા હતા એને ખાત્રી થઈ કે એ હસવાનું એના નસીબમાં નથી. પોતાની ડાંગને બેપરવાઈથી જમીન પર ફેંકીને બળતી ભઠ્ઠી તરફ ઉત્સુક આંખોએ જોયું અને પછી ત્યાં સીઢી પર બેસી ગયો. લવલેશ નમ્રતા વિના એનાથી બોલાઈ જવાયું, "રોટી જોઇએ છે." એમ કહેતાંજ એણે ગજવામાથી પૈસા કાઢવા માંડયા. એ વેપારીને ખાત્રી આપવા માગતો હતો કે એને "દયાની રોટી" નથી જોઈતી દુકાનદારે એની તરફ આંખ ફેરવીને જોયુ નીચેથી ઉંચે સુધી રૂંવા ખડા થયા. એ જોઈ શકાતું હતુ કે એની આંખો સાફ કરી રહી હતી કે "અપરાધી છે." એની વાણીની કઠોરતા દેખાડતી હતી, "અસભ્ય છે. સમાજમાં નથી રહ્યો." એણે પુન. આગ્રહથી અને અધિકારપૂર્વક કહ્યું, "રોટીઓ જોઇએ." દુકાનદારે તિરસ્કારભર્યાં નેત્રોવડે કહ્યુ, "આગળ જા."

"મને મફત નથી જોઈતી, પૈસા મળશે."

"આગળ બીજી દુકાન છે."

એના જાણે પ્રાણ નિકળી ગયા. પેટની માંગણી બળવો કરવા તત્પર હતી. એકવાર પાછુ સાહસ કર્યું, ક્રોધને દબાવ્યો. ડાંગ પકડીને આગળ વધ્યો. લોકો એની પાછળ ચાલવા લાગ્યા. ટમ્મર કસી—" કેટલું ભયંકર છે, જૂનો

અપરાધી અને છૂટેલો કેદી જણાઈ આવે છે." સમાજ આ નીચલા થરના પ્રાણીઓને કોઈ પ્રકારે પણ જગ્યા આપવા તૈયાર નથી. થોડો આગળ ગયો ત્યાં એક મુસાફરખાનું જોયુ. ગરમ ગરમ રોટલીઓ ઉતરી રહી હતી. લાલચભરી આંખો વડે એણે એ તરફ જોયું ઊભા ઊભા જ એણે કહ્યું, "રાત મુકામ કરવો છે." માલિકે જોયું કે એની પાછળ ગોર મચાવતું એક ટોળું છે, બસ એક જ ક્ષણમાં ફેંસલો સુણાવી દીધો "જગ્યા નથી."

હવે એને કંઈ સૂઝયું નહિ હારીને ગબડી પડવાનું મન થયું. નગરમા એને માટે સ્થાન નથી. જાય કયા? જેમતેમ કરી પાછા પગ ઉપાડ્યા. પગ મંદ પડ્યા હતા. ચ્હેરા પર બંડ અને ભયંકરતા ઝબકી રહ્યાં હતાં. "એનો શા માટે બહિષ્કાર કરવામાં આવ્યો હતો?" એના મનમા વિચાર ઊઠી રહ્યો. એને ખાવું તો જોઈએ. એ આગળ ચાલ્યો. એ બહાર જઈ રહ્યો હતો. એક નાની દીવાલના ઝરૂખામાંથી મંદ પ્રકાશ બહાર આવી રહ્યો હતો. એણે ભયંકર આંખોથી જોયું, છલાંગ મારી એક ક્ષણભરમાં એ નાનીશી દિવાલની પેલી પાર કુદી પડ્યો. દરવાજા પર ટકોરા માર્યા. દરવાજો ખુલ્યો. એક ભવ્ય પ્રતિમા સામે ઉભી હતી "આવો" સાથે એનું સ્વાગત થયું એને વિશ્વાસ ન પડ્યો-એની આશા વિરૂદ્ધ એણે એ શું સાંભળ્યું? બીજી વખત સહજ સ્વાભાવિક હાસ્ય સાથે એજ એણે સાંભળ્યુ- "આવો, ભાઈ"-અને કહેનાર યન્ત્રવત્ અંદર ચાલી ગયો. આંગણામા પહોંચ્યો, ત્યાંથી એક કમાં આવ્યો મહેમાન સાથે સાથે જ હતો. મુસાફરના જ્ઞાનતંતુ કામ ન્હોતા કરતા. યજમાને એને એક પલંગ પર બેસવા કહ્યુ, "ભોજન લાવવાનો હુકમ અપાયો! પણ એ વખત કહેનાર ઘરનો માલિક હતો.

રાતે બાર વાગે મુસાફર નિંદ્રામાંથી જાગી ઊઠ્યો, એ આખી રાત કંઈ વિચારતો રહ્યો. ઓરડાની બહારની શાંતિ પર એણે નજર નાખી, ચારે તરફ નિરવ શાંતિ છવાઈ હતી. યજમાનનો ઘોઘાંટ એની ગાઢ નિંદ્રા સુચવી રહ્યો હતો. મુસાફર ઊઠીને ખાટલા પર બેઠો થઈ ગયો, ઓરડામાં તેની વસ્તુઓ તરફ જોયું. પાસેના કબાટ પર નજર પડી, સાંજના ભોજન પછી ચાંદીના વાસણો ત્યાં જ રાખી દેવાયા હતા. એની આંખ સામે ચાંદીનો ચળકાટ પ્રકાશી રહ્યો હતો. વિકૃત માણસે પિશાચી રૂપ ધારણ કર્યું. બીજી ક્ષણે એણે પોતાનો ભારે ડંગ હાથમાં લીધો ખાટલા પરથી ઊઠીને એ યજમાનના પલંગ પાસે આવ્યો. આંખોમાથી અગ્નિ ઝરી રહ્યો હતો." એ સમાજની શુ કરવા પરવાહ કરે?" એના મગજમાં પ્રશ્ન ઊઠ્યો. સામે દિવાલ પર ગૌતમ બુદ્ધની છબી ટાંગી હતી, એની નજર એ પર પડી. થોડી ક્ષણ સુધી એ એ તસ્વીર તરફ જોતો રહ્યો. આંખો નીચી નમી, ડંડો ઉગામ્યો! સુતેલા આદમીના મ્હોં પર શાંતિ અને આનંદની ઝળક હતી. ડંડો પાછો નીચે પડ્યો. એણે ફરી એ ચ્હેરા સામે ન જોયું, ત્યાંથી હઠીને ધીમે રહીને કબાટ ખોલ્યો વાસણો ઉપાડીને આસ્તેથી પાછળે દરવાજે ઘર બ્હાર નિકળી ગયો, એણે હાથમાથી એ વસ્તુઓને કપડાંમાં છુપાવી હતી. એ જોરથી આગળ વધી રહ્યો હતો. જાણે રાતોરાત જ એ સજગ જગતથી દૂર ચાલી જવા માંગતો ન હોય! પણ કાયદાની નજરથી એ બચી ન શક્યો શહેરની બહાર જતાંજ એ આગળ જવાને બદલે પાછો જઈ રહ્યો હતો, વાસણ પરના નામે પોલીસને એના માલિકનું નામ આપી દીધું હતું, પ્રાતઃ કાળ થતાં જ યજમાનના મકાન પર પાછા ટકોરા પડ્યા. દરવાજો ઉઘડ્યો. માલિકે બહાર આવી જોયું તો રાતનો મ્હેમાન પોલીસના હાથમાં હતો. એ બધું સમજી ગયો.

કાંઈ પણ પુછે તે પહેલાં એણે સાંભળ્યું, " સાહેબ, આ માણસના હાથમાં આપણી કંઇ વસ્તુઓ જોઈ ? " મ્હેમાનના ચ્હેરા પર જરાયે વિકૃતિ ન્હોતી. એણે શાન્તિથી જવાબ આપ્યો, " મેં પોતે જ એને એ વસ્તુઓ ભેટ આપી છે."

એ કાયદાના પંજામાંથી મુક્ત હતો – સ્તબ્ધ બન્યો. એણે જે સાંભળ્યું એ સાંભળવા ન્હોતો ચાહતો. એને ક્રોધ ચઢ્યો. શું એના પર દયા કરવામાં આવી ? એને શિક્ષા જોઈતી હતી. દયા નહિ પોલીસ ચાલી ગઈ, મુસાફરે સામે જોયુ – યજમાન ઉભો હતો. એનો હાથ એના તરફ લંબાયો – એ કહી રહ્યો હતો " મિત્ર, આ વીંટી તું ઉતાવળમાં ભૂલી ગયો હતો." એ અચકાયો. પોતાની કાયરતા જેવી એને પસંદ ન્હોતી. અથવા તો એ બધું યંત્રવત્ કરી રહ્યો હતો. એણે હાથ લાંબો કરી એ વીંટી લઈ લીધી. જાણે એ સ્વપ્નું જોઈ રહ્યો હતો ! ત્યાંથી એણે ચાલવા માડ્યું. એનો ધુંધવાટ વિચારોમાં બદલાઈ ગયો. હવે એની પાસે થોડી સંપત્તિ થઈ હતી. ખેતરો મેદાનો ઓળગી કોણ જાણે એ કયા જઈ રહ્યો હતો. એની ગુંચવાયલી સ્મૃતિ એ વિશાળ પ્રદેશમાં કંઈ શોધવાને ઉત્સુક હતી.

થોડે અંતરે એક સોદાગર મળ્યો. એ એકલો હતો. એના ભાવ બદલાયા, વિચાર ક્રિયામાં લાગી ગયો. " એ પણ એ જ સમાજનો હતો. " ધીરથી પોતાના મન સાથે એણે કહ્યુ અને એના હાથ સોદાગરની ગરદન પર પડ્યા. એની પશુ – પ્રવૃત્તિ પાછી જાગ્રત થઈ હતી. વિચારમાં આવતા ચહેરા પર ભયંકરતા ઝળકવા લાગી. એના વસ્ત્રો ખોળ્યા અને સર્વ કંઈ લીધું. સોદાગરે તરફડીઆ માર્યા; પણ એની એક ડાંટથી એ સમજી ગયો કે એ ધારે તે કરી શકે એવો છે. સોદાગર જીવ લઈને નાઠો. એણે નાસતાં નાસતાં કહ્યુ, " મારા બાલબચ્ચાં બરબાદ થઈ જશે." એ તો શેનો જ સાંભળે ? વિચારો ફરી વળ્યા, એના કાન પર ધીમે ધીમે અવાજ અથડાયો, " મારા બાળબચ્ચાં બરબાદ થઈ જશે." અપરાધીના મનમાં વીસ વર્ષ પહેલાની એક ઘટના સ્પષ્ટ થઈ ઊઠી. એના વિચારો કોમળ બન્યા. એ બધુયે ધન સોદાગરને ત્યાં પાછું વાળવાને વ્યાકુળ બન્યો. ચાલ દોડવામાં ફેરવાઈ. " સોદાગર, સોદાગર " બૂમ પાડતો પાડતો એ પાછળ દોડ્યો; પણ સોદાગર ન મળ્યો એ રાહદારીઓને પૂછતો તો એ એને શંકાથી જોતા, ગાંડો સમજતા અને ચૂપચાપ પોતાનું મ્હોં ફેરવી લેતા. સોદાગર ક્યાંય ન મળ્યો.

૨

એ ન્હાના ગામની આટલી આકસ્મિક ઉન્નતિથી લોકો અચંબામાં પડ્યા. જ્યાં લોકોને પેટ ભર ખાવા ન્હોતુ મળતુ ત્યાં આજે સર્વ સુખ શાંતિમાં જિન્દગી વિતાડવા લાગ્યા. જ્યારથી કાચનું કારખાનું ખુલ્યું છે ત્યારથી દિવસે બમણી ને રાતે ચાર ગણી ઉન્નતિ થઇ રહી છે. કામ કરનારા મજૂરોના ચહેરા પર સંતોષ અને તૃપ્તિના ચિન્હો ઝળકી રહ્યા હતાં. કાચના કામની ઉન્નતિ એટલી શીઘ્ર થઇ કે સસ્તામાં સસ્તા દામે ત્યાંનો માલ દૂર દૂર જતો. કામદારોને સ્વપ્નામાં પણ ખ્યાલ નહોતો કે એ લોકો કેવળ મજદૂરોજ છે. માલિકનો વ્યવહાર ઉદાર અને સ્નેહપૂર્ણ હતો. મજૂરોને રહેવાનો પ્રબન્ધ, માંદગીમાં એમની માવજતની વ્યવસ્થા માલિકે એવી તો સરસ કરી હતી કે જાણે આપી વ્યવસ્થા પાછળ કોઇ દયાળુ પિતાનોજ હાથ ,ન હોય ! એના એ સદ્ વ્યવહારે એની ચારે બાજૂ કોઇ ઉચ્ચતાનુ વાતાવરણ પેદા કર્યું હતુ. એના હૃદયની વિશાળતા અને ઉદારતા જોઇને લોકો એને ' ધર્મપિતા ' કહેવા લાગ્યા. માલિકનો આત્મા એના મજદૂરો સાથે પૂર્ણ પણે મળ્યો હતો. સ્વામી સેવકનો ભાવ તો કોઇ પક્ષના દીલમાં હતો

જ નહિ, આમદાનીનો મોટો ભાગ કામ કરનારા વચ્ચે વ્હેંચી આપવામાં આવતો. કોઇને એ દુઃખી અગર કષ્ટમાં જોતાં માલેકનો આત્મા વ્યાકુલ થઈ ઉઠતો. એ ફેક્ટરીનાં દ્વાર સદાયે પ્રત્યેક દુઃખીને માટે ખુલ્લાં રહેતાં.

એ એક ફેક્ટરીનો માલેક હતો પણ એ વિચાર કદી એના મનમાં આવ્યો પણ નહોતો. એના ઘરની સાદાઇ સાધારણ મજૂરની સાદાઈ કરતાંયે વધતી. એ એકલો હતો. એક બુઢ્ઢી એનું ભોજન બનાવતી. માલેકની કાર્યદક્ષતા અને ઉદારતાથી અધિકારી વર્ગ અનભિજ્ઞ ન રહ્યા. એ પણ એને મહાન્ માનવા લાગ્યા. શહેરનું ધડપણ એ ઈન્કારી ન શકયો છતાં એને આત્માભિમાને સ્પર્શ સરખો ન કર્યો. એની સેવાના હવે બે ક્ષેત્રો બન્યા–નગર અને ફેક્ટરી. દુઃખીઓનો એ બેલી–દલિતો–પીડિતો એ બુદ્ધ. એની રૂંવેરૂંવેથી આત્મબલિદાન તપકતું હતું. એ નગર કોટવાળ શ્રી. ત્રિપાઠીથી માંડી સર્વ કોઈનું શ્રદ્ધાપાત્ર બન્યો હતો. એના આત્મબલિદાનની ઘટનાએ ઈર્ષાળુઓ પણ એના ભકત બન્યા હતા; પણ એનો ઉત્સર્ગ ત્રિપાઠીજીનો હૃદયને ન સ્પર્શી શકયો. એ સદા એની આંખોમાં કઇ શોધતો હોય એમ લાગતું. "ધર્મપિતા" તરફ એ અન્યોની શ્રદ્ધાથી જોઇ ન શકયો; પરંતુ એની કર્તવ્યપરાયણતા "નગરશ્રેષ્ટ"ત્મતેના વ્યવહારમાં ઉણપ આવવા નહોતી દેતી એ કર્તવ્ય પરાયણ અમલદાર હતો અને વ્યવહાર પાલન માટે એ હંમેશાં માલેકનાં દર્શને આવતો; પણ શ્રદ્ધાથી નહિ, કર્તવ્ય ખાતર!

એક દિવસ માલેક કંઈ વાંચી રહ્યો હતો, અચાનક શ્રી. ત્રિપાઠી આવ્યાના સમાચાર આપવામાં આવ્યા શ્રદ્ધા ઉભરાતી હતી. એ પાસે પડેલી એક ખુરસી પર બેસી નમ્રતાપૂર્વક બોલ્યો, "મારે હવે એક કેદીની તપાસ માટે નરેન્દ્રનગર જવું છે."

"કોણ કેદી?"

"એક જૂનો અપરાધી, જેણે જેલમાંથી છુટીને પણ બે વાર ચોરી કરી. એ બહુ દિવસો સુધી સંતાતો ફર્યો. પોલીસે બહુ તપાસ કરી પણ પત્તો ન મળ્યો. એ હાલમાં પકડાયો છે."

"તપાસની પછી શી જરૂર પડી?" માલેકે ઉત્સુકતાપૂર્વક પૂછ્યું.

"અપરાધી પોતાનું મૂળ નામ અને કૃત્યો સ્વીકાર નથી કરતો."

"કેમ" પોતાની વેદના અને જીજ્ઞાસાને દબાવતા માલેકે પૂછ્યું.

"એ પોતાનું નામ બીજું બતાવે છે અને કહે છે કે પોતે ચોરી નથી કરી; એતો એમ પણ કહે છે કે એણે કદિ જેલનો દરવાજો પણ નથી જોયો. પણ એ અસત્ય બોલે છે. એનો ચહેરો સાવ "માધુ" જેવો જ છે એ માધુ જ છે. એના ત્રણ સાથીઓએ એની પિછાન આપી છે, હું એ જેલનો અમલદાર હતો, એટલે મારે પણ એની ઓળખ આપવા જેવુ છે. એ બહુ ભયાનક આદમી છે એના હાથોમાં પોલાદી તાકાદ છે. ત્રણ વખત એણે જેલ તોડી નાસવાની કોશિષ કરી હતી, જેના પરિણામે એની પાંચ વર્ષની સજા ૨૦ વર્ષની સજામાં બદલાઈ ગઈ. આ વેળા તો નિશ્ચિંત છે કે એને ફાંસી જ મળશે."

માલેક આ બધું અચેતનાવસ્થામાં સાંભળી રહ્યો હતો ત્રિપાઠીજીએ જોયું કે એનો 'ચ્હેરો' લાલચોળ બની રહ્યો હતો. અંદરના દ્વંદ્વને સમાવીને એણે મ્હોંએ "ઠીક" એટલું જ કહ્યું. ત્રિપાઠી માલેકને ચિન્તામગ્ન મુકી આજ્ઞા લઇને ચાલતા થયા.

રાત્રિના એકાંતમાં હાથની હથેલીમાં પોતાનું શીર રાખી માલેક કંઇક વિચારી રહ્યો હતો. એ વિચારોના પરિણામે કોઈ નિશ્ચય

પર નથી આવ્યો. એમ એના ભાવોથી સ્પષ્ટ જણાતું હતું. ક્યારેક ચિન્તાની, ક્યારેક પ્રકાશની રેખા એના ચ્હેરા પર સ્પષ્ટ દેખાતી હતી. ચિન્તાથી એ નિદ્રામાં પડ્યો. અર્ધ નિંદ્રામાં એણે જોયું, એક ભવ્ય ચહેરો એના તરફ હાથ લંબાવી કહી રહ્યો હતો, "મિત્ર એ વીંટી પણ તને ભેટ છે." એનો ચ્હેરો પણ આનંદથી ખીલી ઊઠ્યો. પણ સ્વપ્નનો તાર તુટ્યો નહિ. એણે જોયું પોતાનું બચપણ, યુવાવસ્થા, પિતાનું મૃત્યુ, બહેન, ભાઈ, માતા, ફોઈ, એની છોકરી, કુલ્લે નવ માણસના પેટભરણનો પ્રશ્ન ! મીલના દરવાજા એણે ખખડાવ્યા, ઉત્તર મળ્યો "નહિ," દુકાનોની ધૂળ ઉલેખી, જવાબ મળ્યો, "નહિ" એણે પોતાના કુટુંબીઓને જોયા. આંખમાં આંસુઓ ઉભરાયાં. એમને એના હાથ દુકાન માલિકે પકડ્યા. સજા સંભળાવવામાં આવી "પાંચ વર્ષ" રડતા હૃદયે એણે બધું સાંભળ્યું, વ્યાકુળ થઈ રડવા લાગ્યો.

નિંદ્રા ઊડી ગઈ. એણે પોતાની આંખો આસ્તે રહીને લુછી, સ્વપ્નની વાતોએ એને રોમરોમ જાગૃત કરી દીધો. એણે પોતાની સામે, એ અંધારામાં જોયા હોતા નવ ચ્હેરા, જે મ્હોં ઉઘાડીને રોટલા માંગી રહ્યા હતા. પણ એ અસમર્થ હતો. એનું દીલ રોઈ ઊઠ્યું એ ઘરથી નીકળી પડ્યો. એણે ગાંડાની માફક આખો દિવસ ચાલ્યા કર્યું. ભૂખ, તરસ એને સતાવવા લાગ્યા. એના ચહેરા પર કઠોરતાએ ઘેરો ઘાલ્યો. એ તીખાશથી મનમાં બબડ્યો, "નગરે મને રોટલો સુદ્ધાં ન આપ્યો." ઉગ્ર બન્યો. પણ એણે જોયો એજ ભવ્ય ચહેરો.

ઘડીઆળમાં ટનટન્ ચારના ટકોરા પડ્યા એ ઊઠીને બેઠો થયો. બ્હાર બૂમ પાડી. એક ઘોડાગાડી આવી ઉભી રહી. એની દુર્બળતાએ વળી જોર કર્યું. "એ હાથે રહીને શા માટે પોતાની જાનને હોમી દે ! એ હવે સદાને માટે સુરક્ષિત છે, લોકો એનું સન્માન કરે છે. આજે એ દોલત અને માણસો બેઉનો સ્વામી છે." એણે બહાર નજર કરી, જાણે ગાડીને પાછી ફરવા કહેતો હોય ! પણ પાછો એને ખ્યાલ આવ્યો, "ત્યાં જવામાં વાંધો પણ શું ?" અને એ ઘોડાગાડીમાં આવી બેઠો.

એ જ્યારે નરેન્દ્રનગર પહોંચ્યો ત્યારે એ કેસ જજ આગળ રજુ થવાની તૈયારીમાં હતો. એણે ચારે તરફ નજર દોડાવી જોયું તો અપરાધી જજની ખુરશી પાછળ પાંજરામાં પુરાયો હતો—ઉદાસ, મરેલા જેવો—જાણે એને કંઈ સમજ પડતી નહોતી કે એને શા માટે પકડી લાવવામાં આવ્યો છે. ફેક્ટરી માલિકે પોતા-તરફ એણે એક દીર્ઘશ્વાસ ખેંચ્યો અને ડાબી બાજુએ પ્રેક્ષકોની વચ્ચે બેસી ગયો. ઓળખ શરૂ થઈ. કેદીના સાથીઓએ એક પછી એક એજ તે માધુ હોવાની ઓળખ આપી. નાયકના દીલમાં તોફાન મચી રહ્યું હતું. એ ક્યારેક સરકારી સાક્ષીઓ તરફ જોતો, ક્યારેક પાંજરામાં ઉભેલા કેદી તરફ. હવે અપરાધીનો વારો આવ્યો પોતાનો ખુલાસો કરવાનો. જજે પૂછ્યું તેના જવાબમાં એણે કહ્યું, "હું નિરપરાધી છું, મારું નામ માધુ નથી." નિરાપરાધ શબ્દ સાંભળતાંજ નાયકના દેહમાં વિજળી પસાર થઈ ગઈ. એનો ચ્હેરો લાલચોળ થઈ ગયો. એના અંતરમાં કોઈ યુદ્ધ મચી રહ્યું હતું. એણે વળી સાંભળ્યું, "મેં રસ્તામાં કોઈ સોદાગરને લુંટ્યો નથી. મેં જેલમાંથી નાસવાની ક્યારેય કોશીષ કરી નથી અને આ ત્રણે કેદી સાક્ષીઓને હું બીલકુલ ઓળખતો નથી."

એ વખતે સરકારી વકીલે ઉભા થઈ કહ્યું,—"જજ સાહેબ, અપરાધીની ઓળખાણ પૂરેપૂરી થઈ છે. એ કેવળ પોતાના બચાવ માટે એ બધું કરી રહ્યો છે. એના કહેવાનો શબ્દેશબ્દ જૂઠો છે. પોલીસે પૂરું તપાસ પછીજ કેસ ચલાવ્યો છે."

સરકારી વકીલ બેસી જતાં જ જજ સાહેબના હાથમાં એક કાગળની કાપલી પહોંચી "હું અપરાધી તરફથી કંઈ કહેવા માંગું છું." આજ્ઞા માગી અને શાન્ત વાતાવરણમાં પાછી ઉત્સુકતાની લહેર ફેલાઈ. લોકોએ જોયું "ધર્મપિતા" ઉભા થયા પ્રેક્ષકોએ જોયું એ બહુજ વ્યાકુલ હતો. ક્રોધ એના ચ્હેરા પર દેખાતો. માલેકે સરકારી સાક્ષીઓને પૂછવું શરૂ કર્યું ?'

"શુ તમે વીસ વર્ષો બરાબર અપરાધી સાથે રહ્યા છો ?"

ઉત્તર મળ્યો—"હા"

પાછો પ્રશ્ન થયો—"માધુના ડાબા હાથ પર કોઈ જખમનું ચિન્હ હતું ?"

કેદીઓએ કહ્યું, "હા, જ્યારે એણે પહેલી જેલમાંથી નાસવાનો પ્રયાસ કર્યો ત્યારે એ પકડાયો હતો."

"તમે અપરાધીના હાથ પર એ ઘાનું નિશાન જોયું છે ?"

"નિશાન જોવાની જરૂરીઆત નહિ અમે વીસ વર્ષો એની સાથે હતા, અમે એનું રૂંવે-રૂવું ઓળખીએ છીએ."

સાક્ષીઓનું વાક્ય હજી તો પૂરું થયું ન્હોતું ત્યાં એણે પોતાના શીર પરથી પાઘડી ઉતારીને ફેંકી દીધી. પછી એણે પોતાનો હાથ ખુલ્લો કરી પૂછ્યું, "શું તમે માધુના હાથ પર ઘાનું આવું નિશાન જોયું હતું ?"

સાક્ષીઓ સ્તબ્ધ બન્યા. જજ શાન્ત ! બધાએ જોયું કે ખરો માધુ–અપરાધી માધુ તો એ "ધર્મપિતા" જ હતો. એમ આંખો શ્રદ્ધાથી ઝુકી, પછી સહસા એમાં તિરસ્કારની છાયા આવી બીજીજ ક્ષણે કેદી મુક્ત બન્યો. "ધર્મપિતા"ના હાથમાં હાથકડિયો પ્હેરાવવામાં આવી અને એ હાથકડિયોની ઉપર "ધર્મપિતા"ની મનુષ્યતા હસી રહી હતી.

# સ્ત્રીઓના કેટલાક દર્દો અને તેમની દવા



વૈદ્યરત્ન : હિંમતલાલ રા. અધ્વર્યુ

## પ્રદર

આજકાલ શરીર તરફ બેદરકાર રહી ફેશનમાં ફસાએલી શહેરી અને નાજુક જીવન ગાળતી યુવતીઓમાં મોટા ભાગે યુવાનીનો નાશ કરી જીવનને બરબાદ કરનાર પ્રદર રોગ જોવામાં આવે છે ઋતુ સાથે આહાર વિહાર અને રહેણી કહેણીની અનિયમિતતાથી પ્રદર જન્મે છે. સ્ત્રીઓને જ્યારથી ૧૨, ૧૪ કે ૧૫ વર્ષે પ્રથમજ ઋતુદર્શન થાય ત્યારથી જ્યારે વૃદ્ધાવસ્થામાં ૫૦ થી ૬૦ વર્ષે તે ઋતુબંધ થાય તે સમયમાં ગમે ત્યારે આ રોગ લાગુ પડે છે.

પ્રદર રોગ લાગુ પડવાનાં કારણો:— અતિઠંડા પદાર્થોના ભક્ષણથી, કામોત્તેજક દવાઓ ખાવાથી, શૃંગારિક પુસ્તકોના વાચનથી, નાટક–સીનેમાની શોખીન સ્ત્રીઓ આ રોગનો ભોગ જલદી બને છે. તેમજ નષ્ટાર્તવ, અલ્પાર્તવ, અતિ મૈથુન, કસુવાવડ કે સુવાવડમાં બિગાડ રહી જવાથી, આહારવિહારની અનિયમિતતાથી, લાંબા સમય સુધી બાળકને ધવડાવવાથી, કોઈ પણ રોગની નબળાઈથી, દારૂનું વ્યસનથી, કસરતનો અભાવથી, કબજીયાતથી, મળમૂત્રના વેગોને રોકવાથી, માલમલીદા ખાઈ પડયા રહેવાથી, ગર્ભાશયના દીર્ઘ વરમ કે સ્થાનભ્રષ્ટતા કે સોજો આવવાથી, દિવસે ઉંઘવાથી, પાંડુરોગથી, પ્રમેહ સંગ્રહણી કે અર્શરોગથી, કૃમી થવાથી, યોનીમાં પાક થવાથી, યોગ્ય ઉંમર સિવાય પુરુષ સંગ કરવાથી, ગર્ભાશય કે યોનીમાં કાંઈપણ દર્દ થવાથી, વારંવાર બિમારીઓ ભોગવવાથી, સુવારોગ, ન્યુમોનીયા કે હિસ્ટોરીયા થવાથી, ક્રોધ કે ઈર્ષા. આ કારણોથી પ્રદરરોગ જલદી લાગુ પડે છે. ઋતુ આવી ગયા પછી પણ ગર્ભાશયના મુખમાંથી, યોનીમાર્ગ મારફત શ્વેત, ચીકણા, રક્ત અને પિત્તાદિ વર્ણયુક્ત જે પ્રવાહી વહે છે તેને પ્રદર, ધૂપણી, યોનીસ્રાવ, ધાતુ જવી, શરીર ધોવાવું, નબળાઈ જવી કે અંગ્રેજીમાં લ્યુકોરિયાના નામથી ઓળખાય છે.

પ્રદરના દરદીને પાણીનો પ્રવાહ પાણી અને દૂધના મિશ્રણ જેવો સ્વચ્છ અને ચીકણો હોય તો તે યોનીમાર્ગમાંથી આવે છે તેમ સમજવું. ઋતુસ્રાવ થઇ ગયા પછી ગર્ભ રહેલો ન હોય, કમળ મુખ ઉપર ચીકણો પદાર્થ ચોંટતો હોય તો તે પ્રવાહ ગર્ભાશયમાંથી આવે

છે તેમ સમજવું. આ દરદ થવાથી સ્ત્રીઓના શરીરમાંથી માંસ અને રક્ત ઓછું થાય છે. તેથી અકાળે વૃદ્ધત્વ આવ્યું હોય તેવું શરીર ફીકું અને નિસ્તેજ લાગે છે. મુખપરની લાલીનો નાશ થઈ તાકાતહીન થવાય છે સ્હેજ મહેનત કરવાથી થાક લાગી કમર દુઃખે, હાથપગમાં કળતર, બેચેની અને નિદ્રાનો નાશ હોય છે. તેથી દમ, ખાંસી, હિસ્ટેરીયા કે જીર્ણજ્વર થઈ છેવટે મનુષ્યોનો દુશ્મન અસાધ્ય એવો ક્ષયરોગ લાગુ પડે છે. જે સ્ત્રીઓને પ્રદર હોય તેને પ્રદરરોગ લાગુ પાયા પછી બેદરકાર રહેવાથી માતા બનવાનું અશક્ય થઈ પડે છે. એટલે કે તેને ગર્ભ રહેવો મુશ્કેલ છે, તેમાં દૈવ ઇચ્છાએ તે રોગ અસાધ્ય બન્યા પછી તો ગર્ભ રહેતોજ નથી. કદાચ રહે તો જરૂર ગર્ભપાત થાય છે. માટે ખાસ સ્ત્રીઓના વૈદ્યની સલાહ લેવા ચૂકવું નહિં..

પ્રકારઃ--(૧) વાત પ્રદર, (૨) પિત્ત પ્રદર, (૩) કફ પ્રદર, (૪) ત્રિદોષ પ્રદર.

**વાત પ્રદરઃ**--આ પ્રદરમાં રૂક્ષ, લાલ, ફીણવાળો માંસ ધોએલા પાણી જેવો વાયુની પીડા યુક્ત શ્રાવ હોય તે વાતપ્રદર.

**પિત્ત પ્રદરઃ**--આ પ્રદરમાં લાલ, પીળો, નીલો, કાળો કાદા જેવો ને પ્રમાણમા વધારે દાહક ને પીડાયુક્ત શ્રાવ થાય તે પિત્ત પ્રદર.

**કફ પ્રદરઃ**--ખારો, ઘટ્ટ, ચીકણો માંસ ધોએલા પાણી જેવો, ચોખાના ધોવરામણ જેવો પરપોટા યુક્ત શ્રાવ કફ પ્રદરનો છે.

**ત્રિદોષ પ્રદરઃ**--મધ, ઘી, હરતાલ ને નારંગી રંગનો દુર્ગંધ યુક્ત જે શ્રાવ હોય તેને ત્રિદોષ પ્રદર કહે છે.

કોઇ પણ રોગ ઉપાય કરવા છતાં મટતો નથી તેમ હોતું નથી પરંતુ તેને માટે સાધ્ય, કષ્ટ સાધ્ય ને અસાધ્ય એવા ભેદો પાડવામાં આવ્યાં છે તે મુજબ ઘણી મુદતનાં ને ભયંકર દરદો આપણી મુર્ખામીએજ પ્રાણની સાથે જાય છે. પ્રદરમાં પણ તેમજ સમજવાનું છે. પ્રદર રોગ સ્ત્રીઓનો શત્રુ છે. છતાં પણ કેટલીક શરમાળ સ્ત્રીઓ તે રોગને શરમ કે અન્ય કારણોથી વડિલો પાસે છૂપાવે છે. દા. આઠેક માસ ઉપર મારા એક મિત્રની પત્નિને તપાસવાનો મને પ્રસંગ મળ્યો. તેને પ્રદર રોગ હતો ને પૂર બહારમાં એટલે કે કષ્ટસાધ્ય સુધી પહોંચી ગએલો પરંતુ નાડી તપાસી પૂંછતાં શરમ લાગવાથી ચોકખીજ ના કહી કે મને કાંઇજ નથી થયું સમજાવતાં પણ તે રોગ મને છેજ નહિ એવોજ જવાબ મળ્યો. મિત્રને પૂછતાં મારાથી નાની ઉમરનો મારા નાના ભાઈ સરખો મારી આમન્યા રાખનાર તેણે તે વખતે શરમ છોડી હા કહી પરિણામે મે પ્રદરની દવા શરૂ કરી. પ્રદર બંધ થયું. તાવ, અશક્તિ ને બીજા રોગોનો નાશ થયો. દરદ મટયા પછી પૂછતાં હા મને પ્રદર રોગ હતો પરંતુ તમારો પરિચય નહિં હોવાથી મને શરમ લાગી હતી. ખોટી શરમ ને ખોટી આમન્યામાં આવાં ભયંકર દરદો ઘર ઘાલી જાય છે. ને પરિણામે વિનાશને વહોરવો પડે છે. દરદીનો ચહેરોજ રોગને છૂપાવી શકતો નથી જાણકાર તો તુરતજ જાણી લે છે. પરંતુ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યા પછી તેને મટાડવો બહુ મુશ્કેલ થઈ પડે છે. કેટલીક વખત આ રોગના પરિણામે સ્ત્રીઓને જીવનભર વાંઝીયામેણું લલાટે લખાય છે અથવા તેમાંથી નાનામોટા અનેક રોગો ઉત્પન્ન થઈ ઘણાક દિવસો ને છેવટે ઘણાંક વર્ષો દુઃખ ભોગવી છેવટે સર્વને જ્યાં જવાનું હોય છે ત્યાં જવાય છે. પરંતુ રોગોનાં અસહ્ય દુઃખો ભોગવીને જવાય છે. માટેજ વડિલોની દરદો સંબંધીની ખોટી શરમોને તજી દઈ "શત્રુ અને રોગને થતાજ દાબવા" તે વૃદ્ધના કહેવતને માન આપી શરૂઆતમાંજ કોઈ સારા દેશી વૈદ્યની સલાહ લેવી તે ઉત્તમ છે. છતાં જેને પ્રરગથ્થુ ઉપચારો

કરવા હોય તેને અશોક ઘૃત પુષ્યાનુગ ચૂર્ણ, ચંદનાદિ ચૂર્ણ, પ્રદરાંતક લોહ, પ્રદરારિ રસ, પ્રદર રીપુ, દેવદાર્વ્યાદિ ક્વાથ વગેરે વસ્તુઓ ખાવા પીવા વાપરવી. ને જે કારણોથી રોગ થયો હોય તેને જાણી લઈ પ્રથમ તે કારણોનેજ નાશ કરી પથ્યાપથ્ય પાળવાથી જરૂર પ્રદરનો નાશ થાય છે.

આ રોગમાં ચોખા, મગ, મગની દાળ, મસુરની દાળ, ચણાની દાળ, પરવર, પાકેલું કોળું, વંતાક, બટાટાં, કારેલાં, કાચા કેળાં, દૂધી, ભાજી, માંસ રસ, દૂધ, ઘઉંનો પદાર્થ, ચણા, ઘી, દ્રાક્ષ, અંગુર, દાડમ, શીંગોડાં, સાકર શેરડી, શેરડીનો રસ ને પાકી કેરી એ પથ્ય ગણાય છે. અને ગરમ, ખાટા, ખારા અને તીખા પદાર્થો, મૈથુન, સુરતી, મનને ઉશ્કેરે તેવાં શૃંગારિક પુસ્તકોનું વાચન, નાટક–સિનેમા કે પ્રેમ ચેષ્ટાઓનાં દશ્યો, ભારે ખોરાક, દહીં, અથાણું, ભજીયાં, ઢોકળાં વગેરે અપથ્ય છે.

ઉપચારો:—ચંદ્રપ્રભા નં. ૧, સંશમની વટી, ગોદંતી ભસ્મ ને અમારી બનાવટનું પ્રદર ચૂર્ણ વાપરવાથી જરૂર લાભ થાય છે.

(૨) રાળ માસા ૪, હળદર માસા ૨॥, સાથે અશોકારિષ્ટ તો. ૧ લેવાથી થોડા દિવસમાં ફાયદો થશે.

(૩) ગળોસત્વ, ચણકબાબા, ત્રિબંગ, માયાફળ, ફૂલાવેલી ફટકડી, વંશલોચન, ગળોસત્વ, કાથો, ગોદંતી, શંખજીરૂં, લઘુવસંત માલતી દરેક એકેક તોલો ને સાકર તો. ૧૦નું ચૂર્ણ બનાવી પા તોલા પ્રમાણમાં લેવાથી સંપૂર્ણ ફાયદો થાય છે.

જીવનની ઝીણામાં ઝીણી વાતો સાથે એણે તન્મયતા કેળવી આ વેળાએ ચીનમાં ભારે દુકાળ પડયો. વિદેશીઓએ ચીન ઉપર આક્રમણ કર્યું અને તેમની અને લોકોની વચ્ચે સંગ્રામ જામ્યો. આ યુદ્ધ એવું તો રોમાંચક હતું કે પર્લ એને જીવનભર ભુલી નથી. એનું પ્રમાણ અપુરાવો એની લખેલી નવલકથાઓમાં મળે છે.

ઈ. સ. ૧૯૨૨ માં પર્લબકની પ્રથમ રચના અમેરિકાના બોસ્ટનથી પ્રગટ થતા "આટલાંટિક" માસિકમાં પ્રગટ થઈ. એ પછી ૧૯૧૪ માં એની બીજી કૃતિ "Beauty in China" ફોરમમાં પ્રગટ થઈ. એજ સાલમાં "ચીની વિદ્યાર્થી માનસ" The Chinese Student mind નામનો લેખ પ્રગટ થયો ચીની જીવન સાથેની એની એકમયતા એમાં તરી આવતી દેખાઈ.

ઈ. સ. ૧૯૧૫ માં એ પાછી અમેરિકા ગઈ, ત્યાં એણે અંગ્રેજી સાહિત્યનો વધુ અભ્યાસ કર્યો. એણે "ચીન અને પશ્ચિમ" Chma & The west નામના લેખ માટે પરિતોષક મેળવ્યું હતું. અમેરિકાની સફર દરમીયાન એણે બોટ ઉપર પોતાની પ્રથમ નવલકથા "પૂર્વ વાયુ પશ્ચિમ વાયુ" "east wind west wind" લખી. ૧૯૧૬ માં એ ચીન પાછી ફરી અને સાહિત્ય પ્રવૃતિ નિયમિત ચાલુ રાખી.

આ સમયે એક ઘટનાના કારણે એની સાહિત્ય પ્રવૃતિ અટકી પડી. ઈ. સ. ૧૯૨૭ માં રાષ્ટ્રીય સૈન્યે નાનકિંગ પર હલ્લો કર્યો. અને લુંટફાટ શરૂ થઈ પરદેશી પ્રવાસીઓ પર અત્યાચારો ગુજરવા માંડયા. એ અને એનો પતિ આનાથી ત્રાસી નાસી છુટયાં. એક પરિચિત સ્ત્રીની ઝુંપડીમાં એ લોકો આખો એક દિવસ છુપાઈ રહ્યાં. બંગલામાં એક બે વર્ષનું બાળક અને સાત વર્ષનો છોકરો. જીવ જોખમમાં હતો. આ રીતે દિવસ ગાળ્યા બાદ વિપ્લવની શાંતિ થઈ ત્યાંસુધી એક અજ્ઞાત સ્થળે પતિ પત્નિને ભરાઈ રહેવું પડ્યું.

થોડા સમય બાદ નાનકીંગ પાછી ફરી ઈ. સ. ૧૯૩૦ માં એણે પોતાની જગવિખ્યાત "The Good Earth" (ગુડઅર્થ) પુરી કરી. ૧૯૩૧ માં એ પ્રગટ થઇ. અને ભારે લોકપ્રિયતા પામી. દેશ પરદેશના વિવેચકો અને વાંચકોએ એની એટલી પ્રસંશા કરી કે એક એક વર્ષ સુધી એનું વેચાણ અજોડ બન્યું. એકજ વર્ષમાં સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર તરીકે એને ઇનામ મળ્યું. જગતની ૨૦ ઉત્તમ ભાષાઓમાં એનો અનુવાદ થયો છે. ૧૯૩૬ માં એનું ચિત્રપટ તૈયાર થયું. અને ખુબ જ વખણાયું.

અમેરીકામાં બે નવલકથાકારો શ્રેષ્ઠ લેખાતા. લુઈ સીંકલેર અને અપ્ટન સીંકલેર એનાથી બેકની કૃતિઓ નિરાળી હતી. લુઈ અને અપ્ટન સીંકલેર અમેરીકાના નાગરીકોનું ચિત્ર રજુ કર્યું છે કે જેનાથી જીવનની સમસ્યાઓ સંસ્કૃતિના વિકાસ સાથે છતાં વધુને વધુ જટિલ બનતી રહી છે. એ કાળની નવલકથાઓમાં સંસ્કૃતિની વિકૃતિ અને જીવન સમસ્યાઓની જટિલતાનો ચિતાર રજુ કરવાનો પ્રયાસ થતો, આપણે લુઇ સીકલેરના "Main sheet" અને "Babbit"માં એ ચિત્રો જોઈએ છીએ. જ્યારે અપ્ટનના "ઓઈલ" અને "જંગલ"માં શ્રમજીવીઓની દુર્દશા અને વર્ગવિગ્રહનો આપણને સંપૂર્ણ ખ્યાલ આવે છે. પર્લબકના "ગુડઅર્થ"માં ન તો માનવજીવનની સમસ્યાનો ઉહાપોહ કે ન તો માનવચરિત્રનું અંતર્દદ જોવા મળે છે. એમાં એક સાધારણ ચીની ખેડુતનું સજીવ, મર્મસ્પર્શી ચિત્ર દોરવામાં આવ્યું છે. આપણે એનાથી મુગ્ધ બનીએ છીએ. સરસ, આડંબરહીન માનવજીવનનું ચિત્ર સજીવ અને મનોરમ રૂપમાં રજુ થયું છે, જીવનનાં માધુર્ય અને સ્નિગ્ધતાના સંમિશ્રણ વડે, અપૂર્વ ચરિત્રોની સૃષ્ટિ કરવામાં આવી છે.

એક ગ્રામ ખેડુતનું જીવન દર્શન, જીવન-

કહાણી લઈને ગુડઅર્થનું આલેખન કરવામાં આવ્યું છે. એમાં ખેડૂત જીવનની ક્રમોન્નતિ વાસ્તવિક સ્વરૂપમાં દેખાડવામાં આવી છે. પર્લબકની ખરી ખુબીતો એના ચારિત્ર નિરુપણમાં રહેલી છે. એમાં અપૂર્વ સંયમ, પ્રત્યેક ચારિત્રનું વ્યક્તિત્વ અને વિશિષ્ઠતા હોય છે. કોઈ ગૌણ ચારિત્ર પ્રધાન બનવા નથી પામ્યું. નથી તો એની છાપ નાયક પર પડી. એમાંનાં એક એક ચારિત્રો જીવંત છે. ગુડઅર્થની આખી કથા વાંગલુંગ (wang Lung) પરિવારની આસપાસ વિંટાયેલી છે. કથાની શરૂઆત વાંગલુંગના વિવાહોત્સવથી થાય છે. એના મનની કેટલા દિવસોની કામના આજે પૂર્ણ થવાની છે. ભાવી જીવનના સુખની ન માલુમ કલ્પનાઓ એના મનમાં ઊડી રહી છે. હવે એને સવારમાં જલદી ઊઠી પિતાને માટે ચાહ તૈયાર કરવા ચુલો ન સળગાવવો પડે હવે એને એક જીવન સાથી મળશે, જે એના સર્વ કાર્યોમાં સાથ આપશે. એની ઈચ્છા સૌંદર્યવતીને પરણવાની હતી. પણ પિતા કહેતો કે મારા ઘરમાં સુંદર સ્ત્રી લાવીને શું કરશે? મારે તો એવી પુત્ર વધુ જોઇએ કે ઘરકામ કરે, હમારી સેવા કરે અને હમારી વંશવૃદ્ધીની કરે. સુંદર સ્ત્રી શું અમારી સાથે ખેતરમા કામ કરી શકશે? આખરે એનો વિવાહ એક દાસી-કન્યા સાથે થયો. આ કન્યાઓ-લાનનું પાત્ર ખુબજ સરળ, કરુણ અને હૃદયગ્રાહી છે એને જોતાં આપણને સહેજે લાગે છે કે એ ચરિત્ર એ કોઈ ગ્રામીણ ભારતીય નારીનુ છે. ઓલાન, ઘરકામમાં નિપૂણ છે. ખેતરમાં પણ કામ કરવા જાય છે. પતિની અર્ધાંગ્ન બની રહે છે. એ પતિને કહેતી કે મેં તમારે માટે પ્રસવપીડા વેઠી તમને બાળક આપ્યું છે. એ પતિને એટલી ચાહતી કે આગળ જ્યાં એ વાંગલુંગ નામની બીજી સ્ત્રીને લાવી રાખે છે; તેનો પણ એને વાંધો નથી, અને એનો પ્રેમ કમી થતો નથી. જીવનના આઘાત પ્રત્યાઘાતો વચ્ચે પણ એ પતિ પ્રત્યેનું કર્તવ્ય નથી ભુલતી. એને જીવનમાં કોઈ અધિકાર છે કે કેમ એ જાણતી નહોતી. ઓલાન આદર્શ પત્ની અને પૂજ્ય માતાનું પ્રતિક હતી. આટલી કુશળતાથી પર્લબેક ઓલાનનું પાત્રનિરુપણ કર્યું છે. પોતાની ભૂમી પ્રત્યે દંપતિને ભારે અનુરાગ હતો અને વસુંધરા એ સેવાથી પ્રસન્ન થઈ પાક પણ સારો આપતી. એની આર્થિક સ્થિતિ સુધરી, પોતાની જમીન પ્રત્યે એને એટલો તો પ્રેમ હતો કે જ્યારે એના દેશમાં દુકાળ પડે છે ત્યારે એને દક્ષિણ પ્રદેશમાં જવું પડે છે ત્યાં પણ એ એની જમીનને વ્હાલી માતાની માફક યાદ કરતો નગરનું કોલાહલ ભર્યું જીવન એને ત્રાસ આપતું—એ વેળા ચીનમાં વિપ્લવની જ્વાળા ફાટી નીકળી. એક ચીની યુવકની ઓજસ્વીની વાણી સુણીને વાંગ સંતપ્ત થઈ ઊઠે છે. વિપ્લવની વાત એ કંઈ સમજતો નથી એ વેળા એક ઘટના બની, જ્યાં વાંગ-લુંગ રહેતો હતો ત્યાં આસપાસના મોટા માણસોના ઘર પર શત્રુઓનું આક્રમણ થયું. લૂંટફાટ થઇ. એમાં ઓલાનને જવાહિરો હાથ લાગ્યાં. વિપ્લવ સમાઈ જતા વાંગ પોતાના પરિવાર સાથે સ્વદેશ પાછો ફરે છે. પત્નીએ લુંટમાંથી મેળવેલાં નાણા અને એક નાયિકાને ઉપપત્ની તરીકે ઘરમાં લાવે છે. પરિણામે ગૃહ કલહની શરૂઆત થઈ. ઓલાન તરફનો એનો અનુરાગ ઘટ્યો છતાં એ તો પતિભકતજ રહી. એ એકજ વાતમાં અભિમાન લેતી કે તે વાંગ પરિવારના વંશને ધારણ કરનારી છે.

વૃદ્ધાવસ્થામાં વાંગ પોતાની જમીન છોડી પાસે એક મોટા મકાનમા રહેવા આવે છે. મકાન પોતાની પત્ની અને નાયિકીનું માલિકનુ હતું. એને ત્રણ પુત્રો પણ હતા. વાંગ વિપ્લવ સમજ્યો નહતો પરંતુ એના પુત્રોએ તે ઝીલ્યો. એક તો વિપ્લવ દળમાં જોડાઈ

પણ ગયો હતો. વાંગલુંગની આત્મિક અને દૈહિક સંપત્તિ એની જમીન. એનો અવસાન કાળ આવ્યો ત્યારે એ પોતાની પૈતૃકભૂમિની ગોદમાં જ સુતો. આજે પણ એ તો આત્મવિચાર કરી રહ્યો હશે કે રખેને એને કોઈ વેચી મારશે જે વેચશે તેને એનો આત્મા કદી ક્ષમા ન આપે!

આ રીતે "ગુડઅર્થ" આપણને ચીની જીવનનું આબેહુબ ચિત્ત આવે છે. એ આપણા મનને સ્પર્શે છે. કૃષિક પરિવારનું એ ચિત્ત કોઈ પણ દેશના કૃષિકનું ચિત્ત ગણી શકાય એવુ છે.

"પર્લબકની કોઈ પણ કૃતિમાં કોઈ દાર્શનિક તત્વ કે નીતિની વ્યાખ્યા નથી. છતાં પ્રત્યેક પાત્રમા પોતાનું જીવન ઓત પ્રોત કર્યું છે, જીવનને સમગ્ર ભાવથી જોઈએજ સ્વરૂપમાં એનો અનુભવ એણે કર્યો છે. જીવનની સઘળી મનોવૃત્તિ શાશ્વત અને ચિરંતન હોય છે. કાળની કપરિ ગતિથી એમાં પરિવર્તન અર્થ થતું. એની કથની એ જ "રોમાન્સ" પર્લબકની નવલકથામાં એ પ્રકારનું "રોમાન્સ" છે. ઘણા વર્ષો બાદ ૧૯૩૨માં બક પૂનઃ અમેરિકા ગઈ. "ગુડ અર્થ "ના અનુસંધાન તરિકે "Sons" નામની નવલકથા લખી. એમાં એણે ચીનના વિપ્લવ અને એની વિનાશક લીલાને કેન્દ્રિત કરી છે. બીજી બે નવલકથાઓ પણ લખી છે. એક "The young Revolutionary" અને બીજી "The ferst wife and Othes stories" બીજામાં એની ટુંકી વાર્તાઓનો સંગ્રહ છે. બીજે વર્ષે એણે ચીનની એક પ્રચંડ નવલકથા "શુ ઈ હુંચાં." નો અનુવાદ "all men are Brothers" ના નામે બહાર પાડ્યો. ઈ. સ. ૧૯૩૫મા The Mother અને ત્યાર પછી બાંગ મુંગ પરિવારની અંતિમ કથા "The house Devided" નામે પ્રગટ કર્યા અને એ ત્રણેનો સંગ્રહ The "house of earth" નામે પ્રગટ થયો છે.

૧૯૩૩માં પર્લબક અમેરિકા હતી ત્યારે યેલ યુનિવર્સિટીએ એમ. એ. ની ઉપાધિ વડે એનું બહુ માન કર્યું.

૧૯૩૫માં એનો પ્રથમ પતિ સાથે છુટા છેડા થતાં "એસીયા" માસિકના સંપાદક શ્રી, રીચાર્ડ વાલ્શ સાથે એનું લગ્ન થયું. પેન્સીલ્વેનીયામાં જમીન ખરીદી ત્યાં એણે વસવાટ કર્યો, ૩૦–૩૫ સુધી પ્રગટ થયેલી સર્વ નવલકથાઓમાં ગુડ અર્થને ઉત્તમ કૃતિ ગણીને એના લેખકને "હોએલ્સ" ઇનામ આપવામાં આવ્યું. ત્યારપછી ઇગ્લીસ The Exile અને Fighting angl નામની બે કથાઓ પ્રગટ થઈ.

ઈ. સ. ૧૯૩૮નું વર્ષ એના સાહિત્ય જીવનનો ગૌરવ સ્તંભ! એ વર્ષમાં નોબેલ પ્રાઈઝ દ્વારા સારા સભ્ય જગને એનું અભિનંદન કર્યું ૩૯માં "This proud heart" અને The patriot એ બે નવલકથાઓ પ્રગટ થઈ ચાળીસમાં Other gods અને stories for little children બહાર પાડ્યાં. ચાલુ સાલે to-day & for ever પ્રગટ થઈ છે. આ રીતે પર્લબકે સાહિત્યના સર્વ ક્ષેત્રોમાં પોતાની પ્રતિભાનો પરિચય આપ્યો છે. આ પ્રકારની બહુમૂખી પ્રતિભા વિશ્વની લેખિકાઓમા વિરલ જોવામાં આવે છે.

પ્રગતિશીલ લેખકોમાં પણ બહુ જ થોડા હશે જે પર્લબકની માફક માટીના સુખ દુઃખની કહાણી આટલી સુંદર રીતે આલેખી શકતા હોય.



# સતી સુલક્ષણા

લેખિકા : શ્રીમતી કમળારાવ.

**રાજા** ભોજના સમયમાં વિષ્ણુદત્ત નામનો એક અગ્નિ હોત્રી બ્રાહ્મણ ધારા નગરીમાં રહેતો હતો. એ ઘણો પંડિત અને શાસ્ત્રવિશારદ હતો. તેની સ્ત્રીનું નામ સુલક્ષણા હતુ. સુલક્ષણામાં નામ પ્રમાણે જ ગુણ પણ હતા. એ ઘણી સ્વરૂપમતી, સુઘડ, ચતુર, બુદ્દિમતી, સુશિક્ષિત, પતિવ્રતા, ઘરકામમાં કુશળ અને મધુર ભાષી હતી. પતિની આજ્ઞા માનવામાં એ ઘણી જ દ્રઢ હતી. એક વખતે વિષ્ણુદત્તે તેની પાસે પાણી માગ્યું એ પાણીનો પ્યાલો ભરીને લાવી એટલામાં વિષ્ણુદત્ત કોઇ જરૂરનું કામ સાંભળી આવ્યાથી પત્નીને ' જરા ઊભી રહે ' એમ કહીને બજારમાં ચાલ્યો ગયો. દૈવ સંયોગથી એ આખો દિવસ વિષ્ણુદત્ત કામમાં જ લાગ્યો રહ્યો, અને સાંજ સુધી તેને ઘેર જવાની ફુરસદ મળી નહી. ઘેર આવીને જુએ છે તો તેની પત્ની સુલક્ષણા એની એ જગ્યાએ હાથમા પાણીનું પવાલું લઇને ઊભી છે. જેઠ મહિનો હતો અને ગરમી બહુ સખ્ત પડતી હતી. જે વખતે વિષ્ણુદત્ત બજારમાં ગયો તે વખતે તો ત્યાં આગળ છાંયડો હતો, પરંતુ પાછળથી બપોરને વખતે ત્યા ખૂબ પ્રચંડ તડકો પડવા લાગ્યો, પણ સુલક્ષણા એ તડકાથી જરા પણ કંટાળ્યા વગર પતિના શબ્દોને માન આપીને ત્યાં જ ઊભી રહી હતી. વિષ્ણુદત્ત તેને ત્યાંની ત્યાં જ ઊભી રહેલી જોઈ ને ઘણું આશ્ચર્ય પામી ગયો, અને તેનું કારણ પૂછવા લાગ્યો. સુલક્ષણાએ નમ્રતા પૂર્વક ઉત્તર આપ્યો " હે નાથ ! આપ જતી વખતે કહી ગયા હતા ને ! કે ' જરા ઊભી રહે ' તો પછી હું આજ્ઞા વગર કેવી રીતે બેસી શકું. "

વિષ્ણુદત્તને પોતાની સ્ત્રી ઉપર પૂર્ણ વિશ્વાસ હતો. એ સારી પેઠે જાણતો હતો કે સુલક્ષણા પ્રાણ જતાં સુધી પણ ધર્મને છોડે એવી નથી. એક દિવસ તેણે સુલક્ષણાની પરીક્ષા લેવા સારું પોતાના એક મિત્રને કોઈ બાગમાં મોકલી દીધો અને કહ્યુ કે આ બાગમાં જે સ્ત્રી આવે તેને લલચાવીને તારા વશમાં કરવાનો યત્ન કરજે પછીથી ઘેર જઇને એણે સુલક્ષણાને ભગવાનના પૂજન માટે પુષ્પ લાવવા સારુ એજ બાગમાં મોકલી. પતિની આજ્ઞાનુસાર સુલક્ષણા ત્યાં જઇને ફુલની કયારીઓમાં પેશીને પુષ્પ તોડવા લાગી, એટલામાં એક છેલછબિલા યુવાને આવીને કહ્યુ. " પ્યારી શું કરો છો ? જરા મારી પાસે તો આવો ? આટલાં બધાં સુંદર હોવા છતાં તમે આવાં મલિન વસ્ત્ર કેમ પહેર્યાં છે ? ચાલો મારી સાથે, હું તમને સુંદર વસ્ત્રાલંકાર આપીશ "

આ પ્રમાણે અનેક પ્રકારની લાલચો બતાવીને સુલક્ષણાને પોતાની તરફ ખેંચવાનો તેણે યત્ન કર્યો કોઈ ભોળી સ્ત્રી હોત તો જરૂર એ પ્રપંચી યુવકની પ્રેમ જાળમાં ફસાઈ ને પોતાના સતીત્વનો નાશ કરત, પણ સુલક્ષણા તો ખરેખરી પતિવ્રતા હતી. એણે તે યુવકની વાત ઉપર જરા પણ ધ્યાન ન આપ્યુ અને પુષ્પ લીધા વગર જ ધડકતે હૃદયે દોડતી દોડતી ઘેર પહોંચી તેનું મોં ઉતરેલું જોઇને પતિ વિષ્ણુદત્તે વિચાર્યું કે જરૂર કાંઈ ગોટાળો થયો છે, પણ સુલક્ષણાએ વગર પૂછે જ બધા સમાચાર કહી સંભળાવ્યા. તથા ભવિષ્યમાં ફુલ વીણવા જવાની સાફ ના કહી.

ત્યારે જ વિષ્ણુદત્તની ખાત્રી થઈ કે સુલક્ષણા પોતાનું સતીત્વ સાચવી શકી છે.

એક વખત રાત્રીના સમયે વિષ્ણુદત્ત સુલક્ષણાના ખોળામાં માથું મૂકીને સુઈ રહ્યો હતો અને સુલક્ષણા તેને પંખો નાખી રહી હતી એટલામાં અકસ્માત્ તેનો એક દોઢ વર્ષનો કોમળ બાળક રમતો રમતો સળગતી આગમાં પડી ગયો. હવે સુલક્ષણા ગભરાઈ કે શું કરવું? જો પુત્રને બચાવવા સારુ પતિને ખોળામાંથી ઊઠાડું છું તો પતિની ઉંઘ ઉડી જવાથી તેમને કષ્ટ થશે, અને જો નથી ઊઠાડતી તો વહાલો પુત્ર સળગીને મરી જશે એવા સંકટના સમયમાં તેણે હાથ જોડીને પરમેશ્વરની પ્રાર્થના કરી કે "હે દીનાનાથ! જગત્ રક્ષક દીન દયાળુ! જો મે આજ દિવસ સુધી મારા પતિ સિવાય બીજા કોઈ પુરુષની સ્વપ્નમાં પણ ઈચ્છા ન કરી હોય, જો મારા હૃદયમાં પ્રાણ પાત સિવાય બીજા કોઈને પણ સ્થાન ન મળ્યું હોય. અને જો હું સાચી પતિવ્રતા હોઉં, તો આ પ્રચંડ અગ્નિને પણ ચંદનના જેવો શીતળ કરી દેજો"

એમ કહેવાય છે કે, સુલક્ષણાના મોંમાંથી આ શબ્દો નીકળતાં જ ઈશ્વરની કૃપાથી અગ્નિ એકદમ શાંત થઈ ગયો; અને તેનો પુત્ર હસતો રમતો માતાના ખોળામાં આવીને બેઠો. ભોજ રાજા આ વખતે નગર ચર્ચા જોવા નીકળ્યો હતો, તે કમાડનાં છિદ્રમાથી આ બધું દૃશ્ય જોઇ રહ્યો હતો. આજનો દેખાવ જોઇને એ ઘણો જ આશ્ચર્ય પામ્યો, અને સુલક્ષણાના સતીત્વની પ્રશંસા કરતો કરતો મહેલ તરફ ગયો! ધન્ય છે એવી પતિવ્રતાઓને એમના સતીત્વના પ્રભાવથી જ ભારત વર્ષ હજુ પણ ટકી શકયુ છે. વસુંધરા ભારતમાં હજુ પણ શિયળવતી સન્નારીઓનો અભાવ નથી એ આપણા સદ્ભાગ્યની વાત છે.

# સ્ત્રીઓનું આરોગ્ય.

લેખક: શ્રી. ડૉ. રવિશંકર દયાળજી ઉપાધ્યાય એલ. એ. એમ.

આજે આપણે દરેક શહેરો અને ગામડાઓમાં સ્ત્રી-વર્ગનો મોટો ભાગ જુદી જુદી જાતના રોગોથી હંમેશાં પીડાતો જોઈએ છીએ. તો આવા દર્દો શાથી ઉત્પન્ન થાય છે? અને આવા દર્દોથી બચવા માટે આપણા દેશની સ્ત્રીઓએ કઈ રીતે વર્તવું તથા પોતાનું શરીર કેવી રીતે નિરોગી રાખી શકે તે સંબંધી જાણવું ખાસ જરૂરનું છે.

આપણા દેશમાં સ્ત્રીઓ પોતાના શરીરનું આરોગ્ય કેવી રીતે જાળવી શકે તે સંબંધી જોઈએ તેવી યોગ્ય અને પુરતી કેળવણી નાનપણથી આપવામાં આવતી નથી. અને તેથીજ આજે શાળાઓમાં અને કોલેજોમાં શિક્ષણ લેતી કન્યાઓ ઘરના સામાન્ય કામકાજથી પણ તદ્દન અજાણ હોય છે. તદ્ઉપરાંત મોટાભાગની બાળાઓમાં પ્રફુલ્લતા અને ઉત્સાહ દેખાશે નહિ. આ યુવતીઓ પુરુષોથી અધિક પૌરુષત્વ દેખાડવાની ઈંતેજારી ધરાવે છે પરંતુ વ્યવહાર દશામાં કેમ ઉતારવું એ જાણતી નથી. આદર્શો મહાન સેવે છે પરંતુ જ્યાંસુધી તંદુરસ્તી, સ્વાસ્થ્ય અને વ્યાયામથી શરીર કેળવવાની કળામાં એ પછાત છે ત્યાંસુધી બધું વ્યર્થ છે. આજની બાળાઓ ભવિષ્યની માતા છે. તો પછી જો આ બાળાઓ અને સ્ત્રીઓનું યોગ્ય રીતે આરોગ્ય ઘડાય તો તેમના સંતાનના શરીર બળવાન અને નિરોગી થઈ શકે.

આ માટે ઉછળતી બાળાઓની શારીરિક અને માનસિક કેળવણી ઉપર દરેક ઘરના વડીલ સ્ત્રી પુરૂષે તેમની અવસ્થા, તેમના અધિકાર, તેમના કર્તવ્યો, તેમની ધર્મ તરફની વૃત્તિ, તેમના ખોટા શોખ, વ્હેમ, તેમની સખીઓના વર્તન અને તેમની રહેણી-કહેણી ઉપર સંપૂર્ણ લક્ષ આપવું ખાસ આવશ્યક છે અને દરેક પ્રસંગે તેમને સાચો માર્ગ બતાવવો તે વડીલોની ફરજ છે. ઘરમાં માતાએ પણ તેઓને એવી કેળવણી આપવી જોઈએ કે ભવિષ્યમાં તે બાળાઓ ઉત્તમ માતાઓ નીવડે. બાળાઓ પોતાની આસપાસ જેવું વાતાવરણ જુવે છે તેના સંસ્કારો તે બાળાઓમાં પડે છે. માટે ઘરના વડીલોએ પોતે ખોટા મોજશોખ અને નકામી ફેશન કે ભપકો દુર કરીને ધર્મિષ્ટ અને પવિત્ર વિચારોનો દાખલો બેસાડવો જોઈએ.તથા તંદુરસ્તી જાળવવા માટે, શા શા નિયમોનું પાલન કરવું જોઈએ. તે તેમને શીખવવું જોઈએ.

હવે આપણે આજના સ્ત્રી વર્ગના આરોગ્ય તરફ જોઈશું. આજની સ્ત્રીઓ ભલે પોતાના ઘરની આર્થીક સ્થિતી ગરીબ હોય તોપણ ઘેર ઘાટી રાખ્યા સિવાય ન ચાલે. ઘરમાં ચાકરડી પાણી ભરવાનું કામ કરે છે. દળવા માટે ચક્કીએ દેવાય છે, અથવા બજારમાંથી મળતો તૈયાર દળેલો લોટ વાપરવામાં લેવાય છે. ચોખા, દાળ વીગેરે શહેરમાંથી તૈયાર લાવીને ખવાય છે. જુનાં કપડાં દરજીને ત્યાં સીવવા અને સાંધવા મોકલાય છે, કપડા ધોવા માટે ધોબી બાંધેલા હોય છે. ત્યારે તેમના માટે માત્ર રાંધવાનો જ બોજો રહે છે અને તેમાં પણ જો ઘરની આર્થીક સ્થિતી સાધારણ સારી હોય તો રંધાય પણ નહિ, રસોયો જોઈએ. આ સીવાય અત્યારે દરેક શહેર અને ગામડાઓમાં ઇલેકટ્રીક લાઈટો થઈ ગઈ એટલે ફાનસને સાફ કરતા કે સળગાવતાં પણ ન આવડે.

ત્યારે તેઓ માટે બાકી શું કામ રહ્યું? તેઓને સવારે આઠ વાગે ઉઠીને મકાનના ઓટલા ઉપર ખુરશી નાખીને પાડોશી સાથે

ગપ્પાં મારતાં મારતાં દાતણ કરવાનું અને ઘરમાં આવે એટલે તૈયાર કરેલ ચા પી લેવાની, ત્યારબાદ ડૉક્ટર કે વૈદ પાસે દવા લેવા જવાનો ટાઈમ થાય, ત્યાં જઈ આવીને રસોઈઆએ તૈયાર કરેલ રસોઈ જમી લેવાનું. કાર્ય પુરું કરે અને ત્યારપછી બેથી ત્રણ કલાક આરામ લઈ ચા પીવાનો વખત થાય. આ પીધા પછી રસોઈ-આને સાંજે શું શું જમવાનું જોશે તેનો હુકમ કરી બહાર ફરવા જવા માટે તૈયાર થાય. ફરવામાં પણ બહાર ચાલીને તો નજ જવાય, માટે ગાડીમાં બેસીને સારા ખુલ્લા સ્થળે ફરવા જવાને બદલે સીનેમામાં કે જ્યાં પ્રેમ લગ્નોના પીક્ચરો ચાલતા હોય ત્યાં જશે. મોડી રાતે ફરીને આવી જમીને તુરત સુઈ જશે. આવી રીતે જ્યાં ભોગ અને વિલાસ ભોગવાય ત્યાં માતૃ પ્રેમ, પતિ પ્રેમ અને વાત્સલ્ય પ્રેમની આશા ક્યાંથી રાખી શકાય? જ્યાં માત્ર એશ-આરામ અને જુદી જુદી જાતના ભોગવિલાસમાં દિવસ ગુમાવવામાં આવે ત્યાં પછી આરોગ્યતા અને નિરોગીપણું ક્યાંથી રહે? અને જ્યાં સ્ત્રીઓમાં આરોગ્યતા નહી, ત્યાં તેઓના બાળકોમાં તો ક્યાંથી આરોગ્યતાની આશા રાખી શકાય? આવી માતાઓના માયકાંગલા બાળકો જગતના નૂતન સર્જનમાં પોતાનો ફાળો શું આપી શકે?

# આશાભર્યા યૌવનના કોડ

લેખક : દેસાઈ ખંડુભાઈ ગુલાબભાઈ પુરીકર

**રમીલા** એક ગરીબ ઘરમાં ઉછરી મોટી થઈ હતી તેના પિતા એક કસ્બાના મોટા ગામડામાં ખેતીનો ધંધો કરી પોતાનું ગુજરાન ચલાવતા; સંતાનમાં એક પુત્ર તથા એક પુત્રી હતાં, પુત્ર દશ વર્ષનો થતાં ગુજરી ગયો ત્યારથી રમીલાના પિતા પ્રાગજીનું મન બહુ ઉદાસ રહેતું. ત્યાર પછી બીજુ સતાન ન હતું એકની એક પુત્રી રમીલા જ હતી રમીલા લાડમાં ઉછરી હતી તેમજ ચાલાક અને હોંશીયાર હતી. એનો હસમુખો ચહેરો અને નિર્દોષ રમતીયાળ સ્વભાવ સૌને હસાવતો. રમીલા સાત વર્ષની થતા તેના પિતાએ થોડી કેળવણી માટે નિશાળે મુકી તેને ભણવા પ્રત્યે બહુ અનુરાગ હતો એટલે ભણવામાં કાળજી રાખતી ને દર વર્ષે પાસ થતી આજે એ ગુજરાતી પાંચમા ધોરણમા પ્રવેશી ચુકી હતી. એજ અરસામાં એની માતા ગુજરી જતાં ઘરનું કામકાજ રમીલાને જ કરવું પડતુ આથી એને વધારે શ્રમ પડવા લાગ્યો. એટલે પરિક્ષા આપ્યા વિના લાચારીથી નિશાળ છોડવી પડી, ગામની નજીકમાં જ સ્ટેશન હતું. રમીલાના પિતા ઘણી વખતે કામકાજ અગે સ્ટેશન ઉપર જતા, સ્ટેશન માસ્તર પ્રાગજીની જ્ઞાતીના હતા અને હાલમાં જ તેમની બદલી અમદાવાદથી થઈ હતી. માસ્તર ભગવાનજી એક સાધારણ કુટુંબના માણસ હતા. પૈસેટકે પોતે સુખી હતા તેમને એક, પુત્ર અને એક પુત્રી હતાં. પુત્રીને પરણાવી દીધી હતી ને પુત્ર બીપીન સત્તર વર્ષનો હતો. અને તેઅમદાવાદમાંજ ભણતો હતો પણ ભગવાનજીની બદલી થતાં રજામાં માસ્તરની સાથે આવ્યો હતો. હાલમાં ફેરીની સીઝન હતી એટલે પ્રાગજી કામ પ્રસંગે સ્ટેશન દરરોજ આવતા માસ્તરની સાથે ઓળખાણ થતાં બેસીને વાતો કરી વખત પસાર કરતા. તેમજ એક જ જ્ઞાતીના હતા એટલે ધીમે ધીમે એક બીજાની મૈત્રી, થતાં ગાઢ સંબંધ બંધાયો, ઘણીવાર પ્રાગજીને ત્યાં આવતા જતા આથી બીપીનને પણ પ્રાગજી સાથે ઓળખાણ થતાં તે ત્યાં જતો આવતો એ અરસામાં રમીલા સાથે એને મીત્રાચારી થઈ, પછીતો બીપીન દરરોજ રમીલાને ત્યાં જતો અને કંઈક પ્રેમગોષ્ઠીની વાતો કરી છુટાં પડતા. આથી એક બીજાના દીલ મળી ગયાં. રમીલા પણ બીપીનને જોઈ હર્ષઘેલી થઈ જતી આમ આનંદમાં દીવસો પસાર થતાં રજાના દીવસો ખલાસ થતાં. બીપીન કોલેજ ઉઘડતાં અમદાવાદ ચાલ્યો ગયો ધીમે ધીમે વખત વહેતો ચાલ્યો આમ ત્રણ વર્ષ વહી ગયાં. આજે બીપીન પ્રિવીયસમાં પ્રવેશી ચુક્યો હતો ને તેમાં લગ્ન માટે માગાં આવવા લાગ્યાં. રમીલા પણ સોળમા વર્ષમાં પ્રવેશી ચુકી હતી. આથી પ્રાગજીને તેના લગ્નની ચિંતા થવા લાગી રમીલાની ઉંમર વધે તેમ પ્રાગજીની ચિંતા વધવા લાગી ને તેને માટે કોઈ યોગ્ય વરની તપાસ કરવા માંડી. વરની શોધમાં ઘણાં ઘણાં ગામડાંઓ રખડી રહ્યા તો પણ તે વર શોધી શક્યા નહિ અને તેમનું મન વરની શોધમાં જ રહેતું. રમીલાને મનનો બીપીન તેને માટે યોગ્ય હતો અને તે બીપીનને ચાહતી હતી પરંતુ પિતા આગળ કંઈ બોલી શકતી નહિ. આખરે પ્રાગજીની નજર તેમના મીત્ર માસ્તર ભગવાનજીના પુત્ર બીપીન ઉપર ઠરી અને ભગવાનજી સાથે વાતચીત કરી આનાકાની કરતાં ભગવાનજીએ

હા પછી. બીપીન રજાના દીવસોમાં ઘરે આવ્યો ત્યારે તેની માતા તરફથી પોતાનો વિવાહ રમીલા સાથે નક્કી થવાના છે એ વાત જાણી મનમાં હર્ષ પામ્યો કારણ કે બીપીનને તે રૂચતું હતું રમીલાને તેણે જોઈ હતી અને એક બીજાના દીલ મળેલાં હતાં રજાના દીવસો હોવાથી ભગવાનજીએ બીપીનના વિવાહ રમીલા સાથે નક્કી કર્યા. લગ્નની તૈયારી થવા લાગી અને મહીના માસમાં લગ્ન પણ થઈ ગયાં. ભગવાનજી જરા જુના વિચારના હતા એટલે બીપીનને પણ ચાલુ જમાનાની માફક વર્તવા દેતા નહિ બીપીનને પોતાના પિતાના કડક સ્વભાવથી દબાયલા રહેવું પડતું પણ બીપીન એક આદર્શ વાદી યુવક હતો. એને જુના વિચારોની કંઈ પડી ન હતી એ તો ચાલુ જમાનાને જ માન આપતો. રજા પુરી થતાં બીપીન પાછો અમદાવાદ ગયો. આ વર્ષમાં તે ઇન્ટરમાં હતો તે કોલેજ હોસ્ટેલમાં રહેતો પણ અચાનક એના પિતાની બદલી પાછી અમદાવાદમાં થતાં હવે પોતાના પિતાને ત્યાંજ રહેતો. રમીલા પણ એની સાસુ સાથે અમદાવાદ આવી હતી અને બીપીન સાથે રહેવાનો પ્રસંગ આવતાં એનું હૈયું નાચી રહ્યું હતું પણ તે થોડા વખત માટેજ હતું કારણ કે રમીલાને પોતાની સાસુ તરફથી સંતોષ નહતો કંઈ નજીવી બાબતોમાં ભુલ કાઢી ઠપકો આપતી અને ટોણા મારતી આ રમીલા મુંગે મોઢે સહન કર્યે જતી. જ્યારે હદ ઓળંગાઈ જતી અને રમીલાથી સહન ન થતું ત્યારે ઉનાં આંસુઓથી પોતાનો પાલવ ભરી દેતી. બીપીનને આ વાતની ખબર પડતાં તેના હૃદયને સખત આઘાત થયો. બીપીન અને રમીલા રાત્રે એક બીજાને મળતાં ને રમીલા પોતાની દુઃખમય કહાણી બીપીનને સંભળાવતી અને આંસુઓની ધારા વહાવતી ત્યારે બીપીન રમીલાના આંસુઓ લુંછી નાખી આશ્વાસન આપી રડતી અટકાવતો, આથી રમીલા પણ બીપીનને જોઈ પોતનું દુઃખ ઘડીભર ભુલી જતી પણ બીપીનનું દીલ બહુ દુઃખી થતું. પોતે એક આદર્શ યુવક હોવાથી રમીલાને સુખી કરવાને બનતો પ્રયત્ન કરતો. આમને આમ વર્ષ વીતી ગયું રમીલા પોતાના પિતાને ત્યાં જતી અને સાસરે આવતી પણ પોતાના શુદ્ધ દેવની સાથે સુખેથી રહેવાના જે કોડ જાગ્યા હતા તે મનમાં ને મનમાં રહી જતા કારણ કે પોતે પોતાની સાસુ આગળ કંઈ કરી શકતી નહી. બીપીન એક નવ યુવક હતો અને પ્રેમમય જીવન જીવનાર હતો પણ માતાના જુના વિચારોને લઈ અને ઘરમાં કંકાસથી એકની એક વાત કોમળ મગજ ઉપર અથડાવાથી ને બીજી ભણવાની ચિંતાથી પોતાના મગજ ઉપરનો કાબુ ગુમાવી બેઠો ને ગાંડપણનો ધા લાગ્યો આ વાતની ખબર ભગવાનજીને પડતાં ચિંતા થઈ ને પોતાની પત્નીને બીપીનને સુખી જોવો હોય તો રમીલાને દીકરીની નજરે જોવી એ બાબતની સમજણ કરતા હતા. આથી બીપીનનું મગજ ધીમે ધીમે કંઈક સુધારા પર આવ્યું પણ તેને હવે દુનીયાની કંઈ પડી ન હતી તેનું દીલ દુનીયાની દરેક વસ્તુ ઉપરથી ઊઠી ગયું હતું. કોલેજ પણ છોડી દીધી હતી તે ફરવા જતો પણ બહારની કોઈ વસ્તુ ઉપર તેનું દીલ આકર્ષાતું નહિ, સીધો જતો ને સીધો આવતો આમ બે મહીના વિતી ગયા એક દીવસ બીપીન જમીને બેથી ત્રણના સુમારે પોતાના રૂમમાં સુતો હતો. સુતાં સુતાં પોતાના તથા રમીલાના ફોટા તરફ નજર જતાં તેના મગજમાં કંઈક વિચારો થવાથી ઊઠ્યો અને મગજ ઉપરનો કાબુ ગુમાવી ગાંડપણમાં એક ખુણામાં જઈ આપઘાત કર્યો. આ વખતે રમીલા તેની સાસુને કહી પોતાની બ્હેનપણીને મળવા ગઈ હતી. બીપીનની માતા કામકાજમાં હતી. વખત જતાં તેની માતાએ બીપીનને ન જોતાં શોધ ખોળ કરવા માંડી ઘણીએ તપાસ કરી પણ પત્તો લાગ્યો નહિ આખરે વધુ તપાસ કરતાં એક ખુણામાંથી બીપીનનો મૃતદેહ મળી

આવ્યો. રમીલાને તેની બ્હેનપણીને ત્યાંથી બોલાવવામાં આવી રમીલા આવતાંની સાથે પોતાના પ્રેમદેવનો દેહ મૃત્યુ શરણ થયેલો જોઈ એકદમ આભી બની ગઈ અને આંખો ફાટી જતાં બેભાન થઇ જાય છે જ્યારે ભાન આવતાં છાતીફાટ હૈયએ પોક પોક મુકી રડે છે ને યૌવનના જે કોડ જાગ્યા હતા તે આશામાં ને આશામાં હૃદયમાં રહી જતા ખીલેલું ફુલ અકાળે કરમાઈ જતાં વિધવા બને છે, બીપીનના દેહને અગ્નિ સંસ્કાર કરવામાં આવે છે. તે બીપીનના પિતા એકનાએક યુવાન પુત્રનું મૃત્યુ થતાં શોકાતુર રહેવા લાગ્યા પણ રમીલાની સાસુનો સ્વભાવ હજી સુધર્યો .નહિ, રમીલા સાસરે કોઈક વખત જતી તો એક બે દીવસ રહી પોતાના પિતાને ત્યા જતી રહેતી

[વાંચક આ વાર્તા તથા પાત્રો કલ્પીત માટે બધ બેસતી પાઘડી કોઈએ પહેરી ન ... એવી વિનંતી છે] લેખક

# અવિભકત કુટુંબ

લેખક :
શ્રી. ઉપેન્દ્ર રા. ભટ્ટ

આપણા સમાજમાં આજે ઘેર ઘેર આવું બને છે કે સોએ નવાણું ટકા યુવાનો પરણ્યા પછી માતાપિતાથી જુદાં રહે છે. અને ખોટી રીતે પતિના માથા પર આરોપ મૂકવામાં આવે છે કે પત્નીની શીખવણીથી તે જુદો રહ્યો. એ આરોપમાં હંમેશાં એવું ગર્ભિત સૂચન હોય છે કે પત્ની સાથે સ્વતંત્ર રીતે રહેવા એ યુવક જુદો થયો. અને જો કોઇ એમ કરે તો તેમાં આપણે ત્હેનો દોષ જ ન કાઢી શકીએ. પ્રશ્ન એટલો જ છે કે આજે સેંકડે નવાણું યુવકો લગ્ન પછી પાંચ સાત માસમાં જ જુદા થાય છે તેમને દોષિત ગણતાં પહેલાં કોઇએ એ જુદા થવાનાં કારણો વિચાર્યાં છે? સૌ કોઇ એકજ બૂમ પાડે છે કે 'ભાઇ જુદા રહ્યા' પણ કોઇ કારણો તપાસવાની દરકાર કરે છે? જુદો થનાર યુવકને અને ત્હેની પત્નીને કે બંનેને સામાન્ય જનતા—લોકો ધિક્કારે છે, તો શા માટે તેઓ જુદા થવાનાં કારણો શોધી કાઢી, તે કારણોને જડમૂળથી દૂર નથી કરતા? કે જેથી ભવિષ્યમાં યુવાનો અર્થાત્ નવપરીણિત યુગલો માબાપથી જુદા રહેતા અટકે! આવા ટીકાખોર લોકો કેમ કોઇ દિવસ એ યુવાનોને સાચા માર્ગ પ્રત્યે અંગુલિ નિર્દેષ નથી કરતા?

જુદા થવાનું કારણ વડીલો અને વૃદ્ધો તેમજ જનતા એકજ આપે છે. તેઓ કહે છે "એને મોજ જોઇતી હતી; સ્વતંત્રતા જોઇતી હતી."

એ વડીલોએ-વૃદ્ધોએ ધરેણાંથી લાદીને ઘરમાં લાવ્યા પછી કામના બોજા નીચે કચડાતી કુલવધુની આહ કદાચ સાંભળી છે? એમણે વિચાર્યું છે કે કેટકેટલાં બંધનોથી ત્હેમણે એ નિચારીને જકડી દીધી છે! સસરાજી બહારથી આવ્યા હોય, ઘરમાં કોઇ હોય નહિ, પોતે ખૂબ તરસ્યા થઇ ગયા હોય તો પણ સસરાજી બૂમ પાડીને વહુને બોલાવી ન શકે! સસરાજીના કે જેઠના દેખતાં કુલવધુથી મોટેથી બોલી કોઇની સાથે વાત પણ ન થાય. સસરાજી અને જેઠ સાથે તો સામાન્ય વાતચીત પણ ન થઇ શકે: તો એકબીજાના વિચારની આપલેનો તો પ્રશ્ન જ કયાંથી! આ પરિસ્થિતિ હોય ત્યાં પત્નીથી પતિ સાથે તો એ માનવંતા વડિલોની હાજરીમાં વાતચીત કેવી રીતે જ કરી શકે?

રાત્રે દસ વાગ્યા સુધી ગૃહકાર્યમાં રોકાઇ રહેવાનું હોય, તે પછી પત્ની પતિ પાસે જાય અને તે પણ એક ચોરની માફક છુપાતી છુપાતી, જાણે પોતે કાંઇ પાપ કરી રહી હોય તેમ! અને એ બિચારા રાત્રિ સિવાય કદીય દિવસે મળતાં હશે કે કેમ? એ પણ એક શંકાભર્યો પ્રશ્ન છે. 'આ દિશામાં વ્યક્તિ-સ્વાતંત્ર્યને અવકાશ કયાં? જીવનમાં ઉલ્લાસને સ્થાન કયાં? રસને સ્થાન કયાં?'

થોડાંક ભણેલાં અને સંસ્કારી કુટુંબોમાં માત્ર કાઠિયાવાડ નહિ, પણ ગુજરાતમાંય ઉપર જણાવેલી સ્થિતિ પ્રવર્તે છે. અને એ દુર્દશા એટલેથી જ નથી અટકતી! નવપરીણિતાને શરૂઆતના થોડાક દિવસોમાં જે ભાવથી—લાગણીથી કે સ્નેહના દેખાવથી નવરાવી નાખવામાં આવે છે તે લાગણીઓ થોડાક જ દિવસમાં કોઇ સદરામાં સૂકાઇ જાય છે. અલ્પ સમયમાં ઘરમાં નવી આવેલી કુલવધુ 'તે એક પારકી છોકરી છે!' માટે એના તરફ કોઇ જુદી જાતનું જ વલણ બનાવવામાં આવે છે. એને પળે પળે અનુભવ થાય છે કે તે એક એવા સ્થાને આવી છે કે જ્યાં ત્હેનું કાર્ય નથી, પતિ છે પણ તે પત્નીને ત્રાસમાંથી કદાચ સાસુના સિતમમાંથી બચાવવા શક્તિમાન નથી

## ચરણની દાસી ?

તું નહિ ચરણની દાસી,
સ્વામિની સાચી
તું નહિ ચરણની દાસી !
અન્તર મુજ ઉદ્વિગ્ન થયો
પત્રાન્તે તારે વાંચી
અપ્રિય શબ્દો ખૂંચ્યા હૃદયમાં
'આપના ચરણની દાસી !
સ્વામિની—

પ્રણયપત્રમાં લવ ના શોભે
લખીશ નહીં એ પાછી,
લઘુભાવથી ભર્યું વિશેષણ
'આપના ચરણની દાસી !'
સ્વામિની—

સહજીવનની સમભાગી ને
મુજ પ્રણયની પ્યાસી
સંસારે તુજ સ્થાન અનેરૂં
કયમ કહેવાયે દાસી ?
સ્વામિની—



જનાર્દન પ્રભાસ્કર

કેમકે વડિલોની સાથે રીતસર સમજપૂર્વક ચર્ચા કરવાની તેનામાં હિંમત નથી, અને હિંમતવાન હોઈ એ યુવક જો ચર્ચા કરવા બહાર પડે તો માબાપો "તું કાંઈ ન સમજુ ત્હેમે છોકરાં કહેવાઓ !" કહી એ લુલી દલીલ (?) આગળ લાવી એ બિચારાને બેસાડી દે છે, એને બિલકુલ ચૂપ કરી દે છે આવો યુવક જુદો ન થાય તો કરે શું ?

હવે નવવધૂની સ્થિતિ પ્રત્યે નજર કરીએ ભૂલથી એકાદ વસ્તુ એ બિચારીથી ભાંગી ગઈ હોય તો એનું આવી જ બન્યું ! એક બાજુ સાસુજી ઠપકો આપે બીજી બાજુથી સસરાજી ટીક્ ટીક્ કરે અને 'પતિરાજ' તો પાછા એ ગરીબડીને ધમકાવવા ઉભા જ હોય ! કેમકે પતિરાજ શાંત રહે તો મા ધારે કે, 'છોકરો બાયડીનો બની ગયો ' પરિણામે કેટલીયવાર અનેક યુવકોને તેમની નિર્દોષ પત્ની એને કઈ પણ કારણ વગર અથવા નજીવા વાંક માટે સહજ ઘણો ભારે ઠપકો આપવો પડે છે એ બિચારા આવું કયાં સુધી કર્યાં કરે ? એટલે તે જુદા થાય છે ?

સિતમગર સાસુઓએ સમજવું જોઈએ કે વહુ જાણી જોઈને કાંઈ ઢોળાફોડી નથી ના ખતી એનાથી જે કાંઈ નુકશાન થાય એ તે ઘણે ભાગે અકસ્માતને લીધે જ થાય છે એકાદવાર એવો અકસ્માત બને અને સાસુજી શાંત રહે તોજ ત્હેમને સમજાય કે શાંત રહેવાનું ફળ કાંઈ ઓરજ આવે છે વહુ બિચારી તરતજ સમજી જાય છે કે સાસુજી કેટલાં ભલાં છે ! અને આવા એકા૦ પ્રસંગ પછી એ વહુ વધુને વધુ દરકારવાળી બને છે

પતિ સાથે બહાર નીકળવાનું સદ્ભાગ્ય એને ભાગ્યે જ પ્રાપ્ત થાય છે અને કદાચ પતિપત્ની સાથે બહાર નીકળે અને બંનેને એકજ સ્થાને જવાનું હોય તોપણ રસ્તામાં

બનેથી સાથે ચાલી ન શકાય, ઓછામાં ઓછું પાંચથી સાત ફીટનું અંતર તો બને વચ્ચે હોવું જ જોઇએ-રાખવું જ પડે! સાથે ચલાયને કદાચ સાસુજીને ખબર પડે તો વળી પાછુ કંઈ નવું જ દુઃખ સહન કરવાનું માથે આવી પડે! ગાડીમાં કે મોટરમાં બેસીને જવાનું હોય તો પણ એ પતિ-પત્નીથી સાથે એક જ બેઠક ઉપર ન બેસી શકાય, આ આભડછેટ ક્યાં સુધી રહેશે? આ તો 'સ્ત્રી' છે અને હવે તો અસ્પૃશ્યોને પણ સારૂં માન મળે છે!

હિંદુ સમાજને આજે એવાં માબાપોની જરૂર છે કે જે પોતાનાં છોકરાને અને તેની પત્નીને ભાઈ એકજ હિંચકા પર બેસી આનંદથી ઝૂલી શકે, છોકરીને અને તેના પતિને પણ એટલી જ છુટ, ભાવ અને સહાનુભૂતિથી સ્નેહઝૂલે ઝૂલાવી શકે. આજે આપણને એવાં માબાપની જરૂર છે કે જેઓ પોતાનો પુત્ર-પુત્રી, પુત્રવધુ કે જમાઇ તેમજ સમાજની હરકોઇ નાનામાં નાની કે મોટામાં મોટી વ્યક્તિ સાથે જરાય સંકોચ સિવાય પૂર્ણ સમજ અને સહાનુભૂતિથી પોતાના વિચારની લેવડદેવડ કરી શકે પુત્ર કે પુત્રવધૂની વચ્ચે, પતિ કે પત્ની વચ્ચે, મા-દિકરી વચ્ચે, બાપ દીકરા વચ્ચે, માબાપ અને બાળકો વચ્ચે આવતાં કેટલાંય ખોટાં બંધનો જે આજે આપણે ત્યાં અસ્તિત્વ ભોગવી રહ્યાં છે તે સર્વેને ફગાવી દેવા માબાપોએ તૈયાર થવુ જોઈએ અને તેમનાં બાળકોને પણ તે માટે કટિબદ્ધ કરવાં જોઈએ. અને કોઈ તૈયાર ન થાય તો યુવકો તો છેજને! એ ખોટાં બંધનોએ જ આપણા માનસને ગુલામ અને કાયર બનાવી દીધું છે. આ બંધનોથી જ આજની યુવતીની વિચાર-શક્તિ હણાઈ ગઈ છે, એમને ખીલવાનો એમના વ્યક્તિત્વને વિકાસ પામવાનો સંપૂર્ણ અવકાશ ... એ દરેક માબાપની પરમ પવિત્ર ...

## પ્યારા! ચાંદની રેલાવ.

પ્યારા! આભલાની પાળ
પર તું ચાંદની રેલાવ...

તુજ અમીઝરણાં વરસાવી,
અમ હૈયું હેલે ચડાવી,
પેલો શીત સુગંધી લાવ,
પ્યારા! ચાંદની રેલાવ...૧

અમ સુપ્ત ઉરોને જગાડી,
રસ આનંદે રેલાવી;
વ્યોમને ભોમ તું ઉજવાળ,
પ્યારા! ચાંદની રેલાવ...૨

ઉરડોલક ભરતી આણી,
નવયૌવન તું પ્રસરાવી;
તારા રાસ તું ખેલાવ,
પ્યારા! ચાંદની રેલાવ...૩

સરવર કથીરમય કરીને
અવની પ્રમત્ત કરીને;
તારૂં આનંદ-તાંડવ બતાવ,
પ્યારા! ચાંદની રેલાવ...૪

અમ તપ્ત ઉરોને શમાવી,
અમ શાન્ત ઉરોને સતાવી;
તવ હિમ શાં અમૃત પા,
પ્યારા! ચાંદની રેલાવ...૫

ટપકાવ તું રસ અમીધાર,
પ્રસરાવ પ્રકાશ સંસાર:
અખંડ કિલ્લોલ તું જમાવ,
પ્યારા! ચાંદની રેલાવ...૬

ત્રિભોવન મો૦ પારેખ

# મુકશાસ્ત્ર

શ્રી. જયન્ત દે. વ્યાસ

"શીરીષ ! એજ પેલો જુનો જીર્ણ કેદી ચૌદ વર્ષનું લાંબુ એનું જેલજીવન છે. હજુએ કેટલા એવા દુઃખી વર્ષો આ બેભાન સ્થિતિમાં તેને પસાર કરવાં પડશે" અબ્દુલે સત્તાવાહી ને બેદરકાર પણ મગરૂખી અવાજે કહ્યું.

તેઓ જ્યારે સળીયા પાછળ ફાટેલ કુડતા નીચે સંતાડેલ ચીરાયેલા હૃદયના કેદી પાસે પહોંચ્યા કે તરતજ એ નિર્જીવ કેદીએ પોતામાં જીવ આણ્યો. મનુષ્ય સંચારના અવાજથી તે બીધો. શિરિષે પહેરેલાં સુસજ્જ ભપકાદાર કોટ પાટલુન ને હેટમાંથી આવતો તેણે એક રાક્ષસ જોયો. તેના ઝગમગીયા સાફ જોડા અને પગરવમાંથી કેદીઓની કારમી ચીસ સાંભળી. તેણે આંખ આડા હાથ ધર્યા અને એક અંધારા ખૂણામાં ભરાઇ બેઠો.

સ્વદેશી શરીરને પરદેશી વસ્ત્રોથી ઢાંકેલ સાહેબને આ જોઈ નવાઈ લાગી. બધા કેદીઓથી નીરાળી આ કેદીની વર્તણુકથી તે અજાયબ થયો. વિલાયતના ઉજળા લુગડાંને અજવાળામાંથી હજુ પંદર દિવસ પહેલાં જ 'બાર–એટ–લો"ની પદવીને વરી હિંદ આવ્યો હતો. વિલાયતના વિદ્યાર્થીજીવનમાં ફરતાં તેણે જવાબદારીની અશક્ય કડવી દુનિયા જોઈ નહતી. શીશુવયમાં વિલાયત જઈ ધારાશાસ્ત્રી થવાનાં સેવેલાં સ્વપ્નો તેણે સાચાં થયેલાં જોયા હતાં. પિતાને વગર મહેનતે વારસામાં બાપદાદા તરફથી મળેલાં મોટાં ખેતરો અને અઢળક દ્રવ્યનો એ પણ પિતા પછીનો વારસદાર હતો. વિદ્યાર્થીજીવનમાં પૈસાની ઉડતી છોળોએ તેને કોઈની ખોટ જણાવવા દીધી નહોતી. આવા ઉજળા પસાર કરેલ દિવસોમાં તેણે અંધારૂં જોયું નહતું. અજવાળામાં ન જોયેલું આજે તેણે અંધારામાં જોયું. તે નિસ્તબ્ધ ઉભો. જોયેલું ચિત્ર એ ગયો. વિદેશી કપડાં નીચે ધડકતું હિંદી હૃદય દયા અને હૃદયની બળતરાથી દ્રવ્યું અને ઉકળ્યું. દુઃખીની વીતક કથા સાંભળવા તેના હૃદયમાં ઇચ્છા ઉગી.'

અબ્દુલે કેદીને પાસે આવવા ઇશારત કરી પહેલાં તો તે સમજ્યો નહિ. "આમ આવ"ના અવાજે તેને વિચારમાં ફેંક્યો. એકાએક તે લથડતે શરીરે સમજ–શક્તિના ઉછાળા સાથે તે સળીયા પાસે આવી ઉભો. બેભાન સમજ–શક્તિના નવા પણ મોડા જન્મે તેના બેસેલા ને મરી ગયેલા મુખ ઉપર આછું ભયાનક સ્મીત આણ્યું બધી આંતરિક શક્તિઓ કચડાયા પછી પણ મનુષ્યના મીઠા સહચારે મૃત શક્તિઓ કેમ જીવંત બની એકાએક ઊછળી ઊઠતી હશે ! મનુષ્ય સાદ અને સહચારમાં એ જાદુ છે. હવે તેની પાંગળી નિર્જીવ શક્તિઓમાં જીવ આવતો હતો.

"તારૂં નામ શું ?" અબ્દુલે ધીમેથી તેને પૂછ્યું. "સાહેબ, પંદર" કેદીએ જવાબ દીધો. આ સાંભળી શિરિષ અવાક્ થયો. તે કાંઈ સમજ્યો નહિ. પંદર તો તેનો હાજરીનો નંબર હતો. હાજરી વખતે તે હંમેશ પોકારતો. ઘણીવાર પછી કેદીએ સ્મૃતિના એક આકરા આંચકા પછી તુટતા શબ્દોએ બોલ્યો, "ના... ના...ના...હું...દે...ઉં...ઉ...ઉ...વું" કેદીનું નામ દેવું હતું.

માનસિક સ્થિતિને આટલા અધઃપતને પહોંચાડનાર કારાવાસ તરફ શિરિષનો તીરસ્કાર છૂટયો. મનુષ્ય બીજા મનુષ્યના જીવનને નીચોવી નાખવાને કકળાટીયા તોપ ને બંદૂકો. વિમાનો ને ઝેરી વાયુઓ કરતાં પણ વધારે ભયાનક અને મુંગાયંત્ર કારાવાસ સર્જવા માટે મનુષ્ય શક્તિને શાપ આપવા લાગ્યો. પોતે પણ તેમાંનો એક મનુષ્ય છે એ વિચારે તેને તેના પર ધિક્કાર છૂટયો. મનુષ્ય તરફ તેને સુગ ચડી. તે ગણગણ્યો, "યંત્ર તો

હતો, વખતના વહેવા સાથે તેના ગાનની હલક ઉંચે નીચે થતી અને તે વધારે તલ્લીન દેખાતો તેને જોતાંજ દેખાતું કે તે દુઃખ અને હર્ષના કડવા મીઠા આંદોલનોમાં અથડાતો હતો. ચીમળાએલ ખાડાવાળા કપોલ પર સુકાએલા અને વહતા અશ્રુબિંદુઓ તેની સાક્ષી પૂરતા. ગાતો ગાતો તે એકદમ અટકયો પણ અટકવાની સાથે જ તે પાછો બુલંદ સ્વરે ગાન સાથે નાચી ઉઠતો. વર્ષોની એની એ ધૂન હતી, એ ધુને તેને ઘણીવાર વાંસા પર લોહીની શેળો ફોડી નવરાવ્યો હતો પણ એ ધૂન એ ભૂલ્યો નહોતો. એ શું ગાતો હતો એ સમજાતું નહિ પણ ઘણીવાર છુટા છવાયા.. આકાશ...ખળખળ વહેતો ઝરો...વૃક્ષ...પંખી...સ્ત્રી...એ શબ્દો કાને અથડાતા આ તેનો આત્માનો અવાજ હતો. એ સૌ માટે તે ઝંખતો. ભૂરૂં આકાશ, વહેતો ઝરો, વૃક્ષ, પંખી, સ્ત્રીની બનેલી દુનિયાથી એ દૂર હતો. આ સૌ માટે તેની નાની ભીંસી દેતી ચાર દિવાલો વચ્ચેની દુનિયામાં ખૂબ એ ભમતો પણ એ ભ્રમણમાં આ સૌને ભેટવા લાંબા હાથ કરતો ત્યારે દિવાલ સાથે તે ભટકાતો. વિદ્યુત્ સરખી આ દુનિયા સરી જતી અને સામે જ એ ભીંત ભાન થતા જોતો, પાછો ભાન ગુમાવતાં એ રડતો અને આંસુ વાટે બધું દુઃખ બહાર વહેતું. ગાનના લહેકાની મીઠી સ્મૃતિ પાછી તેને નચાવી કોટડી બહાર આ દુનિયામાં લઈ જઈ આનંદમાં લાવતી પણ આ ગાનની ધૂન વિરમતાં પાછો એ જાડી ભીંતોમાં ભીંસાઈ જતો. આ સ્થિતિમાં જ્યારે એને સૌ જોતાં ત્યારે તે ગાંડો છે કે ડાહ્યો એ પારખવું સૌને મુશ્કેલ પડતું, પણ આ ડાહ્યું ગાંડપણ જ તેની આ જીવતી કબરમાં જીવાડી રહ્યું હતું તેની કોઈને ખબર નહોતી.

શિરિષ આ ચિત્ર વધારે વાર ન જોઈ શકયો. અબ્દુલ ને શિરિષ આગળ ચાલ્યા. આજેજ જેલર અબ્દુલ અને ધારાશાસ્ત્રી શિરિષ બને મિત્રો મુંગે મોઢે છુટા પડયા.

શિરિષ ઘેર આવ્યો. પડછાયા જેમ દુઃખી દેવુનું ચિત્ર, હૃદય વીંધતું ગાન અને મુંગો કારાવાસ તેની પૂઠે હતાં. કાનમાં ગાનનું જ ગૂંજન, મગજમાં દીન દેવુનાજ ભણકારા.

શિરિષ બોલી ઉઠયો, "જગતને પોખી નિઃશસ્ત્ર પરિષદ ભરવા અવકાશ છે. કારવાસ જેવા મુક-શસ્ત્ર મટાડવાની કોને પરવા પડી છે !"×

× અંગ્રેજી ઉપરથી



# સ્ત્રીઓને શું દુઃખ છે ?

[જેમણે માત્ર ઉપલા શ્રીમત વર્ગોની અને કેળવાયલાં કુટુંબોની સ્ત્રીઓનાં જ જીવન જોયાં છે એવાં ઘણાં માણસો પૂછે છે કે સ્ત્રીઓને શુ દુખ છે તે નકામી બૂમાબૂમ કરે છે ? એવાં માણસોની આંખો ઉઘાડવા હાલના જમાનામાં જ બનેલા થોડા દાખલા આપ્યા છે. આ દાખલા કાંઈ છૂટાછવાયા કે ... બનતા નથી. સમાજના બધા થરોનો ...કાઇથી અભ્યાસ કરતાં એવા તો હજારો ... જડશે "એ દહાડા તો ગયા" એમ ... બેસવાની કોઈ ભૂલ કરે નહિ ]

૧

કમળા સારી સ્થિતિનાં માબાપની લાડક દીકરી છે. શાળામાં બહુ સારો અભ્યાસ કરતી હતી. તેમની જ્ઞાતિમાં છોકરીઓમાં ભણતર ઓછું છે એટલે સૌ માનતાં કે નાતનો શ્રેષ્ઠ વર તેને ભાગે આવશે કમળા પણ તેવાજ કોડ સેવતી. પણ દુર્ભાગ્યે તેની મોટી બ્હેન કોઈ અસાધ્ય રોગમાં સપડાઇ દાક્તરોએ જાહેર કર્યું કે તે મરશે તો નહિ પણ જિંદગીભર ખાટલાવશ રહેશે. બ્હેનનો વર કાંઈ ખાટલાવશ સ્ત્રી સાથે બાકીની જિંદગી કાઢવા તૈયાર નહોતો, એણે તો ફરી લગ્ન કરવાની તૈયારી કરવા માંડી આ ખબર જાણતાં જ કમળાના માબાપે યુક્તિ શોધી કાઢી જમાઈને નવી સ્ત્રી મળે અને પોતાની માંદી દીકરીને શોક્યનું સાલ વેઠવું ન પડે એટલા માટે કમળાને જ મોટી બ્હેન ઉપર શોક તરીકે પરણાવવાનું નક્કી કર્યું. કમળાએ ઘણી આજીજીઓ વિનંતિઓ કરી પણ બધું નકામું ગયુ. એના મનના કોડ મનમાં જ રહ્યા અને આધેડ ઉમરના બનેવીના સંસારનો તૂટેલો તાર ફરી સાધવા કમળાનું બલિદાન દેવાયું.

૨

જમનાના લગ્ન પછી તરત તેની માને અને સાસુને કાંઇ નજીવી બાબતમાં તકરાર પડી. આને લઇ જમનાને એની સાસુ તેડાવતી નથી સમજુ માણસોએ વચ્ચે પડી સમાધાન કરાવવા પ્રયત્ન કર્યો. પણ સાસુ કહે છે કે "દીકરીની માનું લોહી હલકું કહેવાય. માટે મારે પગે પડી જમનાની મા માફી માગે-તો હું એને રાખું. બાકી મારે ગરજ નથી" જમનાની મા કહે છે કે "મારી દીકરીનું કોળિયો ધાન કાંઈ મને વધારે નથી પડતું. સાત વખત ગરજ હોય તો એની સાસુ આવીને તેડી જાય. નહિ તો ભલે મારે ઘેર રહી." જમનાનો વર તો શ્રીમંત માબાપનો લાડકોડમાં ઉછરેલો દીકરો છે. એનામાં જાતે કમાઈ પત્નીનું પૂરું કરવાની શક્તિ કે હિંમત નથી. એટલે બે મૂર્ખ, હઠીલી સ્ત્રીઓના મમત ઉપર જ જમનાની જિંદગીના સુખનો આધાર છે. જ્યાં સુધી બેમાંથી એક પણ મમત ન છોડે, ત્યાં સુધી એના સંસારની હોળી સળગ્યા જ કરવાની.

૩

ગોદાવરીને દુર્ભાગ્યે તેની પચીસેક વરસની ઉમરે તે વિધવા થઈ. કાંઈક સરકારને પરિ-

ામે અને કાંઈક નવા જમાનાના વાંચનને ાધે તેનામાં હિંમત આવી અને તેણે પતિની ાછળ વાળ ઉતરાવવા દૃઢતાથી ના કહી. ોના સાસરિયાં પોતાને સુધરેલાંમાં ખપાવતાં ેટલે જોરજુલમથી વહુના વાળ ઉતરાવી શક્યાં હિ. પણ તેમ દીકરા પાછળ વહુ સુતક ન તારે તે સહન ન થયું. આથી ગોદાવરીનો ાદ્ધતિસર બહિષ્કાર શરૂ કર્યો ઘરમાં એની ોડે કોઈએ બોલવું નહિ એવો સખત હુકમ ાીકળ્યો. જમવા વખત એની થાળી પીરસી ોકાંત ઓરડામાં મૂકી આવી ને ત્યાં એકલાં ્મી લેવાનું. સુતકી ગણી એને પાણિયારે, ૂસેવામાં, રસોડે અડકવાની મનાઇ કરી. ગોદાવરીની બ્હેનપણીઓ કે સગાંવ્હાલાંની સ્ત્રીઓને સાસુ ઊંબરેથી જ પાછી વાળતી છે. નોકર-ચાકરોને પણ એની થાળી માંજવાની કે કપડાં ધોવાની સખત મનાઈ છે. ચોવીસે કલાક એકલી એ બેસી રહે છે નજરકેદ ભોગવનાર કેદી જેવી જ એની સ્થિતિ છેઃ પિયરમાં એને કોઈ નથી. આપણાં સંયુક્ત કુટુંબોમાં તો વિધવાઓ પણ સુખેથી જીવન વીતાવે છે, એમને આશ્રમોમાં જવું પડતું નથી એમ માનનાર વ્યક્તિઓ કહેશે કે ગોદાવરીએ શું કરવું? સમસ્ત સ્ત્રી જાતિના અપમાનરૂપ વાળ ઉતારવાના રીવાજને નમતું આપી સાસરિયાની મહેરબાનીની ભીખ માગવી, કે પોતાના

નિશ્ચયમાં દૃઢ રહી પદ્ધતિસરનો બહિષ્કાર સહન કરી નજરકેદની સ્થિતિ ચલાવી લેવી!

૪

રાધાની જ્ઞાતિમાં મોટી પહેરામણીનો રિવાજ છે. તેના બાપે જિંદગીભરની કમાણીની મૂડી ખરચીને ઉપરથી દેવાં કરી તેને 'કુલીન' કુટુંબમાં પરણાવી હતી. પણ લોભી સાસુ–સસરાની માગણીઓનો પાર જ આવતો નહિં. બિચારો બાપ મહામુશ્કેલીએ માગીતાગી એ માગણીઓ પૂરી પાડતો પણ આખરે એની શક્તિનો અંત આવ્યો અને તેથી નવી માગણીઓ તેનાથી પૂરી પાડી શકાઈ નહિ. સાસુસસરાના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેમણે રાધાના બાવડિયા વરને ઉશ્કેર્યો. સગર્ભા રાધાને તેણે બ્હાનું કાઢી લાકડીનો માર માર્યો. સારે કે માઠે ભાગ્યે રાધા મરી તો ન ગઈ, પણ જિંદગીભરની અપંગ થઈ ગઈ. "કામકાજ કરે નહિ ને એઠીએઠી ધાન ખાય તે વહુને શું કરીએ?" કહી રાધાને સાસુએ પીયેર ધકેલી દીધી ને દીકરાને નવી વહુ પરણાવી. તલમાત્ર પણ વાંક વગર વીસ વરસની ઉંમરમાં સસાર પરવારીને ઉપરથી અપંગ બનેલી રાધાને શું દુઃખ નથી?

૫

લલિતા શ્રીમંત માબાપની એકની એક લાડકી દીકરી હતી. ઘરમાં વૃદ્ધ દાદીમા હતાં તેમને લલિતાનું લગ્ન મહાલવાનું, એનાં છોકરાંને રમાડવાનું બહુ મન હતું. એ પેઢીને રમાડીને એ ધરાયાં નહોતાં, લલિતા દસ વરસની થઈ ત્યારથી એમણે ઉતાવળ કરવા માંડી. અને બાર વરસની થતાં તો એમની ધીરજની હદ આવી રહી એટલે માબાપને ના છૂટકે લલિતાનું લગ્ન કરવું જ પડ્યું. ઘરની શ્રીમંતાઈને છાજતા ઠાઠથી લગ્ન થયાં અને દાદીમાના ઓરિયો વીત્યો. પણ ઘણીખરી શ્રીમંત કુટુંબની દીકરીઓ જેવી જ લલિતા શરીરે નબળી હતી તે હકીકત પર કોઈએ ધ્યાન આપ્યું નહિ. ચૌદમે વરસે પહેલા જ બાળકના જન્મ વખતે બિચારી લલિતા મૃત્યુશરણ થઈ. ગમે તેમ પણ દાદીમા તો લગ્ન મહાલ્યાં ને!

૬

જયાનું લગ્ન માંદા વર જોડે કરવામાં આવ્યું. એના બાપની સ્થિતિ ગરીબ હતી. નાતરીને લગ્ન કરવાની એની શક્તિ નહોતી. પણ એના એક મિત્રે સટ્ટો કર્યો અને તેમાં ખૂબ કમાયો, એટલે જયાના બાપને લગ્નનું ખરચ ધીરવા હા કહી. આવતે વરસે મિત્રને ખોટ જાય ને ખરચ આપવા ના કહે તો? અને આ વરસે તો માંદા વર સિવાય બીજો કોઈ મૂરતિયો ટુંકી નાતમાં હતો જ નહિ. વરના દાકતરે જયાના બાપને ચેતવણી આપી. કાંઈ નહિ તો એક વરસ પછી લગ્ન કરવા કહ્યું. (કારણ કે તેમની ખાત્રી હતી કે એ વરસ દહાડો જીવવાનો જ નથી) પણ વરસ પછી ખરચનું શું કરવું? જયાના નસીબમાં જે હોય તે ખરું, એમ માની વરને ખાટલામાંથી ખેંચી કાઢી જેમ તેમ બેસાડીને જ લગ્ન કર્યું. કહેવાની જરૂર નથી કે બીજે મહિને જયાને હંમેશની ઓશિયાળી નિરાધાર બનાવી વરે આલોકની યાત્રા પૂરી કરી. હવે ચૌદ વરસની જયાને તો બધી આશા ઉમંગ તજી દઈ સાધુ જીવન ગાળવાનું!

અને લોકો પૂછે છે કે સ્ત્રીઓને શું દુઃખ છે?

('ભગિનીસમાજ પત્રિકા')

સરોજિની મહેતા

## ઘરમાં સહિસલામતી

લેખક : દાકતરકાકા

આજ કાલ ઘરમાં અને બહાર અકસ્માતો એટલા વધી ગયા છે કે સાધારણ રીતે વિચાર કરીએ તો લાગે કે આમાંના ઘણા અકસ્માતો અટકાવી શકાય. આના માટે હું Safety first Associationમાં ગયો હતો. તે લોકોએ નાના લેખો જુદા જુદા કાઢ્યા છે તેમાંથી ઘણો ખરો ભાગ અને થોડા ઉમેરા સાથે અહિં લખું તો મારી વાંચક બહેનોને જરૂર ફાયદો થશે.

## બાળકની સહિસલામતી

માતા—તેની ટેવો ઘડનાર.

માતાને જિન્દગીની મોટી બક્ષીસ એકજ હોય છે કે તેના બાળકો સશક્ત, તંદુરસ્ત અને મજબુત થાય. માતા એ કુટુંબની, બાળકની અને દેશની ટેવો ઘડનાર અમૂલ્ય હથિયાર છે.

બાળકોની જિન્દગીની શરૂઆતથી જ માતા તેમના શરીર, અને ચારિત્ર્ય ઘડે છે જેથી તે બાળક જ્યારે મોટું થાય છે ત્યારે એક બળવાન અને ઉપયોગી વ્યક્તિ થાય છે જે જિન્દગીમાં જરૂર જ ફત્તેહ પામે છે.

છોકરાંઓને સારી ટેવો પડતી નથી કારણ કે તે લોકોને સારી ટેવો પાડવાની જરૂરિયાત સમજાવવામાં આવી નથી હોતી અને સારી ટેવોના ફાયદાથી તેઓ તદ્દનજ અજ્ઞાન હોય છે. પણ તેમને સમજાવવામાં આવે તો ઘણાજ ઉમંગથી શીખે છે, અને એક વખત સમજ પડે પછી તુરતજ સારી ટેવો ઘણી જ સહેલાઈથી અને ઉમંગથી પાડે છે.

વિચારશીલ માતા એ બાળક માટે અને દેશ માટે એક અમૂલ્ય વ્યક્તિ છે. તે બાળકોને દરેક કારણો સમજાવે છે. તે સમજાવતાં પહેલાં પોતે સમજી કાઢે છે અને બાળકોને ખંતથી તેઓ શીખે ત્યા સુધી શીખવાડયા જ કરે છે. આવી રીતે કેળવાયેલા બાળકો વિચાર કરતાં શીખે છે.

નીચેની બાબતોથી "બાળકની સહિસલામતી" વધારી શકાશે અને માતાને બાળક પ્રત્યેની અનેક ચિંતાઓ અને મોટા ખરચો ઓછા થશે અને ગંભીર અકસ્માતોથી બચી શકશે.

ખોરાકઃ—બાળકના પહેલા વર્ષમાં ખોરાક બરાબર આપવાથી બાળકના શરીરનો પાયો નાખી શકાય છે અને ખોરાક બરાબર આપવા માટે ખાસ અનુભવી દાક્તરને પૂછવાથી માલમ પડશે પણ નીચેની બાબતો ખાસ ધ્યાનમાં રાખવી.

૧) સાદો કુદરતી ખોરાક ઘણો જ સારો છે.

૨) ખોરાક ખરીદતી વખતે સારો, તાજો અને ચોકખો ખોરાક ખરીદવાની ખાસ કાળજી રાખવી

૩) ખોરાકને બરાબર રીતે ઢાંકેલો રાખવો. ખાસ કરીને મીઠો ખોરાક ઢાંકેલો જ રાખવો; કારણ કે તેને જંતુઓ અને માખીઓ લાગે અને આ રીતે ગંભીર રોગનાં જંતુઓ ખોરાકને લાગે.

૪) જે ખોરાકથી માખીઓ આવવાનો સંભવ હોય તેવી વસ્તુની ખાસ દરકાર રાખવી. કોળીયા પર માખી બેઠેલી નથી તેની ખાસ કાળજી રાખવી બાળક ખાતું હોય તે વખતે માખીઓ બરાબર ઉડાડવી. મોઢું જમતા પહેલાં બરાબર ધોવું, કારણ કે મોઢા ઉપર અને મોઢામાં ઘણા જ જંતુઓ હોય છે. જો માખીને બદલે મધમાખી બેઠી હોય તો તેનાથી ગભરાવું નહિં અને તેને ઉડાડવી નહિં પણ બેસી રહેવા દેવી એટલે એ એની મેળે ઉડી જશે. મધમાખી જ્યારે ચીડાય અથવા ગભરાય ત્યારે જ કરડે છે. બાળકને આ ખાસ કહી રાખવું.

૫) પાણી અને દૂધ ઉકાળીને જ પીવું. દૂધ અને પાણી મારફત આંતરડાનાં ઘણા ભયંકર રોગો થાય છે અને આ રોગોના જંતુઓ પાણી અને દૂધને ઉકાળવાથી મરી જાય છે.

૬) બાળકોને જે તે પાંદડાં કે ફળ ખાવા દેવાં નહિ કારણ કે કોઈ ઝેરી હોય છે.

૭) ડબાનો કોઈપણ જાતનો ખોરાક ખાતા પહેલાં ટીન ઉપસી આવ્યું છે કે નહીં તેની ખાસ કાળજી રાખવી તે ટીનમાતો ખોરાક કોઈ પણ કાણાં વાટે બહાર આવે છે કે નહિં તેની તપાસ કરવી. જો આ કાળજી ના રાખી હોય તો "ટોમેઈન" નામનું ઝેર પેટમાં જાય અને દેહશત જિન્દગીનું જોખમ પણ થાય.

૮) રાંધવાનાં વાસણ સાફ રાખવાં અને વખતોવખત ગરમ પાણીથી ધોવાં. પિત્તળનાં વાસણોને વખતો વખત કલાઈ કરાવતા રહેવું; કલાઈ કરાવવામાં કરકસર કરવી નહિ.

૯) ઘરનો કચરો ઢાંકણાંવાળા વાસણમાં ભરવો જેથી માખીઓ બણબણે નહીં અને કચરાનાં જંતુઓ આખા ઘરમાં ચોંટાડે નહિં. અને આ વાસણને વખતો વખત બરાબર સાફ કરવું જેથી તેમાં વાસ આવે નહિં.

તા. કઃ—સમજ ન પડે તે દાક્તર કાકાને પૂછવું. [ ભગિની સમાજમાંથી

કુમારી જ્યુથિકા રેના

# હૈયાના ધ્રુજારા

શ્રી ભગીરથ મહેતા

મીરાંનાં ગીતોની આજે સમજુતી સાંપડી.

અમદાવાદના શારદામંદિરમાં કરેલી પ્રાર્થનાઓથી માંડી, ગઈ કાલ સુધી સ્વામી આનન્દના આશ્રમમાં તેમની સાથે પ્રાર્થનાઓમાં ભાગ લઈ મીરાંના ગીતોનાં ગુંજન કર્યાં છે. એવું પણ નથી કે એની મને સમજુતી આપનાર કોઈ શિક્ષક મારી પાસે નથી જેને જાણવું હોય તેને જ્ઞાન આપનાર ક્યાંક હોય જ, દશ્ય રીતે યા અદશ્ય રીતે.

આજે એ કબુલાત કરવી આવશ્યક લાગે છે કે શાયદ હું મીરાને . સમજ્યો હઈશ–સમજવા મથ્યો હઈશ તો પણ મારી બુદ્ધિથી જ માત્ર.

પરન્તુ બુદ્ધિ એ કઈ ચીજ છે? હૈયાના પડેપડ ખૂલી જાય ત્યારે બુદ્ધિનો હિસાબ ક્યાં?

કલા જ્યારે અંતરને સમજાય ત્યારે એ સમજાઈ ગણાય.

મીઠાં ગીતો પણ મેં સાંભળ્યાં છે. અનેક વેળા મેં શ્રેષ્ઠ ગાયકોને રસપૂર્વક સમજવા પ્રયત્ન કર્યો છે, ત્યાં મીઠાશ છે અવ્યક્ત, પરન્તુ તેમાં આત્મા ન હોય તો લાવવો ક્યાંથી!

માત્ર અવાજ એ કઈ ચીજ છે? જેમ ગોઠવ્યા વિનાના, વાક્યમાં યથાયોગ્ય સ્થાને બેસાડ્યા વિનાના શબ્દો હોય છે તેવો છે હૃદય વિનાનો મીઠો અવાજ અનેક સંગીતજ્ઞોને!

પરન્તુ કુમારિ જ્યુથિકારે, હા, કુમારિ રેની વાત જુદી છે. શું કોમળ અવાજ! અને કોમળ અવાજની સાથે અદ્વૈત સાધના કુમારી રેના હૈયાના ધ્રુજારા! જ્યારે કુમારી રે ગાય છે " મર્ત્ય માનવીને પરણીને તે હું શુ કરું, જે જીવે ને મરી જાય. હાઃ એનો કંઈ અર્થ છે જો હું કિરતારને પરણું, તો " અને ત્યારે લાગે છે કે કુમારી રે ઈશ્વર સાથે ઐક્ય સાધી રહી છે.

બસ અહીંજ સર્વ શ્રેષ્ઠ કલાની કસોટિ પુરી થઈ.

અને જ્યારે મે પૂછેલા કુમારિ રેના મારા પ્રશ્નો અનુત્તર જ રહ્યા ત્યારે મને દર્દ ન થયું. હું તો મારી અને કુમારી જ્યુથિકા રેની વાતચિતમાં તેમને ફૂલો પહેરાવનાર કિશોરીની અમારી વાતમાં ખલેલ પડે છે કે નહીં તે વિષેની બેદરકારી જોઈ, કુમારી રેના પ્રશંસકો જોઈ આંભો બનતો બીજાંઓને તેમના શુભ દર્શનમો લ્હાવ લેવા દેતા દૂર ખસ્યો.

પોતે જે અનુભવે છે તે અનુભવને ઉતારી હૈયાના ધ્રુજારાના દર્શન દઈ બીજામાં ધ્રુજારા પેદા કરાવી શકે તેવી સાચી કળા જેની કને છે તે કુમારી જ્યુથિકા રે મારા બે ચાર અંગત પ્રશ્નો અનુત્તર રાખે તો શું થયું?

કુમારિ જ્યુથિકા રે વિષે ઝાઝું લખાયું નથી લખાયું હોય તો નહી જેવું અને તેનું પણ કારણ હોવું જોઈએ. મને લાગે છે કે તેમના સંગીતનું વર્ણન શબ્દો ઉતારવા અસમર્થ છે.

—સુધારો—

"રજા પાડી"ની નાટિકા પેઈજ ૧૨૭ થી ૧૨૮ સુધીની કાઢી લીધી છે—'મંત્રી.'

ચશ્મા !!! ચશ્મા !!!

સુંદર અને આકર્ષક ચશ્મા માટે



**એસ. યું. એસ. દવે સન્સ**

ફ્રૂટ તથા જથ્થાબંધ ચશ્મા મશીનરીથી બનાવનાર તેમજ વેચનાર.

જુમ્મા મસ્જીદ સામે—અમદાવાદ

| હેડ ઑફીસ | બ્રાન્ચ દવે બ્રધર્સ |
| --- | --- |
| ૪/૨૦ બ્રોડવે | ૧/૯ બ્રોડવે |
| જી. ટી. મદ્રાસ | જી. ટી મદ્રાસ |

વાળની હીફાજત માટે




હેરઓઇલ વાપરો.
હજારો પ્રતિષ્ઠીત કુટુંબોમાં કાયમ વપરાય છે

નેરોલન હેરઓઇલ્સ તથા તેલ બનાવવાનાં એસેન્સ (સુગંધી) મશહૂર છે.

**ધી નેરોલ એજન્સી અત્તરવાળા:**
ત્રણ દરવાજા, અમદાવાદ.

દરેક — સ્ત્રી ઓ એ — દરેક

## પાસે રાખવા લાયક છે.

પછી

હહાવો લ્યો અને ગોળ ધાણા વહેંચો.

સ્ત્રીઓનો પ્રસુતિનો સમય કષ્ટદાયક હોય છે. તેમજ અમુલ્ય પણ હોય છે, એ તક તમે સાચવો પછી બધુંજ તમારૂંજ છે એ ટાઇમ માટે ખોટી ધમાલની કે ખોટી ભોળવનારી જાહેર ખબરોવાળી જડીબુટ્ટીની જરૂર પડતી જ નથી. ગમે તેવી કષ્ટાતી સ્ત્રીને અમારી લાંબા અનુભવ પછીની તદન ખાત્રીવાળી શુદ્ધ ચમત્કારીક આ એકજ "પ્રસવ પ્રસાદ"ની ગડીકી મધ સાથે ચટાડવાથી ફક્ત પાંચજ મીનીટમાં બાળકના દર્શન થાય છે. અને તેણી દુખમુક્ત થઈ શાન્તી પામે છે. પ્રભુનું આપેલું બાળક હાથ પગ હલાવવા માંડે છે. અને ઘર આનંદમય બની રહે છે. ફક્ત એકજ પડીકી આપી શકાય છે. બીજીની જરૂર પડતી નથી.

સુચના—'પ્રસવ પ્રસાદ' ચાખી જોવાનું સાહસ કરવુ નહિ. ફક્ત પ્રસુતિના છેલ્લા કષ્ટ સમયજ વાપરવી (સીવાય કોઇ ચાખસે તેનું આમણુ અગર આંબોઈ છટકવાનો સભવ છે.) માટે સાહસ કરવુ નહિ. સીવાય પ્રસુતિ સમય

તા. ક:—હરેક કુટુંબ પ્રસવ પ્રસાદની પડીકી ઘરેઘર રાખે તો પોતાના ઘરમાં "તેમજ પડોશની ગામની કષ્ટાતી કોઈપણ બાઇને ચટાડવાથી તમને આશીરવાદ મળશે 'અને સ્વાર્થ' પરમાર્થ બેઉ થશે

**કીમત રૂપીઆ ૫-૦-૦ માં પડીકી ૫) અને રૂપીઆ ૩-૦-૦ માં પડીકી ૨)**
**મનીઑર્ડર કરનારનેજ મોકલીશું (વી પી કરતા નથી)**

**ફોરેન મંગાવનારે પોષ્ટેજ માટે રૂ. ૦-૮-૦ વધુ મનીઑર્ડર કરવું.**

તુરત લખો—**જી. પી. શાહ.** મુ પોસ્ટ ખતલવાડા (જીલ્લા થાણા.) બોમ્બે પ્રેસીડંન્સી બી બી રેલ્વે

પ્ર સ વ પ્ર સા દ




ખેડા જીલ્લાના કેટલાક ગામડાઓમાં તો બહેનો પાસે પોતાની કાયા ઢાંકવા પુરતા પણ કપડાં નથી. તેથી તેઓ પોતાના પેટનો ખાડો પુરવા માટે બકરાં, ઘેટાં, વાસણો વગેરે ન જેવી કીંમતે વેચી નાખે છે.

×

કપડવંજ નજીકના સીંગાલી ગામના મુખીને ત્યાં કેટલાક હથીયાર બંધ ધાડપાડુઓ આવી મુખી તથા તેની પત્ની અને બીજાઓને માર મારી રૂા. ૧૦,૦૦૦ની લુટ કરી હતી.

×

ખારસાલિયા સ્ટેશને ઉતરી એક યુવાન, બે યુવતી ને પાંચ વર્ષનું બાળક ઘોડાગાડી કરી ગોધરા પાસેના વેજલપુર ગામમાં જતાં રસ્તામાં બદમાસોએ ઘોડાગાડી રોકી ને સગર્ભા સ્ત્રીને મરણતોલ માર માર્યો. યુવાન અને બીજી સ્ત્રી અને બાળકને ખુબ માર પડયો. ઘોડાગાડીવાળાની સ્થિતિ મારને લીધે ચિંતાજનક બની હતી. દાગીના આપી દેવા છતાં બદમાસોએ જુલમ ચાલુ રાખ્યો હતો. લગભગ અઢી હજારની મતા લુંટી અને ગાડી ભાંગી નાખી, સગર્ભા સ્ત્રીને ગંભીર હાલતમાં ઈસ્પીતાલમાં ખસેડી.

×

હાલમાં અટકમાં રાખવામાં આવેલા શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત સ્ત્રીઓના જીવન વિકાસને લગતાં કેટલાંક પુસ્તકો લખી રહ્યાં છે.

×

સુરતના કીરપારામ મહેતાના ખાંચામાં એક વિધવા બાઈ યમુના લક્ષ્મણ બામાજીના ઓટલા પર દેશી બોમ્બનો ધડાકો થયો હતો.

×

જામનગર મહારાણીજીનાં નાનાં બહેન સિરોહીનાં રાજકુમારી શ્રી અર્જુદાકુંવરબ રાજ્યક્ષ્માની વ્યાધિથી અકાળ અવસાન થયું.

×

વડનગરના પ્રસુતિગૃહનાં મકાનો માટે શેઠ નટવરલાલ મોતીલાલ બ્યાસે રૂ. ૧૦,૦૦૦થી વધુ રકમ ભેટ આપી છે.

×

વડોદરામાં દુર્ગાબાઈ રા. બમણે અને મહેરૂનીસ્સાનામની બાળાઓ દાઝીને મરણ પામી.

ઓરીસા પ્રાંતમાં આવેલી અડગઢ રિયાસતના પદભ્રષ્ટ થયેલા રાજવીને બ્રી. સરકારે રાજ્યની હદ છોડી જવાનું ફરમાવ્યું છે રાજાજી પોતાનાં રાણીજી સાથે રાજધાની છોડી ગયા છે.

×

લાહોરમાં રહેતા નોર્થવેસ્ટર્ન રેલ્વેના વડા તબીબી અધિકારી ડૉ. ન્યુમેનનાં પત્નીને લશ્કરી પેટ્રોલ મેળવવાના અને મોટરનું તેલ કબજે રાખવાના આરોપસર રૂ. ૫૦૦ નો દંડ અગર ૩ મહીનાની સજા થઈ છે.

×

ડાકોર સ્ટેશન રોડ નજીક શેઠ મફતલાલ ગગલભાઈ તરફથી સ્ત્રીઓ તથા બાળકો માટેનું દવાખાનું અને પ્રસુતિગૃહ બંધાવવાનું નક્કી થયું છે. તેનું ખાત મુહુર્ત થઈ ગયું છે.

×

મુંબઈની ઔદિચ્ય સહસ્ત્ર જ્ઞાતિનાં (ભસીયા) એક યુવાન બહેનનાં લગ્ન એક વૃદ્ધ શ્રીમંત સાથે ગોઠવાયા હતાં. આખી જ્ઞાતિમાં તેનો વિરોધ જાગ્યો. યુવાનો એ લગ્નની સામે થયા અને મોહનપુર સ્ટેશનના યુવરાજની દરમ્યાનગીરીથી આખરે એ લગ્ન અટકી ગયાં.

×

મુબઈના સોપારી બાગ લત્તામાં રહેતા વિશ્રામ માવજી નામના એક કામદારે પોતાની ૧૮ વર્ષની પહેલાની પત્નીતર બાઈ કાશીને કશુ સતાન ન હોવાથી તેની ગેરહાજરીમા લક્ષ્મ બાઈ સાથે લગ્ન કર્યું હતુ પણ કાશી બાઈથી એ વાત છૂપાવી રાખી હતી આની જાણ થતા કાશીબાઈએ ત્રીજે માળેથી પડતું મૂકી પોતાની જીવનદોરી તોડી નાખી હતી

×

મેડમ સોફિયા વાડિયા શ્રીમતી અનસુયા-બ્હેન વગેરેએ પુના ખાતે ગાંધીજીની મુલાકાત લીધી હતી તેમને માત્ર ત્રણ જ મિનિટનો સમય આપવામા આવ્યો હતો પૂજ્ય કસ્તુરબા ચોવીસે કલાક ગાંધીજીની તહેનાતમાં કાઢે છે, શ્રીમતી હસા મહેતા અને શ્રીમતી જયશ્રી બ્હેન રાયજી તેમજ બહાઈ એવેન્જેલીસ્ટ,શ્રીમતી શિરીનબેન ફોઝદારે પણ ગાંધીજીની મુલાકાત લીધી હતી

×

મુબઈમા ચોપાટી પર ગાંધીજીના દીર્ઘાયુ માટે પ્રાર્થના કરવા એકઠી થએલી માનવ મેદનીમાથી પકડાયલા શ્રી મગાબેન પટેલને એક મહિનાની આસાન કેદની સજા કરવામા આવી છે શ્રી શાતીબેન પટેલ શ્રીમતી માણેકબાઈ માહિમવાળા અને શ્રીમતી ઈંદીરા શ્રોફને નિર્દોષ ઠરાવી છોડી મૂકયા છે

×

બેરીસ્ટર કુ બાટલીવાળાની આગેવાની હેઠળ લડનમાં વસતી અનેક હિદી મહિલાઓ ગાંધીજીની મુક્તિ માગવાની મત્રણા માટે નવો પ્રયાસ શરૂ કરવાની માગણી કરવા માટે આમની સભાની વચની લોબીમાં ગઈ હતી

ત્રણ મહિલા સભ્ય સહિત પાર્લામેન્ટના અનેક સભ્યો સમક્ષ પોતાનો કેસ રજૂ કરતાં આ મહિલાઓએ, ગાંધીજીની મુક્તિની બાબતને અત્યત તાકીદની બાબત તરીકે સરકાર સમક્ષ સાદર કરવાની વિનતિ કરી હતી

×



સ્વ બ્હેન પ્રભાવતી ડોકટર

કુ પ્રભાવતી સુરતના જાણીતા ડોકટર મણી લાલ રામલાલના પુત્રી થાય તેમણે ઈંટર આ ર્ટ્સની પરીક્ષા પસાર કર્યા પછી અભ્યાસ છોડી સમાજ સેવા અને દેશસેવાના કાર્યમાં ઝપલાવ્યુ હતુ સુરતના વ્યાયામ વર્ગમા તાલીમ મેળવી તેમણે પોતાના શરીરને સુદૃઢ ખડતલ બનાવ્યુ હતુ સુરતના નાગરિક સરક્ષણ દળને તેઓ તાલીમ આપતા હતાં

સાહિત્યનો તેમને ભારે શોખ હતો તેમના લેખો અવારનવાર કોલેજના મેગેઝીનમા તેમજ અન્ય માસિકોમા પણ આવતા હતા તેમણે કેટલીક સુદર કવિતાઓ પણ રચી છે

સુરતમાં તા ૨૫-૧૦-૪૩ ને દિને તેમને સરઘસ કાઢવા અગે છ માસની જેલની સજા થઈ હતી જેલમા તેમને માદગી વળગી તેમને પેરોલ પર ઘેર લાવ્યા પછી માત્ર દશેક દિવસમા તેમનો દેહ વિલય થયો ! અત સુધી તેમની જીભ પર માતૃભૂમિના નામનું રટણ હતું

પ્રભુ તેમના આત્માને શાતિ આપો !

[શ્રી શક્તિમાંથી]



## કુમારનાં સ્ત્રી રત્નો

લેખક : ઈંદુલાલ યાજ્ઞિક પ્રકાશક : પુસ્તકાલય. સ. સ. મંડળ. વડોદરા. પાનાં ૨૪૦. કીં. ૧–૪–૦

લેખકે સ્ત્રીઓની સ્થિતિનું અવલોકન કરી તેમની પરિસ્થિતિ લક્ષમાં લઈ, ભિન્ન ભિન્ન દ્રષ્ટિયે પોતામાં સ્ત્રી રત્નોની પસંદગી કરી અને દરેક રત્નની આસપાસ નાનકડી નવલિકા રચીને તેમનાં રત્નોનાં ગુણ દર્શન આપણને કરાવ્યાં છે. પ્રથમ દર્શન "કુસુમના કૌમારભાવ" નું છે, તેમાં હોશીયાર અને ચબરાક કુસુમનું શબ્દ ચિત્ર છે. તેનાથી ઉચ્ચ શિક્ષણ લેવાય નહિ તેમજ ભણવાની ઉમર થતાં તો પરણવાનુંઃ એ બે બાબતો તરી આવે છે. બીજું દર્શન "મધુરીનું બલિદાન" છે. સસરા અને ઓરમાન સાસુના ઘરની. કાર્યશીલ પૂત્ર વધુનું તે દર્શન છે. જાતની પરવા કર્યા વિના ઘરનું કામ તે કર્યા કરે છે. મધ્યમ વર્ગના કુટુબોમાં સુકુળની આવી કન્યાઓ ઘણીયે નજરે પડે છે, સંયુક્ત કુટુંબમાંથી છુટા પડી પતિ સાથે જુદા રહેવા ગયા પછી ટુંક સમયમાં તે મૃત્યુ પામી મરણ સમયે તેને એક જ શોક હતો કે કુટુંબ સેવામાં પતિ સેવા કરવાનો સમય ન મળ્યો. અને તે સેવા કરતાં પહેલાં જ યમનું તેડું આવ્યુ પોતાના સુખનો તેને વિચાર જ નહોતો. ત્રીજું દર્શન "કુમારીઓનું કૌમાર વન' આ દર્શનમાં નવીન વિચારોના ચમકારા થાય છે, યુવક યુવતી અને કુમાર આદિની વિચાર સૃષ્ટિનાં દર્શન આમાં થાય છે. લગ્નના પ્રશ્નની અને સ્ત્રીની સામાજિક સ્થિતિની ચર્ચા પણ આમાં થઈ છે. ચોથું દર્શન "સરસ્વતીનું સમર્પણ" છે, સરસ્વતી વિધવા છે, અને તેણે ગામડામાં રહીને લોક સેવા આદરી છે, તેના ભાઈનો પુત્ર કોકીલ તેને તે કાર્યમાં મદદ કરે છે, સરસ્વતીનું ધૈર્ય, સ્વાર્પણ, અને સેવાનાં આમાં દર્શન થાય છે, પ્લેગ વખતે વગર ડરે તે સૌની સેવા કરે છે; અને રાજકીય કામમાં ન પડવાનો નિશ્ચય છતાં યે સરકારી નોકરોની ડખલગીરી તેને નડે છે. પાંચમું ચિત્ર "વિમલાની વિશુદ્ધિ" છે. વિમલાને અંગ્રેજી શિક્ષણ મળ્યું હતું. નાનપણમાં તેની સગાઈ થએલી તે ભણતરને લીધે તુટી ગઈ, ત્યાર પછી તે પોતાની આસપાસ કૃત્રિમ અને અણુગમુ વાતાવરણ રચીને રહેતી હતી હૃદય શુષ્ક હોય તેમ લાગતું. ફક્ત બાળકોના સહવાસમાં તેની કૃત્રીમતા અને શુષ્કતા ઓસરી જતાં હતાં. તે યુરપના પ્રવાસે પણ જઈ આવી. પાછા ફર્યાં પછી આબુમાં એક સ્વામીજીનો પરિચય થયો. તેના સત્સંગથી તેમજ બોધથી વિમળાને અંત દર્શન થયું, ત્યાર પછી તે આધ્યાત્મિક માર્ગે વળી અને તેના જ પ્રયત્નથી સ્વામીજીનો ઘાટકુપરમાં આશ્રમ થયો. ત્યાર પછી તેની કૃત્રિમતા અને શુષ્કતા જતાં રહ્યાં. છઠું દર્શન "શાન્તિ સુંદરીની સાધના" છે. તે સ્નેહાળ માતા છે પોતે ગ્રેન્યુએટ છે, તેમની પુત્રી પણ ગ્રેન્યુએટ થઇ. પોતાના પુત્રને ઈંગ્લંડ મોકલવા તેઓ તૈયાર છે પણ પુત્રીમાં તેમનો જીવ રહી જાય છે. અને તેને મોકલવા ના પાડે છે, પછી તેમને માંદગી આવે છે,

તેમાં તેમને વિચાર થાય છે કે સંતાનોમાં જકડાયલો પ્રેમ તે માયા છે. આ વિચાર તેમને પ્રકાશ રૂપ લાગે છે, પછી તે પુત્ર તથા પુત્રીને પરદેશ મોકલે છે, ત્યાર બાદ તેમને એક દેશ ભક્તની મુલાકાત થાય છે, તેમની સાથેની ચર્ચાથી તેમને જાણવાનું મળે છે કે વિશ્વપ્રેમમાં કુટુંબ પ્રેમનો સમાવેશ થાય. જનતાની સેવા કરનાર જો કુટુંબને અવગણે તો તે તેનો દોષ નથી વગેરે. ત્યાં તેઓ નિશ્ચય કરે છે કે મારે વિશ્વપ્રેમ ખીલવવો, પરંતુ ઘેર જતાં પુત્ર પુત્રીના પત્રો મળે છે અને સંતાનોના પ્રેમ કહો કે માયા કહો તે સર્વોપરિ થાય છે. આમ ૭ રત્નોનાં આપણને દર્શન થાય છે. આ શબ્દચિત્રો સુરેખ છે, પરંતુ તે દ્વારા લેખકનો હેતુ શો છે તે પૂરું સમજાતું નથી. ભાઇ ઇંદુલાલની વિચાર દશામાં આ ચિત્રો આલેખાયાં છે એટલે એમાં એમની વિચાર સરણી જ દેખાય છે. પરિણામે શા નિશ્ચયો ""ાય છે તે ચિત્રોમાં નથી, છેલ્લાં બે ચિત્રો તો આધ્યાત્મિકતાથી રંગાઇ ગયાં છે. એક વીશી ઉપરનાં આ ચિત્રો છે તે સુંદર છે. તે પોતાનું વાતાવરણ ઉભું કરે છે, અને આજના યુવકોને એક જમાના ઉપરના યુવકની વિચાર સૃષ્ટિ બતાવે છે.

દશમસ્કંધઃ—

સંપાદક: પ્રો. મનસુખલાલ ઝવેરી. પ્રકાશક: કીતાબ ઘરઃ રાજકોટ કાર્ડ બોર્ડનું પૂંઠું. પાનાં ૨૮૮. કી. ૩–૦–૦

કવિ પ્રેમાનંદ કૃત દશમસ્કંધના અધ્યાય ૧ થી ૨૫ નું આ પુસ્તકમાં સંપાદન કરેલું છે. બી. એ. ની પરીક્ષામા આ અધ્યાય મુકરર થયા છે એટલે તેનું જુદું પ્રકાશન થાય તે યોગ્ય જ છે. સંપાદકે પુસ્તકની શરૂઆતમાં વિદ્વત્તાપૂર્ણ ઉપોદ્‌ઘાત લખ્યો છે. મૂળ સંસ્કૃતમાંથી અવતરણ કરતાં પ્રેમાનંદે કયાં કયાં ફેરફાર કર્યો છે તે તેમાં બતાવ્યું છે તથા આ ફેરફાર ઉપર ટીકા કરી છે કવિ પ્રેમાનંદના કાલની તથા તેના સમયની સામાજીક પરિસ્થિતિનો પણ તેમાં ઉલ્લેખ થયો છે. પુસ્તકને અંતે લગભગ સો પાનાનું ટીપ્પણ આપ્યું છે. તેથી કાવ્યના અર્થ સમજવાનું સુલભ થવા ઉપરાંત કાવ્યની વિશેષતા પણ સમજાય છે. વળી ધર્મશાસ્ત્ર તથા દેવ કથાઓ સંબંધી કાવ્યમાં પ્રસંગ આવે તે પણ સહેલાઇથી સમજાય છે. પાઠ્ય પુસ્તક તરીકે જ નહિ પણ સામાન્ય વાંચન તરીકે પણ આવી રીતે જેમાં સમજુતી આપી હોય તેવા પુસ્તકો અનુકૂળ પડે છે. આ પુસ્તકમાં ખોટ એક જ સાલે છે અને તે એ કે દશમસ્કંધના બધાય અધ્યાય તેમાં આપેલા નથી. પરીક્ષા માટે ટીપ્પણ ભલે ૨૫ અધ્યાયનું થાય. પણ સામાન્ય વાંચન માટે બધા જ અધ્યાયો છપાયા હોત તો સારું થાત. પુસ્તકની કીંમત રૂ. ૩–૦–૦ પાઠ્ય પુસ્તક તરીકે ભલે યોગ્ય ગણાય પણ સામાન્ય વાંચન માટે આ અધુરું પુસ્તક આટલી કીંમતે લેવાનું સાધારણ રીતે પરવડે નહિ. કે. દેસાઇ

,, સ્રીબોધ." નું



તંત્રી
કેશવપ્રસાદ સી દેસાઈ
BA LL B મુખ્ય

સ્રીઓના
જુદો વિભાગ

મંત્રી
ચંદ્રકાન્ત છો મહેતા
પીગમશારોડ, અમદાવાદ

# અભિલાષા

કદિ કવિ જો હું બનું કરું કવિતામાં વાત,
હસું રમું વિચરું સદા પ્રેમ શૌર્ય સઘાત.

લખી લેખ લહીઓ બનું જગમા ન મળે જોડ,
જોતા યુક્તિ કલમની કરે ન કોઇ હોડ.

ચિત્રકાર ચિત્ત ચોર હું સોંપે પુરું રંગ,
ચલવું પીછી અનંતમાં રહું સુંદરતા સંગ

દુઃખ મટાડું દરદીનુ દવા વિના દશવાર,
વિમળ હૃદયનો વૈદ હુ પામુ માન અપાર.

ધનિકનો શિરતાજ હુ બનું શેઠ શાહુકાર,
કરું દિલાવર દીલથી દલિત દેશ ઉદ્ધાર.

મહિપત જોષી

વર્ષ ૨૪ મું :: માર્ચ ૧૯૪૩ : અંક ૩ જો

# આનું નામ અદેખાઈ...

એક બ્રાહ્મણ હતો. હતો'તો બ્રાહ્મણ, પણ કેવો ? બ્રાહ્મણ નામને બોળે એવો. બહુ જ અદેખો. ધોળા લુગડાં પહેરીને કોઈ જતું હોય તો તરત તેને થાય–"એ....મ ! ધોળાં લુગડાં ભાઈસાહેબ પહેરે છે. તેનો રોફ તો જો !"

તેના આવા સ્વભાવથી તે બહુ જ દુઃખી હતો. એક વખત તેને એક સારા માણસે સૂચના કરી, ભાઈ તું તારો આ સ્વભાવ છોડી દે અને તપ કર, તો સુખી થઈશ. બ્રાહ્મણ-ભાઈને ગળે આ વાત ઉતરી ગઈ. બ્રાહ્મણના દીકરાને બીજી વાર કહેવું ન પડે. બ્રાહ્મણભાઈ તો મંડયા તપ કરવા, એક દિવસ ગયો, બે દિવસ ગયા, ત્રણ દિવસ ગયા, પંદર દિવસ ગયા. અંતે શંકર પ્રસન્ન થયા. શંકર કહે–"માગ, માગ પણ એક વાત ધ્યાનમાં રાખજે કે તું જે માગીશ, તેનાથી બે ગણું તારા પાડોશીને થઇ જશે."

બ્રાહ્મણભાઈ મુંઝાયા. તેમનો મૂળ સ્વભાવ જાગૃત થયો. "તપ હું કરું, અને લાભ મારો પાડોશી લે ! પણ અંતે બ્રાહ્મણભાઇએ મન વાળ્યું. "આપણો પાડોશી છે ને, ભલે સુખી થતો ?" બ્રાહ્મણભાઇએ વરદાન માગ્યું.–"મારે એક બંગલો થઇ જાય !" બસ. થઇ ગયો. બ્રાહ્મણભાઇને માટે એક બંગલો તૈયાર, પણ એના પાડોશીને બે ! એક મીનીટ પહેલાં જ્યાં ખડખડ પાંચેક ઝુંપડા ઉભાં હતાં, ત્યાં આજે બંગલા બની ગયા ! "મારે દસ લાખ રૂપીયા અને એક મોટર થઇ જાય" બ્રાહ્મણભાઇએ આગળ માંગ્યું. શંકરનું વરદાન ! બ્રાહ્મણભાઈને ૧૦ લાખ અને પાડોશીને ૨૦ લાખ રૂપીઆ થઇ ગયા ! બ્રાહ્મણભાઇને એક મોટર, અને તેના પાડોશીને બે ? "મારા ઘરની વચમાં એક કુવો થઇ જાય" બ્રાહ્મણભાઇએ દીર્ઘદૃષ્ટિ દોડાવી. બસ, થઇ ગયો. બ્રાહ્મભાઇના વચમાં એક અને પાડોશીના ઘરની વચમાં બબે કુવા થઇ ગયા, બ્રાહ્મણભાઇના માગવા મુજબ તેમને ત્યાં બે, અને પાડોશીને ત્યાં ચાર છોકરાં થઈ ગયા. તથાસ્તુ, શંકર સ્વર્ગ સીધાવ્યા. અને બ્રાહ્મણભાઇ પોતાને બંગલે ગયા.

બ્રાહ્મણભાઈ તો પોતાના માગવા મુજબ બધું મળ્યું જોઇ ખુશી થયા પણ બગીચામાં ફરવા નીકળ્યા, ત્યાં પડખે જ પાડોશીના બે બંગલા ભાળી મનમાં થયું–"હં ! તપ મેં કર્યું અને બંગલા એને મળ્યા ! જોઇ લઈશ !" સાંજે બ્રાહ્મણભાઈના બે છોકરા પોતાની મોટરમાં ફરવા નીકળે, ત્યારે પાડોશીના ચાર છોકરા પોતાની બે મોટરમાં ફરવા નીકળે. કનુ ને મનુ આ મોટરમાં, ધનુ ને તનુ પેલી મોટરમાં ! બ્રાહ્મણભાઇ જોઈ રહે, આ પ્રમાણે થોડો વખત તો ચાલ્યું.

પણ પછી બ્રાહ્મભાઈની અદેખાઇ ક્યાંય માય નહીં. "બસ" બ્રાહ્મણભાઇએ નિશ્ચય કરી નાખ્યો હતો. "હવે તો એને હેરાન ન કરી મૂકું, તો હું બ્રાહ્મણભાઇ નહીં!" બ્રાહ્મણભાઇ તો મંડયા ફરી તપ કરવા. મહીનો થયો તપ સફળ થયું શંકર પ્રસન્ન થયા, એની એજ શરત મુકી કે માગ, પણ તારા પાડોસીને બમણું થશે. બ્રાહ્મણભાઇએ તો કર્યો ધડાકો-હા, "મારો બંગલો બળી જાય!" બ્રાહ્મણભાઈ નો બંગલો બળી ગયો. પણ સાથે સાથે બ્રાહ્મણભાઇના પાડોશીના પણ બન્ને બંગલા બળી ગયા. વળી આગળ માગ્યું. "મારો એક પગ ભાંગી જાય." બ્રાહ્મણભાઇનો એક પગ ભાંગી ગયો, પણ પાડોશીના બન્ને! બ્રાહ્મણભાઇએ સીમા વટાવી, "મારી એક આંખ ફુટી જાય." થયું, બ્રાહ્મણભાઈની એક આંખ ગઇ. પણ એના પાડોશીની બન્ને તથાસ્તુ!"

બ્રાહ્મણભાઇ પાછા પધાર્યા, આ બાજુ પાડોશી પગે લૂલો અને બન્ને આંખે આંધળો હોવાથી, બળેલા બંગલામાંથી આમતેમ બહાર નીકળવાના ફાંફાં મારતા પડયો કૂવામાં-"ધબ્બાંગ!" અવાજ સાંભળી બ્રાહ્મણભાઈ બોલ્યા-"હાશ! એજ લાગનો હતો હવે ટાઢક વળી!"

હજી પણ એ એક આંખે કાણા, અને એક પગે લૂલા બ્રાહ્મણભાઇ ઝોળી લઇ સવારના પહોરમાં લોટ માગવા નીકળે છે મળે તો પૂછી જોજો.

ત્રિલોચન પારેખ

## કોનો કઇ સાલમાં જન્મ?

લખનાર: રમણલાલ અંબાલાલ શાહ

| | | |
|---|---|---|
| ૧ શ્રી કનૈયાલાલ મુનશી | .... .... .... | ઈ સ. ૧૮૮૭ |
| ૨ શ્રી કાકા કાલેલકર | .... .... .... | " ૧૮૮૬ |
| ૩ શ્રી ધૂમકેતુ | .... .... .... | " ૧૮૯૨ |
| ૩ શ્રી જ્યેન્દ્રરાય દૂરકાળ | .... .... ... | " ૧૮૮૧ |
| ૫ શ્રી રમણલાલ દેસાઇ | .... .... .... | " ૧૮૯૨ |
| ૬ શ્રી જ્યોતિન્દ્ર દવે | .... .... .... | " ૧૯૦૧ |
| ૭ શ્રી રામનારાયણ પાઠક | .... .... .... | " ૧૮૮૭ |
| ૮ શ્રી રમણલાલ વકીલ | .... .... .... | " ૧૯૦૮ |
| ૯ શ્રી મહાત્મા ગાધી | ... .... .... | " ૧૮૬૯ |
| ૧૦ શ્રી અંબાલાલ પુરાણી | .... .... .... | " ૧૮૯૪ |
| ૧૧ શ્રી વિજ્યરાય વૈદ્ય | .... .... .... | " ૧૮૯૭ |
| ૧૨ શ્રી નાનાલાલ | .... .... .... | " ૧૮૭૬ |
| ૧૩ શ્રી હંસા મહેતા | .... .... .... | " ૧૮૯૭ |
| ૧૪ શ્રી લીલાવતી મુનશી | .... .... ... | " ૧૮૯૯ |
| ૧૫ શ્રી ખબરદાર | .... .... .... | " ૧૮૮૧ |



# બાલ કનૈયો

( શબ્દ ચિત્ર )

( તાલબદ્ધ )

ગોરા ગોરા ગાલ
દીસે વિશાળ ભાલ
વચ્ચે તિલક લાલ
માથે ઝગે છે તાલ
કાળા ગુછાળા બાલ
ગળે પુષ્પની માલ
એની ઠમકતી ચાલ
નીરખી જોયા છે હાલ
જસોદા તારો એ બાલ
રૂપાળો દીસે નંદલાલ

લાભશંકર લ. જોશી



# ગાય

ઘંટડી વાગે રે ઘંટડી વાગે,
નાની શી ગાયની ઘંટડી વાગે.
વનમાં જતી રે વનમાં જતી,
ચારો ચરવા ગાય વનમાં જતી.
ધોળી ને કાળી–કાબરચીતરી,
નાની ને મોટી જાડી ને પાતળી,
ચાલી ગોવાળ સંગ હળવે ધસી,
ચારો ચરવાને ગાય વનમાં જતી.
ગોપાલ–બંસી સૂણી મરીને,
પાણી પી છાંયડે મઝા કરીને,
ગાય મારી મંદ મંદ પાછી વળે,
ચારો ચરીને ગાય પાછી ફરે.
નાનુડાં બાળ ઘેર વાટડી જ જોતાં,
લોટી લઈને નિત ઉભાં રે'તાં,
હરખાય ગાવડી નજરે ચડે,
પીને દૂધડિયાં કેવાં રીઝે !

સુરેન્દ્ર દોશી

# અલીબાબા

(૫)

ગયા અંકથી ચાલુ

શ્રી કેશવલાલ ચ પટેલ.

કંઇક હિમ્મત કરવી પડશે. એ સિવાય એ ચોર એમ હાથમાં આવે એવો નથી મેં એક ઉપાય શોધી કાઢયો છે 'સાંભળો, તમે બધા આસપાસનાં જુદાં જુદાં ગામડામાં જાઓ. ત્યાં જઇ ઓગણીશ ખચ્ચર, અને આડત્રીસ પીપો ખરીદી લાવો. એક પીપમાં છલોછલ તેલ ભરાવજો. બસ એટલું તમે લાવી આપો. પછીનું કામ હું પાર પાડીશ.'

'સાડત્રીસ ચોરો તો ઉપડયા આસપાસના ગામડે, એ ત્રણ દિવસમાં બધી ચીજો લાવીને હાજર કરી. સરદાર ખુશ થઇ ગયો. શાબાશ? મારા સાથીદારો તમને ધન્ય છે, હવે આપણે આપણા દુશ્મનનો ઝટ નીકાલ લાવી દઇશું. જુઓ હવે તમારે આ સાડત્રીસ પીપોમાં સંતાવાનું છે, જરા ગભરાશો નહિ. હવાની અવર જવર માટે કોઇને ખબર ન પડે એવાં કાણાં કરેલાં છે.'

સરદારનો હુકમ થતાં જ બધા ચોરો જુદા-જુદા પીપમાં સંતાઇ ગયા. દરેક પીપ ઉપર તેલ ચોપડવામાં આવ્યું. તેલથી ભરેલાં પીપ છે એમ જણાય એટલા માટે જ. ચોરોના સરદારે પછી બબ્બે પીપ એક એક ખચ્ચર પર લાદ્યાં. તેણે તેલના વેપારીનો વેશ લીધો. પછી તે શહેરમાં જવા નીકળ્યો

સુરજ દાદા મેર બેઠા ને તે નીકળ્યો, અંધારૂં થતાં તે શહેરમાં આવી ગયો, પીપ લાદેલાં ખચ્ચર આગળ અને તે પાછળ, ચાલતો ચાલતો તે અલીબાબાના ઘર આગળ આવ્યો.

અલીબાબા એ વખતે ઘરના ઓટલા પર ઉભો હતો, તેણે પીપ લાદેલાં ખચ્ચરો જોયાં. તેણે પૂછયું. 'આમાં શું ચીજ ભરી છે?'

ચોરોનો સરદાર ઠાવકા મોંએ કહેવા લાગ્યો, 'શેઠજી! હું તેલનો વેપારી છું. પરદેશથી આવું છું મારે નથી કોઇની ઓળખાણ, અંધારૂં થઈ ગયું છે એટલે આજની રાત અહિં રહેવું છે આપ દયા કરશો? મને આજની રાત તમારા ત્યાં પડી રહેવા દેશો?'

અલીબાબાને દયા આવી. તેણે એક નોકરને બોલાવ્યો. અને કહ્યું 'આ બધાં ખચ્ચરો આપણા ઘોડારમાં બંધાવ. અને આ વેપારીને સુવા માટે આપણો એક ઓરડો ઉઘાડી આપ ત્યાર પછી તેણે મોરજીઆનાને બોલાવી કહ્યું 'આ વેપારી બિચારો પરદેશી છે ભુખ્યો છે. તેને માટે ખાવાનું તૈયાર કર. તે જમી રહે એટલે મારી પાસે તેને મોકલજે.'

-'વારૂ,' કહી મોરજીઆના રસોઈ કરવા ચાલી ગઈ, પેલો વેપારી નોકર સાથે ઘોડારમાં ગયો, ઘોડારથી થોડેક દૂર એક ઓરડી હતી નોકરે એ ખોલી આપી. નોકર પછી જતો રહ્યો, સરદાર ઓરડીમાં બેઠો બેઠો કંઇ કંઇ વિચારો કરવા લાગ્યો.

જમવાનું તૈયાર થયું. નોકર વેપારીને જમવા તેડી ગયો. તેણે નિરાંતે ધરાઈને ખાધું. પછી તે અલીબાબા પાસે ગયો. અલીબાબાએ અને તેણે મોડી રાત સુધી ખુબ ખુબ વાતો કરી, પછી બંને ઊઠયા. 'આ વેપારીને જે ચીજ જોઈએ તે આપજે' મોરજીઆનાને એમ કહી અલીબાબા તેના શયન ગૃહમાં ગયો. વેપારી તેની ઓરડી તરફ ગયો. અરધો કલાક ઓરડીમાં બેસી તે ઊઠયો. તે બધાં પીપ હતાં ત્યાં ગયો. અંદર સંતાએલા દરેક ચોરને તેણે કહ્યું, 'હું પીપ ઉપર પત્થર નાખું ત્યારે તમે બધા હથિયારો લઇ બહાર નીકળજો હું પણ તમારી સાથે આવીશ' પછી તે પાછો જતો રહ્યો.

મોરજીઆના હજુ રસોડામાં કામ કરતી હતી. દીવામાં દીવેલ ખુટ્યું. દીવો ઝાંખો પડવા માંડયો હવે શું થાય? કામ હજુ અધુરૂં હતું. અને ઘરમાં દિવેલનું એક ટીપુએ એ દિવસે ન હતું. તેણે બીજા નોકરને બોલાવ્યો અને કહ્યું. 'જા, બઝારમાંથી વેચાતું તેલ લઈ આવ.'

એ વખતે દુકાનો બંધ થઇ ગઇ હતી. હવે તેલ કયાંથી મળે? તે મુંઝાયો. પણ તેને અચાનક કંઇક યાદ આવ્યું. તેણે મોરજીઆનાને કહ્યું.

'પેલો માણસ આવ્યો છે એ તેલનો વેપારી છે. એની પાસે તેલનાં પીપે પીપ ભરેલાં છે. તેમાંથી થોડુંક તપેલીમાં તું લઈ આવને. બીજું સવારે મંગાવી લઇશું.'

મોરજીઆના તપેલી લઇ તેલ લેવા ચાલી. તે એક પીપ પાસે ગઈ તેના પગનો અવાજ સાંભળી એક ચોર પીપમાંથી બોલ્યો. 'શું વખત થઇ ગયો કે?' પીપમાં માણસનો અવાજ' મોરજીઆના નવાઇ પામી, પરંતુ એતો હતી પહેલેથી જ ચાલાક; તેને કયાં વાર લાગે એમ હતું; તેણે ઝટ લઇને કહ્યું. 'ના હજુ વાર છે.' ત્યાં પડેલાં બધાં પીપ પાસે તે ફરી. બધાં પીપમાંથી એક જ સવાલ પુછાય. મોરજીઆના ઝટ લઇને તેનો જવાબ આપે, છેવટે તે છેલ્લા પીપ પાસે ગઇ. તેમાંથી ના આવ્યો અવાજ કે ના આવ્યો સવાલ તેણે એ પીપ તપાસી જોયું એમાં ખરેખર તેલ હતું, તેમાંથી તેણે એક તપેલી તેલ ભરી લીધું.

તે વિચારવા લાગી. આતો વેપારી નહિ પણ અઠંગ ચોર જણાય છે.

મારા શેઠનું કાસળ કાઢવા આવ્યો લાગે છે, મનમાં તે કહેવા લાગી. પણ પછી હું ત્યારે જ ખરી કે મારા શેઠને બદલે તેમનું જ કાસળ કાઢું, તેણે એક ઉપાય શોધી કાઢયો. તેણે રસોડામાં આવી એક કડાઇ ચુલા પર ચઢાવી. પેલા પીપમાંથી બધું તેલ ધીરે ધીરે લાવી ગરમ કરવા માંડયું. તેલ ખુબ ગરમ થયું ખુબ ઉકળ્યું, લાલ ચોળ થઇ ગયું. પછી તેણે તેલ એક મોટી કીટલીમાં ભરી દીધું. કીટલી લઈ એ ગઇ પેલાં પીપડાં પાસે એક પછી એક પીપમાં ધગમગતા તેલની ધાર કરવા માંડી. જેના પર પડયું તે ચું કે ચા પણ ન કરી શકયો. શરીર પર ધગધગતી તેલની ધાર પડતાં જ રામ શરણ. મોરજીઆનાએ થોડીક જ વારમાં સાડત્રીસે ચોરોને મારી નાખ્યા

કામ પતાવી મોરજીઆના પાછા વળી દીવો હોલવી નાખ્યો. પેલો વેપારી હવે શું કરે છે એ જોવા તે રસોડાની બારી પાસે જાગતી બેસી રહી.

દીવો હોલવાયાને એકાદ કલાક થયો હવે પેલો વેપારી તેની પથારીમાં બેઠો થયો, ઓરડીનાં બારણાં ઉઘાડી નાખ્યાં. પેલાં પીપ તરફ એ એક પછી એક પત્થર ફેંકવા માંડયો, પણ કોઇ ના હાલે કે ન ચાલે, પીપમાંથી કોઈ બહાર જ ન નીકળે તે એક પીપ પાસે ગયો, અને બોલ્યો, ઉંઘો છો કે જાગો છો ?' એકે યે પીપમાંથી જવાબ જ ન મળે, તેને કંઇક વહેમ ગયો તેણે બરાબર તપાસ કરી, બધા ચોરો મરી ગયા હતા. હવે તે ખૂબ ગભરાયો, એવો ગભરાયો કે બગીચાની દિવાલ કુદીને નાશી ગયો.

મોરજીઆનાને હવે નિરાંત વળી પછી તે ઉંઘી ગઈ, સવારે જાગી. તેણે ગઈ રાતે બનેલી વાત કોઇને પણ ન કરી.

અલીબાબા હમામ ખાનામાં નહાવા ગયો, બધાં પીપ ને ખચ્ચરો ત્યાં એમ ને એમ હતાં. પણ પેલો વેપારી દેખાય નહિ, તેણે મોરજીઆનાને બોલાવી પૂછયું. 'પેલો વેપારી કયાં ગયો ?'

હવે મોરજીઆનાએ રાતે બનેલી વાત અલીબાબાને કહી, એ વેપારી નહિ પણ ચોર હતો, એ તમને મારી નાખવા આવ્યો હતો, તેના બધા સાથીદારોને મેં મારી નાખ્યા છે, તે એકલો જ નાશી ગયો છે, પહેલાં ઘરના પાસે કરેલી નીશાનીઓની વાત પણ તેણે અલીબાબાને કહી. '

અલીબાબા તેના પર ખુશ થયો, તેણે મોરજીઆનાને કહ્યું. હવે તું નહિ મારી ગુલામ કે નહિ ચાકરડી, મારા ઘરના માણસ તરીકે જ તારે હવે રહેવાનું હું તને ખુબ ધન આપીશ.'

મોરજીઆના ખુશ થઈ ગઇ, તેણે બધાં મડદાં દટાવી દીધાં, એક પછી એક ખચ્ચરો વેચી દીધાં, શહેરમાં કોઈ એ કશી વાત જાણી નહિ.

☆

# પિતૃભકત ગણેશ

એક વખત કૈલાસમાં ભગવાન શંકર અને પાર્વતીજી આનંદમાં બેઠાં હતાં. બાજુમાં કાર્તિકેય તથા ગણેશ બન્ને પુત્રો રમતા હતા

એવામાં ત્યાં બ્રહ્માજી કંઇ કામને માટે આવી ચડયા. કેટલીક વાતચીત કર્યા પછી તેઓ ઊઠયા ત્યારે એક અમર ફળ ભગવાન શંકરને આપતા ગયા.

શંકરે તે અમરફળ પાર્વતીજીને આપ્યું ને કહ્યું કે બન્ને બાળકોને વહેંચી આપજો

પાર્વતીજી અમરફળના બે ભાગ કરવા જતાં હતાં, તેવામાં ગણેશે કહ્યું કે બા મને આખું ફળ આપો એ સાંભળી કાર્તિકેયે પણ કહ્યું કે બા મને આખું ફળ આપો.

આથી પાર્વતીજી મુંઝાયાં તેથી ભગવાન શંકરે બન્ને ભાઇઓને પોતાની પાસે બોલાવી કહ્યું 'જુઓ અમરફળ આ એક છે પણ તમારે બેઉને આખું ફળ જોઇએ છીએ. ખરૂં ? માટે એમ કરો જાઓ તમે બન્ને તમારાં વાહન લઇને નીકળી પડો તમારા બેમાંથી જે પૃથ્વીને પ્રદક્ષિણા ફરી વહેલા આવશે, તેને આખું ફળ મળશે

આ સાંભળી કાર્તિકેય તો ઘણા ખુશ થયા તેણે પોતાના મોરને તૈયાર કર્યો અને ફરરર કરતા રવાના થયા.

પણ ગણેશ મુઝાયા. તેણે વિચાર્યું 'મારૂં વાહન ઉંદર છે, તે મારા જેવા જાડાને ઉચકી પૃથ્વીની પ્રદક્ષિણા કેવી રીતે કરી શકે ? અને કદાચ કરી શકે, તો પણ તે મોરના કરતાં વહેલો શી રીતે આવી શકે ?

માટે જરૂર કંઇક યુક્તિ કરવી જ પડશે તે તો હોંસભેર ઉભા થયા. અને પોતાનાં માતાપિતાને પ્રદક્ષિણા ફરી પ્રણામ કરી જલદી જલદી પાટલા ઉપર બેસી ગયા.

થોડીવાર પછી કાર્તિકેયનો મોર પોતાની પીઠ ઉપર કાર્તિકેયને લઇને પૃથ્વી પ્રદક્ષિણા કરી તીરની પેઠે આવી પહોંચ્યો.

હોંસભેર મોર ઉપરથી નીચે ઉતરી માતાપિતાને પ્રણામ કરી કાર્તિકેયે અમરફળ માગ્યું

એ જોઇ ભગવાન શંકર તથા પાર્વતી જ હસી પડયાં કાર્તિકેયે કહ્યું. કેમ ? હસો છો શાનાં ?

ભગવાન શંકર અત્યંત વહાલ કરીને કહ્યું પુત્ર તું આટલી ઝડપથી પૃથ્વી પ્રદક્ષિણા કરી પાછો આવ્યો તે જોઇ અમે અત્યંત ખુશ થઇએ છીએ. પણ ગણેશે ત્હારા પહેલાં પૃથ્વી પ્રદક્ષિણા કરી લીધી તેનું કેમ ?

કાર્તિકેયે કહ્યું, તમે મને પટાવો છો. ગણેશ તો હજુ ઉંબરા બહારેય નીકળ્યા નથી.

શંકરે સમજ પાડી કે, તે ખરૂં પણ તેણે તો માતાપિતાની પ્રદક્ષિણા કરી લીધી !

માતાપિતાની પ્રદક્ષિણા પૃથ્વીની પ્રદક્ષિણાની બરાબર છે.

આ સાંભળી કાર્તિકેય શરમાઇ ગયા

મણિશંકર હરિશંકર દવે.

॥ શ્રી પરમાત્મને નમઃ ॥

## ભકિતમાર્ગ કાર્યાલયનાં

# પુસ્તકોનું ટુંકું સૂચિપત્ર.

(ગીતા પ્રેસ ગોરખપુર તરફથી પ્રગટ થએલ હિન્દી પુસ્તકોનો ગુજરાતી અનુવાદ.)

×(૧) શ્રીમદ્ ભગવદ્ગીતા તથા મુક્તિમાર્ગ. (૮૦૦ પૃષ્ઠ ૮૦ દ્વિરંગી ચિત્રો, બે રંગમાં છપાઈ તેમજ દેવપૂજામા મુકવા લાયક સુંદર બોકસ સહિત) રૂા. ૬–

×(૨) શ્રી રામચરિત માનસ તથા ભકિતમાર્ગ. શ્રી ગોસ્વામી તુલસીદાસજી કૃત (૫૬ દ્વિરંગી ચિત્રો, ૧૨૦ લાઈન ચિત્રો, ૮૦૦ પૃષ્ઠ દ્વિરંગી છપાઇ) રૂા. ૫–

(૩) શ્રી રામચરિત માનસ ગોસ્વામી તુલસીદાસજી કૃત (૫૬૦ પૃષ્ઠ, ૧૨૦ લાઇન ચિત્રો પાકુ પુઠું ગ્લેજ કાગળ સુંદર છપાઈ.) રૂા. ૨–

(૪) મુકિત માર્ગ (સચિત્ર) પાંચ ખંડના વિષયોથી ભરપૂર રૂા. ૨–

(૫) ભકિતમાર્ગ (સચિત્ર) (ભક્તિ રસના અનેક વિષયો સહિત) રૂા. ૧–

×(૬) તત્ત્વ ચિંતામણી ભાગ ૧ લો (સચિત્ર) પૃષ્ઠ સંખ્યા ૩૦૪ રૂા. ૧–

(૭) શ્રી વિષ્ણુ સહસ્રનામ તથા શ્રીમદ્ ભગવદ્ગીતા (મોટા ટાઇપ) રૂા. ૦–૨

×(૮) ભગવતી ભકત ચરિત્ર ભાગ ૧ લો (સચિત્ર) પૃષ્ઠ સંખ્યા ૨૧૫ રૂા. ૦–૧

×(૯) સુખી થવાનો ઉપાય અથવા સ્ત્રી ધર્મશિક્ષા (સચિત્ર) સ્ત્રી ઉપયોગી અનેક બોધપ્રદ વિષયોથી ભરપુર ગ્રંથ પૃષ્ઠ સંખ્યા ૧૮૪ રૂા. ૦–૧

×(૧૦) સારૂકતાવલી તથા સુકતાવલી (મહાત્મા હરદયાળ કૃત–સચિત્ર સંસ્કૃત–હિન્દીને ગુજરાની ત્રણે ભાષામા) પૃષ્ઠ સંખ્યા ૧૭૨, રૂા ૦–૧

×(૧૧) ભક્ત નારી (પૃષ્ઠ ૮૦ ભક્ત સ્ત્રીઓની જીવનકથાઓ–સચિત્ર) રૂા. ૦–૧

×(૧૨) ભક્ત પંચરત્ન (પાચ ભકતોના જીવન ચરિત્રો સહિત) રૂા. ૦–૧૦

×(૧૩) આદર્શ ભક્તો (સાત ભકતોની બોધપ્રદ જીવન કથાઓ સચિત્ર) રૂા. ૦–૧૨

×(૧૪) ઉપનિષદનાં ચૌદ રત્નો પૃ ૧૧૨ ૧૪ કથાઓનો સંગ્રહ (સચિત્ર) રૂા. ૦–૧૨

×(૧૫) બાલ શિક્ષા (બાળકોને ઉત્તમ સરકાર પ્રાપ્તના માટે ખરીદો સચિત્ર) રૂા. ૦–૮

×(૧૬) ભકતરાજ હનુમાન (હનુમાનજીના કેટલાક જીવન પ્રસગો–સચિત્ર) રૂા. ૦–૮

×(૧૭) વર્તમાન શિક્ષણ (હનુમાનપ્રસાદ પોદ્દાર કૃત–સચિત્ર) રૂા. ૦–૬

×(૧૮) સંસાર તરવાનો સહેલો ઉપાય તથા શ્રીરામસહસ્ર નામ રૂા.

×(૧૯) શ્રીમદ ભગવદગીતા પ્રથમોધ્યાય (ગીતા તત્ત્વાંકના આધારે) રૂા.

# શ્રી હરિઃ

| | મૂલ્ય |
|---|---|
| બ્રહ્માનંદ પ્રસાદ (સચિત્ર) | રૂા ૦-૩-૦ |
| બ્રહ્મચર્ય ,, | રૂા. ૦-૩-૦ |
| ગંગાલહરી ,, | રૂા. ૦-૩-૦ |
| ભગવાન શું છે ? ,, | રૂા. ૦-૩-૦ |
| જીવ સંબંધી પ્રશ્નોત્તર ,, | રૂા. ૦-૩-૦ |
| તત્ત્વ વિચાર ,, | રૂા. ૦-૩-૦ |
| શ્રી વિષ્ણુ સહસ્ત્ર નામ ,, | રૂા. ૦-૩-૦ |
| પ્રભૂ સાથે વાર્તાલાપ ,, | રૂ ૦-૩-૦ |
| સાચું સુખ અને તેની પ્રાપ્તિના ઉપાયો ,, | રૂા ૦-૨-૦ |
| શ્રી પ્રેમ ભક્તિ પ્રકાશ ,, | રૂા ૦-૨-૦ |
| ગોવિંદ દામોદર સ્તોત્ર ,, | રૂા ૦-૨-૦ |
| સ્ત્રી નીતિ ધર્મ ,, | રૂા ૦-૨-૦ |
| દૈવમ્ ગહનમ્ ગતિ ,, | રૂા. ૦-૨-૦ |
| એક સંતનો અનુભવ ,, | રૂા. ૦-૨-૦ |
| ઈશ્વર સાક્ષાત્કાર માટે નામ ૫ સર્વોપરિ સાધન છે ,, | રૂા ૦-૨-૦ |
| શું છે અને તેનો પ્રચાર ,, | રૂા ૦-૨-૦ |
| ,, | રૂા ૦-૨-૦ |

| | મૂલ્ય |
|---|---|
| ×(૩૮) તેવીસ પ્રશ્નો તથા તેર આવશ્યક વાતો (સચિત્ર) | રૂા. ૦-૨-૦ |
| (૩૯) વેપાર સુધારવાની જરૂર તથા વેપારથી મુક્તિ ,, | રૂા ૦-૨-૦ |
| (૪૦) કર્મનું રહસ્ય ,, | રૂા ૦-૨-૦ |
| (૪૧) આપણું કર્તવ્ય ,, | રૂા. ૦-૧-૬ |
| (૪૨) ત્યાગથી ભગવાનની પ્રાપ્તિ ,, | રૂા. ૦-૧-૬ |
| (૪૩) કલ્યાણપ્રાપ્તિના ઉપાય ,, | રૂા ૦-૧-૬ |
| (૪૪) ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન અને તેના ઉપાય ,, | રૂા. ૦-૧-૬ |
| (૪૫) કલ્યાણ જલદી કેવી રીતે થાય ! | રૂા ૦-૧-૬ |
| (૪૬) કલ્યાણનું તત્ત્વ | રૂા ૦-૧-૦ |
| (૪૭) મનુષ્યનું કર્તવ્ય | રૂા ૦-૧-૦ |
| (૪૮) શ્રદ્ધા અને સત્સંગની જરૂર | રૂા ૦-૧-૦ |
| (૪૯) મનુષ્ય જીવનનો અમુલ્ય સમય | રૂા ૦-૧-૦ |
| (૫૦) વેજીટેબલ ઘીથી થતુ નુકશાન તથા આપણું ધ્યેય અને કર્તવ્ય | રૂા. ૦-૧-૦ |
| (૫૧) અંધેર નથી વાર છે | રૂા. ૦-૦-૬ |
| (૫૨) પશુબલ | રૂા ૦-૦-૬ |

–દરેક પુસ્તકની કીંમત ઉપરાંત પોસ્ટેજ અથવા વી. પી ખર્ચ જુદુ મોકલવુ. રૂપિયા એકથી ઓછી કિંમતનાં પુસ્તકો વી પી થી મોકલતા નથી

નાના મોટા તમામ બુકસેલરો પાસેથી મલશે.

વધુ માહિતી માટે **સુચીપત્ર** મફત મંગાવો.

**ભક્તિમાર્ગ કાર્યાલય** : દિલ્હી દરવાજા બહાર **અમદાવાદ.**

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે** : ત્રણ દરવાજા, અમદાવાદ.

**એન. એમ. ઠક્કરની કું.** : પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨

**વર્ધમાન એન્ડ સન્સ** : પાયધુની, ટ્રામ જંકશન, મુંબઈ નં. ૩

× આ નિશાનીવાળા પચીસ પુસ્તકોની કુલ કીંમત ( પોસ્ટેજ સહિત ) રૂ ૨૩-૦-૦ છે. છતાં એકી સાથે પચીસ પુસ્તકો ખરીદનારને રૂ. ૨૦-૦-૦ માં ઘેરબેઠાં મોકલી આપવામાં આવશે. ( ૨૫ પુસ્તકોની પાન સંખ્યા ૩૫૦૦ છે તથા ચિત્ર સંખ્યા ૩૫૦ છે )

ક—પચીસ પુસ્તકોના જુજ સેટો બે માસ સુધીમા મંગાવનારને આપવાના છે તો ભાવિકોએ સત્વર મંગાવી લેવા વેચાઇ ગયે હાલની અસાધારણ મોંઘવારીને લઈને ફરી પ્રગટ નહી થઈ શકવાથી મલી શકશે નહિ

# ❀ સ્ત્રી બોધ ❀

| વર્ષ ૮૭<br>સળંગ અંક<br>૧૦૩૫ | અનુક્રમણિકા<br>છુટક નકલ આઠ આના | અંક ૪<br>એપ્રીલ<br>૧૯૪૩ |
|---|---|---|




રૂ. ૮૦૦૦ ના ઈનામો માટેની યોજના પૃષ્ઠ ૧૭૨ ઉપર જુઓ.

તેમાં ઉપયોગી થાય તેવો

ગુ. શબ્દકોષની જા. ખ.

ટાઈટલના ચોથે પાને જુઓ.

બ્હેનો! જોમેસ્ત્રી વાપરીને માતા થવાના તમારા કોડ પુરા કરો. વંધ્યત્વથી બચો. સગર્ભા અવસ્થામાં જોમેસ્ત્રી લેશો તો તમારી શકિત સચવાઇ રહેશે. કસુવાવડ નહીં થાય. કોઠે રતવા હશે તો તેની અસર ગર્ભનાં બાળકને જરાપણ નહીં નડે. પ્રસવ વખતે દુઃખ નહીં જણાય, ધાવણ ખુબ આવશે, સુવાવડની નબળાઇ ઝટ દુર થઇ જશે. પ્રદર-લોહીવા અને અટકાવ વખતે થતી બધી પીડા જોમેસ્ત્રીથી જ દુર થઇ જશે. કોઇ પણ દવાવાળા પાસે જોમેસ્ત્રી જ માગજો. સાવધાન! ખોટાં વખાણ કરી રખે કોઇ ખોટી દવા ન વળગાડી દે!

સંસ્કારી સન્નારીઓનુ
અનૂપમ જુનામાં જુનું
માસિક પત્ર :-

# સ્ત્રીબોધ

વર્ષ ૮૮ : અંક ૪ થો
એપ્રિલ : ૧૯૪૩
સળંગ અંક ૧૦૩૫

તંત્રીઓ
સ્વ. પૂતળીબાઈ કાબરાજી
કેશવપ્રસાદ સી દેસાઇ
B A. LL B

મંત્રી
ચંદ્રકાન્ત જી મહેતા
પીરમશારોડ, અમદાવાદ

મદદનીશ મંત્રી
અમૃતલાલ રતનજી ત્રિવેદી



વાર્ષિક લવાજમ
દેશ રૂ ૪-૮-૦
પરદેશ રૂ-૫-૮-૦
શીલીંગ નવ

## હૈયાની કુંજમાં

હૈયાની કુંજમા ટહુકી કોયલડી,
ટુહુ ટુહુ બોલ કોઇ સૂણજો જી રે...
હૈયાની૦

ટેકતા મોરલા, નાચંતી ઢેલડી,
નાચ તાન ગાન કોઈ ઝીલજો જી રે ..
હૈયાની૦

આવી વસંત સખી, પુષ્પે પરાગ સખી,
મ્હેકે સુવાસ સખી, ભમરા ગુંજાર સખી,
ઝૂલે વસંત સંગ ઝૂલજો જી રે...
હૈયાની૦

જોતી હું વાટડી, વાલમની રાત દિ',
વહેલી વસંત સખી, ઉરમાં સમાય જી,
પિયુ પિયુ બોલ કોઇ સૂણજો જી રે .
હૈયાની૦



નવીન આર. આચાર્ય.

# કેમ પડે રાવું તારે ?

નયનોથી નીર કેમ નીતરે,
બેની કામણુ શું કલેશથી કરાયે રે
કેમ પડે રોવું તારે !

દુઃખના દરિયા શું ડોળતી;
બેની પીરકા મીઠા શું ન ક્યાંય રે. કેમ પડે.

ઝાઝા જુવાન તારે બેટડા,
બેની સુખના સરવર છલકાય રે. કેમ પડે.

પુત્રી તારી વીરાંગના,
બની ફરતી જગતને ચોક રે. કેમ પડે.

બાળુડા ગભરૂ ઘૂમતા,
બેની મૃત્યુને મોરચે આજ રે કેમ પડે.

વર્ષો હજારથી ગુલામ રે,
બેની સૂતા'તા બેટડા કાલ રે. કેમ પડે.

આજે ફગાવી બેડીયો,
બેની ઘૂમે છે રણુ મોઝાર રે. કેમ પડે.

. ા શું ન દિબધા સાભરે,
બેની વસમી ગુલામીમાં આજ રે. કેમ પડે.

મીઠાં ભોજન તને સાંભરે,
કે બેની પીંજર પંખી તણા સુખ રે. કેમ પડે

આઝાદી જુદ્ધ નથી ગોઠતાં,
બેની રકતો રેડાય તારે અંક રે. કેમ પડે.

આશાના અંક મીઠા લાગતા,
કે બેની બધન મુક્તિ તણાં ગીત રે. કેમ પડે.

ચાલીશ કરોડતણી ઉન્નતિના,
બેની સ્વપનાનો સરજનહાર રે. કેમ પડે.

મૂલવે મૂલ્ય મનુષ્યના,
બેની દમતો અપવાસથી કાય રે. કેમ પડે

ઓળંગી એકવીસ બીણુ રે,
ભરી ધગધગતી જાળ હુતાશ રે. કેમ પડે.

હરખેથી આંસુડા છોડતી,
'શું' બેની બેટાનો નવ અવતાર રે. કેમ પડે.

જનની વીરાની ભારતી,
બેની દેવોની સરજનહાર રે.
કેમ પડે રોવું તારે !

ભાનુકુમારી ભટ્ટ

# દુનીઆનાં ફૂલડાં

બાળકો દુનીઆની વાડીનાં ફૂ....લ
મ્હેકે આલમની વાડીએ.
જગનાં ઉપવનનાં કીમતી એ ગુ....લ,
પમરે સુવાસ છેક સ્વર્ગમાં.

કેંક થશે વીર દેશ સેવક ને સેવિકા,
કેંક થશે રાજવીને રત્ન એ રૂપાળાં,
સંસ્કારે પોષો પવિત્રતાનો....છોડ,
વાડી મહેકે સુગંધથી.

માતા મોંટેસરીએ શીખવ્યું છે સ્નેહથી,
કેળવણી શરૂ થઈ નાનાં બાળકથી,
જ્ઞાન ગિજુભાઈનું ગણાયું અણમુ....લ,
બાલપૂજા ભારતની વાડીએ.

બાલપૂજા યોગ્ય ફરજ પ્રથમ માતતાતની
બીજી ફરજ દેશ સત્તાને રાજની,
પ્રેમથી પાઓને પ્રેમનાં દૂધ,
શોભાવે દેશને કાર્યથી

મંગળાબેન દાણી જી. એ.

# આદમી

લેખક : શ્રી. રંગીલદાસ કાપડીઆ.

નદીમ સાહેબ બબડતા બબડતા ઓરડામાં દાખલ થયા—" આઝાદી, હિન્દુ-મુસ્લીમ એકતા, મહાસભા, લીગ, આઝાદ કમિટિ આ બધું આખરે છે શું ? આ બધાની મતલબ શી ? બધા બરાડી બરાડીને કહે છે " અમને સંપૂર્ણ સ્વાતંત્ર્ય જોઈએ છે. અમે હિંદને પરતંત્રતાની બેડીઓમાંથી મુક્ત કરવા માંગીએ છીએ. બધાની નેમ એક અને છતાં આપસઆપસમાં ઝગડો. એકમેકને ફુટી આંખોથી પણ જોઇ શકતા નથી. આ રીતે થશે શું ? રોજ રોજ નવી નવી કમિટિઓ બને જાય છે. સમજાતું નથી કે આ બધાથી શું થવાનું છે ? એક જગાએ બધા હળીમળીને બેસતા નથી. એક બીજા પ્રત્યે મહોબ્બત નથી રાખતા, નથી તો એક બીજાને સમજવાની કોશિશ કરતા. રાતદિવસ લડવા ઝગડવાનો, મરવા મારવાનો વિચાર કર્યા કરે છે. આ કયાં સુધી નભવાનું હતું ?" માથા પરથી હેટ કાઢી ખીંટીએ ભેરવીને કોટપાટલુન સાથે જ સોફા પર પડી લાંબા થયા.

નોકર સફાળો દોડતો આવ્યો અને જમીન પર બેસીને જોડા કાઢવા લાગ્યો. એ ન તો એની સાથે કંઈ બોલ્યો, ન કંઇ એને પૂછ્યું. આંખ બંધ કરીને સોફાના અઢેલના પર માથું નાખી બેસી રહ્યો. દરરોજ તો રૂમમાં દાખલ થતાં નોકરને હાક મારતો અને કંઇ ને કંઈ પૂછતો. આજે એને ચિન્તાતુર જોઈને બુઢ્ઢા નોકરે પોતે જ પૂછ્યું, "માલેક, આજે કંઈ સુસ્ત છો ?" એ સાંભળીને પણ એ મૂગો જ રહ્યો અને જ્યારે જોડા કાઢી રહી નોકરે મોજાં કાઢવા માંડ્યા ત્યારે નિરાંતે લાંબો થઇ સુઈ ગયો. નોકર એની આ ચેષ્ટા જોઈ ઉલટો વધારે આશ્ચર્ય પામ્યો અને એણે ગંભીર સ્વરે કહ્યું, " માલેક, કહેતા નથી પણ આજે કંઈક થયું છે, ઉઠો, કોટ ઉતારૂં. કપડાં બદલીને હાથમોં ધુઓ. નાસ્તો તૈયાર છે."

નદીમ સાહેબે કહ્યું: " જા, અહમદ, જા, હમણાં તું કંઈ બોલીશ નહિ, મારી તબીયત સારી નથી. નાસ્તો નથી કરવો."

બુઢ્ઢા અહમદને માટે આ પહેલો પ્રસંગ ન્હોતો. એ આવ્યો ત્યારથી કંઈ વખત એવા પ્રસંગો બનતા. એણે કેટલીય વખત કંઇ સાંભળી-સુણાવી તેને રાજી કરી લીધો હતો. નદીમ સાહેબ કુંવારા હતા. ઘરની દોલત પણ ઠીક હતી. પોતે વકીલાત કરતા. શિક્ષિત સમાજમાં ફરીને એ સ્વતંત્ર વિચારનો બન્યો હતો અને પુરાણી રસમો-રૂઢિઓનો ભંગ કરવા ઈચ્છતો હતો. અહમદ વર્ષોથી એનો વિશ્વાસુ નોકર હતો, એને સમજાવવાનો પ્રયાસ પણ કયારેક કરતો. આજે પણ એ એને છોડી ન શક્યો. એણે કહ્યુ, " હું માનતો નથી, સાહેબ, આજે જરૂર કંઈ બન્યું છે. કહો તો ખરા, કદાચ મારી બુઢ્ઢી અક્કલ કંઈ બતાવી શકશે."

નદીમ સાહેબ મ્હોં મચોડતાં બેઠા થયા અને કહેવા લાગ્યા, " જો અહમદ, તું નથી માનતો ત્યારે હેરાન કરે છે તું, કોટ ઉતાર અને પંખો લાવી અહિં મેજ ઉપર મુકી જા અને પછી તું તારે ચાલ્યો જા. મારે થોડો વખત બેસીને વિચાર કરવા છે. દિલમાં મારે ખળભળાટ મચ્યો છે; એવો ખળભળાટ કે ક્યારે પણ એવો ન મચ્યો હોય !"

અહમદે ઊઠીને કોટ ઉતાર્યો અને ખીંટીએ ભેરવ્યો, પંખો લાવીને સામે મેજ પર રાખી

## સ્ત્રીની સચ્ચાઈ

લખનાર : "નાશાકરો કેકી"

સચ્ચાઇ સ્ત્રી જાત માટે સરસ સદ્ગુણ છે, એ ગુણ કોઇપણ ઠેકાણે તેણીઓને નિર્ભય રાખે છે. તેઓ તેથી જ ઈશ્વરને ખુશ કરી ધર્મનાં ફરમાનોને માન આપે છે ઘર સંસારી કામોમાં સચ્ચાઈની ઘણી જ અગત્ય છે. તેણીની જુઠ્ઠાઈ તેનાં બાળકો તથા નોકરો અને બીજાંઓ આગળ તેણીને હલકી પાડશે અને તેના તે દાખલાની નકલ પણ થવાની, બાળકો તેમ જ નોકરો તેની તાબેદારી કરવાથી હુકમો માનવાથી—અને માન આપવાથી દૂર રહેવાનાં, તેના ધણી તરફનો ચાહ તથા વિશ્વાસ તેથી ઓછો થવાનો અને સઘળી મુખ્ય ખરાબી થવાનો ભય રહે છે, માટે સ્ત્રીના સંસારમાં સચ્ચાઈ અગત્યની છે. પોતાના સંસારી હરેક કામો નીયમીતપણે અને પ્રમાણિકપણે કરવા તથા કરાવવાની ટેવ રાખનારી સ્ત્રીનું ઘર ઘણી જ સારી રીતે ચાલે છે. છોકરીઓએ પોતાના ખપમાં આવનાર એવી દરેક કેળવણી તરફ ધ્યાન આપી દરેક સારા ગુણો શીળવવા જોઇએ અને સચ્ચાઇ તરફ વિશેષ પ્રીતિ રાખવી એ ઉછરતી સ્ત્રી જાતની ખરી શોભા છે એમ હંમેશાં યાદ રાખવું જોઇએ.

દીધો, છતાં પણ એ ઓરડામાંથી ખસ્યો
અને સામે સ્ટુલ પર બેસીને પુછી ઊ
"કેવીયે એ વાત હોય, માલેક, પણ
સાંભળ્યા વિના તો નજ જાઉં, જુઓ, કે
વાર મેં કહ્યું કે કોઈ વાતનો બહુ વિ
કરવો સારો નહિ. માથું દુઃખવા લાગ
મફતમાં તમે એ બેકારની વાત મનમાં
કામ ધરો છો ?"

નદીમ સાહેબે હારીને આખરે કહ્યું, "
અહમદ એ વિચારવાની વાત છે. આજા
રોજ હિન્દુ મુસલમાનના ઝઘડા થયા કરે
રોજ અખબારોમાં વાંચીએ છીએ કે અ
આટલા મુઆ, આટલા ઘાયલ થયા, આ
ઘર બળી ગયા. બોલ, અહમદ આ બધું
માટે થાય છે ? મનુષ્ય એટલા માટે પેદા
છે કે જરાજરામાં આમ વગર સમ
લડી મરે ! મારાથી એ બધું સંભળાતું ન
આજના છાપામાં ઢાકા, અમદાવાદ, મુંબા
હુલ્લડ થયાની વાતો છે. ખુબ છુટથી ખા
ખરાબી થઈ રહી છે." આમ કહી એ
હાથ મુકી વિચારમાં પડયો.

અહમદે હિંમત કરી જરા મોટે
સ્વાભાવિક સ્વરે પૂછ્યું, "તો શું મા
તમારૂં એમ કહેવું છે કે એ સઘળું મુસ
માનજ કરે છે અને હિંદુઓ કંઈજ ન
કરતા ? હું તમારી એ વાત શી રીતે મ
લઉં ? અમને કુરાને શરીફ કહે છે, અમ
ધર્મ ફરમાવે છે કે કાફિરોને મારો,
મિટાવી દો, બરબાદ કરો ! એ ખુદાની—અલ્લ
રસૂલની પ્રાર્થના કરવાનું નથી જાણતા.
આમ કહેતા કહેતા એ ઉશ્કેરાઈ ગયો, એ
અવાજ કંપી ઉઠ્યો.

એ કંપિત અવાજને જોઇને નદીમ સાહે
શિર ઉંચું કર્યું. એનું મોં લાલચોળ
રહ્યું હતું. એની આંખમાં ચમકારા હ
એણે કહ્યું, "અહમદ, સાંભળ, આ વાત આ

દિન સુધી આ ઘરમાં ખુબ ચર્ચાઈ છે, હું એ માનવાને તૈયાર નથી. એ એકતરફી વાત છે. જે રીતે તું તારા ધર્મની તારીફ કરે છે. તારા ઇમાનની વાત કરે છે, એને દુનિયામાં સર્વથી ઉંચો માને છે, ઠીક એ જ પ્રમાણે બીજી કોમના લોકો પણ એમ જ માને છે અને કોઇથી દબાવું પસંદ નથી કરતા. અને એ તો વિચાર, અહમદ, કે કોઇ દબાય પણ શા માટે? બધા પાસે તમારી માફક મોટી મોટી કિતાબો છે અને સર્વ સ્થળે મોટામોટા પીર-પેગમ્બર થઇ ગયા છે પછી કોઇ શા માટે પાછળ રહે?

એ આગળ બોલવા જતો હતો એટલામાં બુઢ્ઢો અહમદ વચ્ચે બોલી ઉઠયો, "હર્ગીજ નહિ, માલેક, આપ ભારોભાર ઈસ્લામની વિરૂદ્ધ બોલી રહ્યા છો; પણ હું ઇસ્લામની બુરાઈ નથી સાંભળી શકતો. એને માટે જરૂર હોય તો હું મારો પ્રાણ સુદ્ધાં આપવા તૈયાર છું. તમે મારા માલેક છો, મારા અન્નદાતા છો, પણ તેથી તમે મારા પ્યારા ધર્મ-ઈસ્લામની વિરૂદ્ધ કંઇ ન કહી શકો" આમ કહીને એણે ઊઠીને ચાલવા માંડ્યું

નદીમ સાહેબે મીઠાશથી કહ્યું, "ક્યાં જાય છે, અહમદ, સાંજ તો પડી અને પાછું ખાવાનું પકવવાનું છે, તું નારાજ થઈ ગયો? પાછો ફર, એટલી શી ઉતાવળ છે?"

એણે દરવાજા પાસે રોકાઈને કહ્યું, "તમારે માટે ચાહ બનાવવાની છે. સાંજ પડવા આવી છે, પાછું ખાવાનું કરવાનું છે." બસ, એ કંઈ કહ્યા કે સાંભળ્યા વિના ઓરડા બ્હાર નિકળી ગયો.

નદીમ સાહેબ એ વેળા વિચારોમાં મશગુલ હતા, ઊઠીને એની સામે ઉભા રહી કહેવા લાગ્યા, "અહમદ, તું બુઢ્ઢો થયો તો પણ વાત સમજતો નથી. પોતાનું ભલું-બુરૂં પણ નથી વિચારી શકતો. તનેજ પૂછું છું કે

## આવો દિવસ રહેશે નહિ.

લખનાર : "નોશાકરો કેકો"

જ્યારે માણસને હર્ષનું કોઇ મોટું કારણ થાય ત્યારે તેનું મન ઘણું જ છલકી જઇને મગરૂરીના બુરા જુસ્સામાં આવે છે, ત્યારે તે છલકાટ અને જુસ્સો દૂર કરવાને માટે "આવો દિવસ રહેશે નહિ" એ વાક્ય યાદ કરવું જોઇએ, કારણ કે તે વાંચવાથી અથવા મનમાં ધારવાથી તે હર્ષનું કારણ હંમેશાં રહેનાર નથી અને કોઈ વખત દુઃખનો પણ આવશે એ વાત યાદ રહે છે અને જ્યારે શોકનું કોઇ મોટું કારણ થાય ત્યારે તેનું મન ઘણું જ ઉદાસ થઈ જઇને છેવટે જીવવા ઉપર પ્રીતિ રહેતી નથી ત્યારે પણ તે ઉદાસી અને નિરાશપણું રાખવાથી ઉપલું વાક્ય પૂરતું છે, કારણ કે તે વાંચવાથી અથવા મનમાં ધારવાથી તે શોકનું કારણ હંમેશાં રહેનાર નથી અને કોઈ વખત સુખનો પણ આવશે એ વાત યાદ રહે છે. સુખ પછી દુઃખ આવે છે અને દુઃખ પછી સુખ આવે છે. માણસોને સુખ-અને દુઃખ ચક્રની માફક ફર્યા કરે છે.

બતાવ, મુસલમાન આખર હિન્દુઓ સાથે જ કેમ લડે છે, એની સાથે એને શી દુશ્મનાવટ છે? એ તો આપણા ત્યાંની વાત થઈ, દુનિયાના બીજા વિદેશી મુલ્કોમાં જ્યાં જ્યાં હિન્દુ મુસલમાન વસે છે ત્યાં ત્યાં બેઉ મળીહળીને રહે છે. આપસઆપસમાં ખાયપીએ છે, ઊઠે બેસે છે. અહિં જ એમ શા માટે?

એ ચાહની કિટલી સ્ટવપર મુકી રહ્યો હતો. મોં અને આંખો ફાડી ફાડીને એ જોવા લાગ્યો. આખરે બોલ્યો, "માલેક, માનો કે ન માનો પણ તમે પેલા હિન્દુ છોકરાની સાથે રહીને પુરા હિન્દુ બની ગયા. એની સાથે જ ખાઓ પીઓ છો. એણે આપને પુરો પાસ લગાડ્યો છે. જો એ જ સ્થિતિ રહેશે તો આપ થોડા દિવસમાં હિન્દુ ધર્મ પણ સ્વીકારી લેશો. પણ હું એ બધું થવા જ કેમ દઉં? હું આજે જ મુલ્લાંજી સાહેબને ખબર આપું છું."

નદીમ સાહેબે કહ્યું, "એ છોડ, અહમદ તું પહેલાં મારી વાતનો ઉત્તર દે." એમ કહીને એ એક સ્ટુલ ખેંચી ને ઉપર બેસી ગયો.

થોડીવાર પછી અહમદે કહ્યું, "એ હું શું જાણું? માલેક, તમે ભણેલા ગણેલા એ બધું જાણો બાકી એટલું તો હું પણ જાણું છું કે હિન્દુઓ અમારાં બધા કામોમાં, અમારા ત્હેવારોમાં અને અમારા જલસામાં હમેશાં ગરબડ મચાવે છે. પછી અમે પણ એમની સાથે એવી જ રીતે કામ લઈએ એમાં અમારો શો દોષ?"

નદીમ સાહેબે ઉત્તર વાળતાં કહ્યું, "ખરે જ, અહમદ, તું બરાબર કહે છે.

જો કોઈ હિંદુને પુછીએ તો એ પણ એમ જ કહેશે. આપણે મનમાં એમ માની લઈને જાણ્યા વિના ગમે તેમ વર્તવા મંડી પડીએ છીએ. પરંતુ આપણે જો આપસમાં સાથે બેસીને એ વાતનો નિકાલ કરીએ તો કંઈ ગડબડ પણ ન થાય અને સેંકડો જનોની ખુવારી પણ ન થાય. આપણામાં તાલીમની કેટલી ખામી છે તે તું નથી જાણતો, હું જાણું છું. એટલા માટે તો મુલ્લાં-ધર્મગુરૂઓએ લડવાને અમને તૈયાર કરી દીધા. અમે લોકો સમજ્યા વિના ધર્માંધપણામાં પતંગોની માફક લડીને મરાઇ-કપાઈએ છીએ. એ કેટલી જબરદસ્ત ગેરસમજ."

અહમદ કંઈ ન બોલ્યો, દાઢીમાં હાથ નાંખી એ કંઇક વિચારતો જ રહ્યો. નદીમ સાહેબ ઉઠીને ચાલી ગયા.

× × ×

બીજે દિવસે સવારે નદીમ સાહેબ પોતાના મિત્ર કૃષ્ણચંદ્રની સાથે ઓરડામાં બેસી ચહા પી રહ્યા હતા; ત્યારે બ્હાર અખબારવાળાની બૂમ સંભળાઈ.

અહમદ છાપું લઇ આવ્યો અને એ આપીને બહાર જતો હતો પણ નદીમ સાહેબે કહ્યું કે "જો સાંભળ, અહમદ, આજે ખબર આપી છે કે મુંબઈમાં તેર આદમી મરણ પામ્યા અને તેત્રીસ ઘાયલ થયા. ઢાકા અને અમદાવાદમાં બધા મળીને પચ્ચીસ મરણ પામ્યા. સાચું કહું છું કે જ્યારે આ વાંચું છું ત્યારે દીલ રડી ઉઠે છે. આટલા આદમી વિનાકારણ જ લડીને મરી ગયા. એ જીવતા રહેત તો દેશને કેટલા કામ લાગત? બચ્ચાંઓ મોટાં થઈને ન જાણે શું શું કામ કરત-દેશને માટે આમ લડીને જો ન મુઆ હોત અને આઝાદીના જંગમાં મરતે તો એમની નામના થાત, આપણે ગૌરવથી એમને સંભારત." એમ કહેતાં એણે ચહાનુ પ્યાલો મેજ પર રાખી દીધું.

અહમદ ઉભો ઉભો ચૂપચાપ એ સાંભળી રહ્યો હતો, કૃષ્ણચંદ્રે કહ્યું, "અહમદ, તું મારાથી ઉંમરમાં મ્હોટો છે, બુઢ્ઢો છે, મારા કરતાં વધારે

જોઈ-સાંભળી ચૂક્યો છે, અને સાથે એક કટ્ટર મુસલમાન પણ છે. સાચું કહેજે જ્યારે તું હુલ્લડમાં એક મુસલમાનભાઈના મૃત્યુ થયાના સમાચાર જાણે છે ત્યારે તારા દીલમાં શું થાય છે?

થોડોક વખત તો ખમા પકડી, પછી એણે કહ્યું, "જ્યાં જ્યાં હિન્દુઓ મળે ત્યાં ત્યાં પકડી પકડીને કુટ્ટે-કટકા કરું."

"બરાબર છે, એમ જ જોઈએ," કૃષ્ણચંદ્રે ગંભીરતાથી કહ્યું, "તારી પાસે એવી જ આશા રખાય. તું તારી કોમનો સાચો ખેરખ્વાહ છું. પણ એ તો બતાવ કે હિન્દુના મૃત્યુ સમાચારથી હિન્દુ શું વિચારે, હું શું વિચારું?"

એણે નિર્ભયતા પૂર્વક કહ્યું, "જે હું વિચારૂં તેજ."

"હવે સમજ ત્યારે," કૃષ્ણચંદ્રે જરા હસીને કહ્યું, "જો બધા જ હિન્દુ અને બધા જ મુસલમાન એમ જ વિચારે અને માંહોમાંહે લડી મરે તો શું થાય? તો પછી અમારા તમારા આ ધર્મનો બીજાઓ શી રીતે ઉપ-રવરો લેશે?"

અહમદ ઉત્તર આપે તે પહેલાં જ નદીમ સાહેબ બોલી ઊઠ્યા, "અન્ધા. જે અહમદ સંપીને રહેવાને બદલે લડાઇ લડવાનું શીખવે છે, આપસઆપસમાં કપાઇ કરવાનું શીખવે છે. એને બીજું તો શું કહેવાય? પણ દેખ, એ વાત નથી. જે જે ખરાબ છે તે તો સર્વ ધર્મોમાં ખરાબ જ છે. એને સારું કહેવાનો દાવો કોઈ નથી કરી શકતું; અને જે સારું છે તેને કોઈ બૂરૂં કહી શકતા નથી. ધર્મ આપણને અનિષ્ટથી બચાવે છે, સારા થવા શીખવે છે અને સારા માર્ગે ચાલવા કહે છે. ધર્મ સઘળા એક છે કોઇ ઉંચો નથી."

અહમદે કહ્યું, "એતો બધું સાચું, માલેક, પણ પોતાના ધર્મનો વિલોપ કોણ જોઈ

શકે ? પોતાના જ લોકોની કુરબાની કોણ જોઈ શકશે ? આપ કહો છો તેમ અમે બદલો લેવો છોડી દઈએ, અમારા પર ચાહે એટલો જુલ્મ કરે તો પણ અમારે એ ચૂપચાપ સહન કરી લેવો. એ કેમ બને ? એ તો એનું કામ કે જેનામાં તાકાદ નથી. જે કમજોર હોય તે જૂલ્મ સહન કરવા છતાં ખુદા ઉપર એનો ઈન્સાફ છોડે છે. અમારો ધર્મ ઇસ્લામ છે. મુલ્લાંજી સાહેબ કહે છે કે એમના ઇતિહાસમાં લખ્યું છે કે એ કયારે ય કોઈથી દબાયો નથી, એણે કોઈની સામે કયારે ય શિર ઝુકાવ્યું નથી અને હંમેશાં બીજાઓ ઉપર હુકમ જ કર્યો છે પછી અમે ઇસ્લામને માનનારા કોઈથી કેમ દબાઈએ ? એકને બદલે ચારનું ખૂન કરીએ."

ઉશ્કેરાયલા અવાજમાં એનો રોષ પ્રગટ થવા આવ્યો. નદીમ સાહેબે અને કૃષ્ણચંદ્રે ... સામુ જોયું; એઉના શરીર ઘુજી ... બુઢ્ઢા અહમદ પાસે એમણે એવી આશા ...તી રાખી. હવે જ્યારે એના વાળ સફેદ ...યા છે, એના ગાલમાં ખાડા પડયા છે અને એકેએક હાડ ગણાય છે ત્યારે પણ એનામાં ... નવજુવાનનો ધાર્મિક જુસ્સો છે-મદાન્ધતા છે કે જેને લીધે એ ચાહે તે કરી શકે છે. અવસર પારખીને નદીમ સાહેબે કહ્યું, "સારું જા, અહમદ, કામ કર તને તાલીમ જ એવી મલી છે. એમાં તારો શો દોષ ? બુઢ્ઢાદિમાગે તો હિન્દુસ્થાનને વધારે ડુબાડી દીધો. હું તારે માટે નથી કહેતો, બધાને માટે કહું છું. ચાહે પછી તે હિન્દુ હો, ચાહે મુસલમાન," એમ કહીને એણે છાપાના પાનાં ઉથલવા માંડયા.

એ ઓરડાની બહાર ચાલી ગયો. કૃષ્ણચંદ્રે કહ્યું, "એ તો ભારે કટ્ટર છે. ખેર છે કે અહિં ઝગડો નથી થતો, નહિતર એ અવશ્ય એ ત્રણને માર્યા વિના ન રહે. સા'વ જુવાનીનો જોશ."

નદીમ સાહેબ એક સ્થળે દૃષ્ટિ માંડીને કહેવા લાગ્યા, "શું કરે બિચારો, પઢ્યોલખ્યો નથી. મુલ્લાં-મૌલવીની સંગતમાં બેસીને એટલું શીખ્યો છે. પણ એના કહેવાનો અર્થ કંઈજ નથી, કેવળ એકલો જ માને છે કે જો ધર્મને ખાતર હુલ્લડમાં માર્યો પણ જાય તો જન્નત મળશે."

કૃષ્ણચંદ્ર ચિન્તિત થઈને બોલ્યો—'એ તો આખી વાત છે. પ્રથમથી જ મગજમાં એ ભરી દીધું છે. એ જ આપણું ઐક્ય ન થવાનું કારણ છે. હું પણ એક તરફી વાત શું કામ કરું ? અમારા હિન્દુઓમાં પણ સેંકડો એવા છે કે જે મરવા મારવા તૈયાર હોય છે. એ ઇચ્છયા જ કરે છે કે કયારે હુલ્લડ થાય કે લૂંટ ચલાવાય. કોણ જાણે દેશ કયારે આવા માણસોથી મુક્ત થશે અને કયારે અમે ખાંધેખાંધ મિલાવી દેશની આઝાદીને માટે લડીશું."

એનો કંઈ ઉત્તર મળે તે પહેલા જ અહમદ દરવાજાનો પડદો ઉંચો કરી અંદર ધુસી આવ્યો અને કહેવા લાગ્યો, "માફ કરો માલેક, હું નોકરી કરવા નથી ઇચ્છતો અહિ બેસીને લોક અમારા ધર્મની–ઇસ્લામની– બદનામી કરે અને તેમા તમે સમત હો! બહુ દિવસ આપની રોટી ખાધી છે, આપની રહેમ પર જીવ્યો છુ પણ હવે તેમ કરવા નથી ઇચ્છતો ચાહે ત્યા બેસી જઇશ, અલ્લાહના નામે ટુકડા માગી ખાઇશ અહિની આ વાતો સાભળીને નર્કે તો નહિ જવાનુ ને! મારે મારો રસ્તો નથી બગાડવો "

નદીમ સાહેબ અહમદના આમ અચાનક આગમનથી ચોંકી ગયા હાથમાંનુ અખબાર મેજ ઉપર રાખીને એની સામે જોવા લાગ્યા એની વાત સાંભળીને પછી હસતા હસતાં કહ્યુ, "હાં, અહમદ, હું જોઉ છુ કે તુ રોજબરોજ બહેકતો જાય છે, મારી જ નહિ પણ મારા મિત્રો અને સાથે બેસનારાઓની બેઇજ્જત કરે છે જે દિવસે આમ તેમ ભીખ માગતો હતો તે દિવસો તુ ખુદ જ ભુલી ગયો લાગે છે ત્યારે જ એવા કોઇને ત્યાં કેમ નોકરી ન લીધી કે જે તને એ જ માટે ખવડાવે પીવડાવે કે વખત આવે હુલ્લડ મચાવીને તુ લુંટ ચલાવે અને ધર્મને નામે બે ચારનુ ખૂન કરે ત્યારે તો બહુ પાધરો થઇને આવ્યો હતો શું તારે પાછા તે દિવસો અનુભવવા છે? આજ સુધી તારી બુઝર્ગીનો વિચાર કરતો રહ્યો છુ નહિતર હું તો મારી વિરૂદ્ધ ચાલનાર સાથે બોલુ પણ નહિ " વળી જરા થોભીને એ આગળ બોલ્યો, એણે હિન્દુ મુસ્લીમ એક થઇ લડવુ છોડી દે એમ કહ્યુ એટલા માટે તો તારો મિજાજ ગયો શુ તુ એવુ નથી ઇચ્છતો? હું પૂછુ છુ કેમ નહિ? શુ તુ તારા ધર્મને પકડીને એકલો બેસી રહેવા ઇચ્છે છે, તારે ખુદાના પેદા કરેલા બીજા ઇન્સાનોને રહેવા નથી દેવા? એ તો સાફ બેઇન્સાફી એક જ ખુદાએ આ દુનિયા પેદા કરી છે, સારી એની ઓલાદ છે આપણા જેવા જ બીજા લોકો પણ છે એક અમુક જગ્યાએ રહેવાથી અમારી બોલીમાં, રહેણી કરણીમા ભેદ પડયો છે બીજુ કાંઇ જ નથી અને તુ પણ અહિની ધુળેટીમા રમ્યો છે, અહિનુ પાણી પીધુ છે, અહિની આબો હવામાં ઉછર્યો છે અને જતાં અહિના વતનીઓ સાથે વેર? તોબા મીંઆ અહમદ, વિચાર કર કે એ જ તારા ભાઇ છે, હમેશા એમની વચ્ચે રહેવુ છે, એ જ તારો દેશ કે તુ જ અહિ તોફાન મચાવશે તો કેટલા દિવસ રહી શકશે? એ પુરાણા કાળથી હિન્દુઓનો દેશ છે, તમે એમને જ મારવા ચાહશો તો એ કેમ ચાલશે? લડીને નહિ, મળીને એમને જીતી શકાશે "

અહમદ સાભળીને ચૂપચાપ ઉભો રહ્યો, પછી ઓરડાની બહાર ચાલી ગયો એના જતાં જ નદીમ સાહેબ ખુબ મોટેથી હસી પડયા એને હસતો જોઇ કૃષ્ણચંદ્ર પણ હસી પડયો અને કહ્યુ "હજી બુઢ્ઢો સમજ્યો નથી, એક વાર ફરી લડશે, તૈયાર રહેજો

એણે ઉત્તર આપ્યો, 'એ તો કાલે જ કહેતો હતો કે મુલ્લાજીને લઈ આવશે તારે માટે કહેતો હતો કે તેં જ મને હિન્દુ બનાવી દીધો, તુ જરા એનાથી ખબરદાર રહેજે "

કૃષ્ણચંદ્રે કહ્યુ 'હશે, મને શાતાન મારી બેસે તોયે શુ? કોઇ રીતે એની સાન ઠેકાણે આવવી જોઇએ ' કહીને એ ચાલી નિકળ્યો

જેમ તેમ બે દિવસ વિત્યા ત્રીજે દિવસે જ્યારે સાંજે નદીમ સાહેબ અને કૃષ્ણચંદ્ર પાછા વાત કરતા બેઠા હતા ત્યારે એમાએક અહમદ પોતાની ઉમરના એક બુઢ્ઢા મુલ્લાજીને લઇને ઓરડામા આવી રહ્યો બેઉએ

ઉભા થઈને મુલ્લાંજીનું સન્માન કર્યું અને માનપૂર્વક ખુરસી પર બેસાડયા અહમદે નદીમ સાહેબ તરફ આંગળી દેખાડી કહ્યુ, "એ મારા માલેક છે" અને કૃષ્ણચંદ્ર તરફ જોઈને કહ્યુ, "એ મારા માલેકના હિન્દુ દોસ્ત છે એણે કોણ જાણે શુ શુ કહીને મારા માલેકનુ દી। ઈસ્લામ તરફથી ફેરવી લીધુ છે કે હવે એ ધર્મને માનતા જ નથી હવે તો તમારા આસારો છે. તમે એને બચાવો "

એમ કહીને એ તો ઓરડાની બહાર ચાલી ગયો મુલ્લાજી ઘરથી જ બહુ દાવપેચે વિચારીને જ નિકળેલ હતા એની ઉમેદ હતી કે જગાએ હાર ન ગ્માનારે અને નદીમ સાહેબને પાછા કટ્ટર મુસલમાન બનાવે એમણે પોતાની ટોપી ઉતારી મેજ પર રાખી અને માથાના સફેદ વાળ અને દાઢી પર હાથ ફેરવતા કહ્યુ, "નદીમ સાહેબ, હુ તમને એ ૂછી શકુ કે આ વાતમા કેટલું સત્ય છે ે તમે ઈસ્લામ ધર્મથી કયા કારણે વેગળા થતા જાઓ છો?" કૃષ્ણચંદ્ર તરફ ફરીને પછી કહ્યુ ' જુઓ, તમારે ચૂપ રહેવુ પડશે આ તો અમારા ધર્મની વાત છે, એમા ડખલ દેવાનો તમને કોઈ અધિકાર ન હોઈ શકે। હુ બધા પ્રકારની વાતો કરીશ, જો આપ એ બરદાસ્ત ન કરી શકો તો ઊઠીને બહાર ચાલી જાઓ " પછી એણે ઉત્તરની આશામાં નદીમ સાહેબ તરફ મ્હો ફેરવ્યું

એણે જવાબ આપ્યો, "જુઓ, મુલ્લાંજી, હુ મુસલમાન છુ અને પક્કો મુસલમાન છુ ઈસ્લામ મારો ધર્મ છે, કુરાન મારુ ધર્મ-પુસ્તક છે એ બધુ હું માનું છુ પરતુ અન્ય મુસલમાનોની માફક હુ બીજા લોકોને કાફર નથી માનતો, કે નથી માનતો એમના ધર્મ-ગ્રથોને જુઠા। આપણી માફક જ એમને ગણું છુ માત્ર ફરક એટલો કે આપણે એક રસ્તે જવાનુ પસદ કરીએ છીએ, એ બીજે એટલા માટે આપણે એમને તગ કરી શકતા નથી કે ન તો જબરદસ્તીથી એ મનાવવા એમનું ખૂન કરી શકીએ। આપણી માફક એ પણ ઈન્સાન છે મુલ્લાજી સાહેબ, આ મારા આજસુધીના શિક્ષણનો નિચોડ છે

મુલ્લાજીએ ભવા ચઢાવી કહ્યું "નદીમ સાહેબ, એ કેમ બને કે તમે બધાને સરખા માનો? તમે આજસુધી કેવળ અંગ્રેજી વાચ્યું છે, બીજુ કઈ જ શીખ્યા નથી એ જ તમારા દિમાગમા ભર્યું છે તમે ધર્મ-ગ્રંથ પાક કુરાને શરીફ નથી તો વાચ્યુ કે નથી સાભળ્યુ મારી તો એ જ સલાહ છે કે પહેલા તમે એ વાચો અને પછી અભિપ્રાય બાંધો "

નદીમ સાહેબે સતર્ક જવાબ આપ્યો— એની ફીકર આપ ન કરશો મુલ્લાજી। મે એનો અંગ્રેજી તરજુમો વાચી લીધો છે અને તો એમા એવુ કઈ જ નથી મળ્યું કે જેથી હું બધે લડાઈ વ્હોરતો ફરુ '

મુલ્લાંજી શીર ધુણાવતાં બોલ્યા, "બરાબર છે. પણ અંગ્રેજી તરજુમો વાંચીને કંઇ ન સમજાય. તમે જાણો છો તે એ ભાષાંતર મુસલમાનોએ કરેલું નથી હોતું, ઇતર લોકોએ કર્યું હોય છે. એ લોકોએ પોતાના મનની વાત લખી નાંખી હોય છે. એ હું નથી માનતો. કુરાને શરીફમાં સાફ લખ્યું છે એ ખુદાએ લખે છે. એણે મુસલમાનોને એટલા માટે પેદા કર્યા છે કે એ જગત પર હકુમત કરે અને બીજા ધર્મવાળાઓને મારી હઠાવે; એટલું જ નહિ પણ એમની પાસે તલવારના જોરથી ઇસ્લામ સ્વીકારાવે. સમજ્યા, હું ખુદા પર અને એણે લખેલા પાક કુરાને શરીફ પર વિશ્વાસ રાખીશ, તમારા પર નહિ"

નદીમ સાહેબ જરા ઉશ્કેરાયા. કૃષ્ણચંદ્ર બેઉની વાતચીત ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો હતો. એના તરફ એણે જોયુ. પછી મુલ્લાંજી તરફ તીક્ષ્ણ નજરે જોઇને એણે કહ્યું, "માફ કરશો, મુલ્લાંજી, એ તો આપની સહરાગત છે. મુસલમાનોને આપે અને હિન્દુઓને એમના પંડિતોએ ઉલ્ટું મનાવી મનાવીને આ બધી બાજી ખડી કરી છે. ધર્મ પર એવો રંગ ચટાવ્યો છે કે વાતવાતમાં ખુનની નદીઓ વહેવા લાગે. આમ ઉંધું શીખવા સિવાય તમારી પાસે બીજી વાત જ નથી. જરા એ પણ તો વિચારો કે દેશના શા હાલ થઇ રહ્યા છે? દુનિયામાં કેવો ભારે જંગ જામ્યો છે, લાખો આદમી મરી ગયા, અને આપણે ત્યાં ખબર આવે છે કે મુંબઇમાં હિન્દુ-મુસ્લીમ હુલ્લડ થયું, ઢાકામાં વીસ આદમી માર્યા ગયા, કાનપુરમાં લુંટ ચાલી, અમદાવાદ અને સિન્ધમાં ઘરો બાળી નાંખવામાં આવ્યા. તમે તો ધર્મગુરૂ રહ્યા, તમારે હળીમળીને ચાલવા શીખવવું જોઈએ."

મુલ્લાંજી કંઇજ ન બોલ્યા. મોટેથી અહમદને બૂમ મારી. એ તરત અંદર દોડી આવ્યો. એણે કહ્યું, "નદીમ સાહેબ, તમારા પર એવી તો છાપ બેઠી છે કે જે સહેલાઇથી ભૂંસી ન શકાય. એ માટે મારે કંઇ બીજું કરવું પડશે" અહમદને કહ્યું, "ચાલ, જરા મને ઘર સુધી છોડી જા."

એ આજ્ઞા માટે નદીમ સાહેબ તરફ જોવા આવ્યો. "જા, જોયા શું કરે છે? ઉભો કેમ રહ્યો છે?" નદીમ સાહેબે કહ્યું.

એના ગયા બાદ કૃષ્ણચંદ્રે કહ્યું, "વાહ! નદીમ સાહેબ, આપે પણ કમાલ કરી, બિચારા મુલ્લાંજી તો ભાગી જ ગયા."

એણે જવાબ આપ્યો, "એમ વાત નથી, દોસ્ત, ગુંડેગુંડા મળ્યા છે રખે કંઇ કરી બેસે. થોડા દિવસ તું અહિં આવવું બંધ કર. હું જ તારે ત્યાં આવતો રહીશ. અહમદને માટે મને શક પેદા થયો છે. ન જાણે એ શું કરી બેસે?"

કૃષ્ણચંદ્રે હસતાં કહ્યું. "હું આવવાનું બંધ ન કરી શકું. છું આપણે એ બળ પર ઉભા છીએ? આપણે તો એવા સેંકડો આદમીઓને સમજાવવા જોઇએ. ગાળો સાંભળવી પડશે, ત્યારે આપણે ધ્યેયને પહોંચી શકીશું. આગળ વધ્યા પછી પાછળ હઠવું મને ન ગમે" બીજે દિવસે મળવાનું કહી કૃષ્ણચંદ્ર ચાલી ગયો.

બીજે દિવસે સારા શહેરમાં અફવા ફેલાઇ કે નદીમ સાહેબે કૃષ્ણચંદ્રને મુસલમાન બનાવ્યો. સાક્ષીમાં એનો નોકર અહમદ અને મુલ્લાંજી સાહેબ પણ છે, જેમણે ધર્મ સ્વીકાર કરાવ્યો છે. કૃષ્ણચન્દ્રને એ જ વખત એના ઘરમાંથી કાઢી મુકવામાં આવ્યો. હિન્દુઓ મુલ્લાંજી અને નદીમ સાહેબના દુશ્મન બન્યા. અહમદે આ જુઠા સમાચાર શહેરમાં ફેલાવ્યા હતા. એ લોકોની વાત સાંભળીને મનમાં હસતો અને કહેતો, "હવે મઝા આવી છે, રસ્તા પર ભીખ માંગશે. ઇસ્લામીઓ બદલો લેવો સારી રીતે જાણે છે; પોતાના ભાઈને કાફિર બનતો અટકાવતાં પણ એને ઠીક આવડે છે,"

કૃષ્ણચન્દ્રને ઘરમાંથી નિકળવાનું દુઃખ ન્હોતું; માત્ર એને ભય હતો કે સમય ખરાબ હતો, ઠેર ઠેર હુલ્લડો થતાં હતાં, અને રખે એના જ કારણે હિન્દુઓ ઝગડો ન કરી બેસે. નદીમને તો એને કંઈ જ ન કહ્યું. એ એક મકાન ભાડે રાખી એકલો રહેવા લાગ્યો. હિન્દુઓ એને મળવા આવતા, એને ધમકાવતા-ડરાવતા. કોઈ કોઈ તો કહી દેતું, "ત્હેં હિન્દુ જાતિને કલંકિત કરી છે. તું તો મારી નાંખવાને લાયક છે. કોઈ કહેતું, " "જેણે મુસલમાન બનાવ્યો તેને ત્યાં કેમ નથી રહેતો, અહીં કેમ પડ્યો રહે છે ? એ જ છેને ! મુસલમાન બનાવીને છોડી દીધો એની-કથી બલાને કે હવે તું ભીખ પણ માગે. અમે તો હવે તને લઈ ન શકીએ."

નદીમ સાહેબ અહમદને પૂછતા, "કેમ, બુઢાપામાં તેં આ શું કર્યું ? જૂઠાણાની આ જાળ તારે કાં રચવી પડી ? એ તારી સાચી મુસલમાનિયતને આમ ધોકો દેવાય ? ઇન્કાર કર."

ત્યારે એ ભોળો બનીને કહેતો, "મેં તો કંઈ નથી કર્યું, માલેક, મુલ્લાંજી જ જાણે, એણે જ બધે ખબર આપી દીધી છે અને મને કહ્યું છે કે તું કંઈ જ બોલીશ નહિ. મઝહબનું કામ છે. એમાં દખલ કરવાથી દોઝખ મળશે. પછી માલેક, હું ઇસ્લામના કામમાં દખલ શું કરવા કરું ? મુલ્લાંજીનો અખત્યાર ચાહે તે કરે."

એ એના તરફ દાંત પીશીને રહી ગયો.

× × ×

ધીરે ધીરે વાતે જોર પકડ્યું હિંદુ-મુસલમાનના દીલ ખુબ ખાટાં થયાં. હિન્દુઓ જ્યારે કૃષ્ણચંદ્રને નદીમ સાહેબની સાથે જોતાં ત્યારે તેમનું દીલ સળગી ઊઠતું, મુસલમાનો એ જોઈ રાજી થતા. નદીમ સાહેબ કહેતા. "ભાઈ કૃષ્ણચંદ્ર, આ શું માંડ્યું છે ? તું હિન્દુઓને કહે તો કેમ નથી કે આ બધી કપટ

જાણ છે, હું તો કહીને હારી ચુકયો. મારૂં કોઈ સાંભળતું જ નથી."

કૃષ્ણચંદ્ર કહેતો–"હશે ભાઈ, જવાદે ને! આ સહેજ વાતને માટે હું કયાં બધાને કહે તો ફરૂં? મને શું દુઃખ છે? વખત આવે લોકો પોતાની ભૂલ આપોઆપ સમજશે."

નદીમ ઉત્તર વાળતો, "તું તો અજબ તરેહનો થઈ ગયો છે. ઘરથી બહાર રહેવું તને સાલતું નથી? મેં તો ધાર્યું છે કે હવે જલ્દીથી એક સભા ભરવામાં આવે જેમાં સર્વ લોકોને સાફ સાફ કહેવામાં આવે કે તું પુરો હિન્દુ છે અને આ અફવા સાવ ગલત છે. કોઈએ દુશ્મનાવટના માર્યા આ કહી નાંખ્યું છે એનો સાક્ષી હું છું."

કૃષ્ણચંદ્ર ચકિત થઈને કહેતો, "આજકાલ એવી જ રીતે બધે હુલ્લડો થાય છે, અહિં બચ્યા છીએ તો તું જગાવવા માંગે છે! આપણે જ બદનામ થઈશું. લોકો કહેશે આજ લોકો હુલ્લડ કરાવે છે, નાહકમાં લોકોના જાન લે છે. એની જવાબદારી અમારાજ શીર પર આવશે, અત્યારે સરકાર પણ એમાં માથું મારશે."

નદીમ સાહેબ પોતાની વાત જોશથી સમજાવતાં કહેતા, "તું શું એમ માને છે કે મેં આટલાં વર્ષો ફોગટ ગાળ્યાં? હું એવી રીતે સમજાવીશ કે એ સાંભળીને દંગ થઈ જશે, અને તારો મામલો સાફ થઈ જશે. હું ઝગડો નહિ થવા દઉં એ માટે બેફિકર રહે જે. મુસલમાનોને સમજાવવું છે અને હિન્દુઓને બનાવવું છે કે જેથી એ ભવિષ્ય માટે ચેતતા રહે"

કૃષ્ણચન્દ્ર એ સાંભળી નિરૂત્તર થઈ ચૂપ ચાપ ઊઠી ગયો.

એને ત્રીજે દિવસે હિન્દુ મુસ્લીમ એકતા કમિટિ તરફથી એક જાહેર સભાની જાહેરાત થઈ. આઝાદ પાર્કમાં સભા ભરવાનો નિશ્ચય કર્યો કૃષ્ણચંદ્ર એ સાંભળીને બહુ ગભરાયો. નદીમ સાહેબને આવીને સમજાવ્યા. એણે ન માન્યુ, આખરે સાંજના નદીમ સાહેબ સાથે સભામાં એને પણ આવવુ પડયું. પાર્કમાં ખુબ ભીડ હતી. હિન્દુ મુસલમાન બન્ને ભારે ઉત્સુકતાથી કાર્યવાહી જાણવા આતુર હતા. જાહેર ખબરમાં એ વાત મોઘમ રાખવામાં આવી હતી. એકતામાં માનનારા શહેરના કંઈ પ્રતિષ્ઠિત હિન્દુ મુસલમાન સજ્જનોને ઉંચે આસને બેસાડવામાં આવ્યા, જેથી જનતાને ભ્રમ ન થાય અને એ શાન્તિથી વ્યાખ્યાન સાંભળે. પોલીસ પણ મોટી સંખ્યામાં હાજર હતી.

નિયત સમયે કાર્યવાહીનો આરંભ થયો. પ્રમુખે ઉભા થઈને સભાનો હેતુ કહી સંભળાવ્યો. એ પછી નદીમ સાહેબ બોલવા ઉભા થયા. એણે ચાલુ પરિસ્થિતિનો ખ્યાલ આપતાં હિન્દુ મુસ્લીમ ઐક્યતાની આવશ્યકતા સમજાવી. વ્યાખ્યાનની વચ્ચે એણે કૃષ્ણચંદ્રને પોતાની પાસે બોલાવી ઉભો રાખ્યો અને શ્રોતાઓને

સંબોધીને કહ્યું કે "ભાઈઓ, આનું જ નામ કૃષ્ણચંદ્ર છે. એના સંબંધમાં આપ લોકોમાં કેટલાક દિવસ ગેરસમજ ફેલાઈ છે. હું આજે એ દૂર કરવા ઈચ્છું છું. મારે એ સાફ સાફ કહેવું જોઈએ કે એ મારો દોસ્ત છે એ પક્કો હિન્દુ છે. એ કદિ મુસલમાન થયો જ નથી; નથી એને કોઈએ મુસલમાન બનાવ્યો. એ વાત હડહડતી જૂઠી છે. એ આપણી કમનસિબી છે કે એને માટે આવી ખબર ફેલાવવામાં આવી છે."

સભામાં ભારે ખળભળાટ મચ્યો, લોકો ઊઠીને ઉભા થઈ ગયા. હજી એમને શાંતિથી બેસાડવામાં આવે તે પહેલાં તો એ બાજુથી એક છરો આવીને નદીમ સાહેબની ખાંધ પર ફેંકાયો. ભારે ગરબડ મચી. એટલામાં તો કૃષ્ણચંદ્રના પેટમાં પણ કોઈએ છરો ભોક્યો. બેઉ માંચડા પર જ ગબડી પડ્યા. પોલીસ ભીડને ખસેડની આગળ આવી. હુલ્લડ થવાની બ્હીકથી લોકો આમતેમ ભાગવા લાગ્યા. જ્યાં રસ્તો હતો ત્યાં લોકો દોડ્યા. પોલીસે ઘાયલ થયેલ બંનેને ઇસ્પીતાલમાં ખસેડ્યા. ઘા ઉંડા પડ્યા હતા. પણ મૃત્યુનો ભય થોડો હતો.

બીજે દિવસે વર્તમાનપત્રોમાં સવિસ્તાર હકીકત પ્રગટ થઈ. કમિટિના કાર્યની પ્રસંશા કરવા સાથે જનતાના કૃત્યની ઝાટકણી કાઢવામાં આવી. હિન્દુ મુસલીમ બેઉને ઉદ્દેશીને શીખામણ અપાઈ કે જેને મરતાં આવડે છે એવાનો દાખલો લઈ શીખો અને હજી પણ આપસના ઝગડા પતાવી એકતા સાધતાં શીખો.

બીજા શહેરોની કમિટિઓએ નદીમ સાહેબ અને કૃષ્ણચંદ્રને અભિનંદનના તારો કર્યા.

ઇસ્પીતાલમાં બેઉ પાસે પાસે જ ખાટલા ઉપર પડ્યા હતા. હિન્દુ મુસલમાન બધા એમને જોવાં આવતા. અહમદ તો બેઉની સેવા કરવા આખો વખત ત્યાં જ રહેતો. એ સાંવ બદલાઈ ગયો હતો. કૃષ્ણચંદ્ર જ્યારે એને પૂછતો, "કહે, અહમદ તું આજ ઈચ્છતો હતો ને? હવે તારો ધાર્મિક જુસ્સો ઠંડો પડ્યો કે નહિ?"

ત્યારે એ એના પગે અડીને કહેતો, "હવે વધારે ન કહેતો, ભૈયા, બુઢાપામાં આ તકલીફ ઓછી છે!"

નદીમ સાહેબ કહેતા—"કંઈ નહિ, અહમદ, અમે તો સારા થઈ જઈશું; પણ તું "આદમી" બની ગયો એથી મને આનંદ થાય છે, ઉમેદ છે કે હવે આપણે એક થઈને જ રહીશું! અને એવો પ્રસંગ ન આવે."

ગુજરાતી સાહિત્ય સંસારમાં અપૂર્વ નામના મેળવનાર

# કરાંચીના સાક્ષર શ્રી શેઠ

# ડુંગરશી ધરમશી સંપટ

## એઓશ્રીનું જીવન દર્શન

લેખક : શ્રી મગળદાસ ભાઈદાસ દલાલ. સી. આર. એ. જે. પી.

**પ્રાસ્તવિક**

ભાટીઆ જ્ઞાતિ હિન્દભરમાં વિખ્યાત છે. અને એ વિખ્યાતી હોવાનું કારણ તેનામાં રહેલું સાહસિકપણું, દુરંદેશીપણુ, વ્યાપારિક વ્યવહારનું બુદ્ધિપણુ, ઉદારપણું અને ધાર્મિકપણું મુખ્ય ગણાવી શકાય છે. 'ભાટીઆ' શબ્દ સાથેજ જાણે કે ધનિપણું જોડાયલું હોય એમ સામાન્ય માનના છે. અને એ માન્યતામાં અતિશયોક્તિપણું જો સત્ય કહીએ તો ઘણું ઓછું છે.

આ ભાટીઆ જ્ઞાતિ એ ખરી રીતે રાજપૂતજ્ઞાતિ છે. જેસલમેરના મહારાજા ભટ્ટીવંશીય ગણાય છે તેનજ એ સિવાયના અન્યત્ર બીજા ભટ્ટી રાજપૂતો છે. તેઓ ભટ્ટી રજપૂતો કહેવાય છે ભાટીઆઓની મુખ્ય વસ્તી જેસલમેર આદિ રાજસ્થાનોમાં તેમજ પંજાબ, સિંધ અને કચ્છ કાઠીઆવાડ ગુજરાત અને મુંબઈમાં મોટા પ્રમાણમાં છે.

સમયનાં કારમાં ચક્રો નિરંતર ફર્યા જાય છે. કેટલાક ભટ્ટી રાજપુતોએ રાજકારણમાં પડવાનું છોડી દઈને શાંતિપ્રિય જીવન ગાળવું પસંદ કર્યું અને તે માટે તેઓ વ્યાપાર આદિના વ્યવસાયમાં જોડાઈ ગયા અહિંસાવાદી બન્યા. વૈષ્ણવ બન્યા. અને એ વૈષ્ણવ પણ એવા બની ગયા કે કટ્ટર, ચુસ્ત વૈષ્ણવ ધર્મ પાલનમાં–બની ગયા. લોકો ધીમે ધીમે "ભાટીઆ" એટલે એક જાતના વાણીયા એમ સમજ્યા પરંતુ ખરી રીતે તમામ ભાટીયા ક્ષત્રિય છે અને આજના ભાટીઆઓ પણ પોતાને ક્ષત્રિય જ્ઞાતિ તરીકે ગણાવવામાં ભારે ગૌરવ લે છે. અને પોતાને ભટ્ટી રાજપૂતો તરીકે ગણાવે છે. માંસ મદિરા આદિ વસ્તુઓનો તેમણે નિષેધ કરેલો છે અને ચુસ્તપણે વૈષ્ણવ ધર્મી બની ગયા છે. એમની ધર્મભિરૂતા અને ધર્મપ્રિયતા મશહૂર છે. ભાટીઆઓ ચુસ્ત વૈષ્ણવ ધર્મી હોવાથી તેઓને વૈષ્ણવ ધર્મગુરૂઓ સાથે વધુ સંપર્કમાં આવવું પડ્યુ છે. વળી તેઓ ધનવાનો હોવાથી આ વૈષ્ણવધર્મ ગુરૂઓને પણ તેમના દ્વારા ભારે કમાણી થઈ છે. અને આજે પણ એમની ધર્મ ભાવના અને ગુરૂભક્તિમાં આગળના કરતાં થોડી ન્યુનતા આવી છે એનું કારણ મુખ્યત્વે એ છે કે આગળના કરતાં આજની ભાટીયા નાતિ કેળવણી વિષયમાં ઘણી આગળ વધી છે અને સારાસાર સમજી શકે છે. સાથે એને એનું ભાન થયું છે. ધર્મ પ્રેમ તો હજુ એવોને એવોજ છે. આ જ્ઞાતિમાં આપણા ગુજરાતમાં ઘણા વિદ્વાનો, ધનવાનો, દાનવીરો વગેરે ઉત્પન્ન થયેલા છે. જેમાં સ્વ૦ લક્ષ્મીદાસ ખીમજી, સ્વ૦ મુળજી જેઠા, સ્વ૦ ગોકલદાસ તેજપાલ, સ્વ૦ મોરારજી ગોકલદાસ, સ્વ૦ સર

ગણુ, જ્યાન, પ્રતાપી પૂર્વજો, સીંગાપુર, ડચ ઈસ્ટ ઇન્ડીઝ, ઓસ્ટ્રેલીઆ વગેરે.

આ સિવાય બીજા પુસ્તકો છે. તેઓશ્રી દરમાસે ગુજરાતી વર્તમાનપત્રોમાં નિયમિત રીતે લેખો લખી મોકલે છે, જેની સંખ્યા ૪૫ લેખોની હાલ થાય છે.

તેઓશ્રી જે પત્રોમાં લખાણ લખે છે તે પત્રોનાં મુખ્ય નામો આ સ્થાને આપવાં જરૂરનાં છે.

કલકત્તા ખાતેથી પ્રગટ થતા 'વેલફેર' શ્રી રામાનંદ ચેટરજીના તથા વૈદિક મેગેઝીન લાહોરનાં તેમનાં ૩૮ લખાણો અંગ્રેજીમાં પ્રગટ થએલાં છે.

મુંબઈ : ગુજરાતી, મુંબઈ સમાચાર, સાંજવર્તમાન, પ્રવાસી, તેજછાયા, જીવનવિકાશ, ભાટીયા યુવક, ફોર્બસ સભાનું ત્રી માસીક, વિમાજગત,

અમદાવાદ સ્ત્રીબોધ, કુમાર, પ્રસ્થાન, દપ્રકાશ, વૈદ્યકલ્પતરૂ, યુગધર્મ, નવરચના, મ, આશ્રમ, સર્વોદય, બાળસખા, સ્દેશ, ગુજરાત સમાચાર,

કરાંચી : મહાગુજરાત, પારસી સંસાર, અમન-ચમન, સિન્ધઓબઝરવર, હંસ, ઇન્ડીયન મરચંટ જર્નલ, આરોગ્ય સિંધુ, આગેકદમ, વસુધરા, આવતીકાલ,

કલકત્તા : વેલ્ફેર, અગ્રતબઝાર, નવરોજ,

વડોદરા : નવચેતન, શારદા, આરોગ્ય, વ્યાયામ, સુવાસ, બાળક, બાળજીવન, ભારતવર્ષ, (ત્રિમાસીક)

વાંચક સમજી શકશે કે તેમની પ્રવૃતિ કેટલી બધી અગાધ લાગે છે! આજના જમાનાના જુવાનનું તો આ નામાવલી વાંચીને મગજ જ ફરી જાય!

તેમણે વાંચી વિચારેલાં પ્રસિદ્ધ દેશી ભાષા સિવાયનાં લેખકોનાં અંગ્રેજી પુસ્તકોની સંખ્યા પણ સારાં પ્રમાણમાં છે. મુખ્ય લેખકોમાં શેક્સપીયર, ડીકન્સ, થેકરે, વેલ્સ, જવાહરલાલ, ગાંધીજી, બાઈરન વીગેરે લેખકોનાં પુસ્તકો તેમણે વાંચેલાં છે.

## શ્રી ગલીઆરા પ્રાઇઝ

ગંજુનના આ સાહિત્યરસીક અને ધનિક ગૃહસ્થ સાહિત્ય સંસારમાં જાણીતા છે. તેમણે સાહિત્ય સેવકોની કદર કરવા માટે પોતાના તરફથી સોનાનો ચાંદ પારિતોષીક કાઢેલું છે જે મેળવવાનું માન તેમને મળેલું છે.

## દિનચર્યા

ભલભલા જુવાનને દીગ્મૂઢ બનાવી દે અને બીજાઓને પણ વિચાર કરતા કરી દે એવો એમનો દિનચર્યાનો પ્રોગ્રામ છે. જો કે વિસ્તાર ભયના લીધે તેને વધુ વિસ્તૃત ન લાગતાં સાદી રીતે આ નીચે આપવામાં આવેલો છે.

પ્રાતઃકાળે ૬ વાગે ઉત્થાન, ૭-૩૦ થી ૭ શિર્ષાસન, ૭ થી ૭॥ કસરત, ૭॥ થી ૮ તેલમાલીસ અને ઠંડા પાણીથી સ્નાન, ૮ થી ૯॥ ચાર માઈલ ફરવું, ૯॥ થી ૧૧ લેખન પ્રવૃતિ, ૧૧ થી ૧૧॥ ભોજન, ૧૧॥ થી ૧૨ આરામ, ૧૨ થી ૨॥ લેખન પ્રવૃતિ, ૨॥ થી ૪॥ પેઢી ઉપર જવાનું જોડીઆ બજારમાં, ૪॥ થી ૫॥ ૩ માઇલ ફરવું, ૫॥ થી ૭॥ લેખન, ૮ થી ૮॥ ભોજન ૮॥ થી ૯॥ વાંચન, ૯॥ પછી શયન.

પ્રિય આહારઃ—દુધ, શાકભાજી અને ફળો ઉપર તેમને ભારે શોખ છે, બીજો આહાર અલ્પ પ્રમાણમાં છે. ઉપર જે ભોજનના વખતમાં ૩૦ મીનીટ જણાવેલ છે તેનું કારણ આજ છે.

પ્રિય પુસ્તકઃ—તેમણે અનેક પુસ્તકો સાદ્યંત વાંચ્યા છે એટલું જ નહિ પણ ઘણાયે પુસ્તકો વિચાર્યાં છે. પરન્તુ એમાં એમના જીવન

ઉપર સ્થાયી અસર કરી શાંતિ પ્રેરક પુસ્તક તો "શ્રીમદ્ ભગવદ્ ગીતા" છે તેઓ હંમેશાં તેનો પાઠ કરે છે, મનન કરે છે. ઉપરાંત ઉપનીષદો, તુલસીકૃત રામાયણ પણ વખતો વખત વાંચે છે અને વિચારે છે.

પ્રીત ગુંજન

સંતોના ભજનો

જીવન આદર્શ

પરમાત્માની ભક્તિ, શારિરીક આરોગ્ય, માનસીક પવિત્રતા અને લોક કલ્યાણ માટે પ્રાર્થના.

સાર્વજનિક સખાવતો.

પ્રભુ કૃપાએ તેઓ શ્રીમંત છે અને સાથે સાથે દિલના ઉદાર છે, તેમના કોગી દાન અને સાર્વજનિક હિત માટે કરેલ સખાવતોની નોંધ મુખ્યત્વે આ નીચે આપવામાં આવી છે.

(૧) શ્રીમતી રતનબાઈ ધરમશી કન્યા-શાળા અંજાર–શાળાનું મકાન બંધાવી આપેલુ છે.

(૨) શેઠ ધરમશી વલ્લભદાસ હાઈસ્કુલ અંજાર માટે મકાન બંધાવી આપવા રૂા ૩૫૦૦૦ રોકડા આપ્યા છે

(૩) શેઠ ચાપસી વલ્લભદાસ હોમીઓ-પેથી ફ્રી દવાખાનુ અંજારમાં પોતાના ખર્ચે બાંધેલ છે. જ્યાં પાસ થયેલ ડૉકટરના કુશળ કારોબાર હેઠળ તે ચાલે છે.

(૪) ગીતા મંડળ અંજારમાં સ્થાપેલ છે, જ્યાં દરરોજ ગીતાજીની કથા થાય છે.

(૫) શેઠ વલ્લભદાસ દ્વારકાદાસ સંસ્કૃત પાઠશાળા અંજારમાં સ્થાપવામાં આવેલી છે, જ્યાં સંસ્કૃતનું શિક્ષણ વિદ્યાર્થીઓ વગેરે લઇ રહેલા છે. ગરીબ વિદ્યાર્થીઓ માટે ખાસ સ્કોલરશીપો તેમના તરફથી આપવામાં આવેલી છે જે આંકડો બે હજાર રૂપીઆ થાય છે.

એકંદરે આ કેળવણી વિષયક શુભ કામમાં તેમણે લગભગ એક લાખ રૂપીઆની સખાવતો કરી છે સિવાય પ્રસંગે પ્રસંગે નાની મોટી સખાવતો તેમણે કરેલી છે,

મગરૂર થવા જેવું તો એ છે કે તેમના આ સર્વે શુભપ્રયાસોમાં તેમના ભાઈઓ શ્રી શેઠ સુંદરદાસ અને શેઠ લીલાધર સંપૂર્ણ સહકાર આપે છે.

એક શુભાષિત છે કે—

'ચલ વિતં ચલં ચિતં
ચલં જીવિત યૌવને,
ચલાચલ મિદં સર્વં
કીર્તિ યસ્ય સજિવતી.'

બીજાં શુભ કાર્યોમાં સેવા

૫૦૦૦, ૪૫ મી કોંગ્રેસ માટે ફંડ એકઠું કરી આપવામાં આવેલ છે.

૨૦૦૦૦ કોંગ્રેસ તરફથી ખોલવામાં આવેલી હોસ્પીટલના માટે તેમણે મિત્રો સાથે મળી વીસેક હજારનું મોટું ફંડ એકઠું કર્યું હતું.

૪૦૦૦ કચ્છ દુકાળ ફંડ માટે મેળવ્યા હતા. આ સિવાય નવચેતન, શારદા, માટે ફંડ ખોલી સારી રકમ એકઠી કરી મોકલાવી અપાઇ છે.

સીંધ રેલ ફંડ અને કવેટા ધરતીકંપ માટે ફંડ ખોલી મદદ મોકલાવી હતી.

એઓશ્રીનું એક વિસ્તૃત જીવન વૃતાંત લખાવવાની જરૂર છે એમના વૃતાંતમા ઘણુ જાણવાનું મળે તેમ છે.

ઉપસંહાર.

તેમનું સંક્ષિપ્ત જીવનવૃતાંત અહીં પુરૂં કરતાં અમારી તે પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે કે સાક્ષર શ્રી શેઠ ડુંગરસી ધરમસી સંપટને સુખરૂપ જીવન પસાર કરાવે. દીર્ઘાયુશ બક્ષે ઈતિ શિવમ્

# ગર્ભવંતી સ્ત્રીના આહાર-વિહાર



લેખકઃ—ડૉ. રવિશંકર દયાલજી ઉપાધ્યાય, એલ એ. એમ.

**ગર્ભવંતી** સ્ત્રીએ નિરાગી રહેવા માટે આરોગ્યતાના નિયમો ઉપર ખૂબ ધ્યાન આપવું જોઈએ. આરોગ્ય સાચવવા માટે આહાર અને વિહારનો અતિયોગ નજ થવો જોઈએ. આહાર ઉપર ખાસ લક્ષ આપવું જોઈએ કારણ આહારના ગેરઉપયોગથી કેટલાક હઠીલા દરદો શરીરમાં ઘર કરી બેસે છે. આહારના અતિ યોગ કે મિથ્યા યોગથી ખાવાનું બરોબર પચતું નથી. જેથી કબજીયાત જેવુ દરદ જન્મ પામે છે. આયુર્વેદમાં સર્વ રોગનું મૂળ કબજીયાત ગણવામાં આવ્યું છે.

આહારઃ—આપણા ગુજરાતીઓમાં ઘણી ગર્ભવંતી સ્ત્રીઓ એમ જ સમજે છે કે પોતે ગર્ભ ધારણ કરેલ છે એટલે તેમણે પ્રથમ કરતાં વધારે ખોરાક ખાવો જોઈએ અને તેવા જ ભૂલ ભરેલા વિચારને લીધે તેઓ જોઈએ તે કરતાં વધારે પાતો ખોરાક ખાઈ શરીરમાં નુકશાન પહોંચાડે છે. જ્યારે સ્ત્રીને ગર્ભ રહે છે ત્યારે માસીક અટકાવ બંધ થાય છે. તે કારણથી ખોરાકમાં કોઈ પણ પ્રકારનો ફેરફાર કરવાની જરૂર હોય તો તે ખોરાક વધારીને નહિ પણ ઘટાડીને કરવો જોઈએ.

પહેલા ત્રણ ચાર મહિનામાં ગર્ભવંતી સ્ત્રીને ઉબકા અને ઉલટી વધારે થાય છે. એ મુદત દરમ્યાન મીઠાઈઓ અથવા ચરબીવાળો ખોરાક ખાવામાં ન આવે તેની ખાસ સંભાળ લેવી જોઈએ, કારણકે આવો ભારે ખોરાક પચી શકતો નથી તેથી અપચો થયા વિના રહે જ નહિ. માટે આ સમયે પુષ્ટિકારક પણ હલકો અને જલદી પચી જાય તેવો ખોરાક લેવો જોઈએ.

પાંચમા મહિનાથી તે સુવાવડના સમય સુધીમાં હંમેશાં પેટમાં છોકરૂં મોટું થતું જાય છે. તેમ તેમ શરીરને વધારે ખોરાકની જરૂર લાગે છે. એ વાત સાચી છે પણ તેની સાથે એ પણ અવશ્ય યાદ રાખવું જોઈએ કે પ્રથમનો જેટલી અંગને કસરત મળતી નથી કે હલણચલણ થતું નથી તેથી શરીરનો ઘસારો પણ ઓછો થાય છે. આ માટે ખોરાક વધારે લેવો પણ એકી વખતે વધારે લેવાની કંઈજ અગત્ય નથી. માત્ર તેને બદલે આખા દિવસમાં એકાદ વખત વધારે જમવું ખોરાકમાં દુધ, દહી, મલાઈ, શાકભાજી, ફળફળાદિ વગેરે લઈ શકાય છે.

આથી વિશેષ આહાર સંબંધીના નિયમો તરફ ગર્ભવંતી સ્ત્રીએ સંપૂર્ણ લક્ષ આપવું ખાસ જરૂરનું છે.

(૧) નિયમિત સમયે જમવું. ન્હાયા પછી તરત જમવું નહિ, કારણ કે આથી પ્રદર જેવા રોગો લાગુ પડે છે.

(૨) સાચી ભુખ લાગ્યા વિના અન્નને પેટમા નાખવું એ ઝેરને પેટમાં નાખવા સમાન છે. ભુખ લાગી હોય ત્યારેજ જમવું.

(૩) જમવામાં દરેક વસ્તુ ચાવીને ખાવી. જેથી અપચો ન થાય.

(૪) જમવામાં તળેલા પદાર્થો વર્જ્ય કરવા, કારણ કે તળેલા પદાર્થો ખાવાથી ગર્ભવંતી સ્ત્રીના હાડકા કઠણ થાય છે. તેથી પ્રસવ કાળ વખતે તેણીને બહુ વેદના થાય છે. પણ ઘણી દિલગીરની વાત છે કે ભાગ્યેજ કોઈ ગર્ભવંતી સ્ત્રી આ વાત જાણતી હશે. આજે સેંકડે નેવું ટકા ગર્ભવંતી સ્ત્રીઓ ગર્ભકાલમાં ભજીયાં, સેવ, ગાંઠીયા, જેવા તળેલા પદાર્થો ખાય છે. આ સિવાય ખારા, ખાટા પદાર્થો ત્યજી દેવા.

ગરમ અને તીખા પદાર્થોથી ગર્ભવંતી સ્ત્રીના અંગમાં ગરમી વધે છે. આ ગરમીની અસર પેટમાં રહેલ ગર્ભ ઉપર થાય છે. તેથી બાળકને ચુલીયું થાય છે. ચુલીયું એક મોંનું દરદ છે. આ રોગથી બાળકની જીભ ઉપર ઘઉંના ચુલ્લાની માફક બારીક ફેલ્લાઓ થાય છે.

(૫) ગર્ભકાલમાં કેટલીક અજ્ઞાન સ્ત્રીયો પોતાની જીભને વશ રાખી શકતી નથી કોલસા, માટી, ઈંટનો ભુકો ખાધા કરે છે. તેથી ગર્ભ ઘણીવાર વિકૃત અવયવવાળો જન્મે છે.

(૬) પીવા લાયક પદાર્થોમાં ગર્ભવંતી સ્ત્રીએ શુદ્ધ પાણી અને દુધનોજ ઉપયોગ કરવો. ચા, કોફી જેવા પદાર્થોથી બને ત્યાંસુધી દૂર રહેવું.

વિહાર:—ગર્ભવંતી સ્ત્રીએ શરદી અને સધીવા જેવા રોગોથી બચવા માટે બને ત્યાં સુધી હંમેશાં ગરમ કપડા પહેરવા પણ તે કપડા વજનમાં હલકા હોવા જોઈએ. કપડા શરીરને ફીટાફીટ રાખવા નહિ પણ સાધારણ ખુલ્લા અને ઢીલા રાખવા જેથી ગર્ભની હલણચલણ, ક્રિયામાં મુશ્કેલી નડે નહિ

થાનના ભાગ ઉપર પણ ઝાઝું દબાણ થવા દેવું-નહિ. ચોળી કે "બોડીસ" તંગ પહેરવાથી બોટણી ઉપર અણઘટતું દબાણ થાય છે તેથી બોટણી જેટલી જોઈએ તેટલી આગળ નથી આવતી જેના પરિણામે ગર્ભના જન્મ પછી તે બચ્ચાને ધવરાવવામાં મુશ્કેલી પડે છે. સાથે બાળકને ધાવવામાં પણ એટલીજ મુશ્કેલી નડે છે. ઘણીવાર બાળક આવા વખતે ધાવવા સમયે શ્વાસ બરોબર લઈ શકતું નથી અને ગુંગળાઈ જાય છે.

જાય છે એટલે તેઓ તાજી હવાનો લાભ લઈ શકે છે. પણ બધા ગુજરાતી કુટુમ્બો સુધરેલા હોતા નથી ત્યારે આવા ઘરોમાં ગર્ભવંતી સ્ત્રીની શું સ્થિતી હોય છે ? તેઓને તો માત્ર અંધારા ઓરડામાં ગોધાઈ રહેવું પડે છે, ખુલ્લી હવામાં ફરવા જવા માટે પણ ઘોડા ગાડી કે કોઈ પણ એવા વાહનમાં બેસીને ન જવું કે જેથી ગર્ભને હાની પહોંચે કે કસુવાવડ થઈ જાય તે ખાસ ધ્યાનમાં રાખવું, ફરવા માટે ચાલીનેજ જવું.

સ્નાનવિધિ:—ગર્ભકાલ સમયમાં હમેશા એક વખત તો જરૂર ન્હાવું જોઈએ. ન્હાવાની જગ્યા ખુલ્લી ન હોવી જોઈએ. કારણ કે ખુલ્લી જગ્યામાં ન્હાવાથી શરદી થઈ જાય છે. આ સમયે સાધારણ શરીરની પ્રકૃતિને માફક આવે તેવા ગરમ પાણીથી સ્નાન કરવું. શિયાળામાં નવથી દશ વાગ્યા પછી સ્નાન કરવું. દરીયામાં કે તળાવમાં ન્હાવા જવું નહિ. કારણ કે તેથી શરીરને ધક્કો લાગે છે અને ઘણીવાર કસુવાવડ થઈ જાય છે.

નિંદ્રા:—નિદ્રા દરેક મનુષ્ય માટે આવશ્યક છે પરંતુ ગર્ભવંતી સ્ત્રીઓને બીજાઓ કરતા વધારે ઉંઘની જરૂર છે. કારણકે આ સમયે સ્ત્રી બે જીવવાળી હોવાથી તેઓના જ્ઞાન-તંતુઓ ઉશ્કેરાયેલી હાલતમાં જ રહે છે માટે તેઓએ મોડી રાત સુધી જાગવું નહિ. સીનેમા, નાટકો કે મેળાવડામાં જવું નહિ. સાધારણ રીતે આ સ્થિતીમાં આઠથી નવ કલાક ઉંઘ બસ છે. કારણ કે વધારે વખત સુધી પથારીમાં પડી રહેવાથી ખાધેલ અન્ન પચતું નથી. જીવન આળસુ બની જાય છે. સુવાનાં ઓરડાનાં

નિયમ છે તે પણ ગર્ભવતી સ્ત્રીએ ખાસ ધ્યાનમા રાખવા જોઇએ

(૧) ગર્ભ રહ્યા પછી સ્ત્રીએ સપૂર્ણ બ્રહ્મચર્ય પાળવુ જોઇએ

(૨) ઘોડાગાડી, મોટર, ગાડી વગેરેમા બેસવુ નહિ

(૩) દાદર ઉપર ચઢતા ઉતરતા સભાળીને અને ધીમે ધીમે ઉતરવુ

(૪) કોઇ પણ ભારે વજનદાર વસ્તુઓ ઉચકવી નહિ

(૫) ગર્ભવતી સ્ત્રીએ આખમા અજન કરવુ નહિ, કારણકે તેની અસર પેટમાં રહેલ ગર્ભને થાય છે ઘણી વાર ગર્ભ જુદા જુદા આખના દર્દોવાળુ અથવા આધળો જન્મે છે

(૬) ઉઘ લાવવા માટે દારૂ, અફીણ જેવા માદક પદાર્થોનું સેવન કરવુ નહિ દિવસના ટાઇમમા પુરેપુરી શરીરને કસરત મળવાથી રાત્રે રતા બરોબર આવે છે

ભૂલ ભાર. ર્ભવતી સ્ત્રીએ કામ, ક્રોધ, લોભ કરતા વધારે પડતી નારાક કશાન પહોચાડે છે જ્યારે સ્ત્રીન આહારવિહાર ત્યારે માસીક અટકાવ બધ થાય ણી, સુદર રણથી ખોરાકમા કોઈ પણ પ્રકારનો આ માટે રવાની જરૂર હોય તો તે ખોરાક હિ પણ ઘટાડીને કરવો જોઈએ

પહેલા ત્રણ ચાર મહિનામાં ગર્ભવતી કા શ૨ ઉબકા અને ઉલ્ટી વધારે થાય છે. એ દરમ્યાન મીઠાઈઓ અથવા ચરબીવાળો ખોરાક ખાવામા ન આવે તેની ખાસ સભાળ લેવી જોઈએ, કારણકે આવો ભારે ખોરાક પચી શકતો નથી તેથી અપચો થયા વિના રહે જ નહિ માટે આ સમયે પુષ્ટિકારક પણ હલકો અને જલદી પચી જાય તેવો ખોરાક લેવો જોઈએ

પાચમા મહિનાથી તે સુવાવડના સમય

# મા હોય તો આવી હજો

સંપાદક : ચંદુલાલ વ્યાસ

વીરાંગના જીજાબાઈ પ્રતાપગઢના કિલ્લાની અટારીએ પોતાનુ નિત્ય કર્મ આટોપી સૂર્યના દર્શન કરવા નિકળ્યા. સમય સવારનો હતો એટલે સૂર્યનારાયણના કિરણોથી દૂરનો સિંહગઢ બહુ શુશોભિત દેખાતો હતો પ્રભુની અજબ લીલા અને કુદરતની ખૂબીનો ખ્યાલ આપનારો આ નમુનેદાર દેખાવ જોઇને હર્ષ થવાને બદલે માતા જીજાબાઈએ એક ઊંડો નિસાસો મૂક્યો સિંહગઢના રમ્ય દેખાવે જીજાબાઈનું અંતઃકરણ બેચેન બનાવી દીધુ. એ ઊંડા વિચારમાં પડયા અને કોઈ બહુ ગંભીર અને મહત્વના પ્રશ્ને જીજાબાઈનું ધ્યાન ખેંચ્યુ હતું. વિચારોની સાથે એમના મોં ઉપર પણ ઉપરા ઉપરી ફેરફાર થતો હતો. નિસાસો નાંખી તે બોલ્યાં સિંહગઢનો કિલ્લો એટલે મહારાષ્ટ્રનો મુગટ,–તેની ઈજ્જત, મહારાષ્ટ્રની સત્તાનું નાક, અને સિંહગઢનો કિલ્લો એટલે દક્ષિણની ચાવી એવી મહત્તાવાળો કિલ્લો જ્યાં સુધી દુશ્મનોના હાથમાં છે ત્યાં સુધી શિવાજી જંપીને કેમ બેસી શકે. સિંહગઢ દુશ્મનોના હાથમાં હોય ત્યાં સુધી મરાઠા સરદારોને આરામ લેવાનો શો હક છે! સિંહગઢ દુશ્મન હાથમાં હોય ત્યાં સુધી શિવજીના વિજય ડંકાનો શો અર્થ છે. શિવાજીએ આ કિલ્લો ભારે ભોગ આપીને પણ લેવો જ જોઈએ. સિંહગઢ ઉપર દુશ્મનોનો વાવટો ફરકતો હોય ત્યાં સુધી મહારાષ્ટ્રના વીરોથી માથું ઊંચું જ ન રખાય એ કિલ્લો લેવા માટે હું શિવાજી પાસે સાહસ ખેડાવીશ. સિંહગઢ ઉપરથી દુશ્મનોનો ઝંડો ઉતરવો જ જોઈએ. માતા જીજાબાઈએ સિંહગઢ સમ્બન્ધમાં પોતાના મનમાં મક્કમપણે નિર્ધાર કર્યો. અને ઘોડેશ્વારને બોલાવી કહ્યું, "તું મારતે ઘોડે શિવની પાસે રાયગઢ જા, અને તેને તાકીદે અહિં બોલાવી લાવ જમવા બેઠો હોય તો અહિં આવી એ હાથ ધુવે એવો મારો સંદેશો કહે જે."

\+ \+ \+

શિવાજી–માતા આટલી બધી તાકીદથી મને બોલાવવાનું કારણ?

જીજાબાઇ–તને મળવાનું મન થયું એટલે તને તાકીદે બોલાવ્યો. બેટા શિવાજી આમ આવ. બોલ હું માગીશ તે તું આપીશ તું ના પાડીશ તે નહિં ચાલે.

શિવાજી–(*હસતાં હસતાં*) મારી પાસે છે એ સઘળું તારું જ છે ને, તારે તો વળી માગવાનું શું હોય! છતાં તું જે માગીશ તે તારી પાસે હાજર કરીશ.

જીજાબાઈ–તારી પાસે નથી તે ચીજ લાવી આપવા હું તને કહેવાની છું. મારું માગ્યું આપવા તું બધાયો છે. તારાથી બોલીને હવે નહિ ફરાય.

શિવાજી–મા, માગ તારે જે માગવું હોય તે. તારા મનને સંતોષ નહિ થાય તો મારું જીવન નકામુ છે, વિના સંકોચે માગણી કર. તારો શિવાજી તારા પડતા બોલ ઝીલી લેવા તૈયાર છે.

જીજાબાઇ-બેટા શિવાજી, તારા જેવા ક્ષત્રિય વીર મહારાષ્ટ્રમાં હોવા છતાં મહારાષ્ટ્રના મુગટ, અને ચાવી રુપ સિંહગઢનો કિલ્લો દુશ્મનો હાથ કરી બેઠા છે તે કિલ્લો હું તારી

પાસે માગું છું અને તારે મને તે મહાવદ ૯ સુધીમાં તો આપવો જ જોઈએ.

શિવાજી–મા, સિંહગઢના કિલ્લાની તારી માગણીએ મને ભારે ચિંતામાં નાખ્યો છે અને તેમાં વળી તેં મુદત એવી આપી છે કે જેથી ચિંતા વધતી જાય. તેં કહેલી મુદતની અંદર સિંહગઢ લેવો એ વિકટ અને કઠણ કામ છે. એ કિલ્લા ઉપર સરદાર ઉદયભાણુને સોંટી હિલાલ છે. કસાયલા આરબો, સુનંદા પઠાણો અને રજપુતો છે, મુદતની અંદર એ કિલ્લો લેવા પ્રયત્ન કરવો એ સાહસ તો છે જ, તેમ જ વળી એ સાહસ ખેડ્યાથી કંઈ વળશે કે કેમ તે ન કહેવાય મા, તે મારી અગ્નિ-પરિક્ષા કરવા માંડી છે.

જીજાબાઈ (છંછેડાયેલી સિંહણ માફક)–શિવાજી, તારા મ્હોંડેથી હું આ શુ સાંભળું છું? તારું 'ક્ષત્રિતેજ કેમ ઝાંખુ પડ્યુ છે? જો મહારાષ્ટ્રના મરાઠાઓએ ચૂડીઓ પહેરી હોય તો તે બધા ઘરમાં બેસીને સુખેથી ચૂલો સંભાળે. મહારાષ્ટ્રની સ્ત્રીઓને જો તક આપવામાં આવશે તો તે પોતાના ધર્મની ઇજ્જત સાચવવામાં પોતાના દેહનું બલિદાન કરી પાવન થશે. શિવાજી! તારા શબ્દોથી મારું દૂધ લાજે છે. શિવાજી ભય એ શી ચીજ છે એ તો તેં જાણી જ નથી એવું તારું આજ સુધીનું જીવન છે છતાં આજે માતા ભવાની ઉપરની તારી આસ્થા કેમ શિથિલ થઈ! શિવાજી, શિવાજી, નીચું માથું ઘાલીને કેમ બેસી રહ્યો છે! કબુલ કર્યા મુજબ સિંહગઢનો કિલ્લો મહા વદ ૯ સુધીમાં આપવો છે કે નહિં? તને અને તારા સાથીઓને મરણનો ભય લાગતો હોય તો તે નિર્માલ્યતા છે. તારા વડવાઓનો ઈતિહાસ લોહીથી લખાયલો છે મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે આ જમાનાનું બિકણપણું તારામાં પેસી જશે.

બોલ, બીજી વાત નહિં તારે સિંહગઢ મહા વદ ૯ સુધીમાં આપવો છે કે નહિં!

શિવાજી–મા, તારો ક્રોધ હું સમજી શકું છું. મુગલોના બળથી ભય ઉત્પન્ન થાય એવી રીતનું મારું જીવન ઘડાયું નથી. સિંહગઢનો કબજો લેવા માટે ભારે તાલાવેલી તેં મારામાં ઉત્પન્ન કરી છે. આવી રીતનો ક્રોધ કરનારી અને ઠપકો દેનારી, આત્મમાનની સાચી લાગણીવાળી, હિંદુત્વ માટે પુત્રને પણ હોમવા તૈયાર થનારી માતાને પેટે જન્મ્યાથી જ મારું જીવન મને ધન્ય લાગે છે. મારી જવાબદારીઓનું મને બરાબર ભાન છે હું એ ભૂલ્યો નથી. નવી હિંદુ સત્તા સ્થાપવા માટે ભારે સાહસો ખેડવા હું હંમેશ તૈયાર છુ. બસ, મારો નિશ્ચય થયો. માં, તારી માગણી મને કબુલ છે. મહા વદ ૯ સુધીમાં તારો શિવાજી તને સિંહગઢનો કિલ્લો આપશે. સિંહગઢ ઉપર દુશ્મનોનો વાવટો હશે તો અમે આ દુનિયામાં નહિ હોઇએ અને અમે જીવતા હોઇશું તો આ વાવટો નહિ હોય. મા, હવે શાન્ત થા અને તારા અંતઃકરણના મને આશીર્વાદ આપ.

જીજાબાઈ–(શિવાજીના માથે હાથ મૂકી) બેટા, જગદમ્બા ભવાની તારું રક્ષણ કરશે. ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખ. આપણો પક્ષ સત્યનો છે. પ્રજાની પીડા દૂર કરવાનો આપણો હેતુ છે. આપણી નિષ્ઠા સાચી છે, હેતુ શુદ્ધ છે, દાનત ચોખ્ખી છે તો પ્રભુ આપણને જય આપશે જ. પ્રભુ તારી કસોટી કરી રહ્યો છે. જાઓ સિંહગઢ સર કરો અને દુશ્મનોનો વાવટો નીચે ઉતારો.

(નોંધ–'છ. શિવાજી' ચરિત્ર માંથી)

# ઝુંપડીમાં પ્યાર

### K. O.

દીનશાહ ઝવેરીનો વિચાર આજે નાજાં દલાલ સાથે ફરવા જવાનો હતો, કારણ કે તે નાજાં પાસે આજે એક અગત્યની બાબત ઉપર નક્કી જવાબ માંગવાનો હતો.

દીનશાહ ત્રીસેક વર્ષની વયનો તંદુરસ્ત જુવાન હતો. અને એક ઓફીસમાં સવાસો રૂપિયાનો પગાર મળતો હતો. તે સંસારમાં પડવા ઈચ્છતો હતો, અને તેની ખાટી મીઠી નજર પોતાની પાડોશમાં રહેતી નાજાં દલાલ પર હતી. દલાલ કુટુંબ સુખિયારું હતુ, અને તેવાંની છોડી તેના જેવાને કબુલ કરશે કે તે સવાલ તેનાં મનને પજવતો હતો. જો કે તેનાં જીગરમાં તો આશાએ ઘર કીધું હતું, કેમકે નાજાં તેની સોબત પસંદ કરતી હતી અને તેની સાથ હરવા ફરવા ને રાજી થતી હતી તે તેણે જોઇ લીધું હતું

આજે તેઓએ છેક દૂર રેલવે ટ્રેનમાં ફરવા જવાનું ઠરાવ્યું હતું કે દીનશાહ નિરાંતે વાત કરી શકે, અને તેમ તેઓ ચર્ચગેટના સ્ટેશન ઉપરથી ટ્રેનમાં બેઠાં. ઝરમર ઝરમર વરસાદથી કોટથી અંધેરી સુધીનો દેખાવ રળિયામણો લાગતો હતો. કેટલેક ઠેકાણે ન્હાનાં નાળાંઓ વ્હેતા થયા હતાં, અને તેવામાં કોઈ કોઈ ન્હાના બંગલાઓ અને બેઠી બાંધણીનાં ન્હાનાં ઘર નજરે પડતાં તેવાં એકાદ ઘરમાં સુખી થવાની ઉમેદ કરતો દીનશાહ બેઠો હતો. પરાંની ચોખ્ખી હવાનો લાભ કોટમાં રહેવાથી મેળવી શકતાં નહોતાં પણ એવાં ઘર તેમને ઘણાંજ ગમતાં હતાં.

"આવા એકાદ ન્હાના કૉટેજ જેવામાં રહેવું તને પસંદ પડે કે, નાજાં ?" અંતે તેણે પૂછ્યું.

(ઝુંપડીમાં પ્યાર !) નાજાં ધીમે
બોલી કેમકે એજ નામની એક કવિતા તે
બન્નેએ થોડાંક દિવસ પર સાથે વાંચી હતી,
સાંભળતાં દીનશાહનું જીગર ધડકવા લાગ્યું

"નાજાં વ્હાલી, ઘણા દહાડાથી હું
એક સવાલ પૂછવા માગું છું.-તું મ્હારી સ
પરણશે ?" અંતે તેણે હિમ્મત કરી પૂ
"આપણે આવાં ન્હાનાં એક કૉટેજમાં
કસરથી રહી સંસાર ચલાવીશું તો જ
સુખી થઈશું, એ ઘરમાં રહેનારાઓ સ
વાસી હશે એવું એ નાનકડાં ઘરો જોતાં
તો જણાય છે," તે નજદીક જઈ નાજાં
હાથ ધરી બોલ્યો.

-"કંઈ બધાજ સુખી હશે એમ ન
સમજવું, દીનશાહ. એ લોકના સંસારનો ચિત
જોયા વગર એકદમ મત બાંધવું નહિ જોઈએ.એ
કોઇ પૈસાવાળાં હોયને બીજી વાતે દુઃખી હો
કોઇ ગરીબ હોય પણ પ્યાર અને સંપ
સુખી હોય " તેણીએ સુચવ્યું

"વખતે તેઓ મ્હારા જેવા ગરીબો પ
હોય. ફક્ત સવાસોનો પગાર, અને બીજા
૨૫ વ્યાજનાં તે પર બધું આવી રહ્યું.
દીનશાહે ખરી હકિકત કહી દીધી.

"ને કદાચ એમા રહેનારાઓનો પગ
સો રૂપિયાનો પણ નહિ હશે, છતાં તેઓ
સંસાર ચલાવતા તો હશે જ ?" તે બોલી.

"ત્યારે વ્હાલી, તું કબુલ થાય કે
મ્હારી હાલત તો એઓ કરતાં સારી ગણાય ?
દીનશાહે અતિ ઉલટથી પૂછ્યું'

"હું કંઇ કહી શકતી નથી. રૂ. ૨
ઉંચા મુકવા જ જોઇએ, ને બાકી રૂપિઆ
સવાસોમાંથી ઘર ખર્ચ ચલાવવાનું બાર

શહેરમાં વીસ રૂપિયામાં કેટલી અને કેવી જગ્યા મળે, અને વિચાર કીધો કે "દીનશાહને ના કહું-જેને વીસ પચીસથી વધારે ભાડું ભરવાની ગુંજાસ નહિ તેને પરણવાનો કંઇ જ હક નથી,-મારાથી તો આટલી નાની જગ્યામાં આવા કચખાર સાથ નહિ રહેવાય! છોકરાંનાં ઝોળી-પારણાં, કપડાંની કબાટો અને ખુંટીઓ ઢગલાબંધ નવા બુટ સપાટ, અને ટોપીઓ, વરસાદના કોટ, છત્રીઓ, વગેરે વગેરે આજે જરુરની ગણાતી કેટલી ચીજો તે ઘરમાં હતી કે જેની ત્યાં પૂરતી જગ્યા નહિ હોવાથી ઢગલા ઉપર ઢગલા થયા હતા! વળી બારીઓ તો પલંગ ઉપર જ ઉઘડે, એટલે ચોમાસામાં ઉઘાડી રાખી કેમ સુતા હશે,-અને બંધ કરે તો માંહે કેવી હવા થતી હશે?" એમ તે વિચાર કરવા લાગી. 'મચ્છરનું દુઃખ અને મેલેરીયાની પીડા એટલે દરેક પલંગને જાડી મલમલની મચ્છરદાની, તો છોકરાંને ચોકખી હવા ક્યાંથી મળતી હશે? વળી ઓરડાઓમાં પૂરતો ઉજાશ નથી કે પશ્ચિમનો પવન જ નથી! તો ગરમીમાં બફારો કેવો થતો હશે!" નાંજાં, જે ચોખી હવા, ખુલ્લા ઉજાસવાળા ઓરડા, અને સુરડાઇભરી ગોઠવણીઓ વગેરે ઉપર ઘણા ઉત્તમ અને મજબુત વિચારો ધરાવતી હતી તે વીસ રૂપિયાના ભાડામાં રહેતાં આ નાનાં કુટુંબની માઠી હાલતનો અને તેમની તંદુરસ્તી બિગાડવાનાં કારણોનો ખરો ખ્યાલ કરી શકી. અને દીનશાહ ફરી મળે ત્યારે તેને હાલ તરત તરત પરણવાનો વિચાર માંડીવાળવા કહેવાનો નિશ્ચય કરીને ઘેર ગઈ-

પણ થોડા જ વખતમાં નાંજાંને માલમ પડયું કે માણસની વિચાર શક્તિ કરતાં પણ એક વધારે બળવાન શક્તિ છે કે જે માણસને કેટલાંક પગલાં ભરવાને જાણે કે ફરજ પાડે છે,-અને શક્તિ તે ખરો અંતઃકરણનો પ્યાર છે. જેમ જેમ તે દીનશાહને ના કહેવાનો ના ઉમેદ કરવાનો, વિચાર કરતી, તેમ તેને દુઃખ થતું. તેને બેચેની થતી. તેનાં અંતરમાં કંઈ અસલ લાગણી થતી, અને જાણે તેની પાસે બોલાવતી કે "ના જે હોય તે હોય-મારાથી દીનશાહને ના કહેવાય નહિ!

માટે તેઓ જ્યારે મળ્યા ત્યારે નાંજાંએ દીનશાહને ના કહી નહિ પણ હા કહી-જો કે પોતાનો ગાંટરોડની ચાલીનો અનુભવ કરી સંભળાવતાં તેણીએ ઘણી વખત ઇચ્છિયું કે મારાથી ના કહેવાતું હોય તો સારૂં.

દીનશાહ જે સાન્ટાક્રુઝ, દાદર, માહિમ તરફના બે ચાર નાના બંગલા જોઇ આવ્યો હતો તે ત્યાંનાં આકળાં ભાડાંથી દંગ થઇને આવ્યો હતો, તોપણ હિંમત હાર્યા વગર બોલ્યોઃ-

"વ્હાલી, જો તું એમ ધારતી હોય કે હું તને જેવું ઘર આપી શકું તેવાં ઘરતીધણીઆણી અને માગાં છીગરની રાણી થવા તું તૈયાર છે, તો આપણે પરણિયે-પછી મારા મનમાં કેટલાક વિચારો છે તે અમલમાં મૂકી હું તને સાન્ટાક્રુઝ યા માહિમ, દાદર તરફ-કોઇ સારા સ્થળ ઉપર આરોગ્ય જીવન ગળાય એવી જગ્યાએ રાખીશ, અને ગ્રાંટરોડની ચાલી ઉપર જે કંગાલ જિંદગી તું જોઈ આવી તેવી તારી નહિ થાય એવી હું સંભાળ રાખીશ,-પણ ત્યાં સુધી હું પરણવાની ફરજમાંથી છટકી જઈશ નહીં, કે પરણવાનું મુલતવી રાખી સારા દહાડાની વાટ જોતો બેસીશ નહિ."

"મારો પણ એ જ વિચાર છે, દીનશાહ! નાંજાં બોલી;" ગરીબીથી ગભરાઈ જઈ, સંસારમાં પડવાનું મૂલતવી રાખી જુવાનો ઘરડાં થાય છે અને ઘણાં મનમાં તેમજ તનમાં દુઃખોને આધીન થાય છે તે મને તો ગમતું નથી. આપણે આપણી ફરજ સમજી સંસારનાં ગાડામાં જોતરાઇએ, અને તે ખેંચવાને બન્ને એક દિલથી અન્યોઅન્ય પ્રેમથી શ્રમ કરિયે તો ઇશ્વર આપણને સહાય થશે જ."

આ પછી તે બન્ને થોડા જ વખતમાં લગ્નના ગાંઠથી જોડાયાં એટલુ જ કે તેમનાં માબાપે લગનને દહાડે કપડાં અને ઘરેણાં અને વાજાં અને ખાણીપીણી ઉપર ખર્ચવા કાઢેલા પૈસા તેઓએ માંગી લીધા, અને તે પોતાનાં મહિમા તરફ ભાડે રાખેલાં નાનાં ઝુંપડાંને શણગારના અને તૈયાર કરવામાં ખરચ્યા.

## હીસ્ટીરિયા—Hysteria

શ્રી નવીન આર. આચાર્ય

સ્ત્રીઓને લાગુ પડતાં દર્દોમાં આ એક સામાન્ય દર્દ છે, આનું કારણ મગજની નબળાઈ જોવામાં આવે છે, આ બિમારી વિષે જેટલુ જાણી શકાયું છે, તેનાથી નથી જણાયું એવુ વિશેષ છે.

કારણોઃ-મુખ્ય કારણોમા સ્ત્રીઓની માનસિક વ્યાધિ, જનનેદ્રિયના અમુક રોગો, મનની અમુક અસંતોષાએલી ઈચ્છાઓ, કૌટુંબિક બાબતો, ઝાડાની અનિયમિતતા, બંધકોષ અથવા અપચો વિગેરે બીજાં ઘણાં કારણો છે.

ચિન્હો-હીસ્ટીરિયાના દર્દવાળી સ્ત્રી પહેલા તો બેચેની અનુભવે છે. માથુ ફરતું હોય તેમ લાગે છે. ચકર આવે છે અને ધીમે ધીમે બેભાન બની જાય છે બુમો પાડે છે, હસે છે અથવા રડે છે-આ વ્યક્તિગત પ્રકૃતિ ઉપર આધાર રાખે છે, શરીર ખેચાય છે, સ્નાયુઓ બહુજ સખત બને છે હાથના પગના તથા શરીરના સાધાઓ સજ્જડ બને છે, હાથપગ અફાળે છે. કોઈવાર દાંત જકડાઈ જાય છે, આ ચિન્હો અમુક વખત સુધી રહે છે, કોઈને ૧૦ થી ૧૫ મિનીટ તો કોઈને અર્ધો પોણો કલાક કે તેથી વિશેષ સમય પણ રહે છે, હીસ્ટીરિયા ઉતરવા વખતે પહેલાં તો શરીરના સ્નાયુઓ ઢીલા પડે છે, દાત ઉઘડી જાય છે, શ્વાસોશ્વાસ સુધરે છે અને દર્દી છૂટકારાનો દમ ખેચે છે. પોતાની સ્થિતિનું તેને ઝાંખુ સ્મરણ રહે છે, તદ્દન સ્વસ્થ થતાં પાણીની માગણી કરે છે અથવા કોઈવાર ઉંઘવા માંડે છે.

ઉપાયો-દર્દનુ મુખ્ય કારણ મગજની નબળાઈ હોઇ તે દૂર કરવા ઉપાયો યોજવા જોઈએ, દર્દીની મુશ્કેલીઓ કે ચિંતાનું શક્ય નિવારણ કરવું જોઈએ, કારણ કે ઘણીવાર "મગજ એજ દર્દનુ કારણ હોય છે" દર્દીએ ખુલ્લી હવામાં ફરવાની ટેવ રાખવી. મનને પ્રફુલ્લીત રાખવું. મગજને ઉશ્કેરી મૂકે તેવી વાતો અથવા તેવા સમાજનો ત્યાગ કરવો. કોઈ જાહેર પ્રસંગ કે મેળાવડામાં આવા દર્દીને બહુ ભય રહે છે.

હીસ્ટીરિયા આવે ત્યારે દર્દીના મ્હોંઢા પર ઠંડા પાણીની છાલકો મારવી. એમોનીઆ કાર્બ અથવા ડુંગળી છોલીને સુંઘાડવી. દર્દીને કોઈ માણસની સભાળ નીચે એક મોટા ખંડમાં રાખવાથી તેના મગજને આપોઆપ શાંતિ મળશે. હીસ્ટીરિયાના દર્દીને આસપાસ ઘણાં માણસોએ કેન્દ્રિત થવું નહિ. દર્દીના ચેનચાળા કે વાતો પર બહુ ધ્યાન આપવું નહિ. તેમ કરવાથી દર્દીનું મગજ વિશેષ ઉશ્કેરાવા સંભવ છે.

# ડોશી વિનાનું ઘર નહિ

* શ્રી. હિંમતલાલ રા અર્ધ્વર્યુ *

**પચીસ** વરસના રમેશચંદ્ર ને વીસ વરસનાં તેમનાં પત્ની કાન્તાબેન. રમેશચંદ્ર અમદાવાદમાં નોકરી કરી પતિપત્નીનું ગુજરાન ચલાવે, માબાપ ને ભાઇબહેન બધાં ગામડામા રહે.

કાન્તાબેનને એકાદ બે માસના બાળકો થઈ બે ત્રણુ બાળકો ગુજરી ગએલાં. અત્યારે ફકત ત્રણુ માસનો દીકરો છે. કાન્તાબેન બિચારાં દાળભાત જેવો હલકો ખોરાક ખાઇ અર્ધા ભૂખ્યાં રહે તો પણ છોકરો દિવસ ને રાત રડયાં જ કરે, શું થાય છે, કેમ રડે છે, તેની કોઈ ને કાંઇ ખબર ન પડે.

વૈદને બતાવ્યો, વૈદે દવા લેવાની સલાહ આપી. દવા શરુ થઇ ને વૈદની ફી પણ શરૂ થઈ, આરામ ન જણાયો એટલે ડૉકટરને ફી ભરી ઘેર બોલાવ્યા ને તેમનો ચાર્જ શરૂ થયો. ત્રણુ માસના બાળકને દિવસમાં ત્રણુ ત્રણુ વખત ડોઝ પાય, કાન્તાબેનને પણુ પીવા પડે. શુ કરે? બાળક માંદુ છે.

સગાંસબધીઓ જોવા આવે, કાન્તાબેન મા તો નથી પણ સાસુને તેડાવો, ઘરમાં વૃદ્ધ માણુસ હોય તો સારું.

સાસુ આવે ને કાંઈક કહે તે નવા જમાનાની ફેશનમાં ઉછરેલાં કાન્તાબેનને સહન ન થાય, ભલેને તે લાભનું કહેતાં હોય કે ગેરલાભનું કહેતાં હોય.

રમેશચંદ્રની બાને ઉડતા ખબર મળ્યા કે દિકરાનો દિકરો બીમાર છે. તેઓ ચાગ અમદાવાદ આવ્યાં. "વહુ દિકરા, છોકરો આટલો બધો માંદો છે તો મણુ મને ખબર ન આપ્યા? ઠીક, લાવો હું તેડું" વહુને પૂછી લીધું કે દવા કોની ચાલે છે વહુએ બધી હકીકત કહી સંભળાવી

રમેશચંદ્ર સાંજે નોકરી પરથી ઘેર આવ્યો ગાને જોઈ આનંદ પામ્યા. માએ રમેશચંદ્રને ધીરજ આપી વૈદ્ય અને ડૉકટરના ડૉઝ ને બીલ બંધ કરાવ્યાં 'બા' શહેરમાં ગયાં. વાપુંભાં મરડાશીંગી, બોખર, સંચળ, વાવડીંગ ને અંદ્રજવ એકેક પૈસાનાં લીધાં, ચાર આનાની એક સરસ હરડે લીધી. ઘેર આવી બાળકને પાવાની શરૂઆત કરી. પહેલે જ દિવસે ઝાડો બરાબર ઉતર્યો. આફરી ઉતરી ગઈ ને દવા લાગુ પડી. ચાર દિવસે તો બાળકને બરાબર આરામ થઈ ગયો.

આડોશી પાડોશી ને સગાંસ્નેહિઓ કાન્તાબેનની સાસુને મળવા અને દીકરાને જોવા આવ્યાં, મા દીકરાને રમાડતાં હતાં.

કેમ કાન્તાબેન, છોકરાને હવે સારું છે ને? કોણે દવા કરી?

કાન્તાબેન—મારાં સાસુએ ઘરગથ્થુ દવા કરી ને આરામ થઈ ગયો. મારે પણુ સારું થયું કે દવાના ડોઝ પીવાના બંધ થયા.

જોયું બેન, ડોશી વિનાનું ઘર નહિ. છોકરા ઉછેરવાનુ કામ ઘરડાનું છે.




## લીંબુ ગાજરની માર્મલેડ

મેવા અને તરકારીના મુરબ્બા અથણાં એમ તરેહવાર થાય છે કેરી, દુધી, કોહોળું એ તો આપણા લોક ચાલુ મુરબ્બા બનાવવામાં વાપરે છે, પણ આજે પારસીઓમાં એવી મહેનત કરવાની લોકમાં આળસ ભરાઈ બેઠી છે અને મોટે ભાગે તે લોક "વેલાતી જેમના દાબડા" તૈયાર વાપરે છે, તેમજ ઓરેન્જ માર્મલેડ યાને સંતરાનો મુરબ્બો આપણાં ઘરોમાં "વેલાતી"જ વપરાય છે. જો તમને લીંબુ એ ગાજરની માર્મલેડ ઘરમાં બનાવવા ગમે તો એક નુસખો આપું છું.

જેટલાં લીંબુની માર્મલેડ બનાવવી હોય તેટલાને ધોઇને બે ત્રણ કલાક પાણીમાં બાફવા મુકો, એક ટાંકણી લઈ છાલને લગાડી જુઓ ને જો તદ્દન નરમ થયેલા માલમ પડે તો ચુલેથી ઉતારો, પાણીમાથી લીંબુ કાઢી લઈ ચાળણીમા નાખી જરા પાણી સૂકાવા દો। અથવા પાણી લુછી નાખો, પણ બાકીનું પાણી તપેલીમા રહેવા દેવું. દરેક લીંબુને પાટીઆં પર મુકી છરીથી બારીક કાપો (કાંદો કાપો તેમ) અને બીયાં ખરડા વગેરે કાઢી નાખો, હવે એ બાફેલાં લીંબુને તોલી જેટલા રતલ થાય તેટલા રતલ ખાંડ લેવી, અને તેટલીજ પેટ (અડધી બાટલી) પાણી લેવું. પેલું લીંબુનું બાફેલું પાણીજ વાપરવું પણ ઓછું પડે તો બીજું પાણી લેવું પછી સર્વ સામાન તપેલીમાં નાખી ચુલે ચડાવો અને પાણી સુકાઇને શીરો બને ત્યાં સુધી ચડવા દેવું. ઠંડુ પડે બાટલીમાં ભરી મુકો.

ગાજરની માર્મલેડ પણ એજ રીતે કરી શકાય. જો ગમે તો ગાજરના નાના મોટા ટુકડા કરી પાણીમાં નાખી બાફવા અને જેમ દાળ ગળિયે છીએ તેમ ચાળણીમાંથી કડછીએ ઘુંટીએ એઘુંટીને દાળ જેવુ થાય તે લઇ પછી તોલીને તેજ વજનની ખાંડ લેવી, અથવા પહેલા કાચા ગાજરને ખમણી પછી બાફવા મુકવાં. ગાજરને ખમણવાં સહેલ છે કે જેમ લીંબુ ખમણાય નહિ. એવી રીતે ખમણેલાં ગાજરની માર્મલેડ વધારે સારી થાય છે. દર એક પાઉન્ડ ગાજરે બે લીંબુ છાલ તથા રસ સાથે ઝીણાં ઝીણાં કાપીને લેવાં અથવા પપાનસની કે સંતરાની છાલ કાપીને થોડી લેવી. પપાનસની છાલનો બહારનો લીલો ભાગ કડવો લાગે છે જે કેટલાકને પસંદ પડે છે પણ માહેનો ગુલાબી ભાગ લીધો હોય તો કડવાસ લાગતો નથી પણ સ્વાદ સારો લાગે છે.

## સાદું કેક

જોઈતી ચીજો : અર્ધો રતલ ઘઉનો મેંદો અર્ધો રતલ ચોખાનો આટો, અર્ધો રતલ ખાંડ (કેસ્ટર સુગર) અર્ધો રતલ માખણ, ૭ ઔંસ સુકી દ્રાક્ષ, ૭ ઔંસ ઝીણી કાળી દ્રાક્ષ (કરંટ) ચાર ઔંસ સંત્રાની છાલનો મુરબ્બો (કેન્ડીડ પીલ) એક નાની ચમચી ભરીને કાર્બોન્ટ ઓફ સોડા, એક ચમચી જેટલી તજ, જાયફળ, એલાઈચીનો મસાલો અને અર્ધો પાઈન્ટ જેટલું કકડતું દૂધ.

આટલી ચીજો લેવી પહેલાં એક વાસણમાં ઘઉનો મેંદો અને ચોખાનો આટો તેમજ ખાંડ નાખી માહે માખણ મેળવો. ઉપરનો સુકો મેવો બારીક કરીને માહે મેળવો. અને મસાલો ઉપર ભભરાવવો. પછી પેલા બાઈ કારબોનેટ ઓફ સોડાને કકડતાં દુધમાં પીગલાવી તે રેડીને બધું એકરસ કરો અને ઘુટો.

કેક શુંજવાનાં વાસણને ધારા પ્રમાણે જરા માખણ લગાડી માંહે મેળવણી રેડી અઢી કલાક તંદુરમાં ભુંજો, પહેલાં તંદુરની ગરમી તેજ હોવી જોઇએ, પછી ઓછી કરવી જોઇએ.

આ રીતે કેક બનાવી શકાય છે.

કુંવરબાઈ

# કરૂણ મિલન

લેખિકા : શ્રી કમળા રાવ

ગ્રીષ્મ ઋતુની રાત્રિનો અમલ છે, ચંદ્રિકાએ ચોમેર પોતાના કિરણોરૂપી કરો પ્રસારી દીધા છે, પવનની લહરીઓ ધીમે ધીમે વહી રહી છે. સર્વત્ર શાંતિમય વાતાવરણ વ્યાપી રહ્યું છે. કુદરતની રમણિયતા કંઈ ઓરજ આનંદ આપી રહી છે.

આ સમયે શહેર બહાર નદી કાંઠે એક સુંદર નાનકડા ઉદ્યાનમાં આવેલા બંગલામાં કોઈ બે વ્યક્તિ શાંતિનો ભંગ કરી રહી છે. અવાજ પરથી બને વ્યક્તિ સ્ત્રી હોવી જોઈએ તેઓ કોઈની રાહ જોઈ રહ્યાં હોય એમ માલમ પડે છે.

જ્યોત્સનાની ઉત્કંઠા વધુ ને વધુ તીવ્ર બનવા લાગી. તે એકીટશે રસ્તા તરફ મીટ માંડી રહી હતી. તેની સામે બેઠેલી રમા પણ ખોળામાં બેઠેલા બાબા સાથે વિનોદ કરી રહી હતી. કાળના જવાની સાથે જ્યોત્સના અધિરી બનતી ગઈ, જ્યોત્સનાને રમા આશ્વાસન આપવા લાગી, આજ જયંતને આવતાં વાર કેમ લાગી તે વિષે બંને ચર્ચા કરવા લાગ્યાં. અધિરી જ્યોત્સના રડવા જેવી થઈ ગઈ, પરંતુ એટલામાં જ ગાડીનો અવાજ કર્ણગોચર થયો. રમા બાબાને નીચે સુવાડી એકદમ બહાર દોડી ગઈ, ટુંક સમયમાં જ ગાડી આવી પહોંચતાં તેમાંથી જયંત નીચે ઉતર્યો. 'ભાઈ, સારા છો ને ! આવતાં કેમ વાર લાગી ?' રમાએ નમ્રતાથી પૂછ્યું. જયંત બોલ્યો 'બહેન આજે ગાડી મોડી પડી, પછી સામાન પણ વધારે હતો એટલે જરા' વાર થઈ. માફ કરશો.'

આટલી વાત કરી જયંત વૃદ્ધ માતા–પિતાને મળ્યો. ત્યાં કેટલોક સમય ગાળી પોતાની મેડીએ ગયો.

જયંતના પિતા એક મોટા શેર દલાલ હતા. અત્યારે તેઓ પોતાના ધંધામાંથી નિવૃત્તિ ભોગવતા હતા. સ્વભાવે શાંત અને માયાળુ હતા. તેમાનાં સંતાનોમાં જયંત બી. એ.નો અભ્યાસ કરતો હતો. તેનું લગ્ન એક ઉંચા કુળની સદ્‌ગુણી, કુલીન, 'સંસ્કારી નમ્ર તેમજ વિનયી બાળા જ્યોત્સના સાથે થયું હતું. જ્યોત્સના ખરેખર આદર્શ પત્ની હતી, રમાનાં લગ્ન રમણ નામના કુળવાન, સમજુ, સરળ અને બુદ્ધિશાળી યુવક સાથે થયાં હતાં, જયંત અને રમણ સહાધ્યાયી રમણ અને જ્યોત્સના વચ્ચે ભાઈ બહેનની નિર્મળ પ્રીતિ બંધાઈ હતી

જ્યોત્સનાના સુખચંદ્ર ઉપર કંઈક સ્મિતની આછી રેખાઓ ફરકતી હતી. મેડીએ આવતાં તે વિનીત ભાવે જયંત પાસે બેઠી અને તેના હાથ પોતે સ્નેહથી લીધા, અને મધુર ઝીણા સ્વરે બોલી. "વ્હાલા, પ્રકૃતિ તો સારી છે ને ! ઘણે દીવસે મળ્યાં નહિ વારુ ?" જયંત સ્નેહપૂર્ણ અમીમય દ્રષ્ટિથી પોતાની પત્નીને નિહાળી રહ્યો. થોડી પળ બન્ને મૌન રહ્યાં, અંતે જયંતે શાંતિનો ભંગ કર્યો તે બોલ્યોઃ "જ્યોત્સના, મારું શરીર સારુ છે, પરંતુ તારી કાંતિ નિહાળતાં મને બહુ જ શોચ થાય છે. તું ઘણી જ સુકાઈ ગઈ છે. આમ છતાં પત્રમાં સહેજ પણ ઈશારો ન કર્યો !" જ્યોત્સના ઉત્તરને ઉડાવી દેતાં બોલી, "જયંત ! આપ બાબાને તો છેક જ ભૂલી ગયા કે શું ?" પ્રેમઘેલા પતિને ત્યારે જ ભાન આવ્યું. તે સહસા ઊઠ્યો. ઉંઘતા સુકુમાર બાબાને પુષ્પવત્ ઉંચકી હૃદય સરસો ચાંપ્યો. ચૂંબન કરવા લાગ્યા. જ્યોત્સના આ દ્રશ્ય જોઈ રહી. હળવેથી તેણે બાબાને લઈ પારણામાં સુવાડી દીધો. આ

છે. મેઘના ભયંકર ગડગડાટ સંભળાય છે, વચ્ચે વચ્ચે વિજળીનો ચમકાર પણ થાય છે.

આવા સમયે બન્ને મિત્રો આવી પહોંચ્યા. આ વખતે તેણુને માટે બહાર કોઈ રાહ જોનારું ન હતું. ધડકતા હૃદયે ધીમે પગલે તેઓ જ્યોત્સ્નાના ઓરડામાં ગયા, ત્યાં તેમણે શું જોયું? દૃશ્ય જોતાં જ હૃદયો થંભી ગયાં. જ્યોત્સ્ના બેભાન હાલતમાં પડી છે. રમા ચોધાર અશ્રુએ રડે છે. આસુ વિના આંખો સંકાઈ ગઈ છે બહાર માતા રડતી રમાને સમજાવતાં હતાં. પિતા ડૉકટર સાથે ખિન્ન હૃદયે કંઈક સમજાવતા હતા. જ્યોત્સ્નાની છેવટ આંખ પતિને નીરખવા ઉઘડી ન હોય એમ જરા ઉઘડી પતિને જોતાં જ તેનામાં ચેતન રફુર્યું. તેની સામે દૃષ્ટિ ફેંકી કંઈક સૂચના કરી. વદન કર્યો. જયંત તેના કપાળ ઉપર પોતાનો હાથ મૂકી ચોધાર આંસુ સારતો બેઠો. એક પણ શબ્દ બોલી ન શકયો. જ્યોત્સ્નાએ બાબાને પાસે બોલાવી છેલ્લું વ્હાલભર્યું ચૂબન કરી હૃદય સરસો ચાંપ્યો અને બહેન કરતાં અધિક નણંદને સોંપી, વૃદ્ધ માતા પિતાને પ્રણામ કરી ફરી પાછી પતિના મુખારવિંદનાં છેલ્લાં દર્શન કરી, સર્વેને શોકાગારમાં ડુબાવી જ્યોત્સ્ના યુવાન વયે જ આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગઈ. તે ગઈ! જડ શરીર પડી રહ્યું. જ્યોત્સ્ના જયંતને અટૂલો મૂકી ચાલી ગઈ.

જયંત રમણુને સાથે લઈ રોજ ફરવા જતો અને પોતાના કરુણ મિલનનો ચિતાર ખડો કરતો.

**કાબરાજી સ્મારક અંક**

છપાઈ રહ્યો છે. આવતો અંક તે બહાર પડશે.

ચોક્કસ તારીખે બહાર પડશે નહિ માટે ગ્રાહકોએ ધીરજ રાખવી—મંત્રી




શ્રીમતી સરોજિની નાયડુ; જેમને તબીયતના કારણે તા. ૨૧-૩-૪૩ ના રોજ છોડી મુકવામાં આવ્યા છે.

×

શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતની પેરોલની મુદત એપ્રીલની ૫ મી પર્યંત લંબાઈ છે.

×

, અમદાવાદમાં સારંગપુર તળીઆની પોળમાં રહેતા હીરાલાલ જીવાભાઈની પત્ની ચંદા ઘણા લાંબા સમયથી માંદગીની બીમારી ભોગવી રહી હતી. તેને જીવન ઉપર કંટાળો ઉપજ્યો અને પરીણામે શરીર પર ગ્યાસલેટ છાંટી બળી મર્યાનો બનાવ બન્યો છે. એમ સાંભળવામાં આવ્યું છે.

×

સુરતમાં સરઘસ કાઢવા બદલ પારસી ગેરી પાસેથી કુ મણીબેન નાગરજી દેસાઈની ધરપકડ થઈ છે.

×

પૂજ્ય કસ્તુરબાગાંધીની તબીયત નાતદુરસ્ત હોવાના સમાચાર જાણવા મળ્યા છે

×

મદ્રાસની મેડીકલ પરીક્ષામાં મિસ કેથેરીન ગોપાલૈયા પહેલે નંબરે આવનાર યુરેશીયન બાળા છે.

×

સુરતમાં સ્વ. રાવબહાદુર ભીમભાઈ નાયકના વીસ વર્ષના યુવાન પુત્ર ભાઈ ચીમનલાલનું અકાળ અવસાન થયુ છે. વસંત પંચમીને દિવસે જ તેમના લગન ચીખલીના વતની શ્રી. રણછોડજી ડાહ્યાભાઈની ૧૮ વર્ષની પુત્રી સાથે થયાં હતાં

×

સાયલા સમાચાર : થાનનો એક રબારી એની પુત્રવધૂને તેડી પાણેતરથી આવતો હતો. રસ્તામાં લુંટારાએ બંનેને લુંટયાં હતાં.

×

બાયાબેન દોલત નામની ૨૮ વર્ષની એક સ્ત્રીએ ગર્ભપાતનો અખતરો અજમાવવા જતાં પોતાનો જાન ગુમાવ્યો હતો. હોસ્પીટલમાં તેની લાશ ચીરતાં પેટમાંથી ગર્ભપાત કરવાના પ્રયાસનાં ચિન્હો મળી આવ્યાં હતાં

×

હરિજન સાબરમતી આશ્રમમાં 'હૃદયકુંજ' માં પૂ.ગાંધીજી અગ્નિ-પરીક્ષામાંથી સહીસલામત પાર ઉતર્યા તે માટે ઈશ્વરનો આભાર માનવા એક જાહેર સભા લેડી વિદ્યાગૌરીના પ્રમુખપણા હેઠળ મળી હતી. પારસીઓએ અવસ્તામાંથી, મુસ્લીમોએ કુરાનમાંથી,શિખોએ ગ્રંથસાહેબમાંથી તેમજ અન્ય ધર્મના અને હિંદુ ભાઈઓએ પવિત્ર પુસ્તકોમાંથી પ્રાર્થનાઓ કરી હતી બહેનોએ વૈષ્ણવ જનનું ગીત ગાયા બાદ એક કલાકના કાર્યક્રમ પછી સભા વિસર્જન થઈ હતી.

×

અમદાવાદ મ્યુ. શાળાઓમાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓની અસાધારણ ઓછી હાજરીને પરિણામે સ્કુલબોર્ડ કમીટી ઓફ મેનેજમેન્ટે ઠરાવ પસાર કરી લગભગ ૧૧૦૦ જેટલા કાયમી શિક્ષકોને પણ એપ્રીલની શરૂઆત સુધીની ત્રણ માસની નોટીસ આપી હતી.

×

પંજાબની સ્ત્રીઓ માટેની ઈસ્લામીઆ કોલેજના વાર્ષિક કોન્વોકેશનમાં બોલતાં મર્હુમ સર સિકંદર હયાતખાનનાં પુત્રી બેગ઼ી

"સ્ત્રીબોધ" નું




# રમતાં'તાં

(સમૂહ ગીત)

અમે સપનામાં કંઇ કંઇ રમતાં'તાં,
અમે આભલેથી નીચે કૂદતાં'તાં;
અમે સપનામાં કંઈ કંઇ રમતાં'તાં,

અમે આભલાને આરે રમતાં'તાં.
અમે ચાંદલાની સાથે ફરતાં'તાં;
અમે સપનામાં કંઈ કંઈ રમતાં'તાં.

અમે વાદળાંની ગાડી કરતાં'તાં,
અમે ધીમે ધીમે ગાડી હાંકતાં'તાં;
અમે સપનામાં કંઇ કંઈ રમતાં'તાં.

અમે ઝીણા ઝીણા તારા વીણતાં'તાં,
અમે નાનીશી છાબમાં ભરતાં'તાં;
અમે સપનામાં કંઇ કંઈ રમતાં'તાં.

અમે સમદર પાળે રમતાં'તાં
અમે છીપલાં છીપલી વીણતાં'તાં;
અમે સપનામાં કંઈ કંઇ રમતાં'તાં.

અમે પંખીની સાથે ઊડતાં'તાં,
અમે દૂર દેશાવર ભમતાં'તાં;
અમે સપનામાં કંઇ કંઈ રમતાં'તાં.

પ્રદ્યુમ્ન શાસ્ત્રી.



વર્ષ ૨૪ મું :: એપ્રિલ ૧૯૪૩ :: અંક ૪ થો



## દોડી જાઉં!

(અભિનય ગીત)

બા પેલા બાગમાં દોડી જાઉં,
નાના છોડવાને પાણી પાઉં, પાઉં, પાઉં...બા.
વડલાની ડાળીએ બાંધ્યો છે હીંચકો;
હીંચકે હીંચકા ખાઉં, ખાઉં, ખાઉં...બા.
હરિયાળા બાગમાં નાચે છે મોરલા;
મોરલા બોલે 'મેઆવ...મેઆવ'...બા.
આંબાની કુંજમાં ટહુકે કોયલડી;
કોયલની સાથે ગાઉં, ગાઉં, ગાઉં...બા.
છોડવે છોડવે ઉડે પતંગિયાં;
એને પકડવા જાઉં, જાઉં, જાઉં...બા.

—બાલકૃષ્ણ છ. ભટ્ટ

## હોડલી.

રાગ (બિહાગમિશ્ર તાલ હિંચ દાદરા



નાનકડી નાવ બનાવી આ મોરી,
છાને દાદાજીનાં પેપરને ચોરી. નાનકડી૦
ભિષણ સંગ્રામના વંચાય સમાચાર,
ચિતરેલાં "બોમ્બર" નિહાળી વિચાર;
વિશ્વપ્રેમીનો શંખનાદ કરવા તું ચઢ,
યુદ્ધ શાંતિનો હોડલી ને ધરવાને શઢ. નાનકડી૦
સહુ ઘેરાં એ ભાવિક વિદારે તુફાન,
ચહુ ધારે નાવિક જે સાચાં સુકાન;
નાવ સાયર ને ખોળલે ઝુલંતી જાય,
ખારાં ખારાં પાણીના એ પંથ કપાય,
પ્રાણ પૂરે (૨) પેપર કેરી હોડલી લગી...૨.
બાલિકા તરાવતી એને અધી..૨.
નાનકડી નાવ બનાવી આ મોરી.

સૌ હસુમતિ ધીરજલાલ દેસાઈ.

# છગનકાકા

રાત પડે ને છગનકાકા સાંભરે. ઉઘાડા શરીરે ફાંદ ઉપર હાથ ફેરવતા છગનકાકા ચોક વચ્ચે બેસે ને આડોશી પાડોશીનાં બધાં છોકરાંઓને એકઠાં કરી અવનવી વાતો કરે ને કંઈ કંઇ પ્રશ્નો પૂછી છોકરાંઓને ગમ્મત સાથે જ્ઞાન આપે.

એક દિવસ છગનકાકા દુકાનેથી વહેલા પરવારી ઘેર આવ્યા. તેમને અણુ-આયમ્યું મત તેથી વહેલા જમી જરા વિશ્રાંત લઈ રાતે ચોકમાં વાતો કરવા બેઠા. વાતો કરતાં કરતાં કાકાએ પૂછવાનું શરુ કર્યું.

છગનકાકા—તમે શું ભણી આવ્યા? બોલો કૂવો કોને કહે?

મેં કહ્યું—છગનકાકા તો ગાંડા જ થયા લાગે છે. શું અમોને કૂવો કોને કહે તે નહિ આવડતું હોય? જમીનમાં ઉંડે પાણી સુધી પથ્થર કે ઇંટથી બાંધેલો હોય તે કૂવો.

છગનકાકા—વાવ કોને કહે?

જે કૂવામાં ઉતરવા માટે પગથીઆં બાંધેલાં હોય તે વાવ.

છગનકાકા—તળાવ કોને કહે?

રમણુ—હું કહું કાકા? પાણી એકઠું કરી રાખવા માટી, પથ્થર કે ઇંટ ચુનાથી જે પાળ બાંધે તે તળાવ. જેમકે:-કાંકરીઉં, મલાવ

છગનકાકા —સરોવર કોને કહે?

રમણુ—જેની ચારે બાજુ જમીન ને વચ્ચે પાણી હોય તેવા મોટા તળાવને સરોવર કહે છે. જેમ કે ધોળકા તાલુકામાં નળ સરોવર.

છગનકાકા—તમે તો છોકરાંઓ બહુ ભણ્યાં લાગો છો. ભૂપેન્દ્ર બેટ કોને કહે?

ભૂપેન્દ્ર—જેની ચારે બાજુ પાણી ને વચ્ચે જમીન હોય તે બેટ. દા. મુંબઈ, દીવ. કાકા, સામુદ્રધુની કોને કહેતા હશે?

છગનકાકા—પાણીના બે મોટા ભાગને સાંધનારો જમીનનો નાનો ભાગ તે સામુદ્રધુની.

સાભળો ત્યારે હું તમને થોડું કહું, બરાબર ધ્યાન રાખજો, બધાં બાળકો ખુશી થયાં ને વાત સાંભળવા ચુપચાપ થઈ બેસી ગયાં

છગનકાકા—જમીનની અણી લાંબી થઇ દરિયામાં જાય તે ભૂશિર, જેમ કે જગત પોઇંટ. પાણીની અણી લાંબી થઈ જમીનમાં જાય તે અખાત. જેમ કે કચ્છનો, ખંભાતનો. પહોળા મોઢાંના અખાતને ઉપસાગર કહે છે જેમકે બંગાળાનો ઉપસાગર.

એમ વાતો કરતાં કરતાં અમને ઉંઘ આવી. તે જોઇ છગનકાકા પણ બાકીની વાત કાલે કહીશું. ચાલો, હવે સૂઈ જાઓ કહી તેઓ પણ ઉઠયા

છગનકાકા હતા તો વૃદ્ધ પરંતુ તેમનો સ્વભાવ ને જીવ વૃદ્ધ ન હતાં. અમને અને તેમને વાતો કર્યા વિના એક દિવસ ન ગમે. તેઓ ગુજરી ગયા છે તોપણ અમારા મનમાં છગનકાકા જીવતા જ છે.

હિંમતલાલ રા. અધ્વર્યુ

બંનેને મારવા આવ્યો હતો. એટલે મેં જે કર્યું છે તે સારા માટે જ. જુઓ આ કટારી,' એમ કહી તેણે પેલા વેપારીના ગજવામાંથી કટારી બહાર કાઢી તેમને બતાવી, પછી વેપારીનું શબ જમીનમાં દાટી દીધું.

મોરજીઆના પર અલીબાબા હવે બહુ જ ખુશ થઇ ગયો હતો. તેણે તેની શાદી તેના દીકરા સાથે કરાવી. હવે બધાં આનંદમાં રહેવા લાગ્યાં.

ધીમે ધીમે અલીબાબા પેલી ગુફામાંથી બધું ધન લઇ આવ્યો. તે અઢળક ધનનો માલીક બન્યો. તેના ત્યાં પૈસાની રેલમછેલ થવા માંડી તેણે અને ત્યાર પછી તેના દીકરાના દીકરાઓએ એ પૈસા વડે સુખમાં જીંદગીઓ ગાળી.

સંપૂર્ણ.

## કાંઈ સોનાના બટકા ભરાય ?

લેખક : ભૂપત ન. ઓઝા.

એક હતો બ્રાહ્મણ ઘરડો થયો પણ પૈસાનો લોભ ન મૂકી શકયો. કોઈ દિવસ ધર્મ કે દાન કર્યું હોય તો એના બાપના સમ એની વહુ બહુ ભલી. બ્રાહ્મણ તેને પણ ધર્મ દાન કરવા દેજ નહિ કદાચ બ્રાહ્મણીએ ભૂખ્યાને ટાઢો રોટલો આપ્યો હોય તો બ્રાહ્મણનો ત્રીજાજ સાતમે માળે જઇને બેસે.

એ બ્રાહ્મણના લોભનો તો પાર જ નહિ. ગામમાં પણ એ ગંગારામ લોભીયાના નામથી જ ઓળખાય. એક દિવસ તેને વિચાર આવ્યો કે હું જેને અડું તે સોનું થઇ જતું હોય તો કેવું સારું ! અને આના આજ વિચારમાં રાત્રે તે સૂઇ ગયો. સૂઇ જતાં પહેલાં ભગવાનની તેણે પ્રાર્થના કરી. તે જ રાત્રે તેને સ્વપ્નુ આવ્યું. ભગવાને તેને વરદાન આપ્યું "તું જેને અડીશ તે સોનું થઈ જશે"

સવારમાં બ્રાહ્મણ હર્ષમાંને હર્ષમાં ઊઠયો, જોયું તો એનો ખાટલો સોનાનો થઇ ગયો હતો. તેણે પહેરેલાં લુગડાં પીળા રંગથી ચળકતા હતાં તે તરત જ બધા વાસણોને અડયો, પેટી પટારાને અડયો, ઘરને અડયો અને તે બધું સોનાનું થઈ ગયું.

સવારમાં તેની વહુ ચા લાવી ચાના પ્યાલાને અડયો તો પ્યાલો રકેબી સોનાના થયાં. ચા ઠરી એટલે ગંગારામે હોઠે પીવા માંડી, પણ હજી તેના હોઠ અડયા ત્યાં ચા જ સોનું થઈ ગઇ. પછી તો ખાવા બેઠો તો ભાણામાં મૂકેલી બધી વસ્તુઓ સોનાની થઇ ગઇ. "કાંઇ સોનાના બટકા ભરાય ?" તેને બહુ જ દિલગીરી થઇ તેની વહુ અને દીકરાદીકરી લહેરથી બધું ખાઇ શકતાં હતાં, જ્યારે પોતે ખાવાને હોઠે ધરતો કે અડકતો તો તરતજ સોનું થઇ જતું, તરત તેણે ભગવાન પાસે પ્રાર્થના કરી, અને આ દુઃખ દૂર કરવા વિનંતી કરી. પોતે પૈસાનો લોભ ન કરે એ શરતે તેનું દુઃખ દૂર કરવું ત્યારથી તેઓ સુખ ચેનથી રહેવા લાગ્યા.

# વિશ્વાસુ ટીપુડો

રનાલા ગામમાં એક ખેડૂત રહેતો હતો. તેનો ટીપુડો નામે કૂતરો હતો. ખેડુત જ્યાં જતો ત્યાં ટીપુડો તેની પાછળ જતો. બંનેને ખૂબ માયા હતી. એક વખતે ખેડૂત શીખેડા પોતાના પૈસા લેવા ઘોડા પર જતો હતો અને ટીપુડો પણ ધીમે ધીમે પાછળ ચાલતો હતો ખેડૂત પોતાની પાસે બંદૂક રાખતો હતો.

બંને શહેરમાં પહોંચ્યા. એક ધર્મશાળામાં ખેડૂતે ઊતારો કર્યો. પોતાનું કામકાજ પુરૂં થયું એટલે ખેડૂતે ઘોડા પર જીન માંડયું, લગામ ઘાલી અને ઘોડાને હાંકયો રૂપિયાની કોથળી હાથમાં રાખી. ટીપુડો પણ ઘોડાની પાછળ પાછળ ચાલ્યો.

ઊનાળાનો દિવસ હતો. તડકાનો પાર ન હતો. અર્ધે રસ્તે ગયા પછી ખેડૂત આરામ લેવા અટકયો. તેણે ઘોડા પરથી જીન લઇ લીધું. પછી રૂપિયાની કોથળી પર માથું મેલી એ તો સૂતો. તે ઊંઘી ગયો. ટીપુડો પાસે જ બેઠો.

ખેડૂત જાગ્યો. તે વખતે સાંજ પડી ગઇ હતી. એણે ઊતાવળે ઘોડા પર જીન મૂકયું. લગામ ઘાલીને સવાર થઇ ચાલવા માંડયું. ટીપુડો આવે છે કે નહિ તે જોવા માટે તેણે પાછળ જોયું, અને કંટાળીને બોલ્યો. 'ટીપુડાને શું થયું હશે!

એટલામાં ટીપુડો ભસતો અને શોક ભરેલા અવાજ કાઢતો તેની તરફ દોડતો આવ્યો. ખેડૂતે કહ્યું 'ટીપુ, ચાલ! આમ કહીને તેણે આગળ હાંકયો પણ ટીપુડો ત્યાં જ ઊભો રહ્યો. પાછે પગે ખસતો જાય ને શેઠ સામું જોતો જાય ખેડૂતે વિચાર કીધો કે 'ટીપુડાને શું થયું છે, ખેડૂતે ફરીથી ટીપુડાને બોલાવ્યો ટીપુ તરત જ ભસતો ને શોક ભરેલો અવાજ કાઢતો તેની પાસે આવ્યો એ પાછે પગે ખસતો જાય ને જાણે કહેતો હોય કે ચાલો પાછા ચાલો ખેડૂત ઘેર જવાની ઊતાવળમાં હતો એટલે બંદુક કાઢીને ટીપુડાને મારી. તે જમીન પર પડયો. માલીકે આગળ ચાલવા માંડયું. ખરી રીતે ટીપુડો મરી ગયો નહતો. થોડા વખત પછી તેણે આંખ ઊઘાડી તે ઘસડાતો ઘસડાતો પાછો જવા લાગ્યો.

॥ શ્રી પરમાત્મને નમઃ ॥



## ભકિતમાર્ગ કાર્યાલયનાં

# પુસ્તકોનું ટુંકું સૂચિપત્ર.



( ગીતા પ્રેસ, ગોરખપુર તરફથી પ્રગટ થએલ હિન્દી પુસ્તકોના ગુજરાતી અનુવાદ. )

×(૧) શ્રીમદ્ ભગવદ્ગીતા તથા મુક્તિમાર્ગ. (૮૦૦ પૃષ્ટ ૮૦ દ્વિરંગી ચિત્રો, બે રંગમાં છપાઈ તેમજ દેવપૂજામાં મુકવા લાયક સુંદર બોકસ સહિત ) રૂા. ૬–૦–

×(૨) શ્રી રામચરિત માનસ તથા ભકિતમાર્ગ. શ્રી ગોસ્વામી તુલસીદાસજી કૃત (૫૬ દ્વિરંગી ચિત્રો, ૧૨૦ લાઇન ચિત્રો, ૮૦૦ પૃષ્ટ, દ્વિરંગી છપાઇ ) રૂા. ૫–૦–

(૩) શ્રી રામચરિત માનસ ગો.સ્વામી તુલસીદાસજી કૃત (૫૬૦ પૃષ્ટ, ૧૨૦ લાઇન ચિત્રો, પાકું પુંઠું ગ્લેઝ કાગળ સુંદર છપાઈ.) રૂા. ૨–૦–

(૪) મુક્તિ માર્ગ (સચિત્ર) પાંચ ખંડના વિષયોથી ભરપૂર. રૂા. ૨–૦–

(૫) ભકિતમાર્ગ (સચિત્ર) ( ભક્તિ રસના અનેક વિષયો સહિત ) રૂા. ૧–૮–

×(૬) તત્ત્વ ચિંતામણી ભાગ ૧ લો (સચિત્ર) પૃષ્ટ સંખ્યા ૩૦૪ રૂા. ૧–૮–

(૭) શ્રી વિષ્ણુ સહસ્રનામ તથા શ્રીમદ્ ભગવદ્ગીતા (મોટા ટાઇપ) રૂા. ૦–૧૨–

×(૮) ભગવતી ભકત ચરિત્ર ભાગ ૧ લો (સચિત્ર) પૃષ્ટ સંખ્યા ૨૧૫ રૂા. ૦–૧૨–

×(૯) સુખી થવાનો ઉપાય અથવા સ્ત્રી ધર્મશિક્ષા ( સચિત્ર ) સ્ત્રી ઉપયોગી અનેક બોધપ્રદ વિષયોથી ભરપુર ગ્રંથ પૃષ્ટ સંખ્યા ૧૮૪ રૂા. ૦–૧૨–

×(૧૦) સારૂકતાવલી તથા સુકતાંવલી ( મહાત્મા હરદયાળ કૃત–સચિત્ર સંસ્કૃત–હિન્દીને ગુજરાતી ત્રણે ભાષામાં ) પૃષ્ટ સંખ્યા ૧૭૨, રૂા. ૦–૧૨–

×(૧૧) ભક્ત નારી ( પૃષ્ટ ૮૦ ભક્ત સ્ત્રીઓની જીવનકથાઓ–સચિત્ર) રૂા. ૦–૧૦–

×(૧૨) ભક્ત પંચરત્ન ( પાંચ ભકતોના જીવન ચરિત્રો સહિત) રૂા. ૦–૧૦–૦

×(૧૩) આદર્શ ભક્તો ( સાત ભકતોની બોધપ્રદ જીવન કથાઓ સચિત્ર) રૂા. ૦–૧૨–૦

×(૧૪) ઉપનિષદનાં ચૌદ રત્નો પૃ ૧૧૨ ૧૪ કથાઓનો સંગ્રહ (સચિત્ર) રૂા. ૦–૧૨–૦

×(૧૫) બાલ શિક્ષા (બાળકોને ઉત્તમ સરકાર પાડવા માટે ખરીદો સચિત્ર) રૂા. ૦–૮–૦

×(૧૬) ભકતરાજ હનુમાન (હનુમાનજીના કેટલાક જીવન પ્રસગો–સચિત્ર) રૂા. ૦–૮–૦

×(૧૭) વર્તમાન શિક્ષણ ( હનુમાનપ્રસાદ પોદ્દાર કૃત–સચિત્ર ) રૂા. ૦–૬–૦

×(૧૮) સંસાર તરવાનો સહેલો ઉપાય તથા શ્રીરામસહસ્ર નામ રૂા. ૦–૫–૦

×(૧૯) શ્રીમદ્ ભગવદ્ગીતા પ્રથમોધ્યાય (ગીતા તત્ત્વાંકના આધારે) રૂા. ૦–૫–૦

(૨૦) ભગવદ્ પ્રાપ્તિના વિધવિધ ઉપાય (સચિત્ર) રૂા. ૦–૩–૦

મિસિસ મહમુદાં સલામે જણાવ્યું હતું કે, "પુરૂષોએ તૈયાર કરેલા અભ્યાસક્રમને આંખો મીંચીને વળગી રહેવામાં કશો લાભ નથી. એ અભ્યાસે યોગ્ય તાલીમવાળી બાનુઓ ઉત્પન્ન કરી નથી. બૈરાંઓના અભ્યાસક્રમમાં ધર્મની તાલીમ અને ઘરસંસારી તાલીમ ફરજીયાત હોવી જોઈએ. હું એવા દિવસની રાહ જોઉં છું, જ્યારે ઝનાના મુસ્લીમ યુનિવર્સિટી હસ્તિમાં આવે."

×

"કરાંચીમાં નવાબશાહ ખાતેની હોસ્પીટલમાં હાથમાં બુલેટના જખમ પામેલી એક મુસ્લીમ સ્રીને દાખલ કરવામાં આવી હતી. સશસ્ત્ર ધાડપાડુઓની ટોળીએ કમલાદેરા ગામના એક મુસ્લીમ સોનીના ઘરે પર દરોડો પાડયો હતો. સ્રીને દાગીના ઉતારવાનું જણાવવામાં આવતાં તે ડાકુ પર કુદી પડી હતી અને સખત બાથ ભીડી હતી. ડાકુએ મદદ માટે બૂમ મારતાં બીજો ડાકુ આવી લાગ્યો હતો અને સ્રી પર ગોળીબાર કર્યો હતો.



કુ. નિત્યશાંતિ બહેનના સૌજન્યથી.

અમદાવાદમાં રઘુનાથભ'ભની પોળમાં તા ૩-૩-૪૩ના ગાંધીજી ના દીર્ઘાયુ માટે પ્રાર્થના વખતનું ભાવવાહી ચિત્ર

×

કાઠીયાવાડના શેઠ નાનજીભાઈએ ગાંધીજીના ઉપવાસના પારણાના શુભ પ્રસંગે ને સ્વામી દયાનંદની યાદગીરીમાં કાઠિયાવાડમાં કન્યા ગુરૂકુળો સ્થાપવા રૂા. ૫ લાખની સખાવત કરી છે.

×

મુંબઈમાં જીવણજી મોદી હોલમાં મેડમ સોપીયા વાડીયાના પ્રમુખપદ હેઠળ મહાત્માજીના દીર્ઘાયુષ્ય માટે પ્રાર્થના કરવા મળેલી પારસી બાનુઓની સભાએ નીચેનો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો હતો.

"મુંબઈમાં વસતી પારસી બાનુઓની આ જાહેર સભા મહાત્માગાંધીજીની તબિયતની ગંભીર સ્થિતિના કારણે તેઓનો જલ્દી અને બીનશરતી છુટકારો કરવાની વાઈસરોયને અરજ કરે છે.

પ્રમુખસ્થાનેથી બોલતાં મેડમ વાડીયાએ જણાવ્યું હતું કે, "ગાંધીજી માત્ર હિંદના મહાન નેતા નથી પરંતુ જગતના મહાન પુરુષ છે. તેઓ સુલેહ અને પ્રેમના પ્રતિક છે. શાંતિ અને પ્રેમનો રસ્તો આજે દુનિયાને બતાવનાર ગાંધીજી સિવાય બીજું કોણ છે ? સત્યની વેદી પર મહાત્માજી આજે એક અમર પ્રયોગ કરી રહ્યા છે. પ્રભુ એમને સફળતા આપો."

પ્રાર્થના બાદ મિસિસ બેપસી સભાવાલા, મીઠાં લામ, મીઠાં ચોકસી, મિસ પેરીન નરીમાન વિગેરેએ મહાત્માજીના ગુણો અને કાર્યોની સ્તુતિ કરી તેમનું દીર્ઘાયુ ઇચ્છયું હતું અને તેમના સત્વર અને બીનશરતી છુટકારા માટે માંગણી કરી હતી

×

મુંબઈમાં દાદરના મહિલા શિક્ષણ મંડળ તરફથી ચાલતી કન્યાશાળાના વાર્ષિક સમારંભ વેળાએ પ્રમુખસ્થાનેથી ભાષણ આપતાં રતનચંદ હીરાચંદે જણાવ્યું હતું કે; ...ણા દેશમાં આવી શિક્ષણ સંસ્થાઓ, ...ની જરૂરીને સતોષવા માટે, સેંકડોની ...ખ્યામાં વધવી જોઈએ.

પરંતુ મહાત્માજીના પ્રયત્નોના પરિણામે જુવાન છોકરા–છોકરીઓનાં હૃદયમાં રાષ્ટ્રભાવના અંકિત થવા પામી છે. ઉપવાસની અગ્નિપરીક્ષામાથી મહાત્માજી ક્ષેમકુશળ બહાર આવ્યા છે તે આપણાં સદ્‌ભાગ્યની વાત છે. શાળામા બૌદ્ધિક શિક્ષણ મેળવ્યા વિના સ્ત્રીઓએ જીવનમાં પુરૂષોની પાછળ પાછળ ચાલવુ જોઈએ તે વાત પૂરતી નથી. ભારતભૂષણ માલવિયાજી અને મહર્ષિ કર્વેએ ઉભી કરેલી વિદ્યાપીઠોએ નવી સંસ્થાઓ શરૂ કરવા માટે આપણા શિક્ષિત વર્ગમાં નવો જ ઉત્સાહ રેડ્યો છે. પુરૂષોના જ ધોરણે પણ કન્યાઓને જરૂરી એવી શિક્ષણ વ્યવસ્થાની નીતિના બધા મુદ્દા પરત્વે રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ સ્વીકારવામાં આવે તે જરૂરી છે. વળી વિજ્ઞાનનું કામ પૂરૂં થતાં ધર્મનું કર્તવ્ય શરૂ કરવાનું છે, એ પણ ધ્યાનમાં રાખવું.

×

ભાવનગરની જેલમાં શ્રી આત્મારામ ભટ્ટની તબિયત નાદુરસ્ત રહે છે. આથી તેમની સારવાર સારૂ તેમનાં પત્ની શ્રીમતી દુર્ગાબેનને નજરકેદી તરીકે પકડીને ભાવનગર જેલમાં રાખવામાં આવ્યાં છે.

×

નવસારીમાં કન્યા વિદ્યાલય ઉઘાડવા માટે અપાયેલા રાજરત્ન દીનશાહ દાણના રૂ। ૧ લાખના ઉદાર દાન માટે શ્રી સરકારે તેમને ધન્યવાદ આપ્યો છે.

×

અત્રેની શ્રી. લાવશંકર મહિલા પાઠશાળાના એક વખતનાં પ્રિન્સિપાલ શ્રી ઈન્દિરાબાઈ ભાગવત બી. એ.(ઓક્સફર્ડ)ના અકાલ અવસાન માટે ખેદ દર્શાવવા માટે ગુજરાત શ્રી કેળવણી મંડળની વ્યવસ્થાપક સભા તા. ૨૬–૨–૪૩ શુક્રવારે મળી હતી. સ્વ. ઈન્દિરાબાઈ ભાગવતે મહિલા પાઠશાળાના પ્રિન્સિપાલ તરીકે ત્રણ વર્ષ સુધી ઉત્તમ રીતે કાર્ય કરવા ઉપરાન્ત અત્રેના કન્યા છાત્રાલયની શરૂઆત વખતે અંગત જવાબદારીથી તે ચલાવ્યું હતું. શ્રી ઈન્દિરાબાઈ ઈન્દોરના રાજકુટુંબનાં હોવા છતાં તેમના વર્તનમાં ઘણી સાદાઈ જોવામાં આવતી હતી. તેમની સાદાઈ તથા સંસ્કારિતાની છાપથી તેઓ વિદ્યાર્થીઓમાં દૃષ્ટાંતરૂપ બન્યાં હતાં. અમદાવાદના વિદ્યાર્થી તથા નાગરિક જીવનમાં તેઓ રસપૂર્વક ભાગ લેતાં હતાં. અમદાવાદ છોડીને તેઓ ગયાં પછી ઈન્દોર રાજ્યના કેળવણીખાતામાં તેઓ જોડાયાં હતાં. અને અવસાન સમયે તેઓ ડિરેકટર ઓફ એજ્યુકેશનનો હોદ્દો ધરાવતાં હતાં. તેમના અવસાનથી મહિલા પાઠશાળાને તેમના વિદ્યાર્થિનીઓ તથા ...ને ઘણી ... અત્યંત ખેદ થયો છે

# પુસ્તક પરિચય

શ્રી. કેશવપ્રસાદ દેસાઈ.

નિરૂપમા :—

પ્રયોજક : મૃદુલ: પ્રકાશક : નવયુગ પુસ્તક ભંડાર. રાજકોટ. પાકું પૂંઠું. પાના ૧૬૮ કીં. ૨–૦–૦

સૌરિન્દ્રમોહન મુખોપાધ્યાય રચિત 'સોનેર કાંઠી' નામે બંગાળી નવલકથાનો આ ગુજરાતી અનુવાદ છે. અનુવાદની ભાષા ભાવવાહક છે, અનુવાદ માટે પસંદ કરાયેલું મૂળ પુસ્તક પણ ઉચ્ચ પ્રકારનું છે, એક નિરાધાર બાઈ, એક ચિત્રકાર, તેનો ભાઈ, અને તેની માતા આ ચાર પાત્રોની આસપાસ આખી નવલકથા છે. તેમાંયે મૂખ્ય પાત્રો તો નિરાધાર સ્ત્રી અને ચિત્રકાર. ધનવાન કુટુંબના બે ભાઈ અને તેમની માતા સાથે રહે છે. મોટોભાઈ ચિત્રકાર છે, તેને પોતાના કલાગૃહથી પાછા ફરતાં એક વાર એક નિરાધાર સ્ત્રી બચાવવા વિનતિ કરે છે, તેમાંથી વાર્તાનો જન્મ થાય છે. આ બાઈને તે પોતાના કલાગૃહમાં આશ્રય આપે છે અને બન્ને વચ્ચે પ્રેમ જન્મે છે. પરંતુ આ બાઈ વેશ્યા પુત્રી છે અને તેને અનીતિમાં નાખવાનો પ્રયત્ન થાય છે ત્યારે તે નાસી જાય છે અને અકસ્માત ચિત્રકાર સાથે તેનો ભેટો થાયછે. પોતે કલંકીની હોવાથી ચિત્રકાર સાથે પ્રેમ કરવાનો પોતાને અધિકાર નથી એમ માનીને તે પ્રેમની વાત છુપાવે છે. પરંતુ ચિત્રકાર આમાં કાંઈ કલંક જોતો નથી. એ પછી તો ચિત્રકાર માંદો પડે છે. કલંકીનીને તે વાતની જાણ થતાં તે પરિચારિકા તરીકે તેના ઘરમાં દાખલ થાય છે. અને સર્વ કોઈ કહે છે કે તેની જ શુશ્રૂષાથી તે સાજો થાય છે. તે સાજો થતાં પરિચારિકા નાસી જાય છે. પરંતુ જતાં જતાં કલાગૃહનાં દર્શન કરવાની ઈચ્છા તે રોકી શકતી નથી. ચિત્રકાર ત્યાંથી તેને પાછી લઈ આવે છે અને પોતાની વૃદ્ધ, ધર્મનીષ્ટ માતાને સર્વ હકીકત કહે છે. બધું જાણ્યા પછી પણ આ વૃદ્ધા કહે છે કે "આ વિશ્વમાં વંશના પરિચયથી કે ગોત્રના પરિચયથી માણસ માણસ નથી બનતો. માણસ માણસ બને છે પોતાના પોતાના ગુણોથી–પોતાના મનુષ્યત્વથી." અને એ વેશ્યાપુત્રીને પોતાની પુત્રવધુ તરીકે આવકાર આપે છે. વાર્તાનો રસ એકધારો વહે જાય છે અને પાત્રાલેખન પણ ઘણું સુંદર થયું છે. આ અનુવાદથી બંગાળની એક સુંદર કલાકૃતિ ગુજરાતીમાં મળી છે.

વિજેતા :—

પ્રયોજક : મોહનલાલ ધામી. પ્રકાશક : નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. પાકું પૂંઠું પાનાં ૧૬૪ કીં ૧–૮–૦

બંગાળી નવલકથા ઉપરથી આ રચાઈ છે. મૂળ લેખક કે કથાનું નામ તો નથી આપેલું. ગાંધીયુગનો જેને પવન વાયો છે અને જેનામાં સેવાભાવ જાગૃત થવાથી પોતે સ્વેચ્છિત ગરિબાઈ સ્વીકારી છે એવા એક વિલાયતમાં શિક્ષણ પામેલા યુવકની આ વાત છે. એક જમીનદારની જાગીરમાં નાના પ્રાથમિક શાળાના મુખ્ય શિક્ષકનું કામ એ હાથમાં લે છે. ત્યાંના કચડાયલા લોકોના જીવનમાં રસ અને હીંમત પ્રેરે છે. જમીનદારની બહેનનું વાગદાન એક વિલાયત રહી આવેલા અને પાશ્ચાત્ય રીતભાતના અનુકરણી રહેલાણી બારિસ્ટર સાહેબ સાથે થયું હતું. જાગીરદાર બહુ સારા સ્વભાવના હતા પણ તેમની જાગીરના મેનેજર દયાકાકા ખાઈ બદેલા જુના પાપી હતા. તેમનાથી નવા હેડમાસ્તરની નૈતિક અસર જાગીરમાં થાય તે ખમી શકાયું નહિ, તેમણે કાવાદાવા કરી તેને કહાડી મુકાવ્યો. બારિસ્ટર સાહેબનું એક જુનું પાપ હતું તે ભૂલવા તેમણે મદિરાનો આશ્રય લીધો. છેવટે તે પાપ જાહેર થાય છે. અને જાગીરદાર બધું જાણીને પોતાની બહેનને તેના વાગદાનમાંથી છુટી કરે છે. સેવાધર્મી યુવક જાગીરદારની બહેન સુધાને ચાહતો હતો પણ પોતાનો પ્રેમ તે વ્યક્ત કરી શકતો નહોતો. સુધામાં અભિમાન હતું સૌરેનનો સાદો ખાદીનો પહેરવેશ તેને તીરસ્કારવા યોગ્ય લાગતો હતો પણ તેનું હૃદય તેની પ્રત્યે ખેંચાયું હતું વાગદાનમાંથી છુટયા પછી તેણે સેવામાં દટાયલા એક ગંદા ગામડામાં સૌરેનને શોધ્યો અને તેને ચરણે પડી, તેની ક્ષમા યાચી, પોતાનો પ્રેમ વ્યક્ત કર્યો. વાર્તા રસીક છે. ભાષા પણ સુયોગ્ય છે.

# એક પત્ર

હું એક ગામડાની રહીશ છું અને સાધારણ સ્થિતિની છુ. હું ગર્ભવંતી બની ત્યારે એ ત્રીજી વખતની સુવવાડ આવવાની હતી. પહેલી બે સુવાવડો વખતે મને અસહ્ય કષ્ટ પડયું હતું, તે યાદ કરતાં આજે પણ મને કંપારી છૂટે છે. અને આ ત્રીજી સુવાવડની બ્હીકથી હું ધ્રુજી ઊઠતી. એક દિવસ પાડોશમાં એક બહેનપણીને ત્યાં બેઠી હતી. એવામાં એમને ત્યાં 'સ્ત્રીબોધ' માસિક આવ્યું, તેમાં મેં એક જાહેર ખબર જોઈ. એ જાહેર ખબર હતી 'પ્રસવપ્રસાદ'ની. મે તરતજ શીરનામુ નોંધી લીધુ. જી. પી શાહ. પોસ્ટ ખતલવાડ ( જી. થાણા ) અને બીજે દિવસે રૂપીઆ પાંચ મનીઓર્ડરથી મોકલી દીધા. બે ચાર દિવસમાં મારા ઘરે ટપાલી એક પડીકું નાખી ગયો. તેમાં પ્રસવપ્રસાદની પાંચ પડીકી હતી. પડીકાં હાથમા લેતાં જ મારી ચિંતાઓનો નાશ થયો મને નિરાંત થઈ. હવે સુખરૂપ સુવાવડ થશે. કારણ કે મારા ગામની આજુબાજુ થોડા અંતરે સુવાવડખાનું, હોંશિયાર દાયણ કે નર્સ ન હતાં. એટલે આ 'પ્રસવપ્રસાદ' બધી ગરજ સારશે એમ લાગવાથી હું રાજી થઈ.

મને લાગ્યું કે મારે તો એક જ પડીકીની જરૂર છે, ને આવી છે તો પાંચ પડીકી. એટલે મેં મારી બહેનપણીઓને આ દવાની વાત કરી, કે જી. પી. શાહની 'પ્રસવપ્રસાદ' નામની પાંચ પડીકી મેં મંગાવી છે. તમારે સુવાવડ વખતે જોઈએ તો લઈ જજો. સદ્દભાગ્યે તે જ સાંજે એમાંની એકને દુઃખાવો શરૂ થયો તેણી દર્દથી ચીસો પાડવા માંડી. બબ્બે દાયણો બોલાવવા છતાં છેડાછુટકો (પ્રસવ) થતો ન હતો. એવામાં મેં વાત કરેલી તે એક પાડોશણને યાદ આવતાં તે તરતજ મારે ઘેર આવી, ને દવાની પડીકી લઈ અમે બન્ને ત્યાં ગયાં.

ત્યાં જઈ મેં 'પ્રસવપ્રસાદ' એક પડીકી તરત જ મધમાં તે બાઈને ચટાડી ને ભરે કાનમાં કીધું. પાંચ મીનીટે તો તેને સુખરૂપ પ્રસવ થયો. અને પુત્રજન્મ વધાઈ તરીકે થાળી વગાડી. અમારા આનંદનો પાર રહ્યો નહિ

હવે મારી બધી ચિંતા નાશ પામી. મેં મારી નજરોનજર પ્રસવપ્રસાદનો ફાયદો જોયા પછી મને એ માટે જરાય ઉપાધી રહી નહિ. મને લાગ્યું કે ઈશ્વરે મારી ઉપર દયા કરી 'પ્રસવપ્રસાદ'ની પડીકીઓ પહોંચાડવા જી. પી શાહને જાહેર ખબર છપાવવા પ્રેરણા આપી હશે.

થોડા વખતમાં માને પૂરા દિવસો બેઠા તે પછી તો વખત ભરાઈ ગયો. દરવખત જેમ આ વખતે મને કષ્ટ થવાની બીતી ન હોવાથી મારૂં મન પ્રફુલ રહ્યું. છેવટે તે પ્રસંગ આવ્યો. દાયણને બોલાવવા તૈયારી કરી ને મેં એકદમ પ્રસવપ્રસાદની પડીકી મધમાં ચાટી લીધી. દાયણને આવે આવે ત્યાં તો મને પુત્રરત્ન સાંપડયુ હતું. આજે હું મારા પુત્રને રમાડું છું. ને આનંદ પામી જી. પી. શાહને અંતરના અનેક આશીર્વાદ દઉં છું.

મને લાગે છે કે દરેક બહેનને આ દવાની ખબર આપવી જોઈએ અને તેમણે આ માસિકમાં જાહેર ખબર ચાલુ રાખી છે તે જાણી ખુશી થઈ છું દરેક બહેને એ જાહેરખબર વાચીને તેનો લાભ ઊઠાવવો જોઈએ. એમ હું માનું છું, ને ભલામણ કરું છું. કારણ કે દરેક બહેનને વહેલી મોડી સુવાવડ તો આવવાની છે જ. તો તેમણે તે વખતે મંગાવવાની રાહ ન જોતાં આ વાંચી ને તરત જ રૂ પાંચ મનીઓડરથી જી.પી. શાહને મોકલી પાંચ પડીકીઓ મંગાવી રાખવી. એથી તેઓ પોતાની પાડોશણ બહેનને કષ્ટ વખતે રાહત આપી શકશે. શક્તિ ન હોય તો ત્રણ રૂપીયા મોકલીને પણ મંગાવી લેવી.

ઘરમાં આ દવા હશે તો કોઈ પણ બહેનને તે ઉપયોગી થશે એટલું જ નહિ પણ તે કષ્ટાતી બહેન તમને અંતરથી આશીષ આપશે.

(જા. ખ.) લી. કેશરબાઈ રૂપાભાઈ

# યંગ ઇન્ડીયા રેકર્ડઝ




માર્ચ એપ્રિલ
૧૯૪૩

❊

વિનોદચંદ્ર જોશી
ડી એ ૬૯૩૭

**પ્રભુ ત્હારે સાંભળવું પડશે**

સંભળાવે છે

❊

**સૌભાગ્યવતી**

અને

**ગરીબ કન્યા**

નાટકના ગાયનો

ડી એ ૧૧૧૧૬ } સગળ છે સંસાર / ભગવાન ભાન ક્યાં છે !

ડી એ ૧૧૧૧૭ } ધ્રુવ ચળે મેરૂ ચળે / રાજમુગટ છે શોભા નેહાળી

ડી એ ૧૧૧૧૮ } શોકલડી બાળે / કરૂણાના કાળ્યો ગમે કાં !

**ભારત વર્ષનો.....**

આ બાલ વૃદ્ધ સર્વે ઝંખી
રહેલ છે કે...

**જુગ જુગ જીવો—**

**મોહન ગાંધી**

ડી એ ૧૧૧૨૪
હરેન્દ્રસીંગ હસોંદી
ગુજ્જુ ભાઈ છે

❊

દુઃખીયા ને સુખીયા
શ્રીમંત અને ગરીબ
સૌ કોઈને એકજ સ્થળે
સરખો વિસામો
મળે છે તે

**જન્મભૂમિને ખોળે**

ડી એ ૬૯૭૨
કમલેશ પાર્ટી રજુ કરે છે

❊

સચિત્ર મફત કેટલોગ માટે અમારા ઓથોરાઇઝ્ડ ડીલર્સને મળો અથવા લખો:-

**ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ મેન્યુ કંપની લિમિટેડ.**

૧૧૦ મેડોઝ સ્ટ્રીટ, મુંબઈ-૧



## ડોંગરેનું બાલામૃત

છોકરાઓ માટે પુષ્ટીકારક દવા છે, તે નબળા અને સુકાઈ ગયેલાં છોકરાંઓને સાજાં કરે છે. આ બાલામૃતમાં છોકરાંઓના હાડકાં મજબુત કરવાની ચીજો સમાયેલી છે. મધુર છે.

## જયંતી વિભાગ



## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૩ | ફુટનોટમાં | ૧૬૦ | ૨૦૬, ૨૩૪, ૨૫૧. |
| ૨૦૬ | ૩ | ૧૫૪ | ૨૦૨ |

# નિવેદન

પુતળીબાઈ કાબરાજી—મારાં સહતંત્રી—ના સ્મરણાર્થે તેમજ આ પત્રના એક સમયના તંત્રી તથા માલિક, અને એક જુના સુધારક અને સ્ત્રીહિતચિંતક કેખુશરો કાબરાજીની જન્મ શતાબ્દિના સ્મરણાર્થે આ ખાસ અંક પ્રસિદ્ધ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો છે. આ અંક તૈયાર કરવા માટેની મારી ઈચ્છા મેં મો. જહાંગીરજી કેખુશરો કાબરાજી આગળ રજુ કરી અને તે તૈયાર કરવા માટે મને મદદ કરવાની મેં તેમને વિનતિ કરી કાંઈક આનાકાની સાથે પુતળીબાઈના આ ભલા ભરથારે અને કેખુશરો કાબરાજીના સુપુત્રે મારી વિનંતિ સ્વીકારી, અને આ અંક તૈયાર કરવામાં મને તેમજ અમારા મંત્રી શ્રી ચંદ્રકાંત જીવનલાલ અમરથીએ મદદ કરી: તેમની મદદ વગર આ અંકમાંના સુંદર લેખો તથા ચિત્રો પ્રસિદ્ધ કરી શકાયા ન હોત.

"સ્ત્રીબોધ" પ્રથમ પ્રસિદ્ધ થયું ત્યારે મુંબઈ કાંઈ આટલું મોટું શહેર નહોતું. મુંબઈના આગેવાનોની સંખ્યા પણ ઓછી હતી, અને સર્વ કોમના આગેવાનો એકબીજાની સાથે મળીને સમાજ સુધારાની તથા અન્ય હીલચાલો કરતા હતા. હિંદુ અને પારસી સમાજોના પ્રશ્નો લગભગ સરખાજ હતા. બે કોમો જુદી હતી. પરકોમમાં લગ્ન વ્યવહાર કરવાની તે બન્ને કોમ વિરૂદ્ધ હતી. પરંતુ તે બન્ને કોમોની સામાજિક પરિસ્થિતિ લગભગ એક સરખી જ હતી, સ્ત્રીવર્ગ બન્ને કોમોમાં કેળવણીમાં પછાત હતો. બન્ને કોમોમાં કુરૂઢીઓ ચાલુ હતી કારણ કે તેઓમાં અજ્ઞાન હતું. અંગ્રેજી ભાષાનો પ્રચાર બન્ને કોમમા ઓછો હતો અને પરિણામે ગુજરાતી ભાષાના પ્રચાર માટે પારસી તથા ગુજરાતી હિંદુઓમાં એક સરખો યત્ન થતો હતો. આવા સમયમાં "સ્ત્રીબોધ" માસિકનો જન્મ થયો હતો. કરસનદાસ મૂળજીની સાથે દાદાભાઈ નવરોજી, ડોસાભાઈ કામા અને કાબરાજી, તથા નાનાભાઈ હરિદાસ અને કવિ નર્મદ જેવાઓએ આ માસિકની પ્રસિદ્ધિમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો, તે બાબત તે સમયના સામાજીક ધોરણનો ખ્યાલ કરવાથી સ્વાભાવિક લાગશે. સ્ત્રીઓએ જાહેરમાં રોવું કુટવું જોઈયે કે કેમ, તેમણે વરસાદમાં છત્રી ઓઢી બહાર જવું જોઈયે કે કેમ, ધણી ધણીયાણી જાહેરમાં ઉઘાડેછોક બહાર ફરી શકે કે કેમ, એવા એવા, અત્યારે તો હસવા જેવા લાગે તેવા પ્રશ્નો પારસી તેમજ ગુજરાતી હિંદુઓ માટે સરખા જ હતા. એટલે સ્ત્રી કેળવણી અને સંસાર સુધારો સાધવા માટેના પ્રયત્નો આ બન્ને કોમ સાથે મળીને કરે તેમાં નવાઈ નહોતી. સ્ત્રીબોધની સ્થાપના પણ આવા પ્રયત્નોને અંગેજ થઈ હતી. આ પત્રનું તંત્રી પદ દશકાઓ સુધી સ્વ. કેખુશરો કાબરાજીએ પોતે લાયકાતથી શોભાવ્યું હતું. તેમના મરણ બાદ તે તેમના કુટુંબીઓએ શોભાવ્યું અને પુતળીબાઈ પોતાના કુટુંબીઓએ શોભાવ્યું અને પુતળીબાઈ પોતાના મરણ સુધી આ પત્રના એક તંત્રી તરીકે રહ્યાં હતાં મારી વિનતિને માન આપી તેમનાં પુત્રી જરબાનુ પણ હવે પછી મારી સાથે સહતંત્રી તરીકે કામ કરશે, તે જાણીને સ્ત્રીબોધના વાચનારને આનંદ થશે.

સમયના વહેવા સાથે પારસી કોમ અંગ્રેજી કેળવણી તરફ જોસભેર ઢળી. એ કોમ પ્રમાણમાં નાની અને તેની મોટી વસ્તિ મુંબાઈ શહેરમાં જ આવી વસવાથી તેના સામાજીક પ્રશ્નોનો ઉકેલ અમુક રીતે આવી ગયો, નવા નવા પ્રશ્નો ઉભા થયા પણ તે પ્રશ્નો ગુજરાતી હિંદુઓના પ્રશ્નો કરતાં જુદી જાતના થયા. ગુજરાતના શહેરોમાં ગુજરાતી ભાષા અને

સાહિત્યના વિકાસના યત્નો થવા લાગ્યા, અને એ ભાષા અને વધુ ખીલવા લાગી. પરંતુ તેમાં પારસી કોમનો સાથ ન રહ્યો. કારણ કે અંગ્રેજીનું શિક્ષણ પારસીઓમાં વધુ અને વધુ ફેલાયું હતું એટલે તેમને મન તો ગુજરાતી ભાષા ફક્ત ઘરમાં જ બોલવા માટે રહી હતી. ગુજરાતી હિંદુઓની વસ્તિ મુંબાઈ ઉપરાંત આખાયે ગુજરાતમાં હોવાથી અને એ બધા પ્રદેશ એકબીજા સાથે સંકળાયેલા હોવાથી, સંસાર સુધારાની પ્રગતિ તેમનામાં ઘણી ધીમી થઈ. વળી ધર્મ અને સંસાર સુધારા વચ્ચે હિંદુઓમાં સબંધ મનાયો તે કારણે પણ આ પ્રગતિ જોસભેર થઈ નહિ. એ રીતે સમાજ સુધારાના પ્રયત્નોમાં તેમજ સાહિત્ય વિકાસમાં પારસી અને ગુજરાતી હિંદુઓ ધીમે ધીમે જુદા થવા લાગ્યા. પરંતુ આ જુદાઈ પ્રાથમિક પ્રશ્નો પુરતી જ હોઇ શકે સમાજના મોટા પ્રશ્નોમાં હજી પણ પારસી હિંદુને ભિન્નતાં સંભવતી નથી, તેમ ગુજરાતી ભાષા પણ આ બે કોમ માટે જુદી હોઈ શકે નહિ. જો આજથી સાઠ વર્ષ ઉપર બન્ને કોમ એક સરખી જ ગુજરાતી ભાષા બોલતી હોય, તો આજના તે ભાષાના વિકાસ અને ઉત્કર્ષમાં હિંદુઓ જેટલી જ હોંસ પારસીઓ કેમ ના લઈ શકે? વિકાસ પામતી ભાષા એ ફક્ત મોઢે બોલવાની કે કેવળ વાતચીતની ભાષા હોઈ શકે નહિ. તે ભાષાનો તો અભ્યાસ-પદ્ધતિસર અભ્યાસ-હિંદુ તેમજ પારસી બન્નેએ કરવો જોઈયે. ગુજરાતી ભાષામાં આપણે ઉચ્ચ શિક્ષણ આપવા માંગીયે છીયે. વિજ્ઞાન અને દાક્તરી પુસ્તકો પણ લખવા ઇચ્છીયે છીયે, એટલે તે બોલચાલની ભાષા જેવી ના જ ગણવી જોઇયે. એમ તો સામાન્ય ગુજરાતી ભાંગીતુટી હિંદુસ્તાનીમાં પણ વાતચીત કરે છે, તે ઉપરથી આપણે એમ કેમ કહી શકીયે કે બીજા લોકો હિંદુસ્તાની ભાષાને બહુ અઘરી કરી નાખે છે? પારસી ભાઈ બેનોએ ફરીયાદ ના કરવી જોઇયે કે હિંદુઓ ગુજરાતી ભાષા અઘરી કરી નાખે છે. પારસી કોમની માતૃભાષા ગુજરાતી છે અને ગુજરાતી રહેવી જોઇયે. કેખુશરો કાબરાજી અને પુતળીબાઈ કાબરાજીએ ડઝનબંધ પુસ્તકો ગુજરાતી ભાષામાંજ લખ્યાં છે. તેમણે પોતાનુ પત્રકારીત્વ પણ ગુજરાતી ભાષામાંજ ખીલવ્યું છે. તેઓ ગુજરાતી ભાષાથી ગભરાતા નહોતાં કે શરમાતાં પણ નહોતાં. તેમનો દાખલો લઇને પારસી ભાઈ બેનોએ ગુજરાતી ભાષામાં પોતાનો ફાળો આપવો જોઇએ; તેમજ ગુજરાત તથા હિંદના આગળ વધતા સમાજમાં ઉભા થતાં સમાજ સુધારાના પ્રશ્નોનો ઉકેલ કરવામાં પોતાનો હિસ્સો આપવો જોઈયે. સ્ત્રીઓના હક્કો, સ્ત્રીઓ માટેનાં ધંધાઓ, સ્ત્રીઓનો, આર્થિક પ્રશ્ન, સ્ત્રીઓનો રાજકારણમાં અધિકાર, વસ્તિનો પ્રશ્ન, બાળકોનો વિકાસ, વગેરે અત્યારના સામાજીક પ્રશ્નો છે. લગ્નનો પ્રશ્ન પણ ધાર્મિક પ્રશ્ન ગણાતો બંધ થઈ સામાજીક પ્રશ્ન થતો જાય છે. આ સર્વ પ્રશ્નોની ચર્ચામાં પારસી કોમ હિંદુ કોમની સાથે મળીને ભાગ લે તે ઇચ્છવા યોગ્ય છે. સ્ત્રીબોધ માસિક તે માટે એક યોગ્ય સાધન થઇ પડશે. પુતળીબાઇએ આમાંના ઘણાયે પ્રશ્નો પોતાની નવલકથાઓમાં ચર્ચ્યા છે. તેમનાંજ સ્ત્રીબોધમાં અન્ય પારસી બેનો આ પ્રશ્ન ચર્ચે તે યોગ્ય જ ગણાશે.

આ ખાસ અંકમાં જે ભાઈ બેનોએ લેખ આપીને તથા અન્ય રીતે મદદ કરી છે તે સૌનો હું ઉપકાર માનું છું. પારસી અને હિંદુ ભાઇ બેનો સાથે મળી "સ્ત્રીબોધ" ને સુંદર સેવાનું સાધન બનાવી પુતળીબાઈના તથા કેખુશરો કાબરાજીના આત્માને સંતોષ આપે એટલીજ આશા હું રાખું છું.

કેશવપ્રસાદ દેસાઈ.

## સ્વ. પુતળીબાઈ સ્મારક વિભાગ

# પ્રસ્તાવના

લેખિકા: લેડી વિદ્યાબહેન ર. નીલકંઠ



લેડી વિદ્યાબહેન નીલકંઠ

બહેન પુતળીબાઈના નામનો પરિચય લગભગ અર્ધી સદી ઉપર થએલો. રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠના પુત્રવધૂ બાઈ શૂંગારે Chambers's Short Stories નું ગુજરાતીમાં ભાષાંતર કરી એક ભાગ છપાવ્યો અને તેઓ સ્વર્ગવાસી થયાં. મહીપતરામભાઈએ બાકીના ભાગનું ભાષાંતર કરવા ઈનામ આપવા જાહેરાત આપી. તે માટે બહેન પુતળીબાઈએ માગણી કરી. તેઓનું નામ કુમારી પુતળીબાઈ ધનજીભાઈ વાડીઆ હતું. તે સમયે તેઓ મેટ્રીકની પરીક્ષામાં બેસનાર આપણી તરફ પહેલાંજ ઓ હતાં. મારી જાણ મુજબ કન્યાઓ અંગ્રેજી માત્રના પેપરો આપે તો મેટ્રીકમાં પાસ થએલાં ગણાતી,–તેમને એવી છૂટ હતી. (આ માહિતી કદાચ ભૂલ ભરેલી હોય). તેવી રીતે મેટ્રીકમાં બેસી આ 'ટુંકી કહાણીઓ'નું ભાષાંતર કરી તેમણે સાહિત્યના ક્ષેત્રમાં પગલાં માંડ્યાં. (જુઓ પાછળ પૃષ્ઠ ૧૯૯). ત્યારબાદ કેટલાંક વર્ષે ગુજરાતી સાહિત્યપૂજક મહૂંમ કેખુશરો કાબરાજીના કુટુંબમાં તેઓનાં લગ્ન થયાં. ત્યારે તેમના પતિ મી. જહાંગીર કાબરાજી અમદાવાદમાં આસીસ્ટન્ટ કલેક્ટર હતા. તેઓ સાથે અમારે ઓળખાણ હતુ, અને અમદાવાદનાં લોકપ્રિય ડો. મહૂંમ મીસ મોટીબાઈ કાપડીઆ મારફત પુતળીબાઈ સાથે અંગત ઓળખાણ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. પુતળીબાઈ પોતાના સસરાના 'રાસ્ત ગોફતાર'... 'ઓબોધ' પત્રમાં ભારે રસ લેતાં. ઘણા લેખો તેમાં તેઓ લખતાં. તેમની વાર્તાઓ અને અન્ય લેખો ગુજરાતી વાંચક વર્ગમાં ઉલટથી વંચાતાં. એ વાર્તાઓ પૈકી 'માધીની દીકરી' તે લંડનની મોટી આગ સમયનો રસભર્યો ચિતાર આપનાર છે. એ વાર્તા આજે પણ છુટી છપાય તો જરૂર આકર્ષક બને. બીજી વાર્તા જાણીતા અંગ્રેજી વાર્તાનિવેશ રોબર્ટ લુઈ સ્ટીવનસનની 'ડૉ. જેકીલ અને મી. હાઈડ' નામની અતિ પ્રસિદ્ધ વાર્તાનો અનુવાદ છે. એ અંગ્રેજી વાર્તા ફીલ્મ-પર પણ ઉતારાઈ છે. બીજાં અનેક લખાણો પુતળીબાઈનાં હશે. મૂળ સાહિત્યનો શોખ અને સાહિત્યપ્રેમી કુટુંબના વાતાવરણથી તેમની શક્તિઓ ખીલી. કાબરાજી કુટુંબમાં હિંદુ-પારસી એવા ભેદ નહોતા, એ ભાવના પુતળીબાઈએ ઝીલી લીધી હતી.

શેઠ જહાંગીરજી કાબરાજીની જુદે જુદે સ્થળે નોકરીમાં બદલી થયા પછી નિવૃત્ત થઈ તેઓ કેટલાક વર્ષ અમદાવાદમાં રહેલાં. આ સમયે કાંઈક વધારે પરિચય પુતળીબાઈનો

થયો. હવે તેઓ પોતાની કુટુંબ જાળમાં રોકાએલાં રહેતાં. મી. કાબરાજીની નરમ તબિયતને અમદાવાદની હવા અનુકૂળ હોવાથી તેઓ અહીં રહ્યાં. જ્યારે કોઈ પ્રસંગે પુતળીબાઇને સભામાં કે બીજા કામે આમંત્રણ આપીએ ત્યારે તેમાં ભાગ લેવા તત્પરતા બતાવતાં.

તેમનું જ્ઞાન સંગીન હતું. કુટુંબ વત્સલતા એ તો સ્વાભાવિક હોયજ. 'સ્ત્રીબોધ' માટેની તેમની કાળજી પુષ્કળ હતી. મોટે હોદ્દે તેમના પતિ હતા છતાં જુનાં મિત્રોને પુતળીબાઈએ વિસારી મૂક્યાં નહોતાં. સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીઆનું કુટુંબ જેમની સાથે તેમને વર્ષોથી સંબંધ હતો તેમના સુખદુઃખના પ્રસંગે હાજર રહી મિત્રાચારી ચાલુ રાખી હતી.

મી. જહાંગીરજીને પુતળીબાઈના મૃત્યુથી ભારે આઘાત લાગ્યો છે. તે દર્શાવતાં તેમણે લખેલું કે 'પુતળીબાઈને છેલ્લી ટુંક માંદગીમાંથી હું બચાવી ના શક્યો તેનો મને ભારે અફસોસ છે. મારી મોટી માંદગીઓમાં તેમણે રાતદિવસ અખંડ સારવાર વડે તેમણે જાણે અનેકવાર મને જીવતદાન આપેલું એમ હું માનું છું. આનો બદલો હું ન વાળી શક્યો એ દુઃખ મને અતિશય લાગે છે.' ખરેખર એક નમુનેદાર પત્ની હોવા માટે તેમને ગર્વ લેવા જેવો આ બંનેનો સંસાર હતો. આ ભલાં અને બાહોશ બાઈ હિંદુ તેમજ સ્વકોમની સ્ત્રીઓનું હિત વિચારતાં સ્વર્ગે સંચર્યાં છે. પોતાની પાછળ પતિ અને છોકરા-છોકરીઓ તથા તેમનાં બાળકોની લીલી વાડી મૂકી જવાનું ભાગ્ય જે હિંદી સ્ત્રીઓ મોટું માને છે તે એમને પ્રાપ્ત થયું,—એથી વિશેષ એમણે પોતે પણ શું ઇચ્છયું હોત?

વિદ્યાબહેન ર. નીલકંઠ (અમદાવાદ)

# મરહૂમ પુતળીબાઇ જહાંગીર કાબરાજી

લેખિકા : (મિસ) ભીખાઈજી સી. પાલમકોટ

[ લાઈફ એકેડેમીક મેમ્બર ઑફ ટ્રીનીટી કોલેજ ઑફ મ્યુઝીક, લન્ડન. ]

[ મનહર છંદ ]

"કાજળની કોટડીમાં વારેવાર વિચરતી,
અરે ઓ કલમ! તને હું વિનંતિ કરું છું;
શામ મુખવાળી પણ શ્વેત તણી સંગતિમાં,
ભાળી તને આજ તારો ભરુંસો હું ભરું છું,
મન તણો મર્મ તારી આગળ ઉઘાડો કરું,
ધરી હૈયે હેતે તને હાથમાં હું ધરું છું;
નિર્લજ વચન કાં તો, કોઇની નિંદા લખીને,
ડાઘ લગાડે તું રખે, દીલમાં હું ડરું છું."

કવિ દલપતરામ ડાહ્યાભાઈ.

પુતળીબાઇ ! પ્રેમની મૂર્તિ ! વરને વ્હાલથી વફાદારીથી વળગી રહેલી વનિતા !

જન્મ. તા. ૧-૯-૧૮૬૪ } અવસાન તા.
લગ્ન. તા. ૧૬-૧૨-૧૮૯૪ } ૧૯-૭-૧૯૪૨

સ્ત્રીબોધના ૧૮૯૭ના એક અંકમાં મરહૂમ બહેન પુતળીબાઈની ત્યાં સુધીની કારકીર્દિની નોંધ આ પુરાણા માસિકના પ્રખ્યાત તંત્રી તે પ્રખર લેખક મરહૂમ કેખુશરો ન. કાબરાજીની ઇચ્છાનુસાર મેં લખી હતી. તે સમયે બ્હેન પુતળીબાઈ ભર જુવાનીમાં હતાં,–જેવાં પાસેના ફોટામાં દેખાય છે તેવાં હતાં. તે પછીના ૪૫ વર્ષોમાં એમની કીર્તિમાં, નામનામાં, સંસાર સુધારાના શુભ કાર્યોમાં, ગરીબો માટેના પરોપકારી કાર્યમાં, સ્વાર્થને બદલે પરમાર્થમાં વખત પસાર કરીને દયાળુ–માયાળુ દિલસોજી દેખાડવામાં અને છેલ્લે એક નકલ કરવા જોગ નમુનેદાર પતિવ્રતા પત્ની તરિકે દુનિયાને શ્રેષ્ટ દાખલો અને ધડો આપવામાં વધારો થયો હતો. તે વિષેની ટુંક નોંધ લખતાં મને ખરો સંતોષ થાય છે; આ દુનિયામાં લગભગ ૭૮ વર્ષોની જીંદગીનો ફેરો સફળ કરી આ ભાગ્યશાલી બાનુ ચાર ચીતલે સ્વર્ગમાં સીધાવ્યાં છે.

ગંક, અસીલ અને બાહોશ ખાવિંદની બાજુએ હિમ્મતથી ઊભાં રહીને જે જે જીલ્લામાં તેઓની કલેક્ટર તરીકે નીમણુંક થતી તે તે જીલ્લામાં કેળવણીની કળથી અને દયાળુ જીગરના બળથી ગરીબોનું તારણ કરવામાં જુસ્સા અને ઉત્સાહથી રોકાયલાંજ પુતળીબાઈ રહેતાં હતાં. સુરત, ભરૂચ, બીજાપુર, ખેડા, ખંભાત, ખાનદેશ, રત્નાગીરી, અલીબાગ (કોલાબા જીલ્લો) નાસીક વગેરે સ્થળોમાં ન્યાત–જાતના તફાવત વિના સર્વેના સમાગમમાં આવતાં, કેળવણીનાં અને સંસાર સુધારાનાં શુભ કાર્યો ઉત્સાહથી આરંભવામાં મોજ માનતાં.

૧૮૯૭માં નાસીકમાં તથા ખાનદેશમાં ૧૮૯૯–૧૯૦૦માં મોટા દુકાળ વેળાએ મરહૂમે મુંબઈથી મદદ માંગીને રોકડ નાણાં–કપડાં અને ખોરાકી વિગેરે મેળવીને બીજી જાતનાં ગરીબ લોકોને વ્હેંચી આપ્યાં હતાં.

દુકાળ પછી ધુલિયા અને બીજાપોરમાં મા–બાપ વિનાના કમનસીબ બાળકો માટે આશ્રમ સ્થાપવામાં આગેવાનીભર્યો ભાગ ભજવ્યો હતો. તે આશ્રમો આજે પણ ચાલે છે. માયાળુ મનનો અને દયાળુ અંતઃકરણનો આ એક પ્રત્યક્ષ પૂરાવો છે.

૧૯૧૪–૧૯૧૮ની મોટી લડાઈ વેળા એમણે બીજાપુરમાં લેડી વીલીંગડનના લડાઇનાં રીલીફ ફંડ માટે નાણાંની મોટી મદદ મેળવી હતી. તેમજ લડાઈના મેદાનમાં સ્વભોગ આપનારા શુરવીર સૈનીકો માટે મોકલવા ગરમ કપડાં બનાવવા બાનુઓની એક 'કમીટી' મેળવી કપડાં બનાવવા ઉપરાંત હાથે બનાવેલાં પક-

ઓ જો તેઓની મરજી વિરૂદ્ધ કંઇ થયું તો ધણીને ધમકી આપી 'સેવા સદન'માં કે 'ઇન્ડસ્ટ્રીયલ હોમ' યા બીજા કોઈ ગ્થળમાં જવા અને તેને ઉઘાડો પાડવાની ભપકી દેખાડે છે, બાપડો ભાયડો લોકલાજથી ડરીને ગળે ગાંઠ ને મોઢે ડુચો મારીને ખમે છે. દુનિયામાં હસતું મોઢુ રાખી ફરે છે ને છેવટે પરણીને પસ્તાય છે.

એક પરણેતર તરિકે મરહૂમ નેક બહેન પુતળીબાઈનો ઉત્તમ દાખલો, ઘાતકી, અક્કલહીણુ અને દયાહીણુ ધણિઆણીઓ સન્મુખ ધરીશ કે જેઓને કોમનો, દેશનો, દુનિયાનો ધર્મનો અને ખુદાનો ડર નથી! ખુદા એક ને ખાવિંદ બી એક! એ પાંચ ધાર્મિક શબ્દો દરેક નિશાળની 'કોપી બુક'માં દાખલ કરવા જોઈએ કે જેથી બચપણથી જ બાળકોના મગજમાં જડ ઘાલી બેસે ને તેઓ તેમ વર્તે.

આપણા સંસારમાં સુધારો કરવા, સ્ત્રીને કેળવીને છુટાપણું બક્ષવાની લઠત 'સ્ત્રીબોધે,' કાબરાજીએ અને તેમજ પુતળીબાઈએ સતત ચલાવી ને તે સુધારો થયો છે, પણ હુ જે છેલ્લ છુટાપણા વિશે બોલી ગઈ તે કાંઈ "સુધારો" નથી, અને તે તો ઓર સુધારાને ...ઝી હઠાવે છે. માટેજ હુ પુતળીબાઇનો ...ખલો આપુ છું.

"સ્ત્રીબોધ"માં પુતળીબાઈએ વર્ષો સુધી સ્ત્રીઓની સંસારી ફરજ વિષે પુષ્કળ લેખો લખ્યા હતા, તેમજ પોતે લખેલી વાર્તાઓમાં જે વિચારો દર્શાવ્યા હતા તે પ્રમાણે પોતાનુ ઘર, તથા પોતાનું જીવન તેમજ પોતાનાં છોકરાંઓની કેળવણી આપવામા ઉત્સાહથી ચાલ્યાં હતાં. આ પ્રસગે એક વાત ખાનગી છતાં હું કહી શકું છું કે એમના પતિએ એમને "અદરાયાં" તે દિવસે "The Angel in the House" (Poem by Coventry Patmore) નામનું પુસ્તક ભેટ આપ્યું હતુ અને ખચિત જ એમના ઘરમાં she was the Angel in the House —એક ફિરસ્તા જેવાં જ હતાં, એમ સર્વેને એમના સમાગમમાં આવતાં લાગતું હતું. સાસરિયામાં પુતળીબાઇ સર્વેને પ્રિય હતાં, અને પોતે સર્વેને પોતાનાજ ભાઈઓ-બ્હેનો સમાન ગણતાં હતાં.

હું હિમ્મતથી કહીશ કે દરેક કુંવારી છોકરી અને કુંવારી બાનુએ પરણવા આગમચ The Angel in the House વાંચીને પછી જ પરણવું, તેમજ નિશાળોમાં એ પુસ્તક દાખલ કરવું જોઈએ.

મરહૂમ મી. કેખુશરો કાબરાજીના કુટુંબને ૪૫ વર્ષો થયાં હું પિછાણું છું. એમના ઘણા જલસાઓમાં મેં ભાગ લીધો હતો અને જ્યારે પણ પીઆનોફોર્ટનો ભાગ ભજવવાનો હોય, ત્યારે ટાઉન હોલ અને બીજે ઠેકાણે હું ખુશીથી સામેલ થતી—જો કે તે વેળા હું ઘણું થોડું મ્યુઝિક જાણતી હતી તો પણ નિર્ભયપણે હિમ્મતથી વગાડતી હતી. એ કુટુંબ સાથની મિત્રાચારી હજી પણ ચાલુ છે. એમના એક દિકરી ગુલબાનુ સાથ ૫૫ વર્ષોની અમારી દોસ્તી આજે પણ દૂર છતાં કાયમ રહેલી છે.

આસરે સને ૧૮૭૧માં જ્યારે કન્યા કેળવણી બાલ્યાવસ્થામા હતી, જ્યારે ઘણાં માતા પિતાઓ પોતાની પુત્રીઓને કેળવણી આપવાની ઝાઝી જરૂર નહિ સમજતાં હતાં, તેવા જમાનામાં કોણે એવી આશા રાખી હતી કે ૫ા સદીના પસાર થવા પછી સ્ત્રી–કેળવણીના બળે પારસી બાનુઓ એવાં એવાં જાહેરકાર્યો હિમ્મતથી કરવા બહાર પડશે કે તેમની જિંદગીના એક પછી એક જન્મ–ચરિત્રો તેમની બીજી બ્હેનપણીઓને જિંદગી ભોગવવાની શાળામાં શિખરૂપી આરસી સમાન ઉપયોગી થઈ પડી જાહેરમાં લખાશે? જો આવી સ્તુત્ય સ્ત્રીઓની જિંદગીના જીવતા

પુસ્તકોમાં આ ગાયનોને પોતાના આખા સંગ્રહમાં "સૌથી સુંદર ઝવેરાત" તરીકે લેખ્યાં છે. એ મોટા સંગ્રહનો માત્ર એટલાથી જ ખ્યાલ આવશે કે પોણો સો વર્ષના આ ઉરતાદે આસરે ૧૪૦) જુદી જુદી ભાષાઓમાંથી તરજુમા કરાવેલા. ૬,૦૦૦) મદન ગીત તેમાં એકઠાં કીધાં છે. આ જંગી ગ્રંથમાં બાઈ પુતળીબાઈનાં લખાણ પ્રસિદ્ધ થવા પામ્યાં છે. એ એમને ઘણું માનભર્યું હોઈ ધન્યવાદ ઘટે છે.

આ પછી સને ૧૮૮૭ માં આપણા મહારાણી વિક્ટોરીયાના પહેલા મહોત્સવ પ્રસંગે એ બખ્તાવર બાનુની જિંદગીનો એક પ્રસંગાનુસર હેવાલ એમણે એક ગુજરાતી રોજીંદા પત્રમાં પ્રગટ કર્યો હતો અને તેના ચોપાનિયાં છપાવી સેંકડો નકલો મફત વહેંચી હતી.

સાહિત્યમાં નામના મેળવવી એ કંઈ સહેલું કાર્ય નથી. બાઈ પુતલીબાઇના વિચારવાન, અસરકારક અને સંગીન લખાણોથી "સ્ત્રીબોધ" ના વાંચક-વર્ગમાં એમનું નામ મશહુર અને ઘણું પ્રિય થઈ પડયું. એમનું એક બીજું પુસ્તક "વિજયી વિક્ટોરીયા" નામનુ છે, જો કે કદમાં નાનુ છે, તો પણ જેટલું બહારની શોભામાં સુશોભિત છે, તેટલું બલકે તેથી પણ વધારે મહેલા માવામાં મધુર છે. આ સુશીલ સ્ત્રીને સાહિત્યમાં મળતી ફત્તેહના ફળ તરીકે કેટલાક મહિના સુધી આ માસિક પત્રમાં "શહેરનવાઝનો સંગીન પત્ર-વહેવાર" નામે જે વિષયો લખાયા તે તરફ વિવકી વાંચક-વર્ગનુ લક્ષ ખેંચીશ, આ વાંચવા લાયક વિષયોના લખનાર 'શહેરનવાઝ' કોઈ નહિ, પણ બાઇ પુતલીબાઈ પોતે જ, જેમાં પોતાની બ્હેનપણી "અરનવાઝ" ને પત્રદ્વારા ચાલુ જમાનામાં ચરચાતા દેશ-પ્રદેશના વર્તમાનો, ગૃહ-રસ્તા, નીતિ-રીતી ઉપરાંત સ્ત્રીઓનો દરજ્જો, ઘર-સંસાર, કેળવણી સ્ત્રીઓને મન સાથે તનની કસરતની જરૂર, પ્રખ્યાત જાહેર હિંમતવાળી બાનુઓના દાખલા, આરોગ્યતાના નિયમો ઉકતા રોગ-દર્દથી દૂર રહેવાની સંભાળ, માંદાની માવજત, પુત્રીઓને માત-પિતાની આવશ્યક સંભાળ અને સંગત, સુખ સમયે સાલેસાઈ અને દુઃખ પ્રત્યે સબુરી વિગેરે બાબતો ઉપર પોતાની કલમનો ઘણી ચાલાકીથી ઉપયોગ કર્યો છે, અને તેમાં આપણાં માનવંતાં મહારાણી વિક્ટોરીયાનો દાખલો આપ્યો છે જેમાં તેમને એક વફાદાર વનિતા, તાબેદાર ત્રિયા અને, માયાળુ માતા તરીકે દર્શાવ્યાં છે, તથા પ્રજા પ્રત્યેની તેમની પ્રીતિના દાખલા આપ્યા છે. તેમાં એક ઠેકાણે આપણા પ્રેમાળ પ્રજા-પ્રિય, શહેનશાહ બાનુના નીચલા સુવચનો આપ્યાં છે તે તો સોનેરી અક્ષરે પ્રત્યેક વફાદાર ઉમરમાં કોતરી ગખવા યોગ્ય છેઃ "મારી જિંદગી મારે વાસ્તે જ ખુદાએ આપી નથી. બીજાંઓને માટે છે.!'

આજ-કાલ જગતને મોંહડે ચઢી રહેલી સ્ત્રી-કેળવણીના સવાલ ઉપર બાઈ પુતલીબાઈ પોતાનાં આ સંગીન પત્ર-વહેવારમાં પોતાની સખીને બીશપ ઑફ હાર્ડફર્ડની સૂચના લખતાં પોતાનું જે મત જાહેર કરે છે તે બન્નેના વિચારો ઉતારી લેવાની મારી ઉલટને હું અટકાવી શક્તિ નથી, આ બીશપ લખે છેઃ-"ઓક્ષફર્ડ અને કેમબ્રીજ સ્ત્રીઓને માટે પોતાના દરવાજા ખુલ્લા કરશે તો કંઈજ નહિ પણ સારું જ થશે, તે માટે તો મને જરા પણ શંકા નથી. તે છતાં હું એમ ધારું છું કે ઘણા ઘણા વર્ષોથી જે જાતની કેળવણી છોકરાઓને લાયકની ગણવામાં આવેલી તે જ શું છોકરીઓએ લેવી જોઈએ? શું તેમને માટે કોઈ ખાસ વિદ્યાઓ, ખાસ અભ્યાસોની જરૂર નથી કે જે સ્ત્રી-જાતિને જ ખાસ શીખાડવાથી દુનિયાને ફાયદો થાય!"

ઉપરના લખાણ પર પુતળીબાઇ પોતાનો મત અરનવાઝને નીચે પ્રમાણે જાહેર કરે છેઃ-'આ શબ્દોમાં ઘણું વજુદ છે. સ્ત્રીઓને દુનિ-.

યામાં પુરુષોથી જુદાં અલાયદાં એવાં ઘણાંક કામો ઈશ્વરે સોંપી મોકલ્યાં છે, અને તે કામોમાં જે વિદ્યાઓની જરૂર છે તે વિદ્યાઓ તેઓ જો બધી નહિ તો થોડી પણ શીખે, અને તે વિદ્યાઓના બળથી પોતાના ખાસ કામોમાં સુધારા દાખલ કરે તો દુનિયાને કેટલો ફાયદો થાય! હવે ઘણા લોકોનું કહેવું છે કે 'સીવવું, રાંધવું, ખવાડવું અને છોકરાંની સંભાળ રાખવી એજ માત્ર સ્ત્રીનો ધંધો, તો તેને ઉંચી કેળવણીની શી જરૂર?' હવે કબૂલ કરીએ કે હા, સ્ત્રીનો કુદરતી ધંધો તો એજ, પણ તેજ ધંધો સારી રીતે ચલાવવા સારૂ શું વિદ્યાઓ નકામી છે? શું ઈતિહાસ કે ભૂગોળનું પુખ્ત જ્ઞાન તેને એક વધારે ખબરદાર સ્ત્રી બનાવતું નથી? શુ ભૂમિતિનું જ્ઞાન તેને ઘરબારમાં કાંઈ જ કામ આવતું નથી? શું રસાયણ શાસ્ત્ર જાણનારી સ્ત્રી વધારે સારી રાંધનારી નહિ બની શકે? અને વધારે પુષ્ટિકારક, વધારે તંદુરસ્તી આપનારાં પકવાનો નહિ બનાવી શકે? બાળકોના ખોરાકમાં સારું શું, ખરાબ શું તે સમજવાથી શું એક માતા તરીકે વધારે ફતેહમંદ નહિ થાય? નિશાળ અને કોલેજ છોડયા પછી એ બધી વિદ્યાઓને સાધારણ જિંદગીના ઉપયોગમાં કેવી રીતે લેવી તે છોકરીઓને શીખવેલું હોય તો એ બધું જ્ઞાન તેને વધારે બાહોશ ઘર-ધણીઆણીઓ, વધારે સમજુ માતાઓ, અને માંદાની વધારે ખબરદાર માવજત કરનારીઓ બનાવી શકે!

### ચિત્ર કલા

સાહિત્ય તરફના શોખ સાથે ચિત્ર-કળામાં પણ બાઈ પુતળીબાઈની પીંછીની પિછાન થઇ છે. મુંબઇના હુન્નરના પ્રદર્શનમાં સને ૧૮૯૨માં "દિવસનાં સ્વપ્નાં" એ નામનું એક તેલ-ચિત્ર બાઈ પુતળીબાઈએ રજુ કર્યું હતું, જે માટે એમને ઑનરેબલ મી. વહાડીઆનું રૂ. ૫૦)નું ઇનામ મળ્યું હતું, થોડા વખતના અભ્યાસની એમની પહેલી હિંમતનો આ પહેલો દેખાવ હતો. જે પછી બીજે જ વર્ષે સને ૧૮૯૪ માં પોતાના ભવિષ્યના ભરથારનું સરસ ચિત્ર ઉતારવા માટે મી કામદીનનું ઇનામ મેળવવા ભાગ્યશાળી નીવડયાં હતાં.

ચિત્રકળા મરહુમ બહેન પુતળીબાઈને ઝાઝી શીખવી પડી ન હતી, તે હુન્નર એઓમાં કુદરતી હતો. પ્રખ્યાત ચિતારા રવીવર્માના હાથ હેઠળ એમણે થોડી ઘણી તાલીમ લીધી હતી ખરી. ૪૫ વર્ષો ઉપર સને ૧૮૯૭માં સ્ત્રીબોધમાં મારા ઉપર કહેલા લેખમાં મેં મરહુમ બહેન પુતળીબાઈની એ કળા માટે નીચે પ્રમાણે લખ્યું હતું, જે વિવેકી વાંચકવર્ગને વાંચવાની ભલામણ કરૂં છું.

### "કુદરતની બક્ષિસ!

"જો કે બાઈ પુતળીબાઈએ કોઇ હુન્નરની પાઠશાળામાં નિયમિત કાયદા પ્રમાણે ચિત્ર-કળાનો હુન્નર સંપાદન કર્યો ન હતો છતાં ખાનગી અભ્યાસના લાભથી ચિતરવાની એમની કુદરતી શક્તિ અને વળણ એવા અચુક આકારમાં સાબિત થઈ હતી કે જેઓ કાયદાસરની "ડીગ્રી"ઓ મેળવી આ હુન્નરની હરિફાઈમાં પોતાના નાદર નમુનાઓ પરીક્ષાની કસોટી ઉપર કસવા મુકતાં તેઓ સાથે આવો જશ જીતી જવામાં એઓ નશીબવાન નીવડયા હતાં. એમના એક પછી એક ચિત્રની પિછાનનો પ્રત્યક્ષ પૂરાવો દર સાલ ઇનામો જીતવામાં સાબીત થતો. ૧૮૯૫માં મી. રૂસ્તમજી નાનાભાઇ બેરામજી જીજીભાઈનું રૂ. ૫૦ નું ઇનામ એમનાં લાયકીવાળાં માતુશ્રીના ચિત્ર માટે મળ્યું હતું. અને ત્યારપછી ૧૮૯૬ માં એમના સસરા તે પ્રખ્યાત 'ગસ્ત ગોફતાર'ના બાહોશ અને અનુભવી અધિપતિ મી. કેખુશરૂ ન. કાબરાજીની એક આબેહુબ છબી ચિતરવા માટે

એજ પ્રદર્શનમાં મી. વજેશંકર ગૌરીશંકરનું રૂ. ૪૦)નું ઈનામ એઓ જીતી ગયાં હતાં. આ સિવાય બીજાં લગભગ અર્ધો ડજન ચિત્રો વખતોવખત એમણે દેખાડવા મૂક્યાં હતાં જે સઘળાં પ્રશંસાપાત્ર ગણાયાં હતાં સાહિત્ય ભેગાં ચિત્ર-કળાના એમના શોખ અને ફત્તેહ માટે આ બાનું શાબાશીને લાયક છે.

"જાહેરમાં જશર્વતાં કાર્યો કરી જશ જીતી જવાની એમની જવાન જિંદગીનો એક તાજો બનાવ મને યાદ આવે છે, દુઃખ્યાની દાઝ દયાળુ દિલમાં ઘણાંઓને હોય છે, પણ તે દયાના પ્રવાહના માર્ગને સીધે રસ્તે દોરવી લઈ જવાનાં સાધનો-સંજોગો અને હિંમત ઘણા થોડાઓને હોય છે. આવી હિંમત પોતાની જિંદગીના રાંક જોડ્યા (ખાવિંદ)ના ઉત્તેજનથી આ બાઈએ નાસીકના દુકાળિયાંઓ માટે કપડાંની મદદ માંગી દેખાડી આપી હતી દુધમળ બાળકો, અનાથ અબળાઓ અને દુકાળના સંકટથી પીડાતા, લાચાર, લાઈલાજ પુરુષોને ઠંડીથી ઠરતા બચાવવા તેમના રક્ષણાર્થે સખી ઓની સાહેતાની અરજ કરવા એમના અંતઃકરણમાં એક અણદીઠ અવાજે એમને ઉશ્કેર્યા. આ લાગણી ઉત્પન્ન થતાં જ "રાસ્ત ગોફ્તાર" જેવા એક જાહેર પત્રદ્વારે બાઈ પુતળીબાઈ હિંમતથી બહાર આવ્યાં. જો કે મદદ તો માત્ર કપડાંની જ માંગી હતી છતાં રૂ ૫૦૦ નું ફંડ એકઠું કરી તેના વસ્ત્રો તે ગરીબોમા જાતી શ્રમથી વહેંચી આપવામાં જે જહેમત ઊઠાવી હતી તે કંઇ ઓછી પાશવાન નહિ હતી. આ પ્રસંગોપાત મદદ માટે નાસીકના ઍસીસટન્ટ કલેકટરનાં ધણીઆણી તરિકે ત્યાં એમની જાબજા તારીફ થઇ હતી.

"છેલ્લે, આ બાબત પણ નોંધી લેવા જોગ છે કે ફ્રાન્સમાં છપાતું "Revue des Dames" નામનું ચોપાનિયું કે જે "ફ્રાન્સનું સ્ત્રીબોધ" કહેવાઈ શકાય તેના એક છેલ્લા અંકમાં બાઇ પુતળીબાઈનું ચિત્ર અને જન્મ-ચરિત્ર ફ્રેંચ ભાષામાં છપાયું છે, જે એક પારસી બાનુ લેખે ઘણું નવાઈ જેવું માન લેખી શકાય.

"બાઈ પુતળીબાઈની યુવાન સ્થિતિ તરફ નજર નાખતાં હું ઈચ્છીશ કે આ સદ્ગુણી સ્ત્રી હજુ બીજાં સેંકડો યશવાન કાર્યો કરવા પોતાની કીર્તિના કોટને વધૂ મજબુત બનાવવા, પ્રજાની પિછાન અને વખાણને વધૂ લાયક થવા લાંબા આયુષ્ય ભોગવી પરમાર્થીપણાની પોતાની ઉમદા આશા-અભિલાષા પરિપૂર્ણ કરવા ફત્તેહમંદ થાય !"

ઉપલું લખાણ છેક સને ૧૮૯૭માં મરહુમ બ્હેન પુતળીબાઈના સસરાજીના આગ્રહથી "સ્ત્રીબોધ"ના ૧૮૯૭નાં એક અંકમાં મે લખ્યુ હતું. તે કેટલે દરજ્જે ખરું પડયું છે તે સુજ્ઞ વાંચક સહજ જોઇ શકશે.

મરહુમ બ્હેન પુતળીબાઈ જેવી ભાગ્યશાળી ભાર્યાઓ આપણી કોમમાં ઘણી પેદા થાય અને ધણીના મધુર ઘરને સ્વર્ગમાં ફેરવીને પોતે નારી-ફરેસ્તાની ઉપમા મેળવે!

મરહુમ બ્હેને પોતાની પાછળ ખાવિંદ, બે દિકરાઓ, અને બે દિકરીઓને મૂકી સ્વર્ગમાં મુકામ કર્યો છે. તે હીરતાર મર્હુમના અમર આત્માને બેહેસ્તમાં શાંતિ બક્ષે !



# એક પારસી બાનુનું બનાવેલું પુસ્તક

"ટુંકી કહાણીઓ"-ભાગ ૨ જો.

(સ્ત્રીબોધ મે ૧૮૮૩ માંથી ઉતારો)

"પુતળીબાઈ"ની સદી હેઠળ સ્ત્રીબોધનાં વાંચનારાંઓનું મનરંજન કરનારી અમારી ચંચળ લખનારી બાઈને વાંચનારી બાનુઓ સારી પેઠે પિછાને છે. તેઓ સર્વ જાણીને ખુશી થશે કે અમદાવાદવાળા રાવ સાહેબ મહિપતરામ રૂપરામની મરહુમ બેટી બાઈ શૃંગારની યાદગીરીમાં એ ગૃહસ્થે ટુંકી પણ રમુજી વાર્તાઓનો એક નાનો ગ્રંથ બનાવવા માટે સ્ત્રી લખનારીઓને રૂ. ૬૦) નાં ઈનામનું જે નોતું દીધું હતું, તે મુજબ આ હરિફાઈમાં મીસ પુતળીબાઈ ધનજીભાઈ નસરવાનજી વાડીયાનો ગ્રંથ સર્વેથી લાયક માલમ પડવાથી, એ ઈનામ અમારી એ ચંચલ મદદગાર બહેનીને મળ્યું છે, તેથી અમે મગરૂરી માની લઈયે છીએ અને અમારી મગરૂરીમાં વાંચનારી બાનુઓ ભાગ લેશે એવી આશા રાખીયે છીએ.

એક દેશી સ્ત્રીની કલમથી લખાયલો ઈનામનો ગ્રંથ આ પહેલ વહેલો જ છે, અને જો કે ઈનામ નાનું છે તથા પુસ્તક માત્ર ઈંગ્રેજી ઉપરથી તરજુમો કરેલું છે તો પણ આપણી સ્ત્રીઓને જાહેર લખાણમાં ઉત્તેજન દેવું એવી અમારી ઘણાં વર્ષની ઉમેદ પાર પડવાની આ નાની સરખી શરૂઆતની અતરે નોંધ લેવાનો અમારો હક છે. આ ગ્રંથ "ટુંકી કહાણીઓ"નો ભાગ ૨ જો છે. ૧ લો ભાગ સ્વ. બાઈ શૃંગારે પોતે રચ્યો હતો, જેની યાદગીરીમાં આ બીજો ભાગ જાહેર ઈનામથી બાઈ પુતળીબાઇએ બનાવ્યો છે.એમાં નીતિરસની ભરેલી અને રમુજી ૪૮ વાર્તાઓનો સંગ્રહ કરેલો છે, અને તેમાંની શુદ્ધ ગુજરાતી ભાષા એક પારસી અબળા રચનારીને શોભા લમાડનારી છે. નમુના દાખલ નીચલી વાર્તા હેઠળ ઉતારીયે છીયે

"ભોળાનો ભરમ ભાગ્યો.

"કેરો શહેરમાં મરકી ચાલી હતી ત્યારે ત્યાંના એક વેપારીને રાત્રે એવું સમણું આવ્યું કે તે રોગથી તેના ઘરનાં ૧૧ માણસ મરી ગયાં અને પોતા સુદ્ધાં ઘરમાં અગિઆર માણસ હતાં, એ સાંભરી આવ્યાથી તે મોટા ખેદમાં જાગી ઉઠયો. એ પછી બીજે દિવસે તેનું એક બાળક મરણ પામ્યું ને ત્રીજે કે ચોથે દિવસે તેની સ્ત્રીનો કાળ થયો. અને ત્યાર કેડે થોડા થોડા દિવસને આંતરે તેનાં એક પછી એક આઠ બચ્ચાં આ દુનિયા છોડી ગયાં. એથી તેણે નક્કી માન્યું કે તેનું સ્વપ્નુ ખરું પડશે, અને હવે છેલ્લો તેનો વારો આવશે. પોતાનાં સગાંવ્હાલાંને મળવા જઈ તે કહી આવ્યો કે તમે સૌ આવતી કાલે અને જરૂર પડે તો પરમદહાડે મારે ઘેર આવજો અને હું મરી ગયો હોઉં તો મારા શબને દટાવવા વગેરેની ઉત્તર ક્રિયા બરાબર કરાવજો. સાંજ પડ્યા પછી થોડીવારે તે ખાટલામાં સુઇ ગયો, પણ ઘરમાં એકલો, અને મરવાના ભય ભરેલા વિચારમાં તથા પોતાના જન્મારામાં કરેલાં કૃત્યોનું પુનરાવલોકન કરવામાં તેનું મન એટલું રોકાયલું હતુ કે તેને ઉંઘ આવી નહિ. અધારામાં તેને એવી ઝંખના થઈ કે જમનો દૂત તેના જીવને લેવા આવ્યો છે. એવામાં તેણે કોઈને પોતાના ઓરડામાં પેસતો જોયો. ગભરાટમાં બેઠો થઈ તેણે પેલાને પૂછ્યું કે "તું કોણ છે?" પેલાએ તરત કરડા અને ગંભીર સાદે જવાબ દીધો કે "ચૂપ રહે! જમનો દૂત છું, અને તને તેડવા આવ્યો છું."

આ સાંભળી તે બીધેલો આદમી તેનાથી બચવાને, મોટે માથે ઓઢી સુઈ ગયો. તેની છાતી ધડકવા લાગી, ને તેને લાગ્યું કે હવે થોડી પળમાં પેલો મારા આત્માને ધસડી જશે.

ઘણા કલાક વહી ગયા પણ તેમ થયું નહિ એ ઉપરથી તેણે ધાર્યું જે જમદૂત મને મરવાની તૈયારી કરવાનો વખત આપતો હશે. આ અવસ્થામાં રાત પૂરી થઇ ને વહાણું વાયું, એટલે તેનાં સગાં વહાલાં આવ્યાં. ઓઢીપોઢીને મડદા જેવો સ્થિર પડેલો જોઇ તેમણે ધાર્યું કે તે મરી ગયો હશે. તેથી તેઓએ તેને હાંક મારી બોલાવ્યો ત્યારે તેણે નબળે સાદે જવાબ દીધો કે "હું હજી મરી ગયો નથી, પણ જમનો દૂત ગઇ સાંજનો મારી પાસે આવી ગયો છે, અને મને લાગે છે કે તે હવે થોડીવારમાં આવી મારા આત્માને લઈ જશે, માટે હાલ તમે મને હેરાન કરશો મા, પણ મારું મરણ થયા પછી મારા મડદાને નવડાવી દાટજો." તેના સગાંઓએ તેને પૂછ્યું જે "તારું બારણું ઉઘાડું કેમ છે?" તેણે કહ્યું "કદાચ જમદૂતે ઉઘાડ્યું હશે." તેમણે પૂછ્યું "તો તમારા ચોકમાં કોઈ માણસ છે તે કોણ છે?" તેણે કહ્યું, "જમનો દુત મને ઝાલી જવાને ટાંપી રહ્યો છે તે તમારી નજરે પડતો હશે ને ધુંધળામાં તમે તેને માણસ ધારતા હશો." તેમણે કહ્યું જે "એ ચોર છે, તારા ઘરમાંથી જે હાથ લાગ્યું તે બધું એકઠું કરતો હતો તેવામાં તેને મરકી થવાથી મરણ પામી તારા ચોકમાં તે પડ્યો છે, તેના હાથમાં એક રૂપાની દીવી છે."

આ સાંભળી પેલો મરવા સુતેલો માણસ પોતાની રજાઇ ફેંકી દેઇ છોડી ઉભો થયો અને બોલ્યો, "ઈશ્વરની સ્તુતિ કરો! અગિયારમો એ, અને હું તો બચ્યો! બેશક એજ ચોરે મારી પાસે આવી પોતાને જમદૂત કહ્યો, પણ તેની લુચ્ચાઇને સારુ તેને યોગ્ય શિક્ષા થઇ છે."

આ વેપારીએ પોતાના સ્વપ્ના વિષે પોતાનાં સગાં આગળ વાત કીધી હતી તે આ ચોરે સાંભળી લીધી હતી, અને સાંજની વેળાએ તેના ઘરનું બારણું કાંઇક હિકમતથી ઉઘાડી તે માંહે દાખલ થયો હતો અને પોતે જમનો દૂત છું એવું કહી તે ભોળા પુરુષને તેણે ઠગ્યો હતો.



# સર જીવનજી મોદીએ શ્રી પુતળીબાઈની કરાવેલી પિછાન

[ "મીનોચેહેર ઓરાનરી"ની પ્રસ્તાવનામાંથી ]

૧૯ઈ સદીના છેલ્લા દાયકાઓમાં જ્યારે પારસીઓમાં સ્ત્રી કેળવણીમાં હજી હાલના જેવો ઉછાળો ન હતો, ત્યારે પારસી સ્ત્રીઓમાં જાહેર લખનારીઓ જવલ્લેજ હોય. પણ તેવા શરૂઆતના વખતમાં પણ બાઈ પુતળીબાઈ વાડીઆ એક લખનાર તરીકે જાહેર થયાં હતાં, અને ગુજરાતી ઉપરાંત વળી અંગ્રેજીમાં વિષયો લખતા હતા. "ઈન્ડીયન એન્ટિક્વરી" નામનુ જાણીતુ ઈંગ્રેજી માહવારી જે આજે (૧૯૨૮માં) પણ ખુદાની મહેરથી કામ આપતુ રહ્યુ છે તેમાં એમણે પારસીઓના "લગનના ગીતો" બાબે વિષય લખ્યો હતો જે વિષયે મારૂં એમના તરફ ખાસ ધ્યાન ખેંચ્યુ હતું. તેથી જ્યારે "પારસીઓના લગ્ન સંબંધે રાહ રેવાજો" ઉપર મેં આશરે ૩૦ વર્ષ પર મારી એનથ્રોપોલોજીકલ સોસાએટી હજુર વિષય વાંચ્યો, ત્યારે એમણે ઉપલા માહવારીમાં આપેલાં પારસી લગ્નોનાં ગીતોના તરજુમાઓ મેં તેમાંથી આપ્યા હતા. તે વખતે આગળ વધેલી ગણાતી કેળવણી લીધેલાં ભણેલા આ પારસી બાનુ સાથે સાહિત્ય સબંધી મારી પહેલીજ પિછાન હતી. ત્યાર પછી હું જોતો અને સાંભળતો આવ્યો છું કે પોતાના ભલા પતિ સાથે એઓ જ્યાં પણ જતાં ત્યાં પોતાની શક્તિ પ્રમાણે, જે જન–સેવાનો પાઠ એઓએ પોતાના આ પુસ્તકમાં આપણને આપ્યો છે, તે પાઠ પ્રમાણે, વગર ઘોઘાટ કરવે કામ કરતાં ગયાં છે.

આગલી સદીનાં કેટલાંક પારસી ભાઈઓ અને બાઈઓ પોતાની આગળ વધેલી કેળવણીના સબબે અને તે કેળવણીના પ્રતાપે કોઈ આગળ વધેલા પોતાના નવા વિચારોને, લીધે કાંઈક ફોકટની બદનામીમાં આવી પડતાં કે તેઓ જાણે કોઈ રીતે કાંઈક અધર્મી હોય, પણ નહિ, તેમ કાંઈ ન હતુ;–કોઈક જુના વિચારવાળા જરથોસ્તીઓ કરતાં તેઓ વધુ ચુસ્ત જરથોસ્તી, પેગમ્બર જરથોસ્તે દીધેલા શિક્ષણ પ્રમાણેનાં ખરાં જરથોસ્તીઓ હતાં. જરથોસ્તી દીન તરફ અને તે દીનના દેશ ઈરાન તરફ તેઓના હૈડાં ઉભરાતાં રહેતાં હતાં. આજથી ૨૫) વર્ષનો એકાદ દીવસ મને યાદ આવે છે કે જ્યારે એવા ઉભરાઈ જતા હૈડાં સાથે એમણે મારા ઉપર પત્ર લખી જરથોસ્તી બાળકોને ધર્મ–કેળવણી બરાબર મળતી નહિ, તે બાબે ખેદ દેખાડયો હતો. અને હાલમાં જ્યારે કેટલાંક પારસી કુટુંબોમાં ગુજરાતી કરતાં અંગ્રેજી ભાષાના જ્ઞાનનો મહાવરો વધારે પડયો છે ત્યારે ગુજરાતી સાથે અંગ્રેજી ભાષા મારફતે પણ જરથોસ્તી ધર્મનું જ્ઞાન અપાય તે માટે એમણે મારા ઉપર એક લબાણુ પત્ર લખ્યો હતો. તેમનું તે કહેણ મારા મન ઉપર હજી રમતું રહ્યું હતું અને તે સબબે જ્યારે જરથોસ્તી ધર્મ સબંધી બાબતોનુ પ્રશ્નોત્તર (Catechism)નું પુસ્તક મેં બહાર પાડયું ત્યારે મને કાંઈક સંતોષ થયો હતો.

આ આગલી બાબતોની યાદ આ બાઈના આ પુસ્તક માટે બે બોલ લખતાં મને અલબત્તે ખુશી આપે છે.

આપણામાં બોધ આપનારી ગણાતી વાર્તાઓના પુસ્તકોમાં આ પુસ્તક આગેવાન જગ્યા લે છે. સુંદર શુદ્ધ પણ સાદી ભાષામાં આ વાર્તા પારસી જવાનોને, જવાન ભાઈઓ અને જવાન બહેનોને, પરમાર્થના, જન સેવાના, ખુદાએ તન, મન અને ધનની તવંગરી આપી હોય તો તે તવંગરી સદ્ઉપયોગ કરવાના

શુભ પાઠ આપે છે. હાલમાં જ્યારે "ઈરાન, ઈરાન, અને ઈરાન"નું નામ ઘણુંક પારસી મોહડે પોકરાય છે, અને તે આ નેમથી કે અત્રેના પારસી, જેઓ ખુદાની મહેરથી ભાગ્યશાળી સંજોગોમાં અત્રે પાંચ પૈસે સુખી છે, તેઓએ પણ દરેકે પોતાના હમદીન જરથોસ્તી ભાઈઓ, જેઓ ઈરાનમાં—બન્નેના સામાન્ય બાપદાદાઓના અને મા મમાઈઓના વતનમાં—કેળવણી વગરના પડ્યાં હોય યા બીજી રીતે પડતી હાલતમાં હોય, તેઓને યારીનો હાથ આપવો. આ માંગણીમાં આ પુસ્તકની સુંદર રસોલી વાર્તાથી આ ભલી જરથોસ્તી બાઈ પોતાનો નાજુક પણ અનુભવી કસાયલો અને ઘડાયલો અવાજ ઉમેરે છે.

વાર્તાનો સાર

ઈરાનના પુત્ર અને પુત્રીઓ તરફ માયા, મમતા, અને દીલસોજીની લાગણી ધરાવનારી એક મધ્યમ હાલત ભોગવનારી માતા ખોરશેદબાઈ પોતાના બેટા મીનોચેહેરને ઈરાન તરફ પ્રેમ પ્યાર અને પ્રીતિ દેખાડવાના પાઠો અને પ્યાલો સાથે ઉધારે છે. તે બેટો માતાના શિક્ષણને સાચ્ચો નિવડી પોતાની જરૂરી કેળવણી તમામ કરી ઈરાન જાય છે. અને ત્યાં કેટલાંક વર્ષો રૂડું કામ કરી હમદીનોમાં પોતાની શક્તિ પ્રમાણે કાંઈક પોતાના રૂડાં કહેણના આશીર્વાદ વરસાવી, બીમારી સબબે મુંબાઈ પાછો આવે છે. તેમ આવતાં કાંઈક રાહત મેળવવા બાદ ફરામજી કાવસજી ઇન્સ્ટીટ્યુટના માળ ઉપર ઈરાન બાબે પાંચ ભાષણોની એક હારમાળા આપે છે. તેનાં ભાષણોની બાબતનું નામજ એક જવાન કન્યા, જે વારસાથી કરોડપતી બની છે, તેનું ધ્યાન ખેંચે છે. શેખ સાદી ગુલેસ્તાનમાં પોતાની એક વાર્તામાં જણાવે છે કે તે એક વખત વાયજ કરતો હતો, પણ પોતાના શ્રોતાજનોમાં સાંભળવાની અને સમજવાની અને સમજી ગોર કરવાની શક્તિ કમી જોઈ કાંઈક દીલગીર થયો હતો, તેવામાં બહારથી એક નવો શ્રોતાજન આવ્યો, જે પૂરી ગંભીરાઈથી તેની વાયજ સાંભળવા લાગ્યો. શેખ સાદી તેના ચેહરા ઉપરથી તરત પારખી શક્યો કે તે ઘણીમા સમજવાનું પૂરતું પાણી છે, અને તેથી નવી ઉલટમાં આવી પોતાની વાયજ કરવા લાગ્યો. આ તવંગર વારેસ કન્યા નાજાંમાં મીનોચેહેરને શેખ સાદીને મળેલા શ્રોતાજન જેવી એક શ્રોતાજન મળી હતી. પોતાની ભાષણ માળામાં મીનોચેહેરની છેવટની નેમ આ કહેવાની હતી કેઃ—

"ઓ મુંબઈનાં તવંગર ભાઈઓ અને બહેનો! મને પૈસાની મદદ કરો કે, જો કે મને મારો તબીબ પાછો ઈરાન જવા ના કહે છે, તો પણ હું મારા વ્હાલાં વતનનાં મારાં હમદીન ગરીબોની સેવા બજાવવા પાછો ઈરાન જાઉં, અને તમોએ સખાવતમાં આપેલો ધનના બળમાં મારાં તન અને મનનું બળ ઉમેરી હું તેઓનું કાંઈ વધુ ભલું કરું."

પેલી અંગ્રેજી કહેવત પ્રમાણે આ માત્ર બીઆબાનમાં પોકારતો એક અવાજ (a voice in the wilderness) હતો. પણ સારા ભાગ્યે તે પેલી તવંગર કન્યાના કાનપર પડ્યો, અને તેનો તેણીના મન પર છાપ પડ્યો. ભાષણોની માળા તમામ થતાં તે મીનોચેહેર આગળ ગઈ, અને પોતાના વારસાની દોલત સાથે પોતાના દીલની પાક મહોબતનો પણ તેને ભાગ્યો બનાવવાની મનમાં રમતી કાંઈક ખાહેશ સાથે તેણીએ કંઈક મદદ આપવાનો વિચાર જણાવ્યો, અને મીનોચેહેરને પોતાને ઘેર બોલાવ્યો. મીનોચેહેર તેને ઘેર ગયો, પિછાન પડી; અને કાંઈક વિચારો અદલ બદલ કર્યા બાદ શાહદીનું સાટું થયું,–પણ તે એવી શરતે કે શાહદી સવારે થાય અને શાહદીના ભોગવતા વગર મીનોચેહેર ઈરાન પાછો ઉપડી જાય, કે જ્યાં નાજાં હમદીનો માટે નાણાંની મદદ તેની

ઉપર મોકલતી રહે. તબીબોએ કહ્યું છે કે "તે ઈરાન પાછો જશે તો મરી જશે." એમ જાણવા છતાં હિમ્મતથી અને પોતાની દોલતનો ભલો ઉપયોગ કરવાના ખ્યાલથી, અને તે સાથે જ કાંઇક ખરી મોહબત બરપા થવાથી નાજાં મીનોચેહેરને પરણે છે. એમ પરણવાની ઉતાવળ કરવાનો મુખ્ય સબબ આ હતો કે, જો નાજાં ચોક્કસ મુદતમાં પરણે નહિં તો તેનો સર્વ વારસો બીજે હાથ જાય એમ હતું, અને તે મુદતનો હવે ફક્ત એકજ મહીનો બાકી રહ્યો હતો! તેની આ સરત બાબે અને તે ઉપરથી બરપા થતા લગ્ન સંબંધી ઉમદા ખ્યાલો માટેનું આપણી ગ્રંથ-કર્ત્તિનું વિવેચન ઘણું વાંચવા જોગ છે. વિચારના આવા આવજો માવજો બાદ લગ્ન થાય છે તેજ દીને મીનોચેહેર ઇરાન ઉપડી જાય છે. નાજાં રૂડા કાગળો લખતી રહે છે ને ઇરાની હમદીનો માટે નાણું મોકલતી રહે છે, અને મીનોચેહેર ત્યાંની હકીકત જણાવતો રહે છે, પણ કેટલાક અરસા બાદ મીનોચેહેર તરફથી પત્રો આવતા તદન બંધ થાય છે. નાજાં વિચારમાં પડે છે, તેને ખબર પડે છે કે મીનોચેહેર ઇરાનમાં તાવથી પાછો હેરાન થાય છે. અજબ સંજોગો વચ્ચે અને શરતો સાથે ખરા પ્રેમ પ્યાર અને પ્રીતિથી શાહદી કરેલા પતિની બિમારીના ચાલુ વિચારો વિસારવા નાજાં પોતાના જાતિ લોહીમાં પેવસ્ત થયેલા જનસેવાના ખ્યાલથી મુંબાઇની એક હોસ્પીટલમાં ધર્માદા નર્સ તરીકે કામ કરવા જાય છે. આ હોસ્પીટલ તે વખતે અને ઊભી થયેલી ઈ. સ. ૧૯૧૪ ના સાલની એક લડાઇની હોસ્પીટલ છે, કે જેમાં છેલ્લી લડાઇમાં મેસોપોટેમીઆ તરફથી અને ઇજીપ્ત તરફથી આવતા જખમીઓની સારવાર થતી હતી. એક દહાડો દરદીઓની સારવાર કરતાં નાજાંએ એક દરદીને સુદરેહ-કુસતી સાથે જોયો અને પોતાના મીનોચેહેર તરીકે પિછાણ્યો. તેણે મીનોચેહેરને સારો કર્યો, અરસપરસ સઘળો ખુલાસો થયો અને હવે બન્ને પતિ પત્નીએ વર્ષો ઉપર થયેલા લગ્નનું સુખ ભોગવ્યું.

આ નીતિજનક બોધદેનારી અને જન-સેવાના ભલા પાઠો આપનારી વાર્તાનો આટલો સાર છે.

આપણે સ્પેન્તામઈન્યુ અને અંગ્રમઈન્યુ વચ્ચેના જંગ માટે બોલીએ છીએ, પણ આ વાર્તામાં તો જાણે સ્પેન્તામઈન્યુનાં બે બચ્ચાંઓ જ માહોમાંહે લડે છે. ગરીબ બીચારો મીનોચેહેર! તેના બે મણ વિચારો માંહોમાંહે લડે છે. પરણવું કે નહિ પરણવું? પરણીને એક ભલું કામ કરવા માટેનાં સાધનો હાથ કરવાં કે પરણવા ના પાડીને તે જતાં મેળવાં! એક ભલા વિચારો ધરાવનારી ભલી સ્ત્રીનો ફક્ત નામનો પણ ખાવીંદ થવું અને તેમ થઇ તેની મારફતે અને તેની સાથે ભલાં કામો બર લાવવા, કે એવો નામનો ખાવીંદ બનવા કરતા લાખ્ખોની દોલત મારફતે થતાં ભલાં કામો કરવાની તક જતી મેલવી? આવા પ્રકારના વિચારો-સ્પેન્તોમીનોની ભલી શકિતના વિચારરૂપી બચ્ચાંઓ વચ્ચે ખરેખર જંગ સમાન છે આ વાર્તાનું શું ઉકેલ આવે છે તે તેને જાણવા દેવા વગર આજે પણ કોઈ ભલા ભણેલા દરંઅંદેશ પરદુ:ખભંજન કુમારા જરથોસ્તીને આપણે એ સવાલો કરીએ-વધારે બરાબર રીતે બોલતાં એવા સવાલોની વચ્ચે મેળાવલો જોઈએ-તો નવાઈ નથી કે તે બીચારો મીનોચેહેરની માફક તરફડતી રાતો ગુજારે.

વાર્તા છે. જરથોસ્તી ઘરોનું નીતિમાન વાતાવરણ શુદ્ધ કરનારી આ વાર્તા છે. આ વાર્તા વાંચતાં આપણે પોતાને પણ કોઈ સાદા સુંદર સ્વચ્છ સુગંધમય વાતાવરણમાં જોઈએ છીએ, અને આપણે વિચાર કરીએ છીએ કે જો ઘણાં જરથોસ્તી ઘરોમાં એ વાર્તાના જેવા સુંદર વિચારોનું વાતાવરણ ફેલાય તો જરથોસ્તી કોમની બોલબાલા થાય. ખુદા જરથોસ્તી કોમને તેની ભવિષ્યની કીર્તિ કાજે ઘણાક મીનોચેહેરો અને ઘણીક નાજાંઓ આપે! નાજાં એક નમુનેદાર નાજાં છે, કે જે બાપોકાર તેમ છુપા શિક્ષણના વિચારોથી કહે છે કે ખુદાએ આપણને પૈસા આપ્યા હોય તો તે બીજાંઓના ભલા માટે એક પ્રકારના ટ્રસ્ટમાં આપ્યા છે.

મીનોચેહેર એક સાચો જરથોસ્તી છે, એક ભલી, ભણેલી જીંદગી માટે ઉમદા ખ્યાલ ધરાવનારી સ્ત્રીના પ્યાર ખાતર તે તેણીને પરણ્યો છે. વહાલા વતન તરફના વહાલ ખાતર, તેનાં ગરીબ જરથોસ્તીઓની હર્દમંની હાજત ખાતર, તેઓ તરફના પ્યાર ખાતર, તે તેણીને પરણીને તેજ દીવસે એક પરણેલા કુમારા તરીકે—યા કુંવારા પરણેલા તરીકે—તે પોતાની પ્રિયાને સલામ કરીને ઈરાન જાય છે પણ તેના આ શબ્દો છે કે "એને ખરા પ્યારથી પરણીશ—અને પછી મારા કામના પ્યાર ખાતર એને છોડી જઈશ."

લગ્નની મોતેબરી માટે અને લગ્નની ક્રિયાની ગંભીરતા માટેના મીનોચેહેર અને નાજાંના વિચારોએ હાલમાં જરથોસ્તીઓનું ઘણું ધ્યાન ખેંચવું જોઈએ, કે જ્યારે લગ્નમાંથી ગંભીરતા નીકળી ગઈ છે. ગમે તેટલી ખાનીપાણી અને રંગરાગ કરો, પણ લગ્નના આશીર્વાદની ક્રિયા પૂરતી ગંભીરાઈથી—અને તો પાડોશની કોઇ દરેમેહરમાં થોડાંક બેશી અને મિત્રો સાથે જઈને કરો,—આ એક શુભ શીખામણ છે. મને યાદ છે કે કેટલાક વર્ષો પર એક દસ્તુરજીને ત્યાં આલબ્લેસ બાગમાં શાહદી હતી ત્યાં તેમણે કેટલાક મહેમાનોમાં તે વખતે અત્રે આવેલા પૂર્વ ભણીના દરીયાઈ કાફલાના એક એડમીરલને પણ બોલાવ્યો હતો, અને મને અરજ કીધી હતી કે મારે તેમની પાસે બેસી તેમને ધર્મક્રિયાની કાંઇક સમજ આપવી. પણ મને વર્ષો બાદ આજે પણ તે સાંજ યાદ છે કે જ્યારે મેં કાંઈક વખત તે અમલદાર સાથે મારા મનમાંની કાંઈક શરમીંદગી સાથે પસાર કર્યો. સબબ કે આશીર્વાદની ગંભીર-ક્રિયા સાથે ત્યાં શી ગડબડ અને હો હા! તે બીચારા એડમીરલે મનમાં વિચાર કર્યો હશે કે જ્યારે પારસીઓના વડા દસ્તુર, કે જેઓને ત્યાં ઘણી ગંભીરતાની આશા રખાય તેઓને જ ત્યાં આવી ગડબડ, તો બીજા મધ્યમ વર્ગને ત્યાં કેટલી બધી હશે!

હું ઘણી જવાન વયનો હતો ત્યારે મને સાંભળેલું યાદ છે કે મરહુમ દસ્તુરજી પેશોતનજી બેહરામજી સન્જાણાએ એક નવજોતની ક્રિયામાં જુદ્દીનોને તેડેલાં હતાં તે સામે કંઈક વાંધો ઊઠાવ્યો હતો, તેથી તે ભણેલા દસ્તુરજી કાંઈક વિરૂદ્ધ ટીકાને પાત્ર થયા હતા...પણ આજે જ્યારે હું મામલો એવો જોઉં છું કે નવજોત લગ્ન જેવી ધર્મક્રિયાઓમાં ગંભીરતા ગુમ થઇ છે અને થાય છે, ત્યારે મને લાગે છે કે દસ્તુરજીનો વાંધો કાંઈક સમજી શકાય છે. જુદ્દીન મહેમાનોને ક્રિયા દેખાડવા માટે ઊંચા પ્લેટફોર્મ અને બેઠકો અને શણગારોની ધામધુમ વચ્ચે ક્રિયાની ગંભીરતા વિસરાઈ જાય છે. આપણા પારસી ભાઈઓ અને બાઈઓએ યાદ રાખવું જોઇએ કે એવા અવસરોએ તેઓ ત્યાં મહેમાન તરીકે જાય છે તે ફકત ખાણાપીણા માટેજ નહિ પણ એક ધાર્મિક કામમાં હમશરીક થવા માટે, અને

તેઓએ, બે ઘડી શાંત રહી, પોતાના ભલા વિચારો ખુદા તરફ ફેંકી અને પરણુતા જોડાં કાજે કરી પોતે પણ કાંઈક ધડો લેવાનો છે.

આ વાર્તામાં કરોડપતિ બાઇ પોતાનો એશઆરામ તજી પોતાનો કંઈક ગમ વિસારવા એક હોસ્પિટલમાં ગરીબ દરદીઓની સારવાર કરે છે અને કંઈક જનસેવા બજાવે છે. આવી જનસેવા આપણને કોઇ રૂડા માર્ગ ઉપર મેળે છે. કાંઈ નહિ તો હોસ્પીટલમાં દુઃખ દરદથી પીડાતા દરદીઓ સાથેની બે ઘડીની દિલાસો દેનારી વાત આપણને પોતાને રૂડા બનાવે છે....

એ બાબત રજુ કરતાં મને મારી કમીની જિંદગીના થોડા દિવસો યાદ આવે છે કે જ્યારે મેં પોતે કેટલીક સુંદર સાંજ મરીન લાઇન્સ પર મેદાનમાં નાખેલી લડાઈની કામચલાઉ હોસ્પીટલમાં દરદીઓ વચ્ચે પસાર કીધી હતી...

ત્યાં મારું કામ સાદું અને સહેલું હતું, તે એ કે આજે આ થોડા તો કાલે બીજા થોડાઓ સાથે તેઓના બીછાણાં ઉપર બેસી બે ઘડી સુખ દુઃખની વાત કરવી કે તેઓને દુઃખ ખમવામાં કાંઈક હિંમત આવે, કાંઈ નહીં તો આ મારી દીલસોજીથી તેઓને દીલાસો અને હિંમત મળે. ઘણાક દરદીઓની મુલાકાતમાં એક મને ખાસ કરી યાદ રહી છે. હું તેના બીછાણા ઉપર જઈ બેઠો કે તે ખસી જઈ છેટેથી બીજે નાકે બેઠો. હું સમજ્યો નહિ તે પાછો તે બાજુ જઈ બેઠો, ત્યારે તે બીછાણા ઉપરથી ઊઠી હેઠે ઉભો રહ્યો. હું પહેલે ગભરાયો કે તે મને કોઇ ઉતરતો અથવા અસ્પૃશ્ય પરજાત ગણી મને અડકવા ના પાડતો હશે કે શું? પણ પડોશમાં એક બીજો દરદી હતો તેણે મને સમજાવ્યું કે પેલો દરદી પોતે ઢેડ એટલે તે અસ્પૃશ્ય હોવાથી હું તેનાથી અભડાઈ જાઉં એવા વમાસણથી હું તેની પાસે બેસવા જવાથી તે ઊઠી ગયો હતો. ત્યારે મેં ધીરજથી બે શબ્દો કહી તેને શાંત કર્યો. એ હોસ્પિટલમાં પસાર કરેલી કોઇક શાંત સાંજેએ મને પોતાને ઘણાક વિચારો આપી શાંત કર્યો હતો, અને કાંઈક અંશે ભલો બનાવ્યો હતો. આપણી વાર્તાની નાજામાયની હકીકતે મને તે શાંત સાંજોના કોઈ ખાસ વિચારોમાં પાછો રમતો કર્યો છે...

આ બે બોલ તમામ કરતાં હું બાઈ પુતળીબાઈ કાબરાજીને આ સુંદર નીતિમય ફરજના ઉમદા ખ્યાલ આપનારી વાર્તા લખવા કાજે મુબારકબાદી આપું છું. તેમનું આ પુસ્તક હું માનું છું કે ઘણા પારસી ઘરોમાં કાંઈક ભલું ભાન, કાંઈક ધડા, અને સુવિચાર ફેલાવશે.



# ધર્મજ્ઞાન સંબંધી નાજાંનો ગુંચવાડો

( "મીનોચેહેર મીથનરી"માંથી ઉતારો (૧)

[ પૃષ્ઠ ૧૫૪. મીનોચેહેરનુ ભાષણ સાંભળી નાજાએ તેની સગી હોવાનુ જણાવી પોતાની સાથે જમવા આવવા ઈજન કીધું હતું તેમ મીનોચેહેર આવ્યો છે. ખાણું થઈ રહ્યા પછી બને વાતે બેઠા છે ત્યાં સંગીતની વાત નિકળે છે તે ઉપરથી નાજા પોતાના મનમાનો ગુંચવાડો બતાવે છે.]

મીનોચેહેર જેટલી કુશળતાથી પિયાનો વગાડી શકતો તેટલો જ તે ઈંગ્રેજી ગીતો ગાવામાં કુશળ હતો અને તે ઉપરાંત દેશી રાગ રાગણીઓ સારી રીતે સમજીને ગાઈ શકતો. મીનોચેહેર અને નાજાં બન્નેએ મ્યુઝીકની ઘણીક ચોપડીઓ જોઈ જોઈ આખર એક પસંદ કીધી. એ મહાન ઇંગ્રેજ ઉસ્તાદ હેન્ડલ (Handel) ની બનાવેલી "મેસાયા" નામની ચોપડી હતી જેમાં ઈશ્વર ભક્તિનાં ઉત્તમ ગાયનોની હારમાળા છે. મીનોચેહેરે જ્યારે એ કીર્તનોની ચોપડી પસંદ કીધી ત્યારે નાજાંને તેના સંગીતના જ્ઞાનને માટે બહુ ઉંચો ખ્યાલ આવ્યો અને તેના ગાવાથી તે ખ્યાલ ખરો પડ્યો. નાજા એક પછી એક હરીગીત સાંભળતી બેઠી અને મીનોચેહેર પોતે ગાવામાં એટલો લીન થઈ ગયો કે તેને વખતનું ભાન રહ્યું નહિ. પણ આખરે "સાડા અગિયારની છેલ્લી ટ્રેન જતી રહેશે તો બીજી ક્યાંથી મળશે ?" એમ બોલી મીનોચેહેર ઊભો થયો, અને તેને વળાવતાં નાજાં બોલી, "પિત્રાઈ મીનોચેહેર! આજે થયેલી ઓળખાણ ભૂલાઈ જવા દેશો માં. મે હજી તમારી સાથે કામની વાત તો કાંઈ કીધી નથી અને મે તો તમારી ઉપર કેટલી આશા બાંધેલી ! મારે માતપિતા નથી, કોઈ રાહબર ભોમિયો નથી, કોઈ ધર્મ-ગુરૂ નથી કે કોઈ રસ્તો દેખાડનાર નથી, માટે મેં તો તમારી સાથે ઓળખાણ કરી, તમારાં શુભ વચનો સાંભળી, મોટો ફાયદો મેળવવાની આશા રાખેલી છે. તમે તો ઘણું શીખેલા છો, વળી અવસ્તાનો પણ અભ્યાસ તમે કીધેલો છે. માટે હું આર્જુ રાખું છુ કે તમે કોઈ વાર આવીને મને કંઈ ધર્મજ્ઞાન આપો અને મારું મન સુધારો. હું ખ્રિસ્તી ધર્મનાં ગીતો સાંભળું છુ ત્યારે ક્રીસ્ચીઆનીટી ઉપર હળું છું, આપણા લોકની મરણ ક્રિયા વગેરે જોઉં છું ત્યારે વળી મને લાગે છે કે આપણામાં જેટલી એ ગંભીર પ્રસંગને અનુસરતી ફીલસુફી છે તેટલી કોઈ બીજા ધર્મમાં હશે નહિ, અને તેવું કોઈવાર જોવામાં આવે છે ત્યારે મને આપણાં અસલી પુસ્તકો વાંચવાની ઘણી હોંશ થાય છે, અને કોઈ કોઈવાર હું ફુરસદે એ પુસ્તકો વાંચું છું."

"તમને અવસ્તા ભાષા આવડે છે ?" મીનોચેહેરે નિર્દોષપણે પૂછ્યું.

"આવડતી હોત તો હું આજ મગરૂરીથી ફાટી જાત, મારા પિત્રાઇ ! પણ તેમ નથી તો ! હું તો તેના ઈંગ્રેજી તરજુમા ફક્ત વાચું છું કે જેમ હું મહાભારત, વેદ વગેરે ઘણાક અસલી ધર્મોને લગતાં લખાણો બી વાંચું છું–મને હોંશ છે એવાં લખાણોની."

"પણ ત્યારે તમે માનો છો કયો ધર્મ ?" મીનોચેહેરે પાધરો જ સવાલ કીધો.

"પિત્રાઈ મીનોચેહેર, તમે તો એક પરહેજગાર પીર મરદ જેવા છો, તમારી આગળ કંઇ પણ ઢોંગ ચાલે નહિ, લ્યોને, કહી દઉં છું કે કયો ધર્મ પાળું છું તે હું જાણતી નથી–હુ તો ફક્ત મારા અંતઃકરણના દેખાડવા પ્રમાણે ચાલુ છું અને મનસ્ની ગવસ્ની અને કુનશની એ મારો ધર્મ છે–એ મારો મુદ્રાલેખ રાખું છું."

"એ તો આપણા ધર્મનું ખાસ ફરમાન પાળેલું કહેવાય, મીસ મીનોચેહેર, પણ તમે તમારા ધર્મના ફરમાવેલા રીવાજો રીતિઓ પસંદ કરી તે પ્રમાણે ચાલવા પોતાને બંધાયલાં સમજો છો કે નહિ ?"

"નહિ, બધા જ રીવાજોને હું પાળી શકતી નથી, કેમ જે હુ જાણું છું કે બધા જ કાંઇ ધર્મના ફરમાનો નથી. દેશ કાળ અને સ્થિતિ પ્રમાણે રીવાજો તો બદલાય અને બદલાવા જ જોઈએ, તેમને ધર્મનું રૂપ આપી ચીવટાઈથી વળગી રહી તેમને માટે ઝનુનથી લડવું એ શું તમે વાજબી કહો છો ?"

"ના, હું તેમ કહેતો નથી, મેં તો ફક્ત તમને સવાલ પૂછયો."

નાજાં બોલી, "ત્યારે તમે ફરી આવશો ને ? હવે તમે તો ઈરાન જવાના જ છો, ત્યારે અત્રે છો તેટલાં મને બીજે ત્રીજે મળો તો હું કેવી ઉપકારી થાઉં ! કે જરા મારા મનના સદેહ ટળે, મને તમારી શીખામણના લાભ મળે, અને હું જે મોટી દોલત ધરાઉ છું તે કયે માર્ગે વાપરવી તે પણ તમે મને શીખવી ભલાં કામોમાં મદદ કરી શકો. હાલ આપણા લોકમાં એટલો મતફેર ચાલે છે-ધર્મ સંબંધી બાબતોમાં-કે શું માનવુ ને શું પડતું મુકવું તે હું સમજી શકતી નથી."

"વારુ ત્યારે ફરી કયારે આઉં-કહો ?" મીનોચેહેરને આ જવાન બાનુની સંગત છોડવા ગમતી ન હતી. અને ફરી મળવાનો તેનો ઉત્સાહ કંઈ ઓછો નહિ હતો.

"કાલે બપોરે બે વાગતે અહિં મારી સાથે જમશો ?" મીનોચેહેરે હા કહી.

(૨)

છોકરાં પરણાવવાની "ભલાઈ"

[બીજે દીવસે મીનોચેહેર ફરીથી આવ્યો ત્યારે નાજાંના "કમ્પેનીયન" દીનમાય પણ હાજર હતાં.]

ખાણું ખલાસ થતાં દીવાનખાનામાં પાછાં ગયાં કે નાજાંને મીનોચેહેર પિઆનો પાસે જ ગયાં, અને વળી પાછાં "આ ગીત" અને "પેલું ગીત" કરી પસંદ કરવા લાગ્યાં, અને દીનમાય એક ખુણામાં એક ચોપાનિયું લઈને બેઠાં તે જલદી જ ઉંઘી ગયાં.

પણ જ્યારે મીનોચેહેરે એક મીનોઈ ગીત ગાયું ત્યારે દીનમાય જાગી ઊઠયાં. જેમ જેમ તેનો સૂર ચઢયો તેમ તેમ તેઓ ઊભાં થયાં, તેની આગળ ગયાં અને તેણે પૂરું કીધું કે તરત તેના ખભાંપર હાથ મૂકી તેને શાબાશી આપી બોલ્યાં, "વાહરે ! કેવો સરસ તમારો હલક છે, ભાઈ ! તમારા ઈરાનમાં આવુ સારુ ગાયન ગાવા શીખાય છે એમ મને ખબર નહિ !"

બન્ને આ ટીકાથી હસી પડયાં, અને નાજાં બોલી, "હા રે હા, દીનમાય ! ઇરાનમાં તો એવા શીખવનારા, ને એવા પિઆનો બનાવનાર કે જર્મનો પણ તેમનાથી શરમાઇ જાય ! તમે ચાલો, આપણે બી જઈએ ! મને તો હવે મારા ગાયનથી શરમ લાગે છે, અને હું ઈચ્છુ છું કે ત્યાં જઈને શીખું, પણ તમે સાથે આવો ત્યારે ને ?"

દીનમાય કંઇ સમજ્યાં નહિ કે આ બધી મશ્કરી છે, માટે બોલ્યાં, "કાં નહિ આઉં ? મારી તો કબૂલાત જ છેને તારી સાથે કે તું પરણીને વિલાયત જશે તો ત્યાં બી તારી સાથે આવીશ, પણ તુ પરણે ત્યારે કે ?"

એ ઉપરથી પરણવાની વાતો પર ત્રણે આવ્યાં, અને દીનમાયે મીનોચેહેરને ખબર આપી, "જુઓની આ જમાનાની છોકરીઓ ! હવે આ મારી શીખેલી કેળવાયેલી બાઈ-બસ પરણવા જ ના કહે છે. મને સમજ નહિ પડતી કે બઈરાં જનમ્યાં તે પરણવા જ વાસ્તે નહી તો શા વાસ્તે ? પરણે તો સુખ પામે કે ની ? સારો વર મેળવે, છોકરાં પામે ને છોકરાંની નવજેત કરે ને લગન કરે તો દુનિયામાં ભલાઈ કીધી કહેવાય કેની, બાવા ? આ તો બેસી જ રહે ત્યારે ભલાઇમાં તે કયારે ભેળાય ?"

મીનોચેહેરને હસવું આવ્યું "દીનમાય, માફ કરજો-હું તો તમારા મતને મળતો થ શકતો નથી. છોકરાંની નવજોત અને લગ્ન કરવાં એ મારે મનથી ભલાઈનાં કામો તો નથી, તે તો આપ-મતલબના, પોતાનું સુખ વધારવાનાં, કે સાધારણ ફરજ ઊતારવાનાં કામ છે. ખરાં ભલાઈનાં કામો તો જુદાં જ છે, કે જેમાં પરણેલાં, તેમ જ વગર પરણેલાં ભાગ લઈ શકે, અને ખુદાના આશીર્વાદ મેળવી શકે."

"તે હશે કંઈ ! પણ બા અમે અસલી

માણસ તો લગ્નને ભલાઈનું કામ કહીએ—આગલા વખતનાં લોક તો જે બાપ લગન કરે તેનાં નામ ગીતોમાં લીએ, તેને શાલ ઓઢાડે, તીલો કરે. અને જે મા દીકરાને પરણાવે તેને નવી સાડી વગેરે પહેરાવી પોતાની મુબારકબાદી જણાવે. પણ આજે તો કંઈ અજબ જ વિચારો ચાલે છે! આ પોરી ઘડીકમાં કહે છે કે "હું તો મારી દોલત સખાવતનાં કામોમાં આપી દઈ, નર્સ બની જઈ, લોકની સેવા કરું તો સેવા કરવા ચાકરો મલતા નહિ હોશે? કે એની સેવા વગર જાણે લોક બેસી રહ્યાં! એવી તો આજે ઘણી બી પડી છે કે જેઓ પાંચ રૂપિયાને વાસ્તે આખા દહાડા વદીનું કરે ને કેટલીક તો ગત્રે બી જાગે! બા મને તો સો રૂપિયા આપે તો એક વખત મારાથી રાત્રે ઊઠાય નહિ!"

[નાજાંએ દીનમાઓને કાંઈ કામ સોંપી બેઠરમાં બહાર મોકલી દીધા અને હવે મીનોચેહેર સાથે પોતાની વાત પર આવી.]

"...મને તો લગ્ન જરાએ પસંદ નથી!" નાજાંએ ફીલસુફી ચલાવી, અને મીનોચેહેર મુંગો જ રહ્યો. તેનો વિચાર એથી ઉલટો જ હતો,-લગ્નને તે પરમ સુખનું સાધન માનતો હતો, પણ તે વિચાર દર્શાવતાં અચકાયો. થોડો વખત બન્ને ચુપ બેસી રહ્યાં, કેમ કે બન્નેનાં મનમાં વિચારોના રેળા ચાલતા હતા.

આખર નાજાંએ જીભ ઉપાડી "હું તમારાં પહેલાં ભાષણમાં આવી તે તમોને યાદ છે કે?"

"હાજ તો."

"પણ હું કાં આવી? તમે શું ધારો છો?" કંઈ વાત કહેવા આંજતી હતી તેની શરુઆત તરીકે નાજાંએ સવાલ મુક્યો.

"એ તો એમ થયુ" તે બોલતો રહી "કે મારા મરહુમ કાકાશ્રીના ઇષ્ટમિત્ર મી. ખ. રૂ. કામાજીએ મને તમારે વાસ્તે બધું કહ્યુ—તમે કેમ ઇરાની જરથોસ્તીઓની દાઝ હૈડે ધારી તેમના વચે 'મીશનરી' જેવુ કામ કરતા હતા અને ઇરાનમાં કેવા કેવા હાદેશા ખમી તમે ગે હમદીનોનું ભલું કરતા હતા, અને કટરોની સલાહ ઉપરાંત તમે તે દેશમાં જઇ કરવા કેવા તતપર હતા તે—અને તેઓએ મને કહ્યું કે "જુઓ એ ખરું જરથોસ્તીપણું! પોતાના હમદીનો જ પોતાનો ધર્મ ભૂલી જઈ ખોટે રસ્તે ચાલતા હોય તેમને રાહ દેખાડનાર એ ખરો રાહબર અને બોમોયો. એજ ખરો 'મીશનરી'—એમ કહી તેઓએ મારા મનમાં તમને સાંભળવાની એવી તો હોંશ પેદા કરી કે હું ઉલટભર તે દહાડે ક. કા. ઇન્સ્ટીટ્યુટમાં આવી, અને આગળ કદી ન આવેલી એટલે જરા હું ગુંચવાઈ, અને હું તમારા વાકચાતુર્યથી એટલી ખુશી થઈ—"

"અરે એ શું બોલો છો! વાક્ચાતુર્ય શેનું? હુ તો તદ્દન ઘેઓ છું બોલવામાં! મારા મનમાં જે જે આવે છે તે જો મારાથી બોલાતું હોય તો મારાં ભાષણોની કેવી અસર થાય!"

"બા, મારા પર તો ઘણી થઈ ઇરાની લોકની હાલતથી જ હું વાકેફ થઈ નહિ, પણ હું જે ધર્મમાં ઉછરેલી તે ધર્મ પ્રત્યે મને જે આસ્થા હતી નહિ તે આવી, મને મારો ખરો ધર્મ, ખરું કર્તવ્ય શું તે માલમ પડયું. ટુંકમાં, પિત્રાઈ મીનોચેહેર, એટલાં તમારાં ભાષણોથી એક ડગમગતાં મનને તમે શાંતિ આપી, એક સારો રસ્તો દેખાડી આપ્યો. હવે જ્યારેથી વહેમ પડશે ત્યારે હું અવસ્તા કે ગાથા વાંચીશ, કેમકે હવે મને ખબર પડી કે એ અસલી લખાણોમાં શી ખૂબી છે, બાકી જ્યારે મારાં બપાઈજી બાજ અફરગાન કરાવતાં ત્યારે હું ફક્ત એટલુંજ જાણતી હતી કે એ ભણતરોમાં કઇ ગેબીશક્તિ છે કે જે આપણા ઉપર અસર કરે છે, અને સુંદર બળતાં આનશના ધુપદાન તરફ અને આસપાસ ગોઠવેલાં સુંદર ઝળકતાં વાસણો અને ફુલફળ તરફ હું ગંભીર ચહેરે બેસી જોયા કરતી, પણ જ્યારે દુનિયાનાં દુ:ખો સંકટો ગુંચવાડાઓ જોઇ દીલગીર થતી ત્યારે કોઈ વાર બાઈબલ તો કોઇવાર ભગવદ્ગીતા તો કોઇવાર બુદ્ધનાં ધર્મપુસ્તકો વાચી ખુલાસો અને દીલાસો શોધતી, અને કોઇ પુછે કે તારો ધર્મ કયો? તો શો જવાબ દેવો તે જાણતી નહિ—"

"હુ ખુદાનો આભાર માનું છું કે મારે હાથે એક સારું કામ તે સાહેબે કરાવ્યું," મીનોચેહેર વચ્ચે બોલ્યો.

# સ્ત્રી પુરુષ વચ્ચેનો સંબંધ

(સ્ત્રીબોધ, જુન સને ૧૮૮૨માંથી ઉતારા)

સ્ત્રીઓનાં તેમજ પુરુષોનાં આચરણ ઉપર તેઓ જેવાંની સંગતમાં જિંદગી ગુજારે છે તેવી જ અસર થાય છે, તેમજ બાળકો કેવાં નિવડે તેનો આધાર તેઓની માતા ઉપર રહે છે. કુદરતી દવાથી બાળકના તનને જેમ પુષ્ટિ મળે છે, તેમ તેના મનને પુષ્ટિ આપના જે તત્વની જરૂર છે તે તેને તેની માતા તરફથી મળે છે, અને જેમ સ્ત્રી માણસ જાતને બાલ્યાવસ્થામાં ઉછેરનાર અને કેળવનાર છે, તેમજ તેની તરૂણાવસ્થામાં તે તેને સારો અથવા બુરો માર્ગ દેખાડનાર અને તેની સલાહકાર છે, અને મોટપણમાં તેની માતા દાખલ યા પત્ની દાખલ તેની ખાસ મિત્ર અને સાથી પણ તે જ છે.

ટુંકમાં પુરુષની આખી જિંદગીપર સ્ત્રીનું થોડું યા ઘણું ચલણ જરૂરી હોય છે, અને તેના ઉપર તે ચલણની સારી કે માઠી અસર થાય છે. કુદરતે સ્ત્રી પુરુષની સંસારી ફરજો જુદી પાડી આપી છે. સ્ત્રી પુરુષને તેણે પેદા કીધાં તે પોતપોતાને સારુ નિમેલી જુદી જુદી ફરજો બજાવવા સારુ જ પેદા કીધા છે, અને તેથી પુરુષનું કામ પુરુષ જ બજાવે છે, અને સ્ત્રીનું કામ સ્ત્રી જ બજાવી શકે છે. તેઓને સોપેલાં કામ એકમેકથી તદ્દન વેગળાં છે. જો કે સ્ત્રી પુરુષો એકમેકથી જુદી જુદી ફરજો બજાવે છે, તો પણ તેમને એકમેક સાથે અતલગનો સંબંધ ઇશ્વરે રાખેલો છે. સંસારના વધારા અને સુધારામાં તેઓ બન્ને ભાગ લીએ એ અવશ્યનું છે.

જો કે પુરુષનાં ઘણાં કામો તેના ભેજા સાથે તથા સ્ત્રીના તેના દીલ સાથે તાલુકો ધરાવે છે, તો પણ પુરુષના ભેજાને કેળવણી આપતાં તેના મનને કેળવવું ભુલી જવું જોઈતું નથી. તેમજ સ્ત્રીના મનને કેળવતાં તેનાં ભેજાને સુધારવાની ગફલત કરવી નહિ જોઇએ. સુધરેલા સંસારમાં જેમ એક સખત દીલનો પુરુષ અયોગ્ય છે તેમજ એક અભણ અને મુઢ સ્ત્રી પણ અયોગ્ય છે, કેમકે બન્નેનાં મન તથા ભેજાં કેળવ્યાથીજ તેમની વર્તણુકમાં કાંઈ પણ નિયમ અથવા ધડો રહે છે. પોતાની આસપાસનાંઓનો વિચાર ન રાખનાર અને દુઃખીની કદર ન જાણનાર પુરુષ એક નાચીજ, તુચ્છ અને આપમતલબીઆ પ્રાણી જેવો લાગે છે. તેમજ ગમે તેવા સુંદર દેખાવની સ્ત્રીને જો કેળવણી ન આપી હોય તો તે માત્ર એક સુંદર પોષાકવાળી ઢીંગલી કરતાં સહેજ ચઢતી જણાય છે......

ઘર સંસારના પ્યારથી માણસનું મન અને તેની વર્તણુંક રચાય છે. ઘર છે તે સ્ત્રીનું રાજ્ય છે. તેની દુનિયા છે. અને તે ઉપર તે પ્યારથી, માયાથી અને નરમાશથી રાજ્ય ચલાવે છે. માણસના મનની બેકરારી એક ઉંચી કેળવણીવાળી સ્ત્રી સાથે આખી જીંદગી જોડાવાથી દૂર થઈ શકે છે. તેની સંગતમાં તેને આરામ, સંતોષ અને સુખ મળે છે. તેમજ તેના ભેજાને આસાએશ અને મનને શાંતિ પ્રાપ્ત થાય છે. એવી સ્ત્રી તેની સરસમાં સરસ સલાહકાર થઈ પડે છે, કારણ કે તેની ચાલાક બુદ્ધિથી તે તેને આડો જતો અટકાવી સીધે રસ્તે લઇ જાય છે. એક ખરી વફાદાર પત્ની દુઃખ અને સંકટની વેળાએ તેના પતિને ટેકવાની લાકડી થઈ પડે છે. અને જ્યારે તેના પર કાંઈ આવી પડે છે અથવા તેનું દ્રવ્ય જતું રહે છે ત્યારે તે તેને દિલાસો દેવામાં અને તેનાં દુઃખમાં ભાગ લેવાને પાછી પડતી નથી જવાનીમાં તે પુરુષની શોભા અને ખુશાલી છે, મોટપણમાં તે તેની વફાદાર મદદગાર થઈ પડે છે, અને જ્યારે નવી નવી આશાઓ બાંધવાનો વખત

વહી જાય છે અને બુઢાપો આવે છે ત્યારે તેઓ સાથે મળી જીંદગીનું ખરું સુખ ભોગવે છે.

પ્રખ્યાત એડમંડ બર્ક કહેતો હતો કે "જેવો હું મારા ઘરની અંદર દાખલ થાઉં છું તેવોજ મારી સઘળી ફિકર ચિંતાથી હું મોકળો થઈ જાઉં છું" આહા! તેનું ઘર કેવું સુખી હોવું જોઈએ! લુથર કહેતો હતો કે "મને અખૂટ ખજાનો મળે તેનો ભોગ એકલો કરવા કરતાં હું મારી આ ગરીબ સ્થિતિમાં મારી સ્ત્રીની સાથે રહેવું વધારે પસંદ કરું છું." લગ્ન વિષે તે આ પ્રમાણે કહેતો, "માણસ જાતને ઈશ્વરે જે બક્ષીસો આપી છે તેમાં એક ભલી અને પોતાની સર્વ ફરજો સમજનારી પત્ની તેની મોટી બક્ષીસ છે. પુરુષ તેના સ્વાધીનમાં પોતાની જિંદગી, પોતાનું સર્વસ્વ અને પોતાનું ભલું કરવાનું સોંપી શકે છે......"

પરણેલી જિંદગીમાં સ્ત્રી તથા પુરુષે એક મુલ્યવાન કાયદો છે તે યાદ રાખવો જોઈએ: અને તે એ કે "સહન કરવું તેમજ માફ કરવું." રાજ્યકારભાર ચલાવવામાં જેમ ઘણી વાતોની નાખતી કરવાની ફરજ પડે છે તેમજ પરણેલી જીંદગીમાં પણ હોય છે. આપણે કેટલુંક લેવું તેમ આપવું પણ જોઈએ, કેટલુંક કરતાં બીજાને અટકાવવું જોઈએ તેમજ પોતે પણ અટકવું જોઈએ, તેમજ વળી સબુરીવાળાં થઈ બધું સહન કરવું જોઈએ. સામા ધણીના વાંકા આપણને જણાયા વિના તો રહેતા નથી, પણ તેની આપણને બનતાં સુધી ઉદાર દીલે નાખતી કરવી જોઈએ, અને તે ચલાવી લેવા જોઈએ. પરણેલી અવસ્થામાં જે સદ્‌ગુણો અવશ્યના છે, તેમાં સૌથી જરૂરનો સદ્‌ગુણ તે સારો સ્વભાવ છે. તે વહેલો ખપી જતો નથી પણ હમેશાં કામ લાગે છે. પોતાના મન ઉપર કાબુ રાખવાની ટેવ સાથે જો સ્વભાવ સારો હોય છે, તો તે સ્ત્રી કે પુરુષ ખમી શકે છે તેમજ માફ કરી શકે છે, સામો જવાબ આપવા વિના સારી શીખામણ કે ઠપકો સાંભળી શકે છે, અને ગુસ્સાનું વાદળ પસાર થઈ જાય ત્યાં સુધી પોતાના ગુસ્સા બહાર નિકળતા અટકાવી શકે છે. પરણેલી જીંદગીમાં આ એક કહેવત ખરી પડે છે કે "એક નમ્રતાભર્યા જવાબથી ગમે એવો ગુસ્સો ઉતરી જાય છે." પુતળીબાઇ.

[ નોંધઃ—આ વિષય લખ્યો ત્યારે કુમારી પુતળીબાઇની ઉમ્મર ૧૯ વર્ષની હતી. —તંત્રી. ]



# સ્વ૦ પુતળીબાઇના આદર્શ અને ગૃહજીવનનો મારો અનુભવ

પુતળીબાઈ કાબરાજીનું નામ આપણી કોમોમાં એક પનોતા અને પ્યારા નામ તરીકે જળવાઈ રહેશે એક ચંચળ લેખક, એક જાહેર હિંમતવાળાં સંસાર–સુધારક, એક નમુનેદાર માતા, એક શાણી બેટી, એક માયાળુ બહેન, એક ભલી હેતવંતી આદર્શરૂપ પત્ની, અને કોમ અને સમાજને શોભાવનારી એક સદગુણી સ્ત્રી તરીકે પુતળીબાઈનું નામ યાદગાર રહી જશે "સાદી જીંદગી અને ઊંચા આદર્શ" એ એમનો મુદ્રાલેખ હતો. એમની આખી જિંદગી એક ટ્રસ્ટ (trust) મિસાલ હતી. એક "ટ્રસ્ટી" તરીકે પોતાનું સઘળું જ્ઞાન, ડહાપણ, શક્તિ, વગેરે પોતાની બહેનપણીઓને આગળ પાડવામાં, તેઓ જે હાલતમાં હતાં ત્યાંથી એક પગલું આગળ લઈ જવામાં, અને જે બધા વહેમો અને બુરી આદતો અને અજ્ઞાનતા તેઓને આગળ લઈ જવામાં હરકત કરતાં હતાં તે દૂર કરવામાં એમણે વાપર્યા હતાં. પુતળીબાઈ એક ઘણાં વહેવારૂ બાનુ હતાં. સંસાર અને સમાજમાં શું શું ચીજો હરકતકારક છે તેનું તેઓ બરાબર અવલોકન કરતાં, તે પછી તેની ઉપર પુરતો અભ્યાસ કરતાં અને પોતાના બુદ્ધિબળથી તપાસતા અને તે કેવી રીતે એક પછી એક દૂર કરવાં તેની ઉપર એમણે "સ્ત્રીબોધ"માં કીસમ કીસમના લખાણો કરી પારસી અને ગુજરાતી સ્ત્રીઓને પોતાની ખરી ફરજો શું શું છે તે સમજાવવામાં અને તે પ્રમાણે ચાલવામાં ઘણા મદદરૂપ થઈ પડયાં હતા. વાર્તારૂપે, સંસાર અને વિદ્યાને લગતા વિષયો મારફતે, નીતિ કેળવણી અને ફીલસુફી વિષે લખાણો કરીને, મહાન સ્ત્રીઓ અને પુરૂષોનાં જીવનચરિત્રો લખીને, બધી સ્ત્રીઓને લગતી ઉપયોગી બાબતો પર લખાણો કરીને અને બીજી જાણવાજોગ બાબતોના હેવાલો લખીને એમણે આખી જીંદગી સેવારૂપ પોતાની બહેનપણીઓને અર્પણ કરી હતી. ૧૮૮૧માં ફક્ત ૧૭ વર્ષની નાની ઉંમરે "સ્ત્રીબોધ"માં પહેલું લખાણુ કીધું હતું અને ત્યારથી જન સેવાનો પાયો નાખ્યો હતો, તે તેઓ ૭૭ વરસની વયે ગુજર્યાં ત્યાં સુધી ચાલુ રાખી હતી. એ સાઠ વરસનાં સેંકડો લખાણો તપાસવાની અણધારી તક મને હાલ પંચગણીમાં મળી છે ત્યારેજ હું બ્હેન પુતળીબાઈના ઉદ્યોગ ઉત્સાહ અને અથાગ સેવાભાવનો કાંઈક ખ્યાલ મેળવી શકી છું. પુતળીબાઇ તરેહતરેહની રચનાથી લેખો લખતાં તેનો એકજ દાખલો આપું છું.

શેહરનવાઝના તખલ્લુસ (ઉપનામ) હેઠળ એક કલ્પિત બ્હેન અરનવાઝ પર પત્રદ્વારા અસંખ્ય જુદી જુદી બાબતો પર મહીનાઓ સુધી એમણે લખાણો કીધાં હતાં તો બીજી વેળા "રતનબાઈ" અને "કુંવરબાઈ"નો પત્ર વહેવાર આપણે જોઈએ છીએ જેનો એક દાખલો પાછળ આપ્યો છે. સઘળી બાબતોને એઓ પોતાની ઝમકદાર કલમથી ઘણો સારો ઇનસાફ આપ્યો હતો, અને પુતલીબાઈનાં લખાણોની અસરથી પારસી કોમની સ્ત્રીઓ કોમ સેવા અને સમાજ સેવાનાં કામમાં ઘણો રસ લેતાં થયાં અને તેમાં ઘણો સુંદર ફાળો આપતા થયા. બ્હેન પુતળીબાઈએ એમના સમરાજી શેઠ કેખુશરો કાબરાજીની માલેકીના "સ્ત્રીબોધ" ચોપાનિયામાં લેખક તરીકે ૬૦ વર્ષ સેવા બજાવી હતી જે દરમિયાન પહેલાં તેના તંત્રી તરીકે તથા પાછળથી જોડીયા–તંત્રી તરીકે, ૧૯૧૨ થી ૧૯૪૨માં એમનાં મરણ સુધી તે કાર્ય પૂરી કાબેલિયતથી બજાવ્યું હતું. આ ઉપરાંત એમણે જુદી જુદી બાબતો પર કેટલાંક પુસ્તકો પણ લખ્યાં હતાં.

પુતળીબાઇ ખરેજ એક મીશનરીના સ્પીરીટથી જ પોતાનું સઘળું કામ કરતાં હતાં. એક પળ પણ એઓ નકામો ગુમાવતાં ન હતાં. આળસાઇના મોટાં શત્રુ હતાં. એ પોતાના નોકરો તરફ તેમજ સઘળાં ગરીબ માણસો તરફ ઘણા માયાળુ હતા.

એક આદમીની પરીક્ષા ઘણીવાર પોતાના નોકરો તેમજ પોતાનાથી ઉતરતાં લોકો તરફ

તે કેવી રીતે વર્તે છે તે ઉપરથી થાય છે. આવી રીતે વર્તીને એઓ પોતાનો અમીરી ખવાસ હર પ્રસંગે બતાવી આપતાં હતાં. મોટે સાદે બોલી ઘણા માણસો પોતાના નોકરો પાસેથી કામ લે છે અને તેઓ ગુલામ હોય તેવી રીતે તેઓ સાથે વર્તે છે.

આ મારા લખાણનાં "હીરોઇન" (નાયિકા) જેવો પ્રેમ અને સમજદારીથી પોતાના નોકરો સાથે વર્તતાં હતાં અને ધીમે સાદે કામની સુચનાઓ આપતાં હતાં તેમાં બીજાને ઘણું શીખવાનું મળતું હતું. આ બધું એ બહેન સાથેના મારા છેલ્લા મહીનાઓના વસવાટમાં મને જોવાને મળ્યુ હતું.

તેવીજ રીતે પોતાની દીકરીના નાના સાત વર્ષના બાળકની સાથે જુદી જુદી વાતો કરી ઉંચ આદર્શની છાપ પહેલેથીજ તે કુમળા મગજ પર ફુલની માફક નાખતાં હતાં. તે સાંભળવાની એક મોજ હતી, જે જોતાં મારા દિલમાં ખુશાલી તેમજ તેમને માટે આફરીન પેદા થતાં હતાં. એમની ઉત્તમ તાલીમના પ્રતાપે એમની બે શાણી નમુનેદાર બેટીઓએ પણ એમના જેવા ઉંચા આદર્શો ગ્રહણ કર્યા છે. એમના જેવી ઘણી માતાઓ અને નમુનેદાર પત્નીઓ આપણા હિંદ દેશમાં વધુ અને વધુ થાય એવું આપણે ચહાવું જોઇએ.

પુતળીબાઇ ખોરાકની બાબતમાં પણ રસ લેતાં અને સમજ ધરાવતાં હતાં, અને સાયન્સની ક્ષેત્રમાં છેલ્લી શોધો શુ થઇ છે તે જાણવા હંમેશ ઇંતેજાર રહેતાં, અને તે શોધો પ્રમાણે ચાલી ઘરના ખોરાકમાં સુધારા વધારા કરતાં હતાં, અને થોડા પૈસામા પુષ્ટિકારક ખોરાક કેવી રીતે બનાવી શકાય તેને માટે ચાલુ પોતાના ઘરમાં અખતરા કરતા હતાં.

દુનિયામાં જે સ્ત્રી પુરુષો છે તેઓ બે વર્ગમાં વહેંચી શકાય. એક વર્ગવાળા એમ કહે છે કે આ ઘણી સારી ચીજ છે પણ તે અમે કાં કરીએ? બીજાઓ કરશે. બીજો વર્ગ કે જે હંમેશ નાની સંખ્યામાં હોય છે, તેઓની જાણમાં કાંઇપણ સારી ચીજ આવતાં તેઓ સૌથી પહેલે તે પ્રમાણે ચાલવાની ઉલટ બતાવશે અને કહેશે કે તે અમે કાં નહિં કરીએ?

પુતળીબાઇ આ બીજા વર્ગવાળાં હતાં. એ પહેલા અને બીજા વર્ગના પ્રગટીકરણમાં બહુ મોટો તફાવત હોય છે. જે આત્માઓ નાની ઉંમરના હોય છે તેઓ પહેલા વર્ગમાં આવે છે, અને જેઓ આગળ વધેલા આત્માઓ હોય છે તેઓ બીજા વર્ગમાં આવે છે.

પુતળીબાઇએ પોતાની આખી જીંદગી કોમ અને જનસેવામાં ગુજારી છે, અને એક મીશનરીને બાજુએ બેસાડે એવા ઉલટ અને ઉમંગ સાથે બધાં કામો માંથી લઇ ફતેહમંદીથી પાર પાડ્યાં છે. અને જે ઊંચ દાખલો પોતાના જીવનથી દુનિયામાં મૂકી ગયાં છે તે ઉપરથી એઓ એક આગળ વધેલાં આત્મા હતાં એમ પુરવાર કરી ગયાં છે.

આપણી કોમ અને આપણો દેશ જે સ્થિતિમાંથી હાલ પસાર થાય છે તે વખતે પુતળીબાઇ જેવા આત્માઓની વધારે અને વધારે જરૂર માલમ પડે છે. હજારો આત્માઓમાં પુતળીબાઇ જેવા પુખ્ત આત્માઓ પોતાના ઝળકાટથી સહેજમા જણાઇ આવે છે.

થોડા દિવસની વાત ઉપર જ બધી કોમોએ સાથે મળી શેઠ કેખુશરો કાબરાજીની વરસગાંઠની શતાબ્દી ઉજવી હતી. એઓનું નામ એક પ્રખર લેખક અને મોટા સંસાર સુધારક તરીકે હંમેશાં વહાલથી યાદ રહ્યું રહેશે. એ મુરબ્બી સસરાજીને પગલે ચાલી બહેન પુતળીબાઇ એમનો મહાન દાખલો કુટુંબ તથા કોમ સન્મુખ ધરીને તાજો રાખ્યો હતો. એ બન્નેને આભાર અને ખુશાલીની લાગણી સાથે હંમેશ યાદ કરીશું. તેઓ બન્ને આ દુનિયાનો ફેરો સફળ કરી ગયાં છે. એવા ભલા આત્માઓ હંમેશને માટે જીવતા છે ને જીવે છે,—આપણ સઘળાંને સારે માર્ગે દોરવામાં સદા મદદ કરે છે. એ બન્ને આત્માને હજારો શાંતિ!!

પંચગની. આવાંબાઇ દારાબ કાંગા.

# પુતળીબાઈની વાર્તા: "પૈસા કે પ્યાર"

લેખક : ફિરોજશાહ રુસ્તમજી મહેતા ( કરાંચી )

એક સુધારક સસરાની સુધારક પુત્રવધુની આ એક સુધારક વાર્તા છે. એ સુધારા અર્થે લખાઈ છે અને એમાંથી સુખધારા વહી રહી છે. એ બોધક છેઃ સાથે મનોરંજક છે.

પાને પાને એમાં ઉપદેશ છે–કહો કે ઉપદેશ–કથા જ છે; છતાં વ્યાખ્યાન ન બનતાં એ વાર્તા જ બની છે. એ એની ખાસ ખૂબી છે.

કેવળ ઉપદેશાત્મક છતાં રંજનાત્મક રહેવા પામી એણે પોતાનું વાર્તા સ્વરુપ સાચવ્યું છે તેના ત્રણ સબબ આ:—

૧–વસ્તુ ( Plot ) નો પ્રવાહ આછો પાતળો પણ સતત વહનકારી છે.

૨–જગે જગે એ વહનને વિવેચનો વટાવવાં પડે છે; પરન્તુ એ વિવેચનો બહુધા સંવાદ રુપે અને સંવાદાનુકૂળ શૈલીમાં રજૂ થયેલ હોઇ એ સ્વાભાવિક જ વાર્તારસ આપી રહ્યાં છે.

૩–વિવેચનના વિષયપ્રકારો જાતે જ રસિક છે.

વાર્તા કેવળ સમાજ સુધારાને લગતી હોઈ એમાં વિચારો, ટીકાઓ, વિવેચનો અને ઉપદેશોને સ્વાભાવિક જ વિશેષ સ્થાન છે; છતાં કર્તાએ એ સઘળું પોતાની તરફથી નહીં આપતાં મોટે ભાગે પોતાનાં પાત્રદ્વારા જ રજૂ કરાવી એક કાંકરે બે પક્ષી માર્યાં છેઃ શિક્ષણ સાથે રંજન એમાં ઉપસ્થિત થયાં છે. પુતળીબાઈ જગે જો કોઈ અકુશળ લેખક હોત તો આવી એક વિવેચનાત્મક વાર્તા રસક્ષતિ કારણે વાંચકોને કંટાળારુપ થઇ પડત. પરન્તુ "પૈસા કે પ્યાર", નો કેજ એવો થવા પામ્યો નથી એ એના કુશળ કર્તાની વાર્તા–વિષયક સમજદારી અને સુઝાના જ પ્રતાપે.

સર્વે પ્રકારના કલાકારો તેમ વાર્તા લેખકો પણ પોતાની શક્તિ તથા પ્રગતિ કાજે પોતાના કોઈ ને કોઇ પુરોગામી પ્રિય કથાકારને વધતા ઓછા આભારી હોય છે. સબળ સુધારક અને સમર્થ પારસી વાર્તાકાર સ્વર્ગસ્થ શ્રી કૈખુશરો નવરોજી કાબરાજી અને તેમનાં સંસાર સુધારક સુત પુત્રવધુ શ્રીમતી પુતળીબાઇ જહાંગીર કાબરાજીના સમ્બન્ધમાં પણ એમ જ હતું શ્રી કૈખુશરોની વાર્તાઓ પોતાની કિશોર વયથી જ ચાલુ વાંચતાં આવેલાં હોવાથી તેઓશ્રીનો વાર્તા પ્રકાર અને તેમની વાર્તા લખાવટના કંઇક અંશ ઓળા શ્રી પુતળીબાઈમાં દેખીતા ઉતરેલા જણાય છે. પરન્તુ એમાં યે એક ખુશી થવા જેવી વાત આ છે કે પુત્રવધુએ પોતાના સસરાશ્રીની વાર્તા–લખાવટની નકલ હાંસલ કરી નથી. નકલ યાને નર્યું અનુકરણ હમેશાં અસ્વાભાવિક જ હોય છે. એ શોભાસ્પદ એ નથી અને લાભકારી યે નથી આથી મનુષ્ય પોતાના અંતરઆત્માનું જે સ્વાભાવિક સુંદર હોય છે તે મોટે ભાગે ખોઈ બેસે છે. અનેક ઉછરતાં પારસી વાર્તા લખનારાં ભાઈ બ્હેનોએ પોતાના કોઈ માનીતા વાર્તા લેખકની લખાવટની ચોખેચોખી નકલ હાંસલ કરી પોતાની ભાષા શૈલીને કેવી બગાડી મેલી છે તેનો આ અદના લખનારને પૂરો અનુભવ છે. શેઠ કૈખુશરો કાબરાજી સાથેનો શ્રીમતી પુતળીબાઇનો અત્યંત નિકટ સમ્બન્ધ અને તેમની વાર્તાઓનો ચાલુ અભ્યાસ એને લઈને નકલ દોષ પુતળીબાઈમાં પણ જબરદસ્ત આવવા પામ્યો હતે જ; પરન્તુ એ ખેદકારક સર્જતથી શ્રીમતી પુતળીબાઇ પોતાને સંભાળી બચાવી શક્યાં એ ખાતે એઓ આપણાં અભિનંદનને જ પાત્ર છે. શ્રીયુત કૈખુશરોનું અનુકરણ નહીં જ, પણ કાંઈક કાંઈક એમની વાર્તાવિષયક લાયકાતનો છાયા સમાન થોડોક વારસો તો અવશ્ય એમનાં પુત્રવધુને મળવા પામ્યો છે એમાંતો લગારે શક નથી. વાર્તાની

ભાષાની શુદ્ધતા, જે સાધારણે આપણાં પારસી વાર્તા લેખકોમાં હોતી જ નથી અને જે શેઠ કેખુશરોમાં ખૂબ સારા પ્રમાણમાં હતી, તે કેખુશરોની ભાષા શુદ્ધિ પુતળીબાઇની સર્વે વાર્તાઓમાં ખુલ્લી જણાઈ આવે છે. તદ્ ઉપરાંત શ્રી કેખુશરોની લખાવટની કાંઈક કાંઇક છાયા સમાની આછી પાતળી ઢબછબ પણ એમની વાર્તાઓના અનેક ફકરાઓમાં સ્પષ્ટ તરી આવે છે. પણ પુરોગામી વાર્તા લેખકોની એવી છાયા મળવા ઉતરવા પામે એ સ્વાભાવિક હોઈ–અને તેમાં શેઠ કેખુશરો જેવા એક વાર્તાકારની લાયકાત રૂપ છાયા પ્રાપ્ત થવા પામે એ તો સદ્ગુણ કિંવા સદ્ભાગ્ય જ સમજવું.

અલબત્ત, શ્રી કેખુશરોની વર્ણનાત્મક શૈલીનાં સૌંદર્યને તથા શ્રીમતી પુતળીબાઈની વર્ણન શૈલીને આપણે એક જ સપાટી ઉપર મૂકી શકીએ નહીં; છતાં વર્ણન રજૂ કરતી પુત્રવધુની વાર્તા લખાવટમાં સસરાની કુશલ કલમની જાણીતી છમછબનાં છાયા ઓછાયા કાંઈ કાંઈ તે ઉતરેલી સ્પષ્ટ વર્તાઈ આવે છે. દૃષ્ટાંત લેખે "પૈસા કે પ્યાર" નાં પ્રકરણ ૧૯ માં જ્યાં એક મોટા યુરોપિયન હોદ્દેદારની બાનુ **મિસિસ મેકાર્ટીની** પિછાણ, કર્તા વાચકો જોડે પ્રથમ કરાવે છે તેનું વર્ણન શ્રી કાબરાજીની વર્ણન-ભાષાને 'મિલતું ઝૂલતુ' જ જણાય છે. વાંચો:–

"ઘણી હસતી, ઘણુ ઘણું મીઠું બોલતી, નાચતે પગલે શોરીનના નાના દિવાનખાનામાં તે (મિસિસ મેકાર્ટી) દાખલ થઈ, અને પગ મૂકતાં વાર પાછું બોલવા માંડયું: "કેવું સરસ તમારું દિવાનખાનું છે–ને આ કોણની સબી?–ને આ શું ચિત્ર?" પૂછતી આમથી તેમ ફરતી રહી, ન પોતે બેઠી કે ન થાકેલાં વરવહુને બેસવા દીધાં. એક જવાબ તેઓ દિયે તેટલામાં તે બીજો સવાલ પૂછતી–એક બાબત ઉપરથી બીજી બાબત ઉપર કુદકો મારી જતી–જાણે ફક્ત બોલવાને ખાતર જ બોલતી હોય, કશું સાંભળવાને જાણવાને માટે નહીં......ફેન્સી બજારો તે ભરતી, કૉન્સર્ટ તે ઊભા કરતી, હોસ્પિટલો સારુ કપડાં તે સીવાડતી અને વળી આ કલબમાં ગવરનરની બાનુ આવવાની છે તો તેને આવકાર દેનારી કમીટીમાં મિસિસ મેકાર્ટી–પેલી સંસ્થાની મીટીંગ છે તો તેમાં પ્રમુખસ્થાને બીરાજવામાં મિસિસ મેકાર્ટી–એમ તે દોડતી ફરતી, કોઈને મીઠું પીરસતી, કોઇને મરચું ભભરાવી ચટકો લગાડતી, કોઈને ચઢાવી આસ્માને લગાડતી, કોઇને નીચે ભોંયરામાં જ ડાટી દેતી, એવી એનામાં કુનેહ હતી. ઘણાં લોકો તેની તારીફ કરતાં, થોડાંક જ તેનો અવિશ્વાસ કરી તેનાથી દૂર રહેતાં........મિસિસ મેકાર્ટીની સોબતમાં ફરવું તો આવાં કપડાં જોઈએ, આવા નાટકો કૉનસર્ટોમાં હાજરી આપવી જોઇએ, એજ આ જુવાનોની ફરજો હતી, એ જ તેમનો ધર્મ હતો અને એજ તેમની સંસારી જીંદગી હતી. કેટલાકો જેઓ કુંવારા હતા તેઓ પરણવાની ના પાડતા'–જેઓ પરણેલા હતા તેઓ પરણેતરને ભૂલી એ સુંદરીની પૂઠે ભમતા."

આવી જ શોભિત સરળતા, આવાં જ ટૂંકા ટૂંકા વાક્યો વાળી વર્ણનશૈલી જે પુતળીબાઈની હતી તે એમના વડીલ વાર્તાકાર શ્રી કેખુશરોમાં હતી, તેની ખાતરી એઓશ્રીની પ્રખ્યાત વાર્તા "દારાશાનાં" માં અને બીજી સર્વે વાર્તાઓમાંથી જગે જગે જણાઈ આવે છે. ઉદાહરણ લેખે વાંચો "દારાશાનાં" ની વાર્તાનું પ્રકરણ ૯ મું: જ્યાં ભીખો ભડભડિયો પોતાના ગડબડિયા ભડભડિયા સ્વભાવ પ્રમાણે પોતાની ઓફિસમાં કેમ દાખલ થાય છે તેનું વર્ણન કરેલું છે:–

"વાત કરતામાં જ ભીખુ આવ્યો–બરાબર બોલીએ તો ધસી આવ્યો,–રસ્તામાં મોટે સાદે લોકો સાથે બોલતો બોલતો તે આવતો હતો.



લેખક : સસરા લેખક પુત્રવધુ

કેખુશરો કાબરાજી દીકરો ૧૮૯૮ મા બીજાપુરમા કલેકટર હતા ત્યા પધારેલા ત્યારે લેવાયેલો ફોટો

તે ઓફિસના દરવાજામાંથી કોઇને વાતચીતથી બોલાવ્યા વગર ઉપર આવતો ન્હોતો. દાદર પર આસ્તે આસ્તે ચ્હડતાં તે શિખ્યો જ ન્હોતો, પણ ધબડ ધબડ ધ્વનિ કરતો તે ધસ્યો આવતો હતો. આવતાંની વાર માથાં ઉપરનું ખોખું પછાડીને કુમલાના ટેબલ પર નાખતો,–લખવા બેઠેલા કુમલાના ટેબલને હલાવીને હરકત કરતો: પોતાનું ટેબલ ઘણું સાફ રાખતો, તે ઉપર કોઈને કશું મૂકવા ન દેતો, પણ બીજાના ટેબલ ઉપર પોતાની પાઘડી પટકી દેવાની આનાકાની તે કરતો ન્હોતો–બીચારો કુમલો જ તે સાંખી જતો હતો."

સ્થળ સંકોચને લીધે આવી વધુ સરખામણીઓને અત્રે સ્થાન આપી શકાય એમ નથી. પરન્તુ સસરા વહુની ભાષા શુદ્ધિ માટેની બની શકતી કાળજી પણ તેઓની બધી વાર્તાઓમાં દેખીતી વર્તાઈ આવે છે અશુદ્ધ વાક્યરચના અને અશુદ્ધ જોડણી આજે પણ મોટે ભાગના પારસી લેખકોના લખાણો અને વાર્તાઓમાંથી ભારોભાર મળી આવે એમ છે. હમણાં હમણાં આ કોમમાંથી અનેકાનેક સરસ શુદ્ધ ગુજરાતી લખનારા બાહેર પડ્યા છે છતાં હજી પણ એમનાં વાર્તા લખનારાંઓનાં અશુદ્ધ વાક્યપ્રકાર અને અશુદ્ધ જોડણી મોટે ભાગે તો ચાલુ જ છે. પરન્તુ જ્યારે આપણે આજથી ૩૦ અને ૪૦ વર્ષોની વાત કરીએ છીએ ત્યારે તે જમાનામાં "દારાશાનાં" અને "પૈસા કે પ્યાર" ના કાબેલ કર્તાઓની ભાષા–શુદ્ધિ માટેની સમજદારી અને સંભાળ ખરે જ પ્રશંસાપાત્ર જ સમજાતી ઘટે છે. "દારાશાનાં" પુસ્તક રુપે સને ૧૯૦૨ માં પ્રકટ થઈ,–"પૈસા કે પ્યાર" પહેલ વહેલી ૧૯૧૩ માં પ્રકાશમાં આવી. એટલે આજથી લગભગ ૩૦ સાલ પહેલાં શ્રીમતી પુતળીબાઈની વાર્તાઓમાં જે સખ્યાબંધ શબ્દપ્રકાશે અને ભાષાશુદ્ધિ દર્શાવતા બોલો દેખાય છે તે જોતાં (અને પારસી કોમની એ સંબંધી સ્થિતિ વિચારતા) આપણને ખચિત જ આનંદ તથા આશ્ચર્ય જ પેદા થાય છે.

લખાવટના અમુક હિન્દુ રુઢી પ્રકાર કે જે પુતળીબાઈની ભાષામાં જણાય છે તે તો આજે પણ પારસી વાર્તાઓમાંથી શોધ્યા જડે, એમ નથી. દાખલા તરીકે "વેચી નાખત તો સહેલમાં નિકળત" "તમે ભૂલો છો, પટેલ!" આમ શુદ્ધ અમદાવાદી પ્રકાર–એટલે કે શુદ્ધ ગુજરાતી પ્રકાર, પારસી વાર્તામાં અને તે પણ આજથી ત્રણ ચાર દસકા પહેલાં–એ 'નવાઈ' બલ્કે 'ચમત્કાર' તો એક કેખુશરોથી કે પુતળીબાઈથી જ દેખાડી બતાવી શકાય. વળી '**શી** દુષ્ટ વાસના' એવો પ્રકાર વાર્તા મહીં પુતળીબાઇ પેરે આજ પણ કયાં પારસીઓથી લખાય છે? જે આજ પણ પારસી વાર્તા લખનાગંઓનો '**છે**' ને બદલે રજૂ થતો માનીતો 'ચ' કે 'છ' વપરાયો જ જાય છે,–જ્યારે સુજ્ઞ પુતળીબાઇએ એવી ચકાર છકાર જેવી અણઘડ અશુદ્ધતાને આજથી ત્રણ દાયકા આગમજ તિલાંજલિ આપી દીધી હતી, અને પોતાની પાછળ આવનારાંઓ માટે પોતાના માનવંત વડીલ સસરા પેરે એક સારો દાખલો બેસાડયો હતો.

શુદ્ધ ગુજરાતી શબ્દો, પોતાની વાર્તાનાં વર્ણનોમાં જ નહીં પણ વાર્તાના 'સંવાદ વિભાગ કે જેમાં બોલનાર પાત્રો કેવળ પારસીઓ જ હોય છે તેમના મોઢામાં પુતળીબાઇએ જાણી જોઇને મૂકયા છે તેઓ શું જાણતાં ન્હોતાં કે પારસીઓ વાતચીત કરતી વેળાએ એવા શબ્દો વાપરતાં જ નથી! જાતે પારસી હોઈ પારસીઓની એવી બોલવા કરવાની અશુદ્ધતા એઓ જાણતાં જ હતાં, છતાં ગે શુદ્ધ ગુજરાતીમાં પણ પારસીઓ બોલે કરે એ વાત એમને પ્રિય હોઈ, કેવળ દાખલો બેસાડવા ખાતર જ પારસી પાત્ર મૂખે પણ એમણે 'તપોવન" અને "બાહુબળ" અને "કર્તવ્ય" તથા તલસું છું" એવા શબ્દ પ્રકાર કઢાવ્યા છે, વળી વર્ણન કરતે પણ તે વેળાએ "યોગે" અને "લાવણ્ય" અને

"મનસ્વાધિનતા" અને "અન્યોઅન્ય" આદિ એવા એવા સંખ્યાબંધ શબ્દો જે પુતળીબાઈએ "પૈસા કે પ્યાર" માં અને પોતાની અન્ય વાર્તાઓમાં ખાસ વાપર્યા છે તે, તે સમયમાં પારસી વાર્તા લખનારાંઓ સાધારણે ક્યારે વાપરતાં હતાં જે ? કોઈ શેઠ કેખુશરો કાબરાજી કે શ્રીયુત દાદી એદલજી તારાપોરવાળા કે મિસ બીખાઈજી પાલમકોટના અપવાદ સિવાય સામાન્યપણે પારસી વાર્તાઓમાં એવા શબ્દોનો તો કેવળ અભાવ જ હતો. એમ જોતાં પારસીઓ શુદ્ધ ગુજરાતીનો વાર્તા મહીં બોલવા કરવામાં વિશેષ વિશેષ ઉપયોગ કરતાં જાય એ પુતળીબાઈની પ્રિય ઇચ્છા બલ્કે આગ્રહ હતો કે જે એમની વાર્તાઓ ઉપરથી પૂરવાર થાય છે.

આ લખનારે આરંભમાં જ વાર્તા કેવળ ઉપદેશાત્મક હોવા છતે રંજનાત્મક બની છે તેનાં કારણ દર્શાવ્યાં છે. તેમાંનું એક કારણ "વિવેચનના વિષય પ્રકારો જાતે જ રસિક છે" એવું રજૂ કર્યું હતું. વિવેચન માટેના વિષયો પ્રકાર પ્રકારના અને વળી રસભર્યા, કર્તાને મળી શક્યા તેનું મૂળ કારણ તો ખુદ વાર્તાનો જ વિષય પ્રકાર છે–વાર્તાનાં વસ્તુ માટે પુતળીબાઈએ જે વસ્તુબીજ (Theme) ચૂંટી કાઢ્યું તે જ છે. આ વસ્તુબીજ (યાને theme) એની જાતમાં જ એવું છે કે જે ઉપરથી એક જગતમાં સંસારનાં અને કોમ સમાજનાં અનુભવી લેખકને પોતાની વાર્તાકૃતિ માંહે સંખ્યાબંધ વિધવિધ પ્રકારના વિચારો, ટીકાઓ, વિવેચનો અને શીખામણો આપવાની ફાવત સહેજે અને સ્વાભાવિક જ ડગલેને પગલે આવી મળે જ. વાર્તાનું વસ્તુબીજ: પૈસા અને પ્યાર, જેના ઉપર તો અહર્નિશ, સંસારીઓનાં સમસ્ત જીવ-[illegible] ઘટમાળ ફર્યા કરે–તેને વાર્તા કાજે પસંદ [illegible]ને, કર્તા લોકોને એક મનગમતા જ વિષય ઉપરની કથા આપી શક્યાં છે. પરન્તુ એ વસ્તુબીજને વિસ્તારીને તેને એક સરસ સુંદર સફળ મોટા વૃક્ષમાં કર્તા લાવી બતાવી શક્યાં એનું માન તો એના કર્તાની પોતાની જ સુજ્ઞતાને ફાળે જાય છે. જે પ્રકાર પ્રકારનો બોધ અને જે મોજ આપણને આ વાર્તામાંથી મળે છે તે સર્વે પુતળીબાઈના કેળવાયેલા મનનો અને ઉમદા હૃદયનો જ પાક છે. તદઉપરાંત આ વાર્તા એમના પારસી હિન્દુ સમાજને લગતા વિશાળ અનુભવનો એક મોટો આયનો યાને આરસો જ છે: અર્થાત પુતળીબાઇનાં સામાજિક અને માનવ–અનુભવની આરસી તેનું બીજું નામ "પૈસા કે પ્યાર" સમજવું. આ વાર્તામાં જગેજગ આપણને પુતળીબાઇની અનુભવ–સમૃદ્ધિની, પુતળીબાઇની ઊચ્ચ પ્રકૃતિની અને પુતળીબાઇના ઉન્નત આત્માની પ્રતીતિ થવા પામે છે. જો કોઇ, આ ત્રિવિધ સમૃદ્ધિ ઓછા પ્રમાણમાં ધરાવતા લેખક કે લિખિકાએ આ વાર્તા લખી હોત તો તે એટલી સફળ અને સરસ લખાઇ ન હોત એમ આ અદના લખનારનું નક્કી માનવું છે.

પણ આ લખનારની સાક્ષીની યે અત્રે શી જરુર છે ? ખુદ વાર્તા જ આખી એની પૂરી ખાતરી આપી શકે છે: જુઓ પૈસા કે પ્યાર ? એ પ્રશ્નનો ઉત્તર કેટકેટલી વિસ્તૃત માહિતી સાથે એમણે આપણને આપ્યો છે ! પૈસા અને પ્યાર વચ્ચે એમણે કેટલી હદ સુધીની પ્રખર અને આકર્ષક અને વાંચકને ઇંતેજારીમાં રખાવે એવી 'ટગ ઓફ વોર' યાને ખેંચતાણ અને તે પણ કેટલી રસિક રચનાપૂર્વક કરી દેખડાવી છે ! પાત્રાલેખન (Characterisation) વર્ણન દ્વારા તેમજ ખાસ કરી સંવાદ દ્વારા એમણે કેટલું સચોટ ચીતાર્યું છે ! પૈસાની શોખી રતન અને પ્યારની ભૂખી શીરીન એ બે વચ્ચેનો ગુણવિરોધ (Contrast) કેટલો અસરકારક દર્શાવ્યો છે ! શેઠવાડીનાં ઘરડાં સુના માસીના પાકટ અનુભવસિદ્ધ વિચારોવાળાં ચટકાદાર સંભાષણો, તમતમતાં ટીકાબાણો, અને ડાવકી ડમછબોનું એમાં કેવું સમતોલ ડહાપણ દેખાડયું છે. આધેડ વયના પણ

ઓછા સુધરેલા પરંતુ ઉદાર સ્વભાવના વિકાજીની બાહેરથી શાંત પણ અંતરથી અશાંત હાલતનો, અને છતે પૈસે પાછળથી પ્યાર માટે ટવળતી રતનની આંતર–અથડામણ દાખવતું જગે જગે કેવું સચોટ વર્ણન રજુ થાય છે તે, અને પૈસાની અગવડ તથા મુશ્કેલી પણ કેવી તથા કેટલી હદ સુધી ભલી **શીરીન**ની અને ભલા ફ્રેદુનની કપરી કસોટી કરાવે છે તે, તેમજ ખરા પ્યારને નહીં સમજનાર ઉછાછળા એરચની અશૂદ્ધ પ્રેમાવેશ તે, તથા છેવટ વાર્તાને પરાકાષ્ટા ઉપર લઈ જતી વિકાજીની વિચિત્ર દિવાનિયત અને રતનની શુદ્ધ રાહે બદલાતી સ્થિતિનું જે તાદશ ચિત્ર પુતળીબાઈએ ચીતાર્યું છે તે ખરેજ ચિત્તાકર્ષક અને હૃદયદ્રાવક જ નીવડવા પામ્યું છે એની કોઈથી ના પાડી શકાય એમ નથી.

**પૈસા કે પ્યાર**? એનો આખર જવાબ પુતળીબાઈએ **પ્યારની** જ શ્રેષ્ટતા સિદ્ધ કરીને આપ્યો છે. પણ તેમ કરતે, લગભગ રપ૦ પાનાના પોતાના આ પુસ્તકમાં એમણે પોતાના સાચા સમતોલ અનુભવી ડહાપણનો વાંચકોને વિશાળ લાભ મનોરંજક રીતે આપ્યો છે. પૈસા કે પ્યારમાં આંધળા સુધારાની હિમાયત નથી. જેમ સદ્ગત વાર્તાકાર શ્રી કેખુશરો કાબરાજીએ પોતાની પ્રખ્યાત વાર્તાઓ મહીં સોનેરી મધ્યમ માર્ગ સૂચવતો સમજદાર સુધારો દાખવ્યો છે તેમ તેમની આ પુત્રવધુ વાર્તા લેખીકાએ પણ, કેવળ પ્રિય લાગે તેવા નહીં પણ શ્રેય થઈ પડે તેવા જ સંગીન સુધારાની તરફેણ કરી છે. પુતળીબાઈની આ વાર્તા જ તેનો પ્રત્યક્ષ પૂરાવો છે, જુઓ, જેમાં જેમાં પારસી કોમ છકાપણુનિ જીરવી ન શકતાં તેના અપચાનો રોગિષ્ટ ભોગ થઈ પડી છે તે તે વાતો ઉપર પુતળીબાઈએ બેધડક વિરૂદ્ધ ટીકાઓ કરી બનાવી છે, અને ખરો સુધારો શેમાં છે તે સાફ સાફ કહી આપ્યું છે.

ભિન્ન ભિન્ન વર્ગોમાં વહેંચાયેલાં પારસી કુટુંબો, હિન્દુ કુટુંબો અને આ દેશમાં આવી વસેલાં અંગ્રેજ કુટુંબોના બાહ્ય તેમજ આંતર રાહઘાટનો બારીક અનુભવ "પૈસા કે પ્યાર" ની બાનુ-કર્તાને થવા પામ્યો છે. અને એ અનુભવે એમની આ વાર્તાને ધરખમ બનાવી દીધી છે એમાં કોઈ શક નથી. એ વાર્તા વાંચીને પારસી સમાજ હિન્દુ સમાજ પાસેથી શુ શીખી શકે, અને હિન્દુ સમાજ પારસી સંસારમાંથી શું મેળવી શકે તેનો સરસ ખ્યાલ આપણને આવી શકે છે.

સમાજ–સુધારક આ સુંદર કથાએ સને ૧૯૧૩માં 'ગ્રીબોધ'માં જન્મ લીધો તેને આજે ૩૦ વર્ષો જેટલો લાંબો કાળ વહી ગયો છે. એ દરમિયાન પારસી-હિન્દુ જનતાની બે નવી પેઢીઓ પેદા થઈ ચૂકી છે. છતાં પુતલીબાઈની આ વાર્તા સમાજ–સુધારાની દૃષ્ટિએ જોતાં લગારે ય જુની લાગતી નથી. જેવી ને તેવી નવી વંચાય છે. એનું કારણ જ એ કે પુતળીબાઈએ ૧૯૧૩માં આપેલા સાચા સુધારાના વિચારોને હજીયે આપણી પારસી હિન્દુ સમાજે જેવા જોઈએ એવા અપનાવ્યા નથી. સુધારાનાં વહન સરખી દિશાએ (પુતળીબાઇએ સમજાવેલાં તેમ) વહ્યાં નથી. હિન્દુઓમાં હજી અનેકાનેક કુધારા ચાલ્યા આવે છે–અને પારસીઓ નકલી સુધારાને પકડી બેસી સુધારો જીરવી શકયા નથી, એટલે આજે ૧૯૪૩માં પણ પુતલીબાઈની "પૈસા કે પ્યાર"ની ઉપયોગિતા તથા સુંદરતા જેવી ને તેવી આપણાં પારસી-હિન્દુ ભાઈ બ્હેનોને જણાયા વિના રહે એવી નથી. આ બોધક કથાનો લાભ આજનાં ઉછરતાં જુવાન બચ્ચાંઓને આજે અને હવે પછી પણ મળવો જોઈએ, કે જેથી તેઓ સમજી શકે કે ખરો પ્યાર કયો અને ખોટો પ્યાર કયો ? તથા પૈસાથી પ્રાપ્ત કરેલી સગવડનું સુખ કેટલું ? અને પ્રજ્ઞા (ડહાપણ)થી

મેળવેલાં સુખની સગવડ કેટલી ? અને ખરો સુધારો તે શું ? અને સાચા સુધારાનો ધ્યેય શું હોવો ઘટે ?

સદ્‌ગત પુતળીબાઈએ પોતાની આ વાર્તામાં સુધારાનો ધ્યેય યાને લક્ષ્ય સેવામાં જ આણી બતાવ્યું છે: ગરીબોની સેવા-અનાથ બાળકોની સેવા-દુઃખિયાંઓની સેવા. જે સુધારો બાહેરના દેખાવ પુરતો હોય, જેનાથી ભાઈબંધ મનુષ્યોને ફાયદો ન પહોચતો હોય અને જે જનસેવાથી જુદો હોય તે સુધારો કોડીની કિમ્મતનો નથીઃ એટલાજ માટે વાર્તાને અન્તે તેના કર્તાએ રતન તથા વિકાજીને પોતાના ગામડા ઘરમાં એક બાળાશ્રમ સ્થાપતાં દેખાડયાં છે, અને સિદ્ધ કરી આપ્યુ છે કે સુધારો એટલે સુસેવા-ઇશ્વર સેવા એટલે જનકલ્યાણ. એ વિષેના શ્રીમતી પુતળીબાઇનાં વાર્તા માંહેલા શબ્દો આ રહ્યા:

"સાજા થવા પછી બન્ને (રતન અને વિકાજી)એ પોતાને મળેલા નવા જન્મ ઇશ્વરની સેવામાં ગુજારવા એવું એ દંપતિને લાગ્યુ, અને ઘણુ વાંચતાં અને વિચાર કરતાં તેમજ સુનામાઓ સાથે વાત કરતાં તેમને જ્ઞાન થયું કે ખરી ઇશ્વર સેવા તો તે છે કે જેનાથી ઇશ્વરનાં પેદા કોધેલાં માનવીનું કલ્યાણ થાય, પૃથ્વી ઉપર સુખ વધે, સંતોષથી પાપ ઘટે, આસ્થા વધે, અને ખુદાની કીર્તિનાં કીર્તન આભારી હૈડાંમાંથી આપોઆપ નીકળે."

પૈસા કે પ્યાર'ની કહાણીના બાનુ-કર્તાનું પોતાનું જીવન સેવામય હતું. એમની સેવા-ભાવનાઓમાંની એક તે પારસીઓને ખેતીએ લગાડવાની હતી. એટલા માટે એમણે આ વાર્તાની પ્રસ્તાવનામાં દાદર કોલોની તથા ગ્વાલીઅર સ્ટેટ અને નાસિક બાંતેની ખેતી-વાડીની યોજનાઓનો ઉલ્લેખ કરી, છેવટે એઓશ્રી પોતાની આ ઉમેદ જાહેર કર્યા વિના રહી શક્યાં નથી કે "એટલા માટે એ સવાલો ઉપર આ વાર્તા પારસીઓનું વધુ ધ્યાન ખેંચી શકશે તો મારો હેતુ સફળ થયેલો હું ગણીશ"

પણ આ વાર્તાની ઉપયોગિતા અને સુંદરતા માટે મ્હારે ભાર મૂકીને વિશેષ વિવેચન કરવાની કોઈ ખાસ અગત્ય હું જોતો નથી, કારણ એક નહીં પણ બબેવાર એ જુદાં જુદાં માહવારીઓમાં છપાયા પછી જ પુસ્તકાકારે પ્રકટ થવા જેટલી લોકપ્રિય અને સફળ બની ચૂકી તો છે જ.

પુતલીબાઈની આ કાંઈ એક જ રસબોધક વાર્તા નથી. "ગુમાસ્તાની મની" આદિ એમની બીજી વાર્તાઓ આ "સ્ત્રીબોધ"ના આગલા સફાઓમાં આવી ગઈ છે. "સ્ત્રીબોધ" ના ધર્મ પ્રમાણે તો સર્વેમાં એમણે સુધારાનો અને સેવાનો જ માર્ગ બતાવ્યો. સુધારો અને સેવા-કે જે ભલી યાદના ભલાં બાનુ સદ્‌ગત પુતળીબાઈનાં જીવનમંત્રો હતાં. કે જે એમનાં જીવનશોખ અને જીવનકાર્ય હતાં.

આ અદના લખનારે, જીવનમાં માત્ર એકજવાર પુતળીબાઈનાં પુનિત દર્શન કર્યાં છે એટલે એમનાં પોતાનાં સફળ સુંદર સેવાભાવી જીવનનો પૂરો ખ્યાલ આ લખનારને પ્રત્યક્ષ રીતે થયો નથી. પરન્તુ એમની "પૈસા કે પ્યાર"ની વાર્તામાં તેનુ પ્રતિબિમ્બ ખુલ્લું ઝળકી રહેલું જણાઈ આવે છે, એક સુજ્ઞ સ્ત્રી લેખે, એક આદર્શ ગૃહિણી લેખે, એક સમાજ સુધારક લેખે અને એક સેવાભાવી કાર્યકર લેખે શ્રી પુતળીબાઈ એમાં સાવ વર્તાઈ આવે છે.

પુતળીબાઈ પોતાનુ જીવનક્ષેત્ર સારી રીતે ખેડીને આપણા વચ્ચેથી પસાર થઈ ગયાં છે, પરન્તુ એમની યાદ એમનાં નામ કામથી અમર રહેશે. સજ્જન સ્ત્રી પુરૂષો કાળને શરણ થઈ અનંતમાં ભળી જાય છે. ગુલાબ કર્માય છે,-એનો સુવાસ સદા રહી જાય છે.

# સુનામાસી

("પૈસા કે પ્યાર"માંથી ઉતારો)

[ રતન પૈસાદાર વીકાજી સાથે તેના પૈસાને ખાતર પરણી છે, જ્યારે તેની નાની બ્હેન શીરીન ખરા પ્યારથી એક મધ્યમ પગારના સરકારી અમલદાર સાથે પરણીને સાદાઈથી સંસાર નિભાવી સંતોષ પામે છે. સુનામાસી તેમનાં ખેરી, છે અને બન્ને બ્હેનો પર નજર રાખે છે અને જરૂર પ્રમાણે ટીકાબાણ છોડે છે. ]

વીકાજીએ નવો લીધેલો વજીફો પારસી હાથોમાં પહેલો જ હતો એમ નહિ આ વાર્તાની શરૂઆતમાં જે બહુબોલાં ડોસાં નામે સુનામાસી સાથ વાંચનારને ઓળખ કરાવવામાં આવી છે તેમના મરનાર ધણી શેઠ કુંવરજીના બાપને કેટલીક સેવાઓને માટે સરકાર તરફથી મળેલી જાગીરનો એ એક ભાગ હતો. તેમની કરજદારીને લીધે તે કોઈ દેવચંદ નામના સાહુકારના હાથમાં ગયો હતો, જેણે ત્યાંનાં સુંદર ઝાડો કપાવી નાખ્યાં હતાં, કુવા રદ કર્યા હતા, પાણીની પનાળો ભાગી તુટી જવા દીધી હતી. તે વજીફો જોતાં સુનામાસીની છાતી ભરાઈ આવતી હતી અને તેઓ તે સાહુકારને "મુવા દેવ" નેજ નામે ઓળખતાં હતાં એટલો તેમને તેના પર કેહર હતો, અને તેથી રતન પરણ્યા પછી તેના ઘણા આગ્રહ છતાં તેઓ તેને મળવા આવ્યાં નહોતાં. તો પણ તે વજીફો ફરી વીકાજી જેવા ભલા ગૃહસ્થના હાથમાં ગયેલો જોવાથી તેઓ રાજી રાજી થઈ ગયાં હતાં અને તેને હજારો દુવા દેતાં હતાં. ત્યાં કરવા માંડેલી નવી ઢબની ખેતીની વાતો જાણી તેઓ વિશેષ ખુશ થતાં.

## જુનું ફરનીચર

વળી ત્યાં શેઠ કુંવરજીએ બાંધેલો કુશાદે બંગલો અને તેનું જુનું નકશીદાર સીસમી ફરનીચર વીકાજીએ અતિ ઉલટથી ખરીદી લઈ મોટે ખર્ચે સમરાવી નવું કીધું હતું, અને તેમ કરી એક પડી ભાગેલા ગૃહસ્થનું નામ અને કીર્તિ સજીવન કીધાં હતાં. મુંબઈનાં લોક રતનને મળવા આવે ત્યારે એ સર્વ જુની વાતો થતી, એ અસલી પારસીઓના સાહસ અને શોખ વખણાતા, અને આજે કેમ એવા મોટા જાગીરદાર નથી અને આજના લોકનો પૈસો મુંબઈની બહાર વજીફાઓ રાખવામાં કાં વપરાતો નથી એ વાતો પર વાદવિવાદ થતો, મનો ઉચ્ચારાતાં અને કારણો સમજાવવામાં આવતાં. પણ રતનને આ સધુ અસલી પસંદ પડતું નહિ,–તેમાં અસલી નકશીદાર કોચોને વીકાજીએ લાલ ડમાસ્ક જડાવેલું હતું અને અસલી નકશીના કેટલાક સ્ટીનને લાલ કુસંબો જડાવ્યો હતો તે જોઈને તો રતનનાં પેટમાં જ દુઃખી આવ્યુ હતુ. વળી સીસમી નકશીદાર પણ અલબત ખખડી ગયલી કબાટ રતનના આજની ઢબનાં એકસો ને એક "બ્લાઉઝ" ટાંગવા માટે નિરૂપયોગી હતી; સાડીઓ મુકવા માટે જોઈએ તેવી મજબુત કળ કુંચીવાળી નહોતી. મોટાં પેટાવાળી અસલી નકશીની ટેબલો આજની આ પાર્ટીઓને માટે જોઈએ તેવી નાજુક કે નાની નહોતી, અને એવાં એવાંથી ઓરડા ભરાઈ ગયલા એટલે આજની સગવડની ચીજો મારાથી મૂકાતી નથી એ રતનની ચાલુ ફરીઆદ હતી.

પણ રતને પોતાની એ ફરીઆદ તક જોઈ જાહેર કરવા ધારેલું તેટલાં એક વખત

મુંબઈના ગવર્નર સાહેબ અને તેમનાં બાનુનું પનવેલ આવવું થયું. અને તેમનાં માનમાં રેહવાસીઓએ કીધેલી જાહેર મીજલસ એ બંગલામાં ભરાઈ ત્યારે આ અસલી ફરની-ચરનાં તેમને મોઢે જે વખાણ થયાં તે સાંભળવા પછી રતન ચુપ જ રહી હતી. ગવર્નર સાહેબે મિસીસ વીકાજીને મુબારક-બાદી આપી કે આવો અમૂલ્ય સામાન તેમને હાથ આવ્યો, અને લેડીએ કહ્યું કે 'ગવરમેન્ટ હાઉસમાં એવો સામાન છે તે અમે ઘણી ઉલટથી જાળવિયે છિયે, અને બનતાં લગી સાથે નવી ઢબને ન ભેળતાં જુનો જ સમ-રાવીને વપરાતો કરવાની કોશેશ કરિયે છીયે.'[1] તે જાણી મી. વીકાજી મગન મગન થઈ ગયા. એ પછી એ જુના સામનનો કંટાળો રતને દેખાડ્યો જ નહિ, પણ મન સાથે એટલો ઠરાવ તો નક્કી કીધો કે ફરીને સામાન ઉપર કપડું જડાવવાની જરૂર પડશે ત્યારે હું મારી મરજી પ્રમાણેના રંગ પસંદ કરીશ.

\+ + +

"આજે સકાળેથી તમને કાર નહિ જોઈતી હોય તો મને આપો,–હું સુનામાસીને મળવા જાઉં,–મારાથી જવાયુ જ નથી અને તેઓ તો આવેજ નહિ, એટલે મુલાકાત થતી નથી." આમ રતને એક સવારે ઉઠતાંવાર પોતાના ધણી પાસે મોટરકાર માંગી.

"તારીજ છે મોટરકાર અને બીજું તને જે જોઈએ તે," અતિ પ્યારનાં ચિન્હો દેખાડી વીકાજીએ જવાબ દીધો, જોકે રતને તે જોયાં ન જોયાં કરવા આંખ ફેરવી નાખી.

"વારૂં ત્યારે, તમે ખેતરમાં ફરવા નિકળો તે વખતે મને લઈ નિકળજો,–હું શેલારવાડી જઈ આવીશ......"

શેલારવાડીમાં મરહુમ કુંવરજીની કંઈ થોડી જમીન હતી, અને ત્યાં તેમનો એજન્ટ કોઈ બ્રાહ્મણ રહેતો હતો તે ઘર ખાલી કરાવી સુનામાસીએ આજ વીસ વર્ષથી ત્યાં આશ્રય લીધેલો હતો, અને જેટલાં માંગનારની સતાવણીથી તેટલાં મંડળીમાં–સોસાયટીમાં ભેળાવાની ફરજથી છટકી એકાંત રહેતાં હતાં. ગામનાં ખેડુત લોકો, જેઓ તેમને માજી, માજી, કહી બોલાવતાં અને જેઓએ તેમની જાહોજલાલી જોયેલી હતી, તેઓ તેમને ઘણું માન આપતાં, અને એમને સંભાળવાની જવાબદારી પોતાને સર રાખતાં હતાં, તેમજ સુનામાસી તેમને હરપ્રકારે મદદ કરતાં. કોઈને કાગલ, અરજી કે લખત જેવા દસ્તાવેજ લખી આપતાં, કોઈને કાયદાની સલાહ આપી વકીલના માર્ગમાંથી ઉગારતાં; નાનાં છોકરાછોકરીને એકઠાં કરી ભણાવતાં, અને જવાન સ્ત્રીઓને છોકરાં ઉછેરવામાં, સાચવવામાં મદદ કરતાં, અને કેટલીક વાર તો માંદી માતાઓને વર કે સાસુના જુલમ-માંથી છોડવી લાવી પોતાને ઘરે રાખી જોઈતી આરામેશ આપતાં અને તેનાં બાળકની સંભાળ પોતે લેતાં. કમભાગ્ય વિધવાઓને બાળહત્યાનાં પાપમાંથી બચાવવા માટે તેઓ તેમના પર નજર રાખતાં અને તેમનાં નિર્દોષ સંતાનને પોતાને ગળે લગાડી પુને લઈ જઈ મીશનરીઓને હવાલે કરતાં, અને લોકને સમજાવતાં કે 'તમે કસાઈને બારણેથી ગાય છોડાવવાનું પુણ્ય કરવામાં સંતોષ માનો છો. હું એક સ્ત્રીને પાપી કર્મ કરતી અટકાવી એક આત્માનું તારણ કરવા સાથ એક માણસનો જીવ બચાવું છું.'

\+ + +

રતનની મોટરકાર એવી તો સડસડાટ

[1] પુતલીબાઈએ આ બાબત મુંબાઈના ગવર્નર અને લેડી વીલીંગડન બીજાપુર એમને ઘેર પધારેલા તે વખતે વાતચીત થયેલી તે ઉપરથી લીધી છે.–તંત્રી

ચાલી આવી કે છેક તેમની સીહડી આગળ આવી ઉભી ત્યાં સુધી સુનામાસીએ જાણ્યું નહિ કે તેમનાં એકાંત તપોવનમાં બહારની દુનિયાની મોજનું એક સાધનરૂપ સાંચાકામ પોતાના મરનાર પૂજ્ય ખેશીની બેટીને તેમનાં બારણામાં લાવ્યું હતું......

અતિ ખુશાલીથી તેઓએ રતનને આવકાર દીધો, જો કે એમ તો બોલ્યાં કે 'મેં તો તને તેડેલી નહિ ને તું કેમ આવી?' તેને પકડીને તુર્ત છાતીએ દાબી, જરા પોતાના વહાલા ખેશીની યાદ થવાથી બે આંસુ ટપકાવ્યાં, અને પછી હાથ ધરી રતનને માંહિ લઈ ગયાં. તેમનું દીવાનખાનું એજ તેમની રાંધણી અને એજ તેમનો સુવાનો ઓરડો હતો. પાસે કપડાં બદલવાની અને નહાવાની કોટડીઓ ફક્ત હતી, જમીન મટોડાંની હતી, દેવાલો કુર કાવર્ગની હતી, ટેબલ ખુરશીઓ ગામડી બનાવટની જાડી અને મજબુત હતી, અને પાટીના ખાટલાઓ પર પતલાં ગોદડાં નાખી ચારસા બીછાવેલા હતા, અને પછી ગોદડાંની ઘડી વાળી મૂકેલી હતી. રાત્રે સુતી વખતે ગોદડાં બીછાવવાનો અને દિવસે પાટીના ખાટલા બેસવા માટે વાપરવાનો સુનામાસીનો ધાગો હતો. પણ એવા સાદા ગરીબ લોકને લાયકના સરસામાનની વચ્ચે સુનામાસીની ચોપડીઓના બે મોટા બુક-કેસ ભરેલા હતા, ટેબલોપર ચોપાનિયાં પડેલાં હતાં, એક લખવાની ટેબલ ઉપર લખવાના કાગજના તાવ જાણે લખતાં મૂકીને ઉઠયાં હોય તેમ પડેલા હતા, અને દિવાલો પર સારાં ચિત્રો હતાં.

"આવ દીકરી, ભલે આવી! તારી તો હું વાટજ જોતીતી. મને તારું તો કામ હતું. તને કેમ, સુઝયું મને મળવા આવવાનું?" રતનને બેસાડી તેમણે સવાલ કીધો.

"માસી, તમે તો તેડીજ નહિ પણ જુઓ હુંજ આવી—મને પ્યાર હશે ત્યારેને? પણ તમને મારૂં શું કામ પડેલું કે તમે વાટ જોતાં હતાં?" રતને હસતે મુખડે પૂછ્યું.

"મને તારૂં કામ મારી ચોપડીમાં એક પાત્ર તરીકે દાખલ કરવા માટે પડયું, રતન," જરા તેની આંખો સામે જોઈ હસતાં સુનામાસી બોલ્યાં, "પણ આ ઘેરા જાંબુડા રંગની સાડી તને ઘણી શોભે છે,-એ શું કપડું છે કે એવો સરસ રંગ ચઢયો છે?"

"શીફોં છે, માસો: પણ તમને કપડાંમાં કયારે રસ પડતો હતો? બીજી વાત કરોની."

"શીફોં? અરે મરેરે! 'શીફોં' એટલે તો ફ્રેંચમાં 'ચીંદડું' અને શીફોં તો આજે અહીં ભપકામાં વપરાય છે!" સુનામાસી મોટા સાદ કાઢી હસ્યાં; "મોંઘી તો ઘણી હશે નહિ? રતન, હવે તો તું મન ચાહે તેવી સાડીઓ લઈ પેહરી શકે એવી તારી હાલત થઈ, ખરૂંને?"

"હા, માસી," રતને ટુંકમાં જ જવાબ દીધો—તેને જરા શરમ લાગી કેમજે તે સમજી ગઈ કે માસી મશ્કેરી કરે છે.

"બેસ, સરખી બેસ, દીકરી! લે આ ખુરશી," એક અસલવારેની પાટી ભરેલી લીલા લાલ પટાની સુરતી ખુરશી દેખાડતાં સુનામાસી બોલ્યાં, "આ મારે ઘેર તારે લાયકની ખુરશી તો નથી, કેમજે તારા જેવાં મારે ઘર આવતાં જ નથી. પણ તું તો હવે પનવેલ ને મુંબઈ વચે દોડતી થઈ છે તો જરા વાતો તો કર,—લગ્ન પછી શું શું મજાહ કીધી?"

"ઘણી કીધી, માસી,—મુંબઈમાં મજાહનો શો ટોટો પડયો!—નાટકો જલસાઓ—"

"તારી સાથ વીકાજી જલસાઓમાં બી આવે છે કે?" અજાયબીના ડોળથી સુનામાસીએ

કરવા લાગી, તો રતનનું ખાસ ધ્યાન એનાં કપડાં પર ખેંચાયું.

"માસી," તે બોલી, "હવે આ તમારી ચંદાનો પોશાક કેવો ધારો છો? જુઓ ઘાઘરો કેવો મજાનો ફરતો ઘેરવાળો છે,—મારવાડણના અતિઘણી ઘેરવાળા હોય છે અને તેમને ચાલવામાં કે ઘરકામમાં હરકત કરે છે,—આ તદ્દન મધ્યમ છે. વારું ચોલી કેવી સારી છે! મરાઠી કે ગુજરાતી બાઈઓનાં તો પેટ ઉઘાડાં રહે તેવી ચોલી હોય છે,—આ તો બદીઆનની પેઠે પેટ ઉપર બેસે છે અને ઉપરથી જાણે શોભાને માટે હોય તેમ સાડીનો છેડો છે,—એ છેડો શીફોનો હોય તો કેવો શોભે!"

"હા, ચંદા તો બિચારી રજપુતાણી છે પણ કોઈ મુસલમાનને હાથ ફસવાથી વટલી છે, અને સર્ગાંહાલાને પણ ખોઈ બેઠી છે. એનો પેહરવાશ ઉત્તર હિંદુસ્થાનની ઘણી જાતોમાં જોવામાં આવે છે, પણ મારા ધ્યાનમાં એક બીજો પોશાક છે તે ત્યાંની મુસલમીન ઓરતોનો છે કે જેઓ આ રીતે ચોલી પેહરતાં નથી, પણ ઘાઘરાની ઉપર પોહળી બોહૈના સદરા જેવું પેહરણ પેહરે છે કે જે આ ઘાઘરાની ઉપરથી કમરની આસપાસ પડે છે, અને કમરે પટો બાંધવામાં આવે છે.-તેં જો મુંબઈના મરહુમ જજ મી. બદરૂદીન તૈયબજીના કુટુંબની કોઈ બાનુને જોઈ હશે તો તને એ પોશાકનો ખ્યાલ આવશે."

"હા, માસી, અમે બીજાપુરમાં હતાં ત્યારે ત્યાં એ ખાનદાનની એક બાનુ હતી, અને માતાજી તેનો પોશાક જોઈને કહેતાં હતાં કે પારસીઓને વધારે અનુસરતો એ પોશાક છે. તે બાઈ મુસાફરીમાં કોઈ જાડાં કપડાનો ઘાઘરો પહેરતી, ઉપરનો કબજો મજલીન કે છીંટનો સાદી રીતે જેમ આપણે મલમલના સદરા સીવિયે છીએ તેમ હાથે સીવેલો પહેરતી, અને બહાર જવે આવવે યા સારાં ટાંકણાંઓ પર એક સુંદર મખમલની કસબી પેટી પહેરતી કે જેને બોહે નહિ, એટલે કબજાની બોહે ઉપર તેની કસબી ઝાલર આવી પડતી; ઉપરથી મલમલની સુતરાઉ સાડી અથવા ઓઢણી આ તમારી ચંદા નાખે છે તેમજ નાખતી, જે જોઈ અમે કહેતાં કે આ પોશાક સારો કે ઘાઘરો જાડાં મજબુત કપડાનો પેહરી શકાય અને ઓઢણી જોઈએ તેવી ઝીણાં કપડાંની વપરાય. અમારાં મિત્ર મીસીસ અ—મુસાફરીમાં મલમલની ઓઢણી પહેરતાં તો મીજલસમાં ગાજની કે શીફોની કસબી કોરવાળી પેહરતાં. આપણાં પારસી કપડાંનું તો એ દુઃખ કે ઉપરથી નીચે સુધી એક, તે જાડું પહેરિયે તો માથાપર રહે નહિ, અને ઝીણું પહેરિયે તો માથાપર શોભી રહે પણ પગ આગળ કચડાય ને મેલું થાય. માતાજી તો અમોને કહેતાં કે તમે એ ડ્રેસ પેહરવા માંડો કે આપણામાં ચાલુ થાય, પણ અમે પારસી સાડી પેહરી તે પેહરી તે કેમ લોડાય, કરી અમે તો શરમાયાં."

"એજ છે તો, પોશાકમાં ફેરફાર કરતાં શરમાવાનું માણસના સ્વભાવમાંજ છે, સર્વ લોકથી જુદાં પડી કંઈ કરી શકાતું નથી; માટે તો હું કહું છું કેની કે એ સવાલો ચર્ચાવા માટે કમિટીઓ થવી જોઈએ અને જાહેર સભાઓમાં એ સવાલ ચર્ચાવા જોઈએ. કેમકે કપડાં તે કંઈ હસી કાઢવા જેવી બાબત નથી તો! માણસનાં દુઃખ સુખનો મોટો આધાર કપડાંને લગતા ખર્ચ ઉપર રહે છે. આપણી દીકરીઓનાં કપડાં ઉપરના ખર્ચ જેમ જેમ વધતા જાય છે, તેમ તેમ આપણા જવાનિયાઓ લગ્નથી ન્હારતા જાય છે—ખરૂં ને? અને છોકરીઓ પઇસાદારો પર તુટાતુટ પાડે છે, અને ખરી ખુબીવાળા, લાયકીવાળા, પણ ગરીબ જવાનોને તરછોડી કાઢે છે—ખરુંને? બળે તમારા ભપકા! હું

તો મારી નવલકથામાં એ વધતા જતા વૈભવના શોખ ઉપર સખ્ત ટીકા કરું છું, અને તે ચોપડીનું નામ પણ 'વૈભવને બલીદાન' એવું કંઈ આપનાર છું. કોઈ દહાડે તું એ ચોપડી વાંચશે, દીકરી,—જે પેલી ટેબલ પર કાગળના તાવો પડ્યા છે તે.—જેમ ધ્યાનમાં આવે છે તેમ એકેક પ્રકરણ લખતી જાઉં છું, અને ખુદા કરશે તો આપણામાં વધી ગયલી ફીશીઆરીઓનો દોર તોડવામાં એ ચોપડી ઘણી ઉપયોગી થઈ પડશે!"

આ વાત ઉપરથી સુનામાયને રતનની બહેન શીરીનની યાદ થઈ કે જે પૈસાની પરવા ન કરતાં ખરી ખુબી અને લાયકાત જોઈ પરણી હતી, અને તેઓએ રતનને તેની ખબર પુછી. રતનને જવાબ દેવો ભારી પડયો, કેમજે લગન પછી તે શીરીનને ઘેર મળવા ગઈ જ નહોતી, માટે તે એટલું જ બોલી કે "મારાથી તો શીરીનને ઘેર જવાયુંજ નથી, પણ હશે—ખુશમાંજ હશે."

"અલબત્ત, અલબત્ત, લાખ વખત! એક વખત નહિ—સમજી, માએ? એના સુખનું તે કંઇ પૂછવું પડવાનું કે? એણે તો દુનિયાનું જે ખરૂં સુખ, જે પવિત્ર પ્રેમ, તેજ પસંદ કીધો છે—એ થોડી દુનિયાના કાલા દમામ ઉપર લોભાઈ છે જે!"

રતનને લાગ્યું કે જાણે સુનામાએ મને બોલી સંભળાવે છે,—તેથી જરા ઝંખવાણી થઈ, તે જોઇ ચકોર ડોસીએ વાત ફેરવી, "આહ, રતન, તને દૂર સુધી જવાનું તે મોડૂં થતું હશે,—હું ચા લાવું;" અને એમ કહી તેઓ ચુલા આગળ દોડયાં અને દાસીએ મૂકેલું પાણી એક કાચની ટીપાટમાં રેડી લાવ્યાં, અને અંદાએ એક નાની સ્વચ્છ ટેબલ રતન આગળ મૂકી તે ઉપર સફેદ સોજું કપડું બીછાવી પ્યાલાં ગોઠવ્યાં, અને રતને ઘણી હોંસથી ચા પીધી, અને પછી જવા ઊઠતાં બોલી,—

"માસી, મારું આવવું તમને ગમે છે કે? હું ફરી આઉં કે?"

"અલબત્ત, દીકરી, ઘણું ગમે છે, ને વળી મેં કહ્યું તેમ મને તો તારું કામ છે માટે તારા પર મને નજર રાખવી છે,—ને જો દીકરી, મારે લાયક કંઈ કામ હોય કેની—!" તેઓ જરા રતન પાસે જઇ ગંભીરાઈથી બોલ્યાં, "કંઈ સલાહ પુછવી હોય, કંઈ મદદ જોઈયે તો જરૂર મારી પાસે આવજે—અચકાતી ના." અને પછી રતનને ગળે લગાડી ઘણાં ગંભીર ડોળે પણ પ્રીતભરી આંખ્યોએ પૂછ્યું, "રતન, તું ખરી સુખી છે?"

"કાં નહિ, માસીજી, કાં નહિ?" આ સવાલથી જરા ચમકી રતન ઉતાવળે બોલી પડી, "અલબત્ત હું સુખી છું,—મારા વીકાજી કેવા માયાળુ મમતાળુ છે! કે હું કાં નહિ સુખી હોઉં?"

રતનના આ શબ્દોથી માસીએ મોંપર સંતોષ તો દેખાડયો, પણ તેમનાં મનની ખાતરી નહિ થઇ હશે! "નવું છે હજી,! આવે છે વખત! માણસ કંઈ ફીરસ્તો નથી!" એવા વિચાર તેમના મનમાંથી પસાર થઈ ગયા અને રતનને તેનો "ડસ્ટ ક્લોક"[1] અને "મોટરવેલ"[2] પહેરાવી સીડી ઉતરી તેની કારમાં બેસાડી આવ્યા પછી તેઓ પાધરાં પોતાની લખવાની ટેબલ આગળ ગયાં અને પોતાની લખવા માંડેલી નવલકથામાં એક પ્રકરણ ઉમેર્યું.

---

૧. ડગલો ૨. બુરખો

# એક નમુનેદાર બાનુ

લખનારઃ—બહેન ખોરશેદ ફીરોઝ કોટવાલ (પંચગની)

મુંબઈ શહેરમાં જાણીતા થએલા દખણના નામીચા વ્હાડયા ખાનદાનના મરહુમ શેઠ ધનજીભાઈ હોરમસજી (નશરવાનજી) વ્હાડયાનાં બેટી તે શેઠ જહાંગીર કેખશરૂ નવરોજી કાબાજીનાં ધણીઆણી બાઈ પુતળીબાઈ ત્રણ દીવસની ટુંક માંદગીમાં પંચગની ખાતે તા. ૧૯–૭–૪૨ ને દીને બ્હેશ્ત મુકામ પામ્યાં છે.

એમનો જન્મ પુનામાં થયેલો. એમના પિતા તથા કાકાઓ જુવાન વયે મુંબઈ આવી શરૂઆતમાં કેળવણીના કામમા પડ્યા હતા તેમના સંસ્કાર કુમારી પુતળીબાઈ પર પડેલા હોવાથી પુતળીબાઈએ મેટ્રીકયુલેશન સુધીનું શિક્ષણ ઘણુંખરું પિતાના હાથ હેઠળ લીધું હતું, જે પછી પોતાનું બહોળુ વાચન બધા દહાડા ચાલુ રાખી તેનો લાભ પોતાની બહેનપણીઓને "સ્ત્રીબોધ" દ્વારા અને પુસ્તકો લખી આખર પર્યંત આપ્યા કીધો હતો.

### એમનાં માતા

એમનાં માતા બાઈ જરબાઈ પણ પોતાના વખત પ્રમાણે થોડું ભણ્યાં હતાં, અને વારંવાર "રાસ્ત ગોફતાર"માં પત્રો લખી સુધારા અને કેળવણીને લગતા સવાલોમાં ઉલટથી ભાગ લેતાં હતાં. જરબાઈના પિતા ઘડીયાળનો ધંધો કરતા હતા પણ પોતે અભણ હોવાથી બાળકો જરબાઈને પાસે બેસાડી વર્તમાન પત્રો વચાવી ખબરદાર થતા અને સુધારા પ્રત્યે ઉત્સુક હતા. બાઈ જરબાઈએ ૧૯૦૭માં 'સ્ત્રીબોધ'ની જ્યુબિલી વખતે નીકળેલા ગ્રંથમા એક લેખ લખેલો તે આજે પણ વાંચવા લાયક હોવાથી પાછલાં પાનાં પર ઊતાર્યો છે. બાઈ જરબાઈ વૃદ્ધ ઉમરે ૧૯૩૪માં પુરે ગુજર્યાં. એમનીજ કેળવેલી દીકરીએ એમના ઊંચ જીવનનો વારસો પામ્યાં

### સ્વ. પુતળીબાઈના આદર્શો

પુતળીબાઈ પોતાની રહેણી કરણીમાં એક સાચ્ચાં દીનદાર જરથોસ્તી બાનુ હતાં, પોતાની વ્હાલી કોમની બહેતરીમાં બહુજ ઉલટભર્યો ભાગ લઇ ગરીબોને દીલસો જ મદદગાર થતાં. એમનું હમેશનું હસતું વદન અને હમેશનો નમ્ર આવકાર માન અને મોહબતથી ભરપુર હતાં ૭૭ વર્ષની આવી બુઝર્ગ ઉમરે એક જવાનીયાને પણ શરમાવે તેવોજ આફ્રીન લાયક સ્પીરીટ અને ઉત્સાહ ધરાવતાં હતાં. એમના ઉત્તમ ગુણો, નિખાલસ જીગર, સેવા, સાદાઇ, સાલેસાઇ, ખબરદારી, તાબેદારી, કરકસર, ઉદ્યોગ દરેકને ધડો લેવા જોગજ હતાં એક નમુનેદાર બેટી, વફાદાર મહોરદાર, સ્યાણી માતા, અને કુનેહબાજ ગૃહરાણી તરીકેની સઘળી ફરજો હસતે મ્હોડે અદા કરી નારીના નામને ખચ્ચીતજ દીપાવી ગયાં છે. પોતાના સુધારક સસરાજી બ્હેસ્તી કેખુશરૂ કાબ્રાજીના આગળ વધેલા વિચારો સઘળા એમને માન્ય હતા, તેને જ અનુસરીને બાળ, નારી, રંક કેળવણી, ખાનપાન, આરોગ્ય, સમાજ અને દેશ સુધારાના એમના આફ્રીન લાયક પ્રયાસો છેવટ સુધી ચાલુ જ હતાં.

### એમની લોકસેવાઓ

એમના નેક ખાવીંદ સાથે જુદાં જુદાં ડીસ્ત્રીકટોમાં ફરતી વખતે એઓએ લોકસેવાનાં ઘણાં કામો કર્યાં હતાં

"સુખ તેને કે જેનાથી સુખ બીજાને" એ ઉમદા સખુને અનુસરી ચાલનારાં પુતળીબાઈ કોમ પરકોમની દાઝ હૈયે ધરનારાં એક સાચ્ચાં સેવાભાવી બાનુ હતાં.

આપણા જાણીતા પારસી ઇતિહાસકાર રૂ. બે. પેમાસ્તરે નોંધ્યું છે કે "મહુંમ સર ફીરોઝશાહ મેહરવાનજી મહેતાના મરણ માટે દિલગીરીનો ઠરાવ પસાર કરવા તા. ૧૭ મી એપ્રિલ ૧૯૧૬ ને દિને બાનુઓની સભા



સ્વ. જરબાઈ ધનજીભાઈ
વાડીઆ

પુતળીબાઈના માતા

(૧૮૯૪ માં)

(જુઓ: પૃષ્ઠ ૨૨૬)



સ્વ. ધનજીભાઈ હોરમસજી
વાડીઆ

પુતળીબાઈના પિતા



પુતળીબાઈ અને બાલક

(પીઅનુરમા ૧૯૬૮)

એક્ષેલસીયોર થીએટરમાં લેડી મેહરબાઈ દોરા-બજી તાતાના પ્રમુખપણા હેઠળ મળી હતી. તેમાં બીજાંઓ જોડે બાઈ પુતળીબાઈએ પણ ભાષણ કીધું હતું.

"૧૯૨૦ માં સુરતની નજદીક આવેલા અડાજણ ગામમાં લાગેલી આગથી લાચાર બનેલાંઓ માટે બાઇ પુતળીબાઈએ એક ફંડ ઊપાડયું હતું તેમાં એકંદર રૂ. ૫,૧૪૮ ભરાયા હતા."

## સુરત સેવા મંડળનાં સ્થાપક

"૧૯૨૦ માં બાઈ પુતળીબાઈના પ્રમુખપણા હેઠળ સુરતમાં પારસી બાનુઓની એક સભા મળી હતી, જેણે "જરતોસ્તી બહેનોનું સેવા મંડળ" એ નામનું એક મંડળ સ્થાપવાનો ઠરાવ પસાર કીધો હતો."

## પુતળીબાઈની વાર્તાઓ

પોતાના બાહોશ સસરાજી બ્હેસ્તી કેખશરૂ કાબ્રાજીનું "સ્ત્રીબોધ" ચોપાનિયું તેમની પાછળ ઘણી જ કાબેલીયતથી ચલાવી એઓ બાનુઓનાં સાચ્ચાં રાહબર બન્યાં હતાં. વળી "સ્ત્રીબોધ"માં વર્ષો સુધી કેટલીક બોધદાયક વાર્તાઓ લખી હતી. જેમાં 'પૈસા કે પ્યાર' 'મીનોચેહેર મીશનરી,' 'ગુમાસ્તાની મની' મુખ્ય છે. એ ઉપરાંત કેટલીક જાણીતી અંગ્રેજી વાર્તાઓના તરજુમા કરી 'સ્ત્રીબોધ'માં તે નીચલાં નામથી લખ્યા હતા. 'ગાંધીની દીકરી' ('Old St. Paul's'); 'બે નગરની વાર્તા' ('A Tale of Two Cities'); ડૉકટર જેકીલ અને મી. હાઈડ,' વગેરે. વળી 'A Montessori Mother' નામના પુસ્તકમાંથી કેટલાંક લખાણો 'સ્ત્રીબોધ'મા આપ્યાં હતાં.

"પૈસા કે પ્યાર" નામની વાર્તામાં મરહૂમે ઘણાજ ઉમદા વિચારો સમાવ્યા હતા; જેવા કે વહેમો સામેની લડત કરવી, કપડાં ચપડાંમાં અને ગેહેના વસવામાં સાદાઇ રાખવી, ઉદ્યોગ, કરકસર કરવી, ભલાં કામો માથે લેવામાં એકદીલી રાખવી, કોમના ભલા માટે સર્વેએ સાથે મળીને કામ લેવું, સદા સેવાભાવી થવું કારણ ખરું સુખ સેવામાંજ છે, માટે કંઈપણ સેવા કરવામાં તન ઘસવું અને મન રોકવું કે જેથી મન નિરોગી રહે, તન કુવતમંદ રહે, હૈયામાં હીંમત રહે કે 'હું આટલું કરી શકું છું. અને તેથી જીવનમાં મીઠાસ અને રસ આવે.'

વળી લગ્ન સંબંધી મરહૂમના વિચારો ઘણાજ સુંદર હતા, જેવા કે 'અસલ દીકરીને પરણાવતી વખતે માતપિતા ખાનદાની, ડહાપણવાળો બહાદુર લાયક જવાન જોતાં, અને સ્યાણી દીકરીઓ પોતાના ખાવીંદને તેના ગમે તેવા સ્વભાવ વચ્ચે પણ *તેનેજ ખરા જીગરથી ચાહી, તેનીજ* સેવા કરી, જીંદગી સુધી ખરા પ્રેમથી સાચ્ચી રહી સુખી થતી, પણ આજે શું નજરે પડે છે? પ્યાર ઉપર પૈસાને સરદારી આપવામાં આવે છે સહુ પૈસા જોય છે પૈસા! એ શું લગ્ન? એ તો વેચાણ ગુલામી! જરા તલમાં તસુ ઓછુ પડતાંજ વરવહુ રીસાઈને છુટાં પડે, એ શું લગનના પવિત્ર નામને શોભે?'

"વળી આજે લોકોએ પોતાની હાજતો છેકજ વધારી મુકી છે. જાણે સુખસગવડ એજ જીંદગીની હાજત થઇ પડી છે. 'આ મને નહિ ગમે, પેલું મને ન ચાલે, આ વગર તો મારાથી ન રહેવાય અને પેલા વગર તો ન જીવાય,' એવું એવુ ઘણું કરીએ છીએ, અને પરિણામે સંસારના નાવનો કચ્ચરઘાણ કાઢીએ છીએ.'

"ત્યારે ફીશ્યારી ઓછી કરીએ, સાદાઈમાં શોભા સમજીએ, ગરીબાઈમાં શરમ નથી એમ માનીએ, બહારના ભપકાની ઓછી પુજા કરી, અંદરનું સગીન વધારે મેળવીએ; જમાનાની રાહરસમના ગુલામ થવાને બદલે તેના શેઠ શેઠાણી બનીએ તો પછી દુઃખ શાનું રહે?" વગેરે, વગેરે ઘણાક કિંમતી વિચારો સમાવ્યા હતા, અને તેનેજ અનુસરીને મરહુમ એક ઘણુંજ ઉમદા અને નમુનેદાર જીવન ગુજારતાં હતાં.

આવાં નમુનેદાર વિદ્વાન બાનુ પોતાની મીઠી યાદની પમરતી ખુશ્બો સર્વેનાં જીગરમાં હંમેશને માટે મૂકી ગયા છે.

# 'સ્ત્રીબોધ' શરૂઆતથી વાંચનારી એક બાઇનો અનુભવ

( લેખકઃ—જરબાઈ ધનજીભાઇ હો. વાડીયા)×

"સ્ત્રીબોધ"ની પહેલી વાંચનારીઓમાંની એક લેખે આજે એ ચોપાનિયાની જુબિલીનો શુભ પ્રસંગ આવેલો જોઈ મને મોટો આનંદ થાય છે. ચોપાનિયાં તો ઘણુંયે નિકળે છે, પચાસના સો વર્ષ પણ જીવે છે, પણ તે પૈસા પેદા કરવાના હેતુથી આરંભેલાં અને ચલાવેલાં હોય છે, એટલે જાહેર પ્રજાને તેમની જુબિલી કરવાની કશી ઉલટ આવતી નથી. પણ આ ચોપાનિયુ તો સ્વતંત્ર દિલના, મજબૂત મનના, વિરલા સુધારાવાળાઓએ સ્ત્રીજાતીની મારફતે સુધારાનું ઝાડ મોટું કરવા માટે સ્થાપેલું અને ખરાં જીગર તથા ઉલટે ચલાવેલું ચોપાનિયું છે. વળી એ ચોપાનિયુ નિકળ્યું તે વખતનાં આપણાં બૈરાં કેવા હતાં ને આજનાં કેવાં છે તે જોવાની મને ઇશ્વરે તક આપી છે, એટલે હું તો માનું છુ કે એ ચોપાનિયાનો જન્મ દિવસ આજ પચાસ વર્ષે આપણને આનંદમય થઇ પડવો જ જોઇએ.

એવી રીતે કહેવાયલું છે કે અશો પેગમબર જરથોસ્તે પોતાનો ધર્મ ફેલાવવામા સ્ત્રીઓની મદદ માંગી હતી, અને બાદશાહ વિસ્તાસ્પની રાણીને પહેલાં પોતાનો ધર્મ શીખાડયો હતો. તેમ આપણા સુધાગના અગ્રેસરોએ કર્યું કે સસાર સુધારો પોતાની વચ્ચે કાયમ કરવાને માટે તેઓએ સ્ત્રીઓને શીખવવાની જરૂર જોઇ. હવે તે વખત એવો હતો કે છોડીઓની નિશાળથી કેળવણીનો આરંભ કરતાં જે ઢીલ પડે તે ઢીલ ચાલી શકે એવુ નહોતું. પુરુષો પશ્ચિમની કેળવણી પામીને પોતાની રાહરસમોમાં ભેળાયલું વહેમનું, બુતપરસ્તીનુ અને અપટાઈનું તત્વ દૂર કરવા માંગતા હતા તે વખતે તેમને ઘરની અને કુટુંબની બાનુઓની મદદની જરૂર હતી. તે મદદ વિના ઘણાઓ ઘરયેલા અને બહાર ડાહ્યા ગણાવાના અપમાનમાં આવતા હતા. એટલે જેઓ જાહેરમાં ઉભા રહી જે ચાલોને વખોડતા અને જે સુધારા માંગતા તે ચાલોને પોતાના જ ઘરમાં ચાલુ રાખવા પડતા, અને તે સુધારાઓનો આરંભ પોતાથી કરાતો નથી, એવું જોઇ તેઓએ પોતાની અર્ધાંગનાઓ તેમજ વડીલ માતાઓની ખાતરી કરવા સારૂ સ્ત્રીઓને માટે જ ખાસ ચોપડી ચોપાનિયાં લખવા માંડયાં, જેઓમાંનું એક "સ્ત્રીબોધ" હતું. તે વખતમાં ઘણાંજ થોડાં બૈરાં વાંચી જાણતાં હતા, પણ સ્ત્રીબોધમાં લખાણો એવી રસીલી ઢબે લખાતાં કે જેઓ વાંચતાં તેઓ બીજાને કહેવાની ઉલટમાં આવી જઈ સ્ત્રીઓનાં મંડળ સામે વાંચી સંભળાવતાં. તે વખતે ચાલતા વહેમો ઉપર અજવાળુ પાડવા માટે ઘણી કુનેહથી તે વખતના લખનારાઓ વાર્તાઓ વૃત્તાંતો વિગેરે લખતા, જેથી ઘરડા તેમજ જુવાનોને વાંચવામાં રસ પડતો, એટલુંજ નહિ પણ સર્વ પર અસર થતી, અને ઘરડાંઓ જેઓ જુવાન દીકરા દીકરીના સમજાવવે પોતાની હઠ નહિં છોડતાં તેઓ "ચોપડીમાં જુઓ શું લખ્યું છે" એમ એકમેકની આગળ કહી પોતાની ચાલમાં સુધારો કરતાં. તે વખતનાં લોક સહિયડ, ગોવરાં જેવા મંદવાડને ભુત ડાકણ સાથે સંબંધ ધરાવતો સમજી, દવા કે સંવજતની કાળજી રાખ્યા વગર ઓવાર પોવાર, જંતર મંતર અને ચીઠ્ઠી દોરાપર ભરૂસો રાખતાં હતાં. તેવાં તેવાં બૈરાના વ્હેમો તોડનારી એવી તો ચાલાકીભરી વાર્તા આ

"સ્ત્રીબોધ"માં આવતી કે તે વાંચતાં ઘરડાંઓની પણ ખાતરી થતી કે તેઓ ધુતારાઓને હાથ વેચાતાં હતાં, અને લુચ્ચાઓને પોતાનો પૈસો ખવાડતાં, એટલે તેવાંઓ પણ પરતાઈને ઠેકાણે આવતાં અને વ્હેમો છોડતાં. અલબત આજે પણ પારસીઓમાં વ્હેમો છે, પણ તેવાંઓની સંખ્યા ઘણી જુજ છે, જ્યારે "સ્ત્રીબોધ"ના જન્મ વખતે તો ઘેરઘેર બૈરાં વ્હેમો સિવાય બીજું જાણતાં જ નહોતાં.

આજ પચાસ વર્ષની વાત ઉપર પારસીઓમાં ડહાપણવાળાં બૈરાં નહોતાં એમ હું કહેતી નથી. કેટલાંક એવાં ચતુર ને એવાં ડહાપણવાળાં હતાં કે હજી તેમની હુશિયારી અને ભલાઇની તારીફ થાય છે. તેમજ વળી સારાં સારાં ઘરોમાં સ્ત્રીઓને વાંચવા લખવા શીખવવાનો ચાલ હતો,—ગરીબ, મહેનત મજૂરીમાં પડેલાં જ તદ્દન અભણ રહેતાં. પણ તે વખતે સારી વાર્તાઓ, નીતિભર્યાં વૃત્તાંતો, એવું બૈરાંના વાંચવામાં આવતુ નહિ, કેમકે તેવાંની હસ્તી જ આપણી તરફ નહોતી. શાહનામા જેવી થોડીક ઈતિહાસને લગતી ચોપડીઓ ગુજરાતીમાં પારસીઓને ભરની ગણાતી, તેમજ કેટલીક કહાણી કિસ્સાની ચોપડીઓ હતી, પણ ઘણાં જ થોડાં તે વાંચવાની ઉલટ રાખતાં. બૈરાંઓમાં વાંચવાનો શોખ જે વધ્યો તે "સ્ત્રીબોધ"થી વધ્યો એ મ્હારી નજરે મેં જોયું છે. બાબતો બધી સ્ત્રીઓને પસંદ આવે તેવી લખવામાં આવતી, એટલું જ નહિ પણ એ બાબત સઘળી વખતે જેવી અશુદ્ધ ગુજરાતી પારસી બૈરાં સમજી શકે તેવી જ વાપરવામાં આવતી, જેથી થોડું વાંચવા શીખેલાં પણ બહોળું જ્ઞાન મેળવી શકતાં. "સદ્‌ગુણી સ્ત્રીઓ,×" "લાયકીવાળી ઓરતો" વિગેરે વિષયો જો અઘરી ભાષામાં લખો પોતાની હુશિયારી દેખાડવા મર્હુમ મી. કાબરાજી મંડેલા હતે તો તેમ કરી શકતે, પણ ત્યારે "સ્ત્રીબોધ" થયું તેટલું લોકપ્રિય નહિં થતે. હવે એ લીપી વખતને અનુસરી જે સુધારવામાં આવી છે તે તદ્દન વાજબી છે, પણ તે વખતે તો વાંચનારને લાયકનાં જ લખાણ કરવાનું ડહાપણ એ મર્હુમ દેખાડતા હતા. વળી સંગીતનો અભ્યાસ નહિ કીધેલો એવાં બૈરાં ફક્ત ગાયનના શોખથી ગાવા શીખે એવા સહેલ રાગોમાં દર ચોપાનિયાને છેડે ગીતો મુકતા. એઓએ ગાયનનો શોખ પારસીઓમાં વધાર્યો. તે વખતે ઝીણા રાગે ગીત ગાવાં એ આબરૂહીણ શરમ વગરનાં બૈરાંનું કામ ગણાતું. અને તેથી ઘણા મીઠાં હલકવાળાં બૈરાં પણ પોતાના અવાજને નહિં ખીલવતાં, સામો બિગાડીને લગન વખતનાં ને એવાં બીજાં ગીતો ગાતાં. સારા, મીઠા અવાજે ગાવાનું તો હલકા વર્ગની નીચ સ્ત્રીઓને જ માટે હતું, અને પરિણામમાં જે જવાનોને ગાયનના જાદુઈ હુન્નરનો શોખ હતો તેઓ એવી દુર્ગુણી સ્ત્રીઓની સોબતમાં પોતાનો શોખ પૂરો પાડતા. પણ તેની અસર સંસાર ઉપર માઠી થતી જવાનો બગડી જતા, જવાન સ્ત્રીઓ દુઃખી થઈ પડતી. માટે સ્ત્રી કેળવણીની સાથે સાથ ગાયન સામેના ખોટા વ્હેમો તોડવાની મર્હુમ મી. કાબરાજીએ બાથ ભીડી, અને "સ્ત્રીબોધ" મારફતે તેમજ પોતાના કુટુંબના જાતી દાખલાથી ઘણી ગીબત અને લોક-ચર્ચા તેમજ હસીનો જુલ્મ ખમીને પણ એ અગત્યનો સુધારો તેઓએ પારસીઓમાં કીધો.

માટે હું, જેણે પચાસ વર્ષ અગાઉનો પારસી સંસાર જોયો છે, ને જે આજનો જોઉં છું, તે હિંમતથી કહી શકું છું કે

× "સ્ત્રીબોધ અને સંસાર સુધારો" (જ્યુબિલી ગ્રંથ)માંથી,-(૧૯૦૭)

# નાજાં પરણવા કાં ના કહે છે ?

( "મીનોચેહેર મીશનરી"માંથી ઉતારો )

( ૩ )

[ નાજાંએ મીનોચેહેરને પોતાનાં માતા પર પડેલાં દુઃખની વાત કહી તે ઉપરથી મીનોચેહેરને લાગ્યું કે તેજ કારણથી નાજાંને પરણવાનો અણગમો ઉપજ્યો છે. ]

"તમારાં માતાએજ તમને લગ્નનો તિરસ્કાર શિખવ્યો ?" મીનોચેહેરે સવાલ કીધો.

નાજાં બોલીઃ "તેઓએ ખાસ શિખવ્યો નહિ, પણ તેમને લીધે હું શીખી ખરી તેઓ જે પૈસાદાર દુરાચરણીઓ સાથે મને પરણાવવા ડોસાઓને વચમાં નાખતાં તેઓને ધિક્કારતાં હું લગ્નની વાતને જ ધિક્કારવા લાગી, અને વળી મારી કેટલીક સખીઓ પૈસાને ખાતર પાપી કુછંદીઓને પરણીને દુઃખી થઈ તે જોઇ મે તો ઠરાવ કીધો કે મારે પરણવું નહિ."

"બધા જ પારસીઓ શુ પાપી ને કુછંદી થઇ ગયા છે કે ?" મીનોચેહેર હસ્યો.

"હુ કહેતી નથી કે બધા, પણ જ્યારે હું ગરીબ હતી ત્યારે કોઈને મારામાં સારા ગુણ દેખાતા નહિ હતા, અને હવે કેમ બધાઓ મારા સારા ગુણ ગાવા આવે છે?તે વખતે—હું ને મારાં માતા ગરીબ હતાં ત્યારે તો–પૈસાદારો પણ પૈસા માંગતા હતા,—કોઈને મારો ગુણ તો નહિ દેખાતો હતો, ને હવે ક્યાથી બધા વખાણનારા ફૂટી આવ્યા છે! પણ આજે બધે પૈસાની જ પૂજા થાય છે. ગરીબોબી લોભ કરે છે અને પૈસાવાળાબી પૈસામાં જ પૈસો ઉમેરવા માંગે છે, અને ખરા ચાહથી, પ્રેમની ખરી લાગણીથી તો કોઇજ પરણે છે, અને હું તો તેવાં જ લગ્નને સુખી છુ, પછી વર વહુ ગમે એવાં ગરીબ કાં ન હોય ! એવાંઓને પરણવાની સગવડ કરી આપવા હું છૂપી પૈસાની મદદ પણ કરું છું; પણ જ્યારે મોટે આંચરેનાં લગ્નોમાં લોકના પૈસાનો ધુમાડો થાય છે ત્યારે મારું માંથું દુઃખી આવે છે યા મને તાવ ચઢી આવે છે,- હું તો એવી–લગ્નના પાક તરીકાની મશ્કરીમાં ભાગ લેવા જતીયે નથી !"

"તમે લગ્નના તરીકાને પાક કહો છો ને તો પણ પરણવાની ના પાડો છો ?"

"હા, હું માનું છું કે જો બે પ્રેમી હૈયાં અરસપરસ ખરો પ્યાર ધરાવતાં હોય અને પૈસાની અથવા બીજી પરૂણો નહિ કરતાં હોય તો લગ્ન પાક છે,—પણ આજે એવું છે ક્યાં ? કોઈ બાપડો ગરીબ એમ ખરા પ્યારથી પરણતો હશે, બાકી આજના આ તમારા ઘણા ઘણા કમાતા ડોકટરો અને વકીલો અને પૈસાદારોના દીકરા ખરી લાયકી, ખરી મનની ખુબસુરતી, સાચો સ્નેહ અને મીઠી મોહબત ક્યાં માંગે છે કે મેળવે છે ? આજે છોડીઓ તેમના પૈસા ઉપર ભમે છે, અને તેવા પુરુષો એક નહિ પણ અનેક ફુલમાંથી મધ ચુસતા ભમરની પેરે અહીંતહીં ફૂદતા ફરે છે. માટે હુ તો પરણવાની નથી બા ! હું એક પુરુષની ફરમાબરદાર ગુલામડી થનાર નથી !" નાજાં અતિ જોશથી હાથપર હાથ ઠોકીને બોલી, "આજના વખતમાં સ્ત્રીઓને પરણવાની ફરજ કાં હોવી જોઇએ ? શું મારા જેવી સ્ત્રીથી સ્વતંત્ર જીવન નહિ ગળાય ? કાં હું એક મરદના હૂકમ તળે દબાયલી જ રહું ? કાં નહિ મને ગમે તેમ મારા પૈસાનો અને વખતનો સદુપયોગ કરું ? જ્યાં સુધી હું તે સારી

હતી, અને તે એટલી મોટી છે કે તેનું શું કરવું તેની હજી મને સમજ નથી...માટે તમે જેવા ભલા પરહેજગાર માણસની સલાહ હું માગું છું.-કહો કયાં ભલાં કામોમાં એ મારા ભલા મુરબીએ ખરી મહેનતે મેળવેલો ખજાનો હું ખર્ચું? જેવી મેં તમારા શીકાવેલા સાહસની વાત સાંભળી તેવો મેં વિચાર કીધો કે મારાથી તન અને મન નહિ અપાય તો ધન તો હું આપું જ! માટે કહો, તમને જોઈએ તેટલા પૈસા તમારી નિશાળો સ્થાપવા સારૂ લો...વળી તમે કહો છો કે હોસ્પીટલ જોઈયે છે તેને માટે જોઈતી રકમ લો......ગમે તો એક મજાની ટકાઉ મોટરકાર લઈ જાવો કે તમને ગધેડે બેસી બિકટ મુસાફરી કરવી નહિ પડે! અને દર મહીને હું એક મોટી રકમ તમારી સ્કુલો અને હોસ્પીટલના ચાલુ ખર્ચ માટે મોકલતી જઈશ,—તમે માંગશો તેટલું મોકલીશ."

મીનોચેહેરની આંખમાં પાણી આવ્યાં, અરે આ શું? કેટલી મહેરબાની! કેટલી ફીદાગીરી! ખુદાએ તેની અરજ સાંભળી, નાજાંના મનમાં સારા વિચાર મૂકયા! બંદગીની કેવી સરસ અસર!...પછી મન મક્કમ કરી ધીરજથી ઉભો થઈ બોલ્યોઃ—

દુવા તો, બાઈ, હું તમને શું કહું?—તેઓ તમને કેવા આશિષ દેશે તે હું—જે તેમને જોઈ આવેલો છુ—તેજ જાણું છું. એ બિચારાં લોક કંઈ તમારાં મુંબઈનાં ગરીબોની પેઠે ઘણું ઘણું લઈ ખાઈને બેમરવત નથી થઈ ગયાં,-તેમની હાજતો ઘણી છે અને પૈસો જોયો નથી, માટે આ તમારી હાતમ દીલની સખાવતની વાત સાંભળી તેઓ તમને ઊઠતાં ને બેસતાં દુઆ દેશે—તેમાં વળી તમે હોસ્પીટલ ઉઘાડવા સારુ પૈસો આપો છો તેથી તો તેમની ખુશાલીનો પાર રહેશે નહિ, કેમજે હોસ્પીટલ વગર એ બાપડાઓ ઘણાં હલાક થાય છે."

નાજાંની આંખમાં પણ આંસુ આવ્યાં, પણ તે ખુશાલીનાં હતાં. એક સારું કામ કરવાથી આપણું હૈડું ભરાઈ આવે છે અને આપણે આંસુ પાડીએ છીએ તેવાં તે આંસુ હતાં...

"વારુ ત્યારે," આખર તે બોલી, "તમે મારી ભેટો કબુલ રાખી. પણ એ તો ધનની મેં નવાજેશ કીધી, હજી તો તન અને મન રહ્યાં,—તેની નવાજેશ હું કેમ કરું? બોલો!"

"મન તમે અર્પણ કર્યું", બાઈ, કેમજે તમારાં મને ચાહ્યું તો તમે ધન આપ્યું ને?

છે કે જો હું મારો હાથ કોઈનેયે લગ્નમાં અર્પણ કરૂં તોજ મારો હક એ સર્વ દોલત ઉપર ચાલે, નહિ તો નહિ! તેમના મરણને એક વર્ષ પૂરું થાય તે પહેલાં મારે અહરાવું જોઈયે, અને તેર મહીના થાય તેટલામાં પરણવું જોઈએ..અને અગિઆર મહીના તો થયાજી!"

"એમ?" ડોળા ફાડી મીનોચેહેર જોવા લાગ્યો. "શું કહો છો! એવી શરત છે! અને અગિઆર મહીના તો થયા! ને તમે તો કહો છો કે હું પરણું નહિ!..કોણ સાથ પરણવા તેઓ કહી ગયા છે?"

"જુઓની!" ઠંડે કલેજે નાજાંએ ચલાવ્યું. "ત્રણ જણને માટે મને કાકાશ્રી સમજાવતા હતા,—એક કોઈ મોટો ડૉક્ટર છે; એક વકીલ છે; અને એક તો અમારો દૂરનો સગો મહેરવાન મીનોચેહેર—જે જો હું ન જ પરણું તો આ બધી દોલતનો ધણી થાય."

મીનોચેહેર આ વાતથી ઘણો જ દિલગીર થયો...દૂરના ઈરાન દેશમાં ખુશાલીની ખબર લઈ જવાની તેની આશા એક પળમાં ડુબી ગઈ! "બધું ગયું ત્યારે તો! ઘડીભરનુ સ્વપ્ન વહી ગયુ!" તે મનથી બોલ્યો, "અરે ખુદા! હવે મને કોણ મદદ કરશે?" તેણે નિશ્વાસ નાખ્યો, અને પછી બોલ્યો, "એમ તેઓ કોડિસીલ કરી ગયા? અને તમારે માથે ફરજ નાખી ગયા? ઘણું અજબ જેવું..કે તમારા પર આટલો બધો પ્યાર રાખતા છતા એવી રીતે તમને સાંકળે બાંધી ગયા. બિચારાને જરા ભેજાની નબળાઈ થયેલી દિસે છે—ઓજું શું?"

"નહિ રે! મી. સોરાબજી તો કહે છે કે ઘણી હુશિયારીમાં હતા તે કોડિસીલ કીધી ત્યારે. તેમને ભેજાંની નબળાઈ કશી ન હતી, પણ મને તો લાગે છે કે ઘડપણમાં એ વાતનો નિરંતર વિચાર કર્યા કીધાથી બિચારાનું મગજ જરા ખસ્યું જ હશે."

મીનોચેહેર જરા માથું નીચું નાખી મુંગો જ બેસી રહ્યો, અને નાજાં બોલતી રહી—

"હવે જ્યારે એમ છે ત્યારે જુઓ, હું કેવા ગુંચવાડામાં, કેવા વમાસણમાં પડી છું. જ્યારે પૈસો આવા સારાં કામોમાં વાપરી શકાય ત્યારે શું પૈસાને તરછોડી હું મારી હુજત પાળું? હવે મહીનો ગયો તેટલામાં આ સુંદર ઘરબાગ, વાડીવજીફો, મારાં ગરીબ પણ વફાદાર ભાડુતોથી ભરેલી ચહેલીઓ, મારાં મોટાં ખેતરો, મારાં પાળેલાં ગાયઢોર, મારી ચલાવેલી નિશાળો, વગેરે બધું ખોવી બેસું—કે પરણું? એ હવે મોટો સવાલ થઈ પડ્યો છે—અને પરણવુંયે કોણને?—કોઈ પર મને ખરો ચાહ નથી તો શું હું ફક્ત બહારના ડોળથી કોઈની પરણેતર થાઊં? એ પઈસો રાખી મેળવા માટે હું મારા ખરા મનના ખરા પ્યાર વગર પરણું?—વેચાઊં? એ શુ કહેવાય? બોલો, મી. મીનોચેહેર! તમે તો એક ધર્મગુરૂ જેવા છો—મારા મનનું સમાધાન કરો."

"ખરા પ્યાર વગર પરણવું તે લગ્નના મોતેબર કાનુનનું ઉલંઘન છે. પરણવું, પણ સાચી મનસ્નીથી પરણવું, ફક્ત સગવડને ખાતર તો નહિંજ!...પણ તમારો સગો છતો છે તો તેની સાથે પરણોને?"

"અરે બાપો રે મહેરવાન! મારાં મોટાંમાએજીએ એની સાથે મને પરણાવવા માગેલી, અને તે વખતે કંઈ મારા વિચાર એટલા પક્કા થયલા નહિ એટલે મેં તેની સાથે જરા દોસ્તી બાંધી, પણ તેના મનમાં ભૂરા વિચારો અને તેની ભુંડી વાણી અને માઠી આદતો જોઈ હું એવી તો ગુસાઈ કે મેં મારાં બપાઈને પગે લાગી માંગી લીધું કે એ અભાગાનું નામ લેવું નહિ. અને ખચિત, મી. મીનોચેહેર, એના હાથમાં મારા બાપનો સુરખીનો પૈસો જાય તે દોજખના ગારમાં ગયો

સમજનો—એવો એ નાપાક માણસ છે! શું હું એ પૈસા પર મારો હક જાળવવા એવા નઠારા માણસ સાથે પરણું? અને આખો જન્મ તેની બુરાઈ ઉપર આંખમિચામના કરું? કદી નહિ..અને તો પણ છુટક નથી.. પેલો ડૉક્ટરજી કંઇ ભલો નથી...અને પેલો વકીલ તો છેકજ વાંદરા જેવો છે, અને સીપલો ચબ થઈને બોલે છે તે માગથી ખમાતું નથી!"

"તમારી સાથે પરણવા બીજા ઘણાએ તૈયાર થશે," મીનોચેહેરે સૂચવ્યું.

"હા—કાં નહિ! આટલા બધા પૈસામાં મોજ મહાલવા કાં નહિ તૈયાર થાય? પણ ત્યારે મારું માન મેળવી શકે—મારા મનની ઉંચી વૃતિઓને માફક આવે, અને મારા તરફથી વ્હાલ અને સેના મળવે એવો વર તો મને નહિજ મળે ને? મારા જેવી સ્ત્રી જે ખરાબ માણસોને ધિક્કારનારી અને સદા સારાંને ચહાનારી તેણે પોતાના બધા વિચારો દાબી દઈ એવાજ કોઈ એકાદ લોભિયા મતલબિયાને પરણવું, એમજ કેની? મતલબિયા, લોભિયા, ખોટા મનના અને તરેહવાર એબોથી ભરેલા, એવા તો મારી આસપાસ ઘણા છે, પણ તેમનામાંના કોઈનીએ સાથે હું તો લગ્નની સાંકળથી બધાઉં નહિ, બા!"

"હું તો આજના પારસીઓને ઝાઝા ઓળખતો નથી," મીનોચેહેર બોલ્યો.

"પણ જો છેક એવું હોય તો હું પારસી કોમને માટે દિલગીર થાઉં."

"છે! છે! એવુંજ છે! ને તેથી જ તો હું કહું છું કે મને પરણવું નથી, અને તેથી મને એક તાલ સુઝી છે. મી મીનોચેહેર, હું એવા માણસને પરણવા માગું છું કે જે મને પત્ની તરીકે પોતાને ઘેર લઈ જવા નહિ માગે અથવા મને પોતાની સાથે રહેવાની ફરજ નહિ પાડે!"

"એવો તમને કોણ મળનાર?" બોલો મીનોચેહેર મોં જોવા લાગ્યો; "કોઈ સારો માણસ તો કદી એવી વાત કબૂલ નહિ કરે. શું તમે એવી કબૂલાત કરી પરણવા માગો છો?"

"હું ખરેખર કબૂલાત નહિ માગું, પણ એવાજ ધણીને મારો હાથ આપું કે જે મને સાથે રાખવા માગેજ નહિં, તો ચાલે કની, મીનોચેહેર?" અને આમ બોલી તેણે તો એવા તો મર્મથી પણ ગંભીરાઇથી મીનોચેહેરની આંખો સામે જોયું કે તેના હ્રદયમાં ફાળ પડી—તેને વહેમ પડ્યો કે મનેજ કહે છે કે શું? તેટલામાં નાજાં બોલી, "લોને, કહીજ દઉં...નકામો વખત કાં કાઢું? વળી તમારી ટ્રેન જતી ર્હે..મીનોચેહેર! તમેજ મારી સાથે નહિ પરણો! મારી મતલબ એવી છે કે જે દહાડે તમે તમારી સ્ટીમર પર ચઢવાના હો, તે દહાડે સહવારે આપણે મુંબઈમાં પરણીએ—હું મિસિસ મીનોચેહેર થાઉં, અને તમે ત્યાંથીજ પાધરા સ્ટીમર પર ચઢી ઇરાન ઉપડી જાઓ!"......

## (૪)

## લગ્ન કરવાની વિચિત્ર શરત

નાજાંની ઉપલી ટાઢે કલેજેની સૂચનાથી મીનોચેહેર તો ગભરાઈ જ ગયો, અને કુદકો મારી ઉભો થયો—"ના! મારાથી એ વાત નહિ થાય!"

નાજાં ઉશ્કેરાઈ નહિ, માથું નીચું જ રાખ્યું અને બોલી, "કાં, પિત્રાઈ! નહિ કાં બને વારુ? જરા બેસો પાછા, વિચાર કરો અને મને કહો."

પણ તે બેઠો નહિ.

"હું પરણીને શું કરું? મેં તમને કહ્યું ને કે ઇરાનમાં બૈરીને લઈ નહિ જવાય? હું કદી મારી બૈરીને ત્યાં લઈ જ નહિ જાઉં."

નાજાંએ પોતાના હોઠ કરડ્યા, તેના ચહેરા પર લોહી ધાઈ આવ્યું, તેનો બીજાજ કંઇ

જેવો તેવો નહિ હતો!–માટે તેને ગુસ્સો ચઢી આવ્યો પણ તે દબાવીને બોલી :

"મારા પ્રિય પિત્રાઈ, તમે સમજ્યા જ નથી–હું તમારી સાથે ઈરાન કે કેથેબી જવા માંગતી જ નથી? મેં તમને કહ્યું કેની કે સહવારે પરણી ને બપોરે તમે સ્ટીમર પર ચઢી જાઓ–બસ હું પરણેલીમાં ખપું–આપણું લગ્ન પંચાએતનાં દફતરોમાં નોંધાય, વર્તમાન પત્રોમાં ખબર છપાય, હું મિસિસ મીનોચેહેર થાશ, ને બધી દોલતની વારસ થઈ તમોને તમારાં કામોમાં વાપરવા જોઈએ તેટલું નાણું આપું–એટલે થયુ! કેમ? તમે કંઈ પાછા આવવાના છો કે તેની ફીકર!"

"ઓહો! એમ કે? મારાં મહોનપર તમે મદાર બાંધો છો! પણ હું શું મરવાને બંધાયલો છું? હું મરુ નહિ ને, પાછો આવું તો તમે ઘણાં જ દિલગીર થશો ને મને ગાળ દો કે?"

આ શબ્દો બોલતાં મીનોચેહેરને ઘણુ દુઃખ લાગ્યું એમ નાજાએ જોયું, અને તેને પસ્તાવો લાગ્યો અને તે નરમ બની.

"નારે, મારા પિત્રાઈ, હું દિલગીરબી નહિ થાઉં, ને ગાળ બી નહિ દઉં. ખુદા તમને જીવાડે ને તમે તમારું આરંભેલુ કામ પાર ઉતારો! પણ તમે જ મને કહ્યું કે તમારી તબિયત ખરાબ છે અને અત્રે તમારું એવું કોઈ નથી કે જેને ખાતર તમે આવવા માંગો, ત્યારે મેં એવી સુચના કરી. તમે મને મારા બેહેસ્તી કાકાની દોલત મેળવવામાં મદદ કરો તો તે દોલત તમારાં સારાં કામમાં તમને જ કામે લાગે એ જ મારી મકસદ."

"એમ? તમે મને લાંચ આપો છો?" પ્રમાણિક મીનોચેહેરને ગુસ્સો ચઢયો, "લાંચ આપી મારી પાસે એક કામ કરાવી લો, ને તેબી એમ કહી કે મેં મારા પૈસા સખાવતમાં આપ્યાં! સારી વાત! સખાવત એવી હોય?"

નાજાને આ બોલોથી માઠું લાગ્યું, તે લાલ લાલ થઈ ગઈ, પણ તેને ઉશ્કેરાયલો જોઈ તે ખમી ગઈ અને એટલું જ બોલી:–

"હું દિલગીર છું, પિત્રાઈ, કે તમે મને એવીમાં ખપાવો છો. તમે મને ગેરઈનસાફ કરો છો. સખાવત કરવાની તો મારી મકસદ છે જ, પણ જે પૈસો હાથ નથી આવતો તે મેળવવામાં તમારી મદદ ફક્ત માગું છું. જો આવી ફોદીસીલ ન હોત તો શું હું આપણાં હમદીનોને સુધારવાનાં કામમાં મારો પૈસો નહિ આપત? નહિ, નહિ, મને ગેરઈનસાફ ના કરો–ગમે તો ઝટ ને પટ ના કહો, પણ એવો વિચાર મારે માટે મનમાં ના લાવો!"...

"નહિ, મિસ મીનોચેહેર, મને માફ કરો –હું લગ્ન જેવાં એક પવિત્ર બંધનને ઠાલી મશ્કરી તરીકે નહિ વાપરૂં. તમારા કાકા તમને એવાં ઠાલાં મશ્કરીનાં લગ્નમાં ઉતારવા નહિ માગતા હતા તે તમે સારી પેઠે જાણો છો. અને જો તમે તેમની મરજી જ રાખવા ચાહતાં હો તો તે આ રીતે રાખેલી કહેવાય વારૂં? તમે વિચાર કરો, તેમની મતલબ તો તમને પરણેલી જીદગીનું સુખ પમાડવાની હતી–તે ક્યાં સચવાઈ? ખુદાનું નામ દઈ, દસ્તુરો પાસે બંદગીના કલામો પઢાવી, અરસ પરસનાં દુઃખ સુખના સાથી થવાનું કબૂલ કરી, પછી છૂટાં પડીએ! એ શું કહો છો તમે? ના, બા, મારાથી એવું કામ તો નહિ કરાય!"

"પ્રિય પિત્રાઈ, હું લગ્ન જેવા ગંભીર વિષયની મશ્કરી તો નથી કરવા માગતી: તમે કહો છો કે પ્યાર વગર પરણવું ખોટું છે, ને તમોને મારા પર પ્યાર તો નથી જ,...પણ જો હું...તમને જરા પણ...ગમતી હોઉં—" તે અચકાતી અચકાતી બોલી.

"ગમે?–ગમે કાં નહિ? તમે કંઈ જેવાં તેવાં છો શું? પણ તેથી શું એવું કરાય?

મને તો તમારી દયા આવે છે?" અને આમ બોલતાં તેનાથી હસી પડાયું.

"મારી તમને દયા આવે છે તો દયાને ખાતર કરો!" તે પણ હસીને જ બોલી, "મારી દયા–મારાં ભાડુતો અને નોકરચાકરોની દયા–અને વળી તમારાં પ્રરાનીઓની દયા–એ દયાને ખાતર એક પગલું ભરવું અને તે બધાંને મોટો ફાયદો કરવો એ ખોટું કામ કહેવાય? મારા પિત્રાઈ, જરા વિચાર કરો. જો આ મહેલ અને જાગીરો પેલા મારા સગા મહેરવાનને હાથ ગઈ તો મારાં ભાડુત કેવાં દુઃખમાં પડે અને નીચોવાઈ જાય! કેવી મારી સ્થાપેલી નિશાળો વગેરે બંધ થઈ જાય, અને કેવી તમારી ઈરાનમાં કરવા ધારેલી બધી યોજનાઓ સુઈ જાય!"

"એ બધું ખરું છે–તમને મદદ કરવા હું કંઈથી કરું–પણ આવું? જે ખોટું કામ તે હું નહિ કરું બા! તમારા કાકાને ઠગવાનું, દસ્તુરોને ઠગવાનું અને લોકને ઠગવાનું થાય તે મારાથી કેમ ખમાય? લગ્ન તે લગ્ન, તેનાથી ઊપજતાં પરિણામ વેઠવા આપણે તૈયાર નહિ હોઈએ તો પરણિયે કાં? એક સ્ત્રીને ચાહવા, માન આપવા, પાળવાની કબુલાત આપી તેને મૂકી ચાલી જવુ એ શું લગ્નની મશ્કરી કીધેલી નહિ કહેવાય?"

"કંઈમી નહિ, એ કરતાં તો વધારે લોક કરે છે! મારાં એક માસી હતાં તેઓ નાનપણમાં વિધવા થયાં હતાં અને ચીનલ પહેરવા અને કાળી સાડી તજવા માટે રડરડ કરતાં હતાં. તેથી મારા મમાવાજીએ શું કીધેલું! કોઇ પારસી ચીનથી આવ્યો–તે વિધુર હતો–તેને સમજાવી મારાં માસી સાથે દાણુ છંટાવ્યા,–તે એકલો પાછો ચીન ગયો અને મારાં માસી સારાં લુગડાં, ઘરેણાં પહેરતાં સુખી થયાં."

"તે તો આગલા વખતની વાત, કે જ્યારે આપણાં લોક હિંદુઓની પેઠે વિધવાઓ પાસે ફરજીયાત શોક પળાવતાં,–આજે કોણ એવું કરે?"

"કરે છે જી! કરે છે! હવડાં એક મારી ઓળખાણની સુંદર જવાન છોકરી એક પંચાવન વર્ષના ધરડા સાથે પરણી કે જેને હાર્ટડીઝીઝ પણ હતું તે તે જાણતી હતી, પણ પુષ્કળ પૈસા,–એટલે અમો સખીઓને કહેવા લાગી કે 'તેમાં શું? મરી જશે તો વિધવા થઈશ, કાળી સાડી પહેરીશ! પણ વાડી 'બંગલા, ગાડીઘોડા તો વાપરીશ! ગરીબાઈમાં સબડીએ તેના કરતાં તો એ સારું!'"

"તે ગમે તે હોય! મને એવી વાતો ના કહો, મિસ મીનોચેહેર, એવાં વૈરાં માટે હું જરા પણ માન ધરાવતો નથી."

"માન ધરાવો કે ના ધરાવો! પણ દાખલા એવા પણ છે. આપણે તો સારાં કામ પાર ઉતારવા માટે પરણવા માંગીએ છીએ,–આ તો તદ્દન આપમતલબ; એવાંઓ તો પરણીને પછી એકમેક સાથે લડે વઢે, બેવફા થાય અને પછી છુટાં પડે. આપણે તો કાંઈ તેમ નથી કરવાના? હું જો પરણું તો મારા ધણી તરફ સાચી ને વફાદાર રહું, અને મારા ધણીને કાગળો મારફત રીઝવું, તેનાં કામમાં ઉત્તેજન આપુ અને તેને જોઇતી મદદ કરું,–હું કંઇ તેને દુઃખ નહિ દઉં! વારુ વિચાર કરો, આપણે લગ્નના ગાંઠથી બંધાયલાં પણ મિત્રો જેવાં રહીએ તેમાં ખોટું શું છે?"

"તમે સબર કરો," એકાએક ઊઠી ઉભો થઈ મીનોચેહેર બોલ્યો, "તમે સબર કરો–મને એક ઉપાય સુઝે છે. મને એક બે દહાડા એ વાત ઉપર વિચાર કરવા માટે આપો..."

"વારું ત્યારે ગાડી મંગાઉં છું..તમે વિચાર કરીને મને જવાબ દો..પણ તમે બી

એટલું યાદ રાખજે કે મારી હાલત કેટલી દયા લાવવા લાયક છે, અને મારી સૂચનાથી દુનિયામાં કેટલાં ભલાં કામ બની શકે છે. અરે મારા એ પૈસા મારા હાથમાં રહે તો હું કેટલું કરું! મુખ્ય તો મારા મોટાબાવાજીની અન્ને અગીઆરીમાં એકેકા શીખેલો એરવદ રાખું, અને તેની પાસે બધી ધર્મની ક્રિયાઓ સમજાતી ભાષાની મદદથી ખુલ્લી કરાવું કે જેથી લોકનો તે ઉપર ખરો ભાવ વધે. વળી દર રવિવારે ઈશ્વરસેવા અને ઈશ્વર-ભજન કરાવું,–હવડાં તો સોરાબજી વકીલ મને કંઇ કરવા નથી દેતા. તેઓ જાણે છે કે હું આ બધો વારસો ખોવાની જ અને તેથી આ વર્ષની ઉપજ તેઓ બધી મારે માટે સાચવે છે, કે કંઇ નહિં તો એટલું તો મારા હાથમાં રહે! અને મને મારા કાકાશ્રીનું આપેલું ઝવેરાત થોડુંક છે, તેથી હું કંઈ ભુખે મરું એવી તો ફીકર નથી. માટે, મારા પિત્રાઇ, હું તમને આ ઘડીએ જે ખરું છે તે કહું છું, કે જો તમે મને પરણવાની ના પાડશો તો ભલે, હું આ બધું છોડી એક ગરીબ સ્ત્રીને લાયકની સાદાઈથી કોઈ નાના ઘરમાં રહેવા જઈ જીવન ગાળીશ, પણ કોઇ દુરાચરણી દૈત્યને મારો દેહ વેચીશ તો નહિ, કે મારો આત્મા જીહાનમના ગારમાં નાખીશ નહિ. તમારા જવાબ ઉપર બધો આધાર રહેશે...અને તો પણ, મીનોચેહેર!" તે તેનો હાથ લઈ ઓજરખાહીથી બોલી, "તમે તમારા અંતઃકરણના અવાજ પ્રમાણે જ બોલજો અને કહેજો,–ખુદા જાણે છે કે હું તમારી પાસે ખોટું કામ કરાવવા ચાહતી નથી–સમજ્યા કે તમે?"

મીનોચેહેરે તેનો હાથ જરા વાર ધરી રાખ્યો અને તેમ કરતાં બોલ્યો, "તમે મારી ઉપર વિશ્વાસ રાખજો; આ સવાલ કઠણ તો છે, પણ ખુદા મને રસ્તો બતાવશે, અને બતાવશે ત્યારે ખરો જ બતાવશે એવી મારી ઉમેદ છે.."

મીનોચેહર ગયો, અને નાજાં લાયબ્રેરી વાળા ઓરડામાં પાછી ગઇ અને પોતાના મરહુમ મુરબ્બીની છબી આગળ ઉભી રહી થોડો વખત તેમના તરફ જોયા કીધું, અને જાણે તેઓ બોલતા હોય કે, "જોજે, હું જ જીતીશ!" એવું તેને લાગ્યું.

"અરે મારા વ્હાલા મુરબ્બી!" તે ધીમે સાદે બોલી, "આ રીત મને સુખી કરવાની તમને ક્યાંથી સુઝી? મને કેવી શરમ, મને કેવી હલકાઈ લાગી, મને કેવું દુઃખ થયું મીનોચેહેર જેવા એક ફીરેસ્તાને બી મોઢે ચઢતાં! અને વળી હું તેના મ્હોત ઉપર ઇમારત બાંધું છું એવું તેને લાગ્યું ને તે દુઃખી થયો!"

પછી પાસે પડેલી ખુરશી ઉપર માથું નાંખી તે ગલીચા પર બેઠી અને પોતાનો ભરાઈ આવેલો દીલ દાબવાની હવે જરૂર નહિ રહેવાથી ખુબ રડી.

"એને મારી જરાબી દરકાર હોય એવું લાગતુ નથી...હું એને જરાબી પસંદ પડી નથી!...એ તો મારી સૂચનાથી ચીડાયો અને અજબજ થઈ ગયો. મારે મનથી તો એ એક સહેલી જ વાત, પણ એને કેવી ગંભીર લાગી! અરે એ મને ના કહેશે તો મને કેવું લાગશે! અરે કાલ ક્યારે પડે!...આ મારી એકલી અટુલી જિંદગી..મારા મનની વાત કોણને કહું? મારા મનની ગુંચવણ કોણ ટાળે? કોણ મારો મિત્ર છે?"...પણ એમ વિચારતાં તેને મીનોચેહેરના કેટલાક શબ્દો તેમજ તેનાં ગાયનો યાદ આવ્યાં. તેને પ્રભુના પ્યારનું ભાન થયું, તેના ડહાપણ ઉપર વિશ્વાસ કેમ રાખવો તે તેના હૃદયમા સમજાયું, અને તે હાથ જોડી ઉંચે જોઈ ખરી આસ્થાથી એક જાણીતા ભજનના શબ્દો ગણગણી બોલી, "'વાલી! તું મુજનો

દીરતાર!'...તું ખરો મિત્ર! તું રાહબર! મને રસ્તો તું બતાવ. તું ચલાવશે તેમ હું ચાલીશ, તું કરાવશે તે કરીશ.. હું નાદાન છું. હું બાળક છું. તું પિતા છે! તું પાલનહાર છે, તું સાહેબ ધણી છે! તારી મરજી પર હું રાજી છું..."

(૫)

"સાત હજાર—"

[મીનોચેહેરને બધો વિચાર કરી નક્કી ઠરાવ પર આવતાં આઠ દિવસ લાગ્યા પેલી તરફ નાજાં તેના જવાબ માટે અધીરી બની હતી તેને લાગ્યું કે મીનોચેહેર એવાં લગ્ન માટે કબુલ થતો નથી તેથી જ વાર લગાડે છે. તેવામા દીનમાએ પર લગનની એક માંગણી આવે છે]

"અરેરે, દીનમાએ! હજી તમે પરણવાનો વિચાર છોડતાં નથી કે? વળી કોણનો કાગળ આવ્યો?"

દીનમાએ સહવારે નાસ્તાની ટેબલ ઉપર ઘણાં મલકાતાં મલકાતાં આવી મલાઈ અને ગ્રેપનટ્સના ચમચા પર ચમચા ખાતાં બેઠાં હતા. તેમણે ટપાલમા આવેલો એક કાગળ નાજાંને વાંચવા આપ્યો તે લેતાં તે ઉપલું બોલી

"વાંચ તો ખરી કોણનો છે તે! વળી તુંજ કહેતી હતી કે એમના પર કાગજ મોકલો, તે મેં મોકલ્યુ ને તેવણે કબુલ રાખ્યુ—પણ તું તારી કબુલાત પ્રમાણે મને પહલુ આપશે કની? જોની એ તો સાત હજાર રૂપિયા રોકડા માગે છે!"

"સાત હજાર ધપ્પા મારી તરફથી! સમજ્યાં, દીનમાએ? કદીબી હુ એવા લુચ્ચાઓને રોકડા રૂપિયા નહિ આપુ! તમે તો પેલા બિચારા ગરીબ બચરવાલ માસ્તર સાથે પરણવા માંગતાં હતાં ત્યારે મે કહેલુ કે 'પરણો, હુ તમને સારી જેવી પહેરામણી કરીશ' તે કાંઈ ખાસ પૈસા નહિ પણ તમને ઘર માંડવા જોઈતી મદદ. આવા હરામખોરો સામા પૈસા માગે તેમને તો હુ ઉભાબી નહિ રાખું," એમ બોલતાં ઉસાંએ હાથમાં આપેલો કાગળ નાજાં વાંચે છે, તેટલામાં બટલરે એક તાર લાવી આપ્યો તે લઇ નાજાં ઊઠી અને પોતાના ખાનગી ઓરડામાં ચાલી ગઈ...તાર ઉખેડી વાંચ્યો,—તે મીનોચેહેરનો હતો...

"નક્કી ઠરાવ પર આવ્યો છુ. બાર વાગતે મોટર મોકલજો" એટલો જ તાર હતો. "પણ નક્કી ઠરાવ શું હશે?" નાજાં વિચારમાં પડી. "અરે એને હુ જરાએ પસંદ પડી હોત તો એ મને ના નહિ કહેત..પણ પ્યાર વગરનાં લગ્ન એ એને મન પાપનું કામ છે, અને એને મારા પ્રત્યે જરાબી પ્યાર નથી!" એમ વિચારતાં તે દુ:ખી થઈ..

[થોડીવારમાં મોટરનું ભુંગળું સંભળાયું અને મીનોચેહેર આવી ઊભો અને નાજાંના હાથ પોતાના હાથમાં લઈ બોલ્યો—]

"મે પક્કો ઠરાવ કર્યો છે કે જે દહાડે હુ ઈરાન જવા માટે ઉપડી જાઉં તે સહવારે તમો સાથે પરણીને જાઉં."

નાજાંએ તેના હાથમાંથી પોતાના હાથ છોડવી નાખ્યા, તેનાથી છાતી ધરી અને "ખરેખર, મીનોચેહેર? તમે કેવા દયાળુ છો?" એમ બોલતાં પાસેની ખુરશી ઉપર બેસી ગઈ...

**મીનોચેહર કેમ ઠરાવ પર આવી શક્યો?**

"તમે પોતેજ નક્કી ઠરાવ ઉપર આવ્યા?"

"હા, હુંજ આવ્યો."

"તમે ધારો છો કે એ ઠરાવને તમે વળગી રહેશો?"

"હા, હું તો ધારું છુ."

"મને દગો તો ન થાય!"

"હું નહિ ધારતો કે આપણે એકમેકને દગતાં હોઈએ, મિસ મીનોચેહેર."

"પણ હજી 'મિસ મીનોચેહેર' જ કે? 'નાજાં' નથી કહેવાતું કે?" તે હસીને બોલી.

"પારકાં બૈરાંને હું તો લાડકાં નામે નહિ બોલાવું, જો કે ઘણાં લોક બોલાવે છે; મારાં માબાપને એ વાતનો ઘણો ગુસ્સો હતો, અને મને પણ છે. માબાપ પોતાનાં બચ્ચાંને 'કેકી,' 'ફ્ળી,' 'હોમી' ગમે તે કહે,–તેમ કહેવાનો પારકાંને કશો હક નથી!"

"પણ હજી પારકાંજ કે તમારે મનથી?"

"તો સગાઈ ક્યારે થઈ?"

"હવે કૌતક ના કરોરે, મીનોચેહેર! *વળી સગાઈ થતી તે કેમ હશે? પેલાં દીનમાએ ને તેડું કે કંકુ લાવી ટીળી કરે?"*

મીનોચેહેર ગભરાઈ ગયો! રખે ડોસા ટીળી કરવા આવે, માટે ઉઠી ઉભો થઈ નાજાં જે ઉઠી બારણાં આગળ જવાનું ડોળ કરતી હતી તેને હાથ પકડી અટકાવી, "રખે તમે એવા કાંઈ ફાર્સ કરો, મિસ મીનોચેહેર!— જો મને એ કંઈ ગમતું નથી હ!"

"ત્યારે વચન આપો કે હવે 'મિસ' છોડી મારું નામ બોલશો."

"વચન અપાય નહિં, આપણા વચ્ચે સગાઈ થઈ નથી, ફક્ત સાટુ થાય છે," ગંભીરતાના ડોળથી મીનોચેહેર બોલ્યો.

નાજાંને શરમ લાગી, તેણે નીચું જોયું. પોતાની પહેલી ધાસ્તી મટી માટે પોતે છેક વળી ઘેલછામાં આવી હતી એમ તેને લાગ્યું, અને મુંગી રહી

પણ ઘણો વખત નાજાંથી મુંગું બેસાયું નહિ. "હું તમારી મહેરબાની કંઈ થોડી નથી માનતી, અને તમે મારે માટે જે કબુલ કરો છો તે માટે હું ઓછી ઉપકારી નથી, પણ મને જરા જાણવાનું મન થાય છે કે પહેલાં તો તમે કહેતા હતા કે એ વાત બનેજ નહિ અને હવે તમારો વિચાર કેમ ફર્યો?"

મીનોચેહેરે જોયું કે ખરું કારણ ખુલ્લા શબ્દોમાં કહેવાય એવું નથી, માટે મર્મથી જ બોલ્યો, "તે દહાડે તડ ને ફડ હું બોલ્યો હતો, પણ પછી મેં આઠ દહાડા વિચાર કીધો ને! એટલે હવે મને ફીકર નથી."

"હવે તમને નથી લાગતું કે એ પ્રમાણે બીજાંઓને ખાતર એક સ્ત્રી સાથે લગ્નનાં બાંધથી જોડાવામાં ગુનાહ છે?"

"હું બીજાંઓને ખાતર જોડાતો નથી."

"ત્યારે શું તમારે પોતાને ખાતર?"

"અલબત"!

"અને તો પણ તમારી પરણેતરને પરણતાં વાર છોડીને તમે જઈ શકશો?"

"મારાં યોજેલાં જનસેવાનાં કામ સારુ હું જેટલો સ્વભોગ આપું એટલો થોડો છે."

"મને મૂકીને જતાં તમે સ્વભોગ આપતા હો એવુ તમને લાગે છે?"

"હું વગર પરણેલો જવાને તૈયાર હતો તે જ સ્વભોગ હતો. પરણવાની ફરજ સારી રીતે સમજવા છતાં હું આજ સુધી નહિ પરણ્યો તે એ જ કામને ખાતર, એ તો તમે જાણો છો,–હવે પરણીને પણ હું કુંવારો જ જઈશ, ખરું ને?" મીનોચેહેરે ઉચાર્યું.

"હા ખરું, પણ ચાલો ત્યારે, હવે આપણે એ વાતથી મારા વકીલસોરાબજીને વાકેફ કરીએ, તેઓ તો બિચારા ઇંતેજારીથી સુકાઈ જાય છે..ને વળી મારે બધાં મારાં ભાંડુતોને મેજબાની આપવી છે, તેમને બધાંને મારા લગ્નમાં તેડવાં છે, એટલે ઘણું કરવાનું છે ને દહાડા તો થોડા રહ્યા...તમે ક્યારે જવાના...?"

### લગ્ન કેવાં થાય છે!–ને કેમ થવાં જોઇએ?

પણ મીનોચેહેર ગભરાઈ ગયો. તેને લગ્નમાં ધામધુમ પસંદ નહોતી. માટે બોલ્યો, "ઓ મિસ મીનોચેહેર! તમે મોટાં જમણો અને નાચરંગ કરો તે તો મને જરાએ પસંદ નથી!"

"એટલે? ત્યારે શું ખુણેખટાળે બારાઇ ઉંઘતાં ઝુરતાં લગ્ન કરીયે કે? કોઇની ચોરી છે શું?"

"નહિ, પણ હું તો લગ્ન એક ગંભીર બનાવ સમજું છું, અને તે પ્રસગે લોકો ખાણીપીણી શા માટે કરતાં હશે અને પૈસાનો ધુમાડો કાં કરતાં હશે તે હું સમજી શકતો નથી. મેં તો ઠરાવ જ કીધેલો છે કે જો હું પરણું તો ઘણો જ ગંભીરપણે, મારાં સગાં અને મારી થનાર પત્નીનાં સગાં સાથે આતશ-બહેરામમાં જઈ ગંભીર ક્રિયાથી પરણું."

"આતશબહેરામમાં તો નહિ, પણ મારા કાકાશ્રી સદા બોલતા હતા કે 'નાજાં તું પરણે તો તારા લગ્ન આપણી થાણાની અગીઆ-રીમાં કરું અને આપણાં સર્વ ભાડુતોને જમવા તેડું!' માટે હું તો તેમની મરજી પ્રમાણે જ કરવાની,-પછી તમને ગમે તે કહો!"

પહેલી તકરાર!

"હા, થાણાની અગીઆરીમાં હું પરણીશ, પણ મને ધામધુમ અને ખાણીપાણીનો વિચાર ગમતો નથી."

"ને મને ગમે છે!"

"તમને ગમે તે તમે કરો, મારી તરફથી કંઇબી નહિ."

"ઠીક ત્યારે, તમે તો સાંજે ઉપડવાના ને? ત્યારે સહવારે આપણે થાણાની અગિ-આરીમાં પરણશું. તમે તમારે બોટ પર જજો, હુ મારાં ભાડુતો અને સગાંવ્હાલાં સાથે ધામ-ધુમથી તે દહાડો પસાર કરીશ,-કેમ હવે ઠીક ને?"

"હા, ઠીક, પણ—"

"હું મારા પંથકીને કહી મૂકીશ કે ક્રિયા લાંબી નહિ કરે"...

"લગનક્રિયામાંનો કોઇપણ ભાગ હું ઓછો કરવા દઇશ નહિ!..."

"આપણે ક્યાં ધણી ધણીઆણી ખરી રીતે થવાનાં છીએ કે બધી ખરીજ ક્રિયા કર જોઇએ, ને બધી શીખામણ સાંભળવી જોઇએ

"ના, ના, ના, એ વાત મારે કઇ નથી...તમે નકામી તકરાર કરો છો, મ મીનોચેહર! તમારી અગીઆરીનો પંથકી કે કોઇબી બીજો મુબેદ હો, પણ હું ન માનતો કે તે તમારી ફરમાશ કબુલ કરે અ આશીર્વાદની ક્રિયાના ભણતરમાં કશીબી કા કુપ કરે. અસલી વિચારના અંધારૂઓ સામા વધારે ચીવટપણે રેવાજને વળગી રહ અને જો તેઓ તેવાજ ન હોત તો આ બારસો વર્ષમાં તો આપણે સર્વ ધર્મ અ રેવાજો ભૂલી ગયાં હોત! હું હંમેશાં આપણા ધર્મગુરુઓના અને આપણા નેઅ ગાન બેહદીનોના ઝનુનને વખાણતો આવ્ છું કે જેને તેઓ ખરું માનતા હતા તે સચાઇથી વળગી રહેતા હતા અને કદી ડામ ડોળ થતા નહતા."

"ત્યારે તમે એ બધું ધર્માંધપણું પસ કરો છો શું?"

"ધર્માંધપણું એ નહિ કહેવાય,—પો જે ખરું માને તેને વળગી રહેવું તે ઉસ્તવાર કહેવાય, સમજ્યાં? આજે લોકોને વિદ્યા અજવાળુ મળ્યું, આંખ ખુલી, હવે ખરું ને ખોટું શું તે વિદ્યાની બળવાન રોશનીથ સ્પષ્ટ થયું, તોબી જો શીખેલાઓ ખોટા રે વાજોને વળગી રહે તો ધર્માંધ કહેવાય ખરાં આ બિચારા, અસલી—ન ભણેલા મુબેદ તો ઉસ્તવાર ને સાચા કહેવાય. તમે જાણત નથી કે આપણે રોજ કુસ્તી કરીએ છીએ ત્યારે જોતી આંખે આંધળા રહેનાર અ સાંભળતે કાને બહેરા રહેનાર ઉપર જાબન ફીટકાર નાખીએ છીએ?"

"વારું, પણ ત્યારે શું તમે બધીજ આર્ય આશીર્વાદની લાંબી, કંટાળાભરી ક્રિયા કરાવશો?"

"લાંબી અને કંટાળાભરી એ ક્રિયા નથી

—આપણા લોક સંસ્કૃત આશીર્વાદ ભણાવે છે તેથી લંબાણ થાય છે,—પણ હું એકજ અસલ ભાષામાં આશીર્વાદ સરાવવાની તરફેણમાં છું."

"ને સમજાતી ભાષામાં નહિ !"

"સમજાતી ભાષામાં એ સુંદર આશિષ અને શીખામણો અપાતી હોય તો ઘણું સારું, પણ તેમ બની શકતું નથી. પારસી કાયદા પ્રમાણે અસલ ભાષામાં જ એ ભણતર ભણવું જોઈએ, નહિ તો લગ્ન ખોટાં ઠરે. આપણે તેના અર્થ ઈંગ્રેજી અથવા ગુજરાતીમાં લખાવી લઇ આપણા હાથમાં રાખી મુબેદ સાથે એકત્ર થઈ શકીએ,—અને તેમ થઇએ તોજ ક્રિયા ખરી, નહિ તો આપણાં જેવાં આજનાં શીખેલાં માણસો 'કરપાન' એટલે સાંભળતા કાને બહેરાં રહેનારાં કહેવાઇએ. હું તો એ ભાષા જાણું છું, પણ તમને એટલું કરવું પડશે !"

"એ તમારું બોલવું મને વ્યાજબી લાગે છે ખરું: હું જ્યારે પારસી લગ્નોમાં જાઉં છું ત્યારે મને જણાય છે કે આશીર્વાદની ક્રિયા ઉપર કંઇ ધ્યાન અપાતું નથી,—લગ્ન એટલે હસવું, બોલવું, ગાવું, સારાં કપડાં પહેરવાં પહેરાવવાં, વાજાં વગાડાવવાં અને ખાણીપાણી કરવી, એજ પારસીઓ સમજે છે, તે બધી ગડબડમાં મુબેદો જાણે નકામા ઘાંટા પાડવા ઉભા હોય, અને મોટે મોટે બડબડાટ કરી બધી ખુશીખુરમીમાં ખલેલ કરતા હોય, તેમ માની લોકો પોતપોતામાં ખૂબ વાતો કરવાનું અને હસવા બોલવાનું ચલાવે છે, એ કેવું બેહુદું ! તેથી તો હું પારસી લગ્નોમાં જતી નથી."

"પણ ખાણીપીણી તો તમે કરવા માંગો છો જ!"

"તે કાં નહિ કરું ? મારાં ભાહુતો જેઓ મને ચાહે તેમને ખુશી કાં નહિ કરું ? પણ તેથી ક્રિયા ગંભીરપણે કરવામાં કંઇ વાંધો પડવો નહિ જોઇએ! ક્રિયા થાય તેટલાં અ-ગીઆરીમાં થોડાં, સમાય તેટલાં, માણસ હોય, સર્વે કોઈ ક્રિયામાં ગંભીરાઇથી ભાગ લે, અને લગ્ન થવા પછી ખુશીખુરમી થાય તો તેમાં ખોટું કાંઈ નથી."

"લગ્ન પર ખાણીપાણી થવીજ જોઇએ એમ તમે માનો છો ?"

"થવી જ જોઈએ એમ હું કંઈ કહેતી નથી,—જો પૈસા હોય તો કરાય, પણ તેથી લગ્નને તમાશાનું રૂપ આપી દેવું જોઈએ નહિ."

"હું ધારું છું કે લગ્નને નામે મોટા મોટા ખર્ચજ નહિ કરવા જોઈએ."

## ઓવારણાં તે શું ?

આમ વાતો ચાલે છે તેટલાં બપોરના ખાણાનો ઘંટ થયો અને ઓફીસનાં બારણાં પર દીનમાએ ટકોરા માર્યાઃ "અરે આલતી, નાજાં ! ભૂખ લાગીછ ! અંદર ભરાઇને શું કર્યા કરે છ ? પેલો તારો ઈરાની હજી બેઠો છે કે શું ?"

"ઇરાની કોણ, દીનમાએ ? તમે કોણને વાસ્તે બોલો છો ? અંદર તો મારા પિત્રાઇ મીનાચેહર છે," એમ બોલતાં નાજાંએ બારણું ઉઘાડ્યું અને દીનમાએને અંદર લઈ તેમને ગળે વળગી પડી બોલી, "દીન-માએ, લેવો-આ મારા થનારા વરને ઓવા-રણાં લેવો. તમે તો કહેતાં હતાં ને કે તારો વર આવશે તો સોનાં રૂપાનાં ફુલે વધાવીશ ને મોતીના ચોક પુરીશ, તે ક્યાં છે ?" અને એમ બધું રમુજમાં બોલતાં, મીનાચેહર જે દીનમાએને જોતાંજ ઉઠી ઉભો થયો હતો તેને તેમની આગળ ઘસડી ગઈ.

દીનમાએ મોં જોવા લાગ્યાં, "એ શું બોલે છે ? ભવિષ્યનો વર કેમ થયો ?"

તેને કાંઇ આપતી ના. કેમકે જેઓ બૈરીના પૈસા જોઈ પરણવા આવે છે તેમને કશો સ-રપાવ ઘટતો નથી,-તેમને તો ધકો જ મળવો જોઇએ..."

નાજાં આ કાગળ વાંચી કુસકે કુસકે રડવા લાગી! તે જોઈ સોરાબજી સમજ્યા નહિ, ને ગભરાઇ જ ગયા, પણ નવી કોડીસીલ જોઈને બોલ્યા કે "આ તદન બરાબર છે, 'પૈસા' નું હવે કંઈ ચાલશે નહિ! હું એનો નિકાલ કરું છું, તમે બેફીકર રહો." પણ નાજાં કહેવા પડી કે એમ કાંઈ કરવાનું નથી, હવે કાંઈ હું મીનોચેહરને છોડવાની નથી, કરી ઝડપથી નવી કોડીસીલ ફાડી નાંખી ને બોલી:

"લેવો! હવે શું કહો છો! કોડીસિલ છે કે કોડીસિલ નથી? મારા બેહેસ્તી મુરબીના પૈસાની હું ધણીઆણી છું, અને હું સદા મારા વર મીનોચેહરની ઉપકારી રહીશ કે તેણે મને પરણીને મારો એ સઘળી દોલત પર હક કાયમ રાખ્યો!"

પણ આ વાત મીનોચેહરના જાણવામાં આવી જ નહિ,—તે નહિ જાણે તેની નાજાંએ સોરાબજી વકીલને તાકીદ કીધી હતી...

બીજે દીવસે મીનોચેહર અને નાજાંનાં લગ્ન પૂર ગંભીરાઈથી અને અકલ પસંદ રીતે થાણાની અગીઆરીમાં થયાં તે બધું જોઈ ત્યાં હાજર રહેલાઓ ઘણાં ખુશી થયા કે આ તે લગ્ન કરવાની ખરી રીત! આ તે ખરો સુધારો!

બપોરના ખાણા પછી બધાંને મળી ભેટીને મીનોચેહર-નાજાંની સાથે-મોટરમાં મુંબાઇ સ્ટીમર પર ચઢવા ઉપડયો]

## (૮)

## મુંબાઈ જતાં રસ્તામાં

મોટર પૂર ઝડપે દોડી. અને બંન્ને થોડો વખત તદન મુંગાં,-પોતપોતાના વિચારમાં મશગુલ-બેસી રહ્યાં.......

અંતે નાજાં બોલી, "જરા પડદો ખેંચો તો! તડકો મોં પર આવે છે," (એટલે મીનોચેહરની જીભ ઉપડી-):

"મને વિચાર આવે છે, મિસ મીનો-નાજાં! કે તમે જો કોઈ રીતે મારા મરણ બાદ મારી યાદગીરી રાખવા ચાહતાં હો તો મને ગમતાં કામમાં પૈસા ખરચશો?"

"લગ્નને દહાડે મરણની વાત શી કરવા વારૂં! તમારાં હીરાંડોસાં હોય તો કહે કે અ-પશુકન નડે!" એમ કહી નાજાંએ તેનો હાથ ધર્યો.

"ત્યારે શેની વાત કરું!, તમને શું ગમે છે?"

"લગ્નને દહાડે લગ્નની વાત, બીજી શી?"

"લગ્નની વાત કરિયે? તમોને તમારાં લગ્ન ગમ્યાં કે એમ પુછું?"

"હા, પુછોની! વળી આપણાં લગનમાં ખાસ નવીન તત્વ હતાં એટલે પુછાયબી," તે બોલી.

"ગાયનમાં થયલી ભક્તિથી તમને સારૂં લાગ્યું?"

"ઘણું જ, મારા પર ઘણી ઉંડી અસર થઇ...મેં તો ધારેલું કે જેમ તેમ ચાર ચોખા છંટાવી લઇ હું તમારૂં નામ ધારણ કરી લઈશ એટલે થયું, પણ તમે જે રીતે લગ્ન ક્રિયા કરાવી તે રીતથી તો મારા પર એવી અસર થઈ છે કે મારી છાતી ભરાઈ આવે છે અને હું રડતું દબાવી શકતી નથી—"

"લગ્નને દહાડે રડાય? અપશુકન ન નડે?" મીનોચેહરે ટકોર કીધી.

"મને રડવું એમ આવે છે કે હું જેને એક સાધારણ સાદું માનતી હતી તે તો ખુ-દાના પવિત્ર ફેબવાની સામે, દીનના દસ્તુરોની હજુરમાં, એક ગંભીર કોલ આપવા જેવું છે."

"હા, છે, તે તમે જાણતાં નહિં હતાં?"

"ના, બા ! મારે મનથી તો એટલું જ હતું કે લોકો એક આગલથી ગોઠવી રાખેલા સાટાને જાહેર કરવા માટે લગ્ન ક્રિયા કરે છે, અને તેમાં આમ સુખી થજો, ને તેમ સુખી થજો, એવા આશીર્વાદ ફક્ત છે, પણ આજે તો એં જોયું કે એમાં ઘણું વધારે છે."

"તમે ધાર્યા કરતાં વધારે, પણ હોવું જોઈએ તે જ, વધારે નહિ.."

[ મિનોચેહર થોડી વાર થાણાની ટેકડીઓ જોતો બેસી ઈરાનના પહાડોના દેખાવ વિશે બોલવા લાગ્યો. પણ નાજાંની ધીરજ રહી નહિ અને બોલી–]

"મીનોચેહર ! શું તમે ધારો છો કે એ સારૂં છે કે જે માણસ સાથે તમે લગ્નના ગાંઠથી બંધાયા તેની સાથે ગુજારવાનો ફક્ત એક કલાક રહ્યો છે ને તમે તેની જરા બી દરકાર કીધા વગર બીજી બીજી બાબતો પર ટાહેલાં ચલાવો છો !"

"ઓ ! હું ઘણો દિલગીર છું," મીનોચેહરે પોતાનું હંમેશનું ગૃહસ્થપણું બતાવ્યું, "તમને મારા બોલવાથી કંટાળો આવતો હોય તો લો ! હું મુંગો બેસું !"

"મુંગા બેસશો તો હું ચાલતી ગાડીએ કુદી પડી મરી જઈશ !" તે આંખમાં આંસુ લાવી ચીડતી બોલી, "પરણ્યાં ને છુટાં પડવાનાં, તો શું આપણી પાસે આપણા ભવિષ્ય વિશેની કંઇ જ વાતો નહિ કે મુંગાં બેસીએ ?"

પણ મીનોચેહરને દબાયલો જોઈ નાજાં પાછી નરમ પડી ગઈ....

"ઓ મીનોચેહર, હું માફ માંગું છું. હું તમારૂં દિલ દુખવવા નથી માંગતી, પણ મારૂં દિલ અતિ દુઃખી છે....મારા દિલમાં એવું દુઃખ લાગે છે કે જાણે કોઈના ખભા પર માથું નાંખી રડી પડું !"...

"શાથી તમારૂં દિલ એટલું દુઃખી થયું છે ?...."

"બસ આ લગ્નક્રિયાના ગંભીર શબ્દોથી ! અરે મને ખબર નહિ કે લગ્નનો ખરો અર્થ શો છે ! હવે હું સમજી ! મને હવે ખબર પડી કે લગ્નથી બંધાઈ છુટા પડનારાં... જોડાંઓને કેવું લાગતું હશે !..એટલું તો મને કહીને જાવો કે એવી ગંભીર ક્રિયાથી ખુદાની હજુરમાં બંધાઈને એક થયા પછી આપણે છુટાં પડીશું નો ખુદાના ગુનેહગાર તો નહિ થઈશું ?"

"નહિ, એમાં ગુનાહ નથી. મેં એક સારા કામને વાસ્તે મારૂં સુખ તજ્યું છે,–તમે તે સારા કામમાં ભાગ લેવાને ખાતર તમારા સુખનો ભોગ આપ્યો છે, માટે ખુદા આપણી મનસ્ની જોઈ આપણને માફ કરશે."

"માથે લીધેલી ફરજો નહિ બજાવીએ તો પણ ?"

"બીજી વધારે મોટી–જન સેવાની ફરજો આપણે બજાવીશું, તે બસ છે."

[ આ પ્રમાણે નાજાંને કાંઈક ઠંડી પાડી, મીનોચેહરે તેના મનનું કાંઈક સમાધાન કર્યું... એમ કરતાં તેઓ બંદર પર આવી પુગ્યાં...]

## (૯)

[ મીનોચેહેરને વળાવી સ્ટીમર પરથી ઉતરતાં નાજાંને બહુ ભારી લાગ્યું. સ્ટીમર ઉપડીને નાજાં મોટરમાં એકલી પડી રડતી ઘેર ગઈ. હવે તેનામાં ખરો પ્યાર જાગી ચૂકયો હતો અને તેની અસંત વેદના થવા લાગી, તે ભૂલવાને તે જનસેવાના કાર્યોમાં ગૂંથાઈ રહેતી.

ઈરાન પહોંચી મીનોચેહેર ત્યાંના રસીલા હેવાલ લખી નાજાંને રીઝવતો હતો, તેમાંથી નાજાં ઇરાનીઓ વિશે અને તેમના રીતરીવાજો વિશે ઘણું નવું શીખી. આ હેવાલો ઉપરથી કર્તા (શ્રી પુતલીબાઇ)નું પોતાનું બોહળું વાંચન દેખાઈ આવે છે, અને તે આજે પણ વાંચતાં રસ પડે છે.

કેટલાક મહીના કેડે મીનોચેહેરના કાગલો આવતા બંધ થયા અને નાજાં ફીકરમંદ થઈ, ખબર કાઢતાં મીનોચેહેર તાવથી હેરાન હોવાનુ સાંભળ્યું. એટલામાં ૧૯૧૪માં ઇંગ્લંડ અને જર્મની વચ્ચે લડાઈ જાગી અને તેમાં ટર્કી જોડાવાથી ઈરાકમાં–ઇરાનની પાડોશમાં જ –લડાઈ આવી પહોંચી એટલે નાજાંના દીલમાં ધાસ્તી વધતી ગઈ. થોડકમાં જ ઘાયલ થયેલા સૈનિકો હીંદુસ્તાન પાછા ફરતા થયા તેઓને માટે મુંબાઈમાં લેડી હાર્ડીંગ હોસ્પિટલ શરૂ થઈ તેમાં નાજાં નર્સ તરીકે મુફત સેવા કરવા જોડાઇ...એક દહાડો તેની નજર એક બેભાન પડેલા નવા દરદી પર પડતાં તે ચોંકી. તે તાવથી તદ્દન ગરાઈને હાડપીંજર જેવો થઈ ગયો હતો, તેથી અને તેના લશ્કરી કપડાંને લીધે તે નક્કી ઓળખી શકાયો નહિ. નાજાંએ તેના આંગપરથી ઉતારેલાં કપડાં શોધ્યાં તો તેમાં સુદરેહકુસ્તી હતાં, અને તેના ગજવામાંથી કાગલના ટુકડા મળ્યા તે પર મીનોચેહરના અક્ષર ઓલખ્યાથી નાજાંની પૂર્ણ ખાતરી થઇ તે દરદીની સારવાર પોતે કરવાનુ તેણે વડી નર્સ પાસે માંગી લીધુ અને કારણ કહી દીધુ કે એ મારો વર છે. આથી નાજાં તરફ ડાકટરો અને નર્સોની દીલસોજી ઘણી ઉશ્કેરાઇ અને સૌ કોઈ તે દરદીને બચાવવા મથ્યા. થોડી વારે તે ભાનમા આવ્યો ત્યારે નાજાંને ઓલખી ખુશી થયો અંતે કેટલાક ચિંતાભર્યાં દિવસો ગયા પછી મીનોચેહેર ધીમે ધીમે સારો થયો, તેને નાજાં દેવલાલીના પોતાના બંગલામાં લઇ ગઇ. અને ત્યાં તેની શક્તિ વહેલી પાછી આવી ]

## લગ્નનું ખરૂં સાર્થક

હવે બન્નેએ તે ગયલા દુઃખી દિવસોની બધી વાત એકમેકને કહી. બન્નેએ પોતપોતાની લાગણી કેમ છુપાવી અને કાં છુપાવી તે એકમેકને જાહેર કીધું, અને નાજાંએ જ્યારે પોતાના સુગંધી સુખડના ડાબડામાંથી પોતાના લખેલા કાગળો (જે ઠેકાણું ચોકસ ન હોવાથી મોકલી શકાયા નહોતા તે) કાઢી મીનોચેહરને વંચાવ્યા ત્યારે તેની આંખમાંથી સંતોષનાં આંસુ પડચાં. મીનોચેહેરે પણ એક ચામડાની કોથળી ઉઘાડી તેમાંથી થોડાક કાગળો અને પોતાની ખાનગી નોંધપોથી કાઢી નાજાંને દેખાડી–વંચાવી, અને નાજાં વાંચતી ગઈ અને રડતી ગઈ અને આખરે બોલીઃ

"હા, હવે હું સમજી, લગ્નની મોતેબરી સમજી, પ્રીત વગરનું જીવન કેવું અને પ્રીતિમય કેવું તેની સરખામણી થઇ. હવે હું મારા મુરબ્બી કાકાજીનો મારે માટેનો ખરો પ્યાર અને ખરી કાળજી પણ સમજી. તેઓ અને પરણાવવા માંગતા હતા તે શા માટે તે હું સમજી, અને કોઈ નાલાયકને પોતાની મરજીથી મારો હાથ આપી ન દેતાં, સદા મને કહેતા કે 'તું કોઈ સારા લાયક જવાન ઉપર મહોબત ધરાવે તો હું તને પરણાવું' તેની મતલબ હવે મને સમજ પડી." એમ કહી જાણે કાકાશ્રી પાસે હાજર હોય તેમ પળેપળ તેમનો આભાર માનતી

થોડાંક અઠવાડિયા આવી રીતના અપાર સુખમાં ગાળ્યા બાદ જ્યારે વરસાદની વૃષ્ટિથી દેવલાલીમા વિશેષ સરદી થઇ ત્યારે આ દંપતિ મુંબઈ પાછાં ફર્યા, અને પોતાના ભવ્ય મકાનમાં રહેવા ગયાં, અને જતાંવાર નાજાંએ ભાડુઆતે નોકરોને, પાડપાડોશીઓને બીજબાની આપી, અને કેટલાક સખાવતનાં કાર્યો જે કરવાનાં પડી રહ્યા હતા તે હાથ ધર્યાં; એટલુંજ નહિ, પણ મીનાચેહરને સાથે લઈને લેડી હાર્ડીંગ હોસ્પીટલમાં ફરી જવામાં અને ત્યાંના અશક્ત યોદ્ધાઓને સંતોષ આપવામાં મોટી મોજ માનવા લાગી....

# પૈસા પ્યાર અને કર્તવ્ય

## ( પ્રકરણ છેલ્લું )

[ બગદાદ બ્રિટિશે લીધું તે બનાવની ખુશાલીમાં નાજાં મીનોચેહેરે મેસોપોટેમિયાથી લડાઈનુ સંકટ ખમીને આવેલા સિપાઈઓને જીઆફત આપી ]

હવે બગદાદને માર્ગે ઈરાનમાં થઇ ઈરાનના હમદીનોની હાલત ઉપર ઘણી રૂડી અસર થશે, એમ મીનોચેહરના દિલમાં નવી આશા આવી છે:

"માટે લડાઇ પૂરી થતાં વાર ઈરાન પાછો જઇ આ નવી તકનો બનતો લાભ લેવાનો મેં ઠરાવ કીધો છે, નાજાં!" તે બોલે છે. ત્યાં કામ ઘણું કરવાનું હજી રહ્યું છે. જો ને, આજેજ મને યઝદથી મારા એક દોસ્તનો આ કાગળ મળ્યો છે. તે લખે છે તે ખરૂં છે કે એ શહેર અને તેની આસપાસનાં ગામોમાં જરથોસ્તીઓની ૮૦૦૦ ની વસ્તી છે, તેઓ બહુજ દરિદ્રાવસ્થામાં જીવન ગાળે છે. ત્યાં પ્રાથમિક કેળવણી આપવાની ૧૪ નિશાળો છે...બધી શાળાઓમાં ૭૦૦થી વધારે શિષ્યો તાલીમ લે છે, તેઓમાંના ઘણા છોકરાઓ પોતાના અભ્યાસ માટેની ચોપડીઓ પણ ખરીદ કરી શકતા નથી. એ ઉપરથી મારા દોસ્ત લખે છે કે 'હિંદુસ્થાનમાં બ્રિટિશ ન્યાયી રાજ્યના સંરક્ષણમાં વસનારા સુખી પારસીઓ પોતાના યઝદમાં રહેનારા કંગાળ હમદીન ભાઈ બહેનોને હંમેશાં કરતાં વધારે મદદ કરવાની ઉલટ પકડે તો તેઓ આગળ વધી શકે એમ છે. ઉપકારના ઉભરા સહિત મને કહેવા દેશો કે આપણા પરગજુ ઉદાર પારસીઓની મદદ ઈરાનીઓને મળવાથી તેઓ હમણા સુધી ઇરાનમાં ટકી શકયા છે; પારસી સખી ગૃહસ્થોની સહાયતા તેમને નહિ મળત તો ઈરાનમાં જરથોસ્તીઓનું નામ નિશાન બાકી ન રહેત!"[1]

આ સાંભળી નાજાંએ તે કાગળ મીનોચેહરના હાથમાંથી લેવા લીધો ત્યારે તેની આંખો આંસુથી ભરાયલી હતી, તેથી જરા અટકીને બોલી, "હા, હું જોઉં છું કે ત્યાં ઘણું કામ કરવાનું પડયું છે, તે આપણે નહિ કરીએ તો કોણ કરે? માટેજ થોડુંક પર આપણાં ભલાં મિત્ર મીસીસ કટેલીએ તહેરાનમાં છોકરીઓની નિશાળ માટે રૂપીઆ દસ હજાર કાઢી આપ્યા તે સાંભળી હું કેવી ખુશ થઈ! પણ, મીનોચેહેર! એ તમારે દોસ્ત કોણ છે? નામ તો ઈરાની છે, પણ શુ સુંદર ગુજરાતી અક્ષર છે! ને કેવું શુદ્ધ ગુજરાતી લખ્યુ છે કે મને મારાં ગુજરાતીની શરમ લાગે છે!"

"એ મી. રહસ ઈરાનીજ છે, પણ મુંબઈમાં ગુજરાતી એક જુદી ભાષા તરીકે શીખી ગયા છે એટલે તે ચોખી ભાષા લખે છે, જ્યારે તું કે આપણાં બીજાં પારસીઓ ગુજરાતી શીખ્યા વિના કે માત્ર અધુરૂં શીખી બોલીએ કે લખીએ છીએ; પણ ઇંગ્રેજી અશુદ્ધ જોડણી લખતાં કે બોલતાં શરમાઈએ તેમ ગુજરાતીમાં કરતાં કેમ શરમાતાં નહિ હોઈશું?"

"તમે જાણો છો ને, મીનોચેહેર? કે આપણા વિદ્વાન મિત્ર મી. જમશેદજી દલાલ તો કહે છે કે પારસીઓથી શુદ્ધ ગુજરાતી બોલી કે લખી શકાયજ નહિ![2] જો કે પોતે

૧. ઓહાદાદ ઓ. રહસનો તા. ૫ મી ફેબ્રુઆરી ૧૯૧૭ નો આ પત્ર સ્ત્રીબોધના અધિપતિ ઉપર આ વાર્તાના સંબંધમાજ આવેલો તેમાથી આ ઉતારો છે. આ પત્ર મળવા પછી થોડાજ મહિનામાં, ઉપલા જુવાન લખનારનું ઇરાનમાં ખૂન થવાની ખબર સાંભળી અમે, બહુ દિલગીર થયાં —પુતલીબાઇ.

૨. સ્વ. જમશેદજી દલાલ વડોદરામાં વિદ્યાધિકારી હતા. તેઓએ "સમાલોચક"માં સાક્ષર શ્રી અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી કૃત "નિવૃત્તિ વિનોદ" નામક પુસ્તકનું અવલોકન કરેલું તેમાં ઉપર જણાવ્યા પ્રમાણે પારસીઓ માટે ઉચ્ચાર્યું હતું.

તો કેવું શુદ્ધ લખે છે ને બોલે છે જો!"

"હું એ મતને મળતો થઈ શકતો નથી, નાજાં! અને તને ભલામણ કરું છું કે જોઈએ તો હમણાંજ અને જોઈએ તો હું પાછો ઈરાન જાઉં ત્યારે તું ગુજરાતી પર એક સ્ટડી–અભ્યાસ તરીકે મંડજે."

"ખરી વાત! તમે ઈરાન પાછા જાવો ત્યારે!—"

"એટલે, નાજાં, તું શું કહેવા માંગે છે? હવે મને ઈરાન જવાને શી અડચણ છે! હવે તો મારો તાવ જતો રહ્યો!"

"હા, જીગર! હું ખુદાનો આભાર માનું તેટલો થોડો કે તમે મારે નસીબે બચ્યા છો!" વળી નાજાંની આંખ આંસુથી ભરાઇ ગઈ, તેથી તે જરા થોભી બોલી, "પણ તમે ઈરાન જાઓ તે અગાઉ હું તો ફારસી શીખવાની છું, ગુજરાતી નહિ–સમજ્યા?"

"નહિ સમજ્યો! તું ને અહિં ફારસીનું એટલું શું કામ!"

"અહિં નહિં, પણ ત્યાં—"

"એટલે?"

"એટલે કે જ્યાં તમે ત્યાં હું—હું હવે તમને ઈરાન જતા અટકાવીશ નહિ, વ્હાલા જાન! તમારાં ખરી અગત્યનાં કામની વચ્ચે હું મારો પ્યાર આણીશ નહિ, પણ તમારી સાથે ત્યાં રહીશ, અને તમારાં કામમાં સહેજ પણ ભાગ લઈ શકું તો મારું જીવન મેં વ્યર્થ ગુમાવ્યું એમ મને અંતરમાં લાગ્યા નહિ કરશે."

'એમ ના સમજ, નાજાં! તેં આજ સુધી પૂરતુ કીધું છે. તેં તારા પૈસાનો કેવો કિમતી ઉપયોગ કીધો છે ને ઈરાનના ગરીબોના આશિષ મેળવ્યા છે તેનો હું સાહેદ છુ, ને તે જોઈ મારા દિલમાં કેવી ખુશી ઉપજતી રહી છે!"

"પૈસા! પૈસા શો ચીજ છે? ને તે ... મને સોંપ્યા તેથી મારા થયા કે? મને મારા ગુજરાન સારું તે કેટલા જોઈએ? અને ત્યાં હજારો કામ પડેલાં છે ને કેટલ... તો પૈસા વગર સબડે છે ત્યાં હું મારા કહે... વાતા પૈસા લઈને બેસી રહું તો ખુદાને વિશ્વાસઘાત નહિં કરું કે?...ને હું પૈસ... આપીને જ સેવાની ફરજમાંથી છટકી જા... કે? નહિ, નહિ, મીનોચેહેર! તમારી ... ફરજ—ને મારી નહિં કે? મને અહિં બીજ... શું કામ છે?...મારા પૈસાનો વહિવટ! ... કેટલું કામ! અને તે પણ ખરાં તન મન... કામમાંથી છટકવાનું બહાનું જ!..."

"પણ, નાજાં! મેં તને આગળ કહ્યું ... ને જે તારા જેવી ઓરતોને માટે ઈરાન જ... ઘણું જોખમ ભર્યું છે!"

"તો! તો! હવે તો મામલો સુધરશે ને નહિ સુધરે તો પણ આજ સુધી મીસી... સાઈકસ ને મેડમ ડીયલાફ્વા પોતપોતાના વ... સાથે વરસો સુધી ત્યાં રહેલી તે શું તું જાણત... નથી કે? તેઓનાં ઈરાન વિષેનાં પુસ્તકો તે... તમે જ મને વાંચવા આપેલાં તે ભૂલી જાઓ છો કે? વળી ખ્રિસ્તી મીશનરીઓ સાં... તેમની ઓરતો ક્યાં ક્યાં જાય છે તે ... આપણે જાણતાં નથી? તો 'મીનોચેહે... મીશનરી'ની બાયડી શું તેની સાથે જત... ડરી જશે કે? ને 'નાજાં' નાજુક' નો એલ... કાબ પામશે કે?"

"વ્હાલી નાજાં, તારો પ્યાર મને હરા... છે—તારો સેવા કરવાનો ઠરાવ અને ઉત્સાહ મ... હરખાવે છે. તને જે તારી ફરજો તારી આંખ... સામે ઉભેલી દેખાતી હોય તે બજાવતાં અંગ... ધાસ્તીથી કે સ્ત્રી–અબળા વિષેના આપણ... સાધારણ વિચારોથી હું હવે તને અટકાવીશ નહિ ખુદા આપણો ભેગો યત્ન સ્વીકારે!'

મીનોચેહરે નાજાંને ખરા સંતોષથી એ... પવિત્ર ચુંબન કીધું, ને નાજાંને લાગ્યું ... મારા ધણીનો સંપૂર્ણ પ્રેમ–માનસિકજ નહિ પણ આત્મિક પ્રેમ—હું આજે આ પળે ... પહેલવહેલી પામી! [ સમાપ્ત ]

## સદ્‌ગત મહાન પારસી લેખક અને સુધારક

# કેખુશરો નવરોજી કાબરાજી


ખબરદાર

ભારત દેશનો ગુજરાત પ્રાંત એક ખરેખર ભાગ્યવંત પ્રાંત છે, અને ગુજરાતી સમાજ પણ એક મહાન વિશિષ્ટ સમાજ છે. ગુજરાતી એટલે ગુજરાત કાઠિયાવાડ ને કચ્છના વેદધર્મી હિન્દુઓ જ નહીં, પણ જૈનો, મુસ્લિમો, પારસીઓ, ખ્રિસ્તીઓ વગેરે અનેક જુદા જુદા ધર્મ ને આચાર પાળતી અન્ય પ્રભાવશાળી કોમો પણ છે. ગુજરાતની આધુનિક સંસ્કૃતિને ખીલવવામાં ને માત્ર ગુજરાતને જ નહીં પણ આખા ભારતદેશને ભર દુનિયામાં દીપતો અને આગળ પડતો કરવામાં એ સર્વ કોમનો હાથ છે. શ્રીકૃષ્ણની સંધ્યાભૂમિ એ જ ગુજરાત હોવા ઉપરાંત તેણે હેમચંદ્ર આચાર્ય જેવા ત્રિકાલજ્ઞાની મહાપંડિત સાધુ, દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધીજી, દાદાભાઈ નવરોજી, સર ફિરોઝશાહ મહેતા, સર જમશેદજી જીજીભાઈ, જમશેદજી તાતા, બહેરામજી મલબારી, કેખુશરો કાબરાજી, નામદાર આગાખાન, સર ઇબ્રાહીમ રહીમતુલ્લા, મહમદઅલી ઝીણા, મહાન ભક્ત અનવર સાહેબ જેવા અનેક નરવીરલાઓ પેદા કીધા છે. ગુજરાતની કીર્તિ તે માત્ર હિંદુઓની જ નહીં, પણ પારસીઓ, મુસ્લિમો વગેરે સર્વ કોમોની છે. એ કીર્તિને વધારવામાં એ સૌએ પોતાનો કિંમતી ફાળો આપ્યો છે.

ઇસુની ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં ગુજરાતની તમામ કોમો પર પોતાના લેખોથી અને નેતૃત્વથી જે થોડા ગુજરાતીઓ અમર નામ મૂકી ગયા છે, તેમાંના એક સ્વર્ગસ્થ કેખુશરો નવરોજી કાબરાજી પણ છે. જે વેળાએ ગુજરાતની તમામ કોમોમાં જૂનવાણી સંસારની અનેક માઠી રૂઢિઓ ચાલુ હતી, જે વેળાએ પુરુષોમાં પણ કેળવણીનો પ્રચાર બહુ જ થોડો હતો અને સ્ત્રીઓ તો અનેક અંતરાયો અને પડદાંતરોથી સમાજમાં બહાર પણ આવી શકતી નહોતી, જે વેળાએ દેશાભિમાનની લાગણી અતિમંદ હતી, અને જે વેળાએ સાહિત્યનો ને વિદ્યાસંપાદનનો શોખ જનસમાજના પુરા બે ટકામાં પણ નહોતો, તે વેળાએ મુંબઈમાં જે સુશિક્ષિત ગુજરાતીઓ સમાજના હિતાર્થે પોતાના તનમનથી શ્રમ લેવા બહાર પડ્યા હતા, તેમાં સ્વ. કેખુશરો કાબરાજીનું સ્થાન મોખરે જ હતું કવિ નર્મદાશંકર, કરસનદાસ મૂળજી, નાનાભાઈ હરિદાસ વગેરે હિંદુ સુધારકો સાથે દાદાભાઈ નવરોજી, નવરોજી ફરદુનજી, સોરાબજી બંગાલી, બહેરામજી મર્ઝબાન, ખરશેદજી રૂસ્તમજી કામા, અને બીજા ઘણા પારસી સુધારકો સાથે કેખુશરો કાબરાજી પણ આગળ પડતા હતા.

સામાન્ય સમાજની સ્મરણશક્તિ ઘણી વેળાએ ટૂંકી હોય છે. "સાંઇ ગયા ને સાંઇની શરમ સાથે લેતા ગયા" તેવું સમાજમાં બને છે. આજે વિદ્યા, જ્ઞાન અને કેળવણી આગળ વધ્યાં છે, સંસારની અનેક માઠી રૂઢિઓ ભુંસાઈ ગઇ છે, નાતજાતની અનેક બેડીઓમાંથી આજની વ્યક્તિને ઘણી સ્વતંત્રતા મળી છે, તેથી વેળાએ એ સર્વ અવિદ્યા-

માંથી, અજ્ઞાનમાંથી, ગુલામીમાંથી સમાજને મુક્ત કરવા જે નરવીરો જીવનભર અનેક વિરોધોનો સામનો કરીને પોતાથી બનતું કરી ગયા છે, તે સૌનાં સ્મરણ આભાર સાથે તાજાં રાખવાની સમાજની ફરજ છે.

આજનો યુવાન સાહિત્યકાર ભાગ્યે જ જાણતો હશે કે મુંબઈમાં અને ગુજરાતમાં સ્વ. કેખુશરો કાબરાજીનું નામ એક શક્તિ સમાન હતું. કાબરાજી એક મહાન દેશી વર્તમાનપત્રકાર ઉપરાંત સમર્થ લેખક, નાટકકર્તા, નવલકથાકાર, સંગીતકાર, વ્યાખ્યાતા અને પ્રખર સુધારક હતા કરસનદાસ મૂળજીએ પ્રથમ પ્રગટ કરેલા સાપ્તાહિક "રાસ્ત ગોફતાર"ના સને ૧૮૬૩ થી સને ૧૯૦૨ સુધી, તેમજ પ્રખ્યાત જુનામાં જુના ત્રીમાસિક "સ્ત્રીબોધ"ના સને ૧૮૬૩થી સને ૧૯૦૪ સુધી,–એમના મરણ પર્યંત, કાબરાજી તંત્રી હતા. એમના બધા લેખો એકઠા કરીને છપાવાય તો હજારો પૃષ્ઠોના અનેક ગ્રંથો થાય. આપણો આજનો સાહિત્યકાર જાણીને વિસ્મય પામશે કે કાબરાજીએ પોતાના વર્તમાનપત્ર અને માસિકના તંત્રીપદ હેઠળ જે ચાલુ લેખો લખવાના હતા તે ઉપરાંત એક ડઝન ઉપરાંત નાટકો અને વિશેક મોટી મોટી નવલકથાઓ પણ લખી છે. એ નાટકો અને નવલકથાઓ એમના જમાનાના તમામ હિંદુ પારસી ને મુસ્લિમ સમાજોમાં ઘણી લોકપ્રિય હતી, ને આજે પણ તે બહુ હિંદુ કુટુંબોમાં વંચાય છે. આ નવલકથાઓ જાણીતી અંગ્રેજી નવલકથાઓ પરથી રૂપાંતર કરીને લખાઈ હતી, પણ તે એવાં સચોટ રૂપાતર હતાં કે તે પારસી સંસારને આબાદ લાગુ પડે તેવાં હતાં. માત્ર મૂળનું ખોખું જ રાખીને તેના પાયા પર પોતાની કળા અને વિચારશક્તિના બળથી તે જાણે નવી જ કૃતિ ખડી કરતા. હજી આજે પણ એ નવલકથાઓ વાંચવા જેવી છે, અને હું મારા હિંદુ સાહિત્યબંધુઓને વિનતિ કરું છું કે એમની થોડી પણ નવલકથાઓ—'દારાશાનાં,' 'દુખિયારી બચુ,' 'ગૃલી ગરીબ,' 'ભોઠી મીઠી,' 'ભોલો દોલો' વગેરે–તેઓ વાંચે તો તેમાંથી તેમને કળાના કેટલાક આકર્ષક રંગો મળી આવશે અને ચિત્રવિચિત્ર મનુષ્ય સ્વભાવનાં અનેક ચિત્રો તેમાંથી તેઓ મેળવી શકશે.

એવા મહાન લેખક કેખુશરો કાબરાજીનો જન્મ તા. ૨૧ મી ઓગસ્ટ સને ૧૮૮૪ને દિને થયો હતો, એટલે આ વર્ષની આવતી તા. ૨૧ મી ઓગસ્ટે એ જન્મની શતાબ્દી પૂરી થશે. કાબરાજીને મરણ પામ્યાને ૩૮ વર્ષ થઈ ગયાં છે, (તા. ૨૫ એપ્રિલ, ૧૯૦૪), પણ પારસી સમાજ એમને ભૂલ્યો નથી. અને એમના જન્મને હવે સો વર્ષ પૂરાં થશે તે વેળાએ એમની જયંતિ ઉજવવાની સૂચના પણ પારસી પત્રોમાં થઈ છે ગુજરાતીઓએ એટલે ગુજરાતની બધી કોમોએ કરસનદાસ મૂળજીની, રણછોડભાઈ ઉદયરામની, કવિ નર્મદાશંકરની એમ ગઈ સદીના આપણા મહાન ગુજરાતીઓની જયંતી ઉજવી છે. સાહિત્યમાં તો નાતજાતનો કશો ભેદ નથી ને હોવો ન જ જોઇએ. મારી સૂચના છે કે સ્વ. કેખુશરો કાબરાજીની શતાબ્દી ઉજવવા ગુજરાતના સાહિત્યકારો ને સુધારક મંડળો જલદીથી પ્રબંધ કરે, પારસી વર્તમાન પત્રો પારસી લેખક મંડળ તથા પારસીઓનાં બીજા મંડળો પણ એ કાર્ય તુરત ઉપાડી લે, અને તેમાં આપણી સાહિત્ય પરિષદ પણ આનંદથી ને ઉત્સાહથી ભાગ લે. આ બધી રીતે યોગ્ય થઈ પડનારી કાબરાજી શતાબ્દીની જયંતી ઉજવીને ગુજરાતીઓની બધી કોમો ગુજરાતી તરીકે એક જ છે, અને ગુજરાત તો ગુણને જ પારખનારી ને તેની કદર કરનારી ગુણજ્ઞ ભૂમિ છે, તે ફરી એકવાર સિદ્ધ કરીને કૃતાર્થ થાય.

(ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા, જુન ૧૯૪૨) અરદેશર ફ. ખબરદાર

# કેખુશરો નવરોજજી કાબરાજી

(જીવનકાળ ૨૧-૮-૧૮૪૨ થી ૨૧-૪-૧૯૦૪)

(એમની શતાબ્દી વખતે એક આછો પરિચય)

લેખકઃ—ડો૦ એરચ જહાંગીર તારાપોરવાળા, પીએચ. ડી.

## જૂના કાળમાં ભાષાભેદ નહોતા

પારસી ગુજરાતી સાહિત્ય એક રીતે કહીએ તો ઇસવીસનની ૧૯ મી સદીથી જણાયલું છે. તે આગળ પણ ૧૭ મી સદીમાં બેહેરામ લખમીધર નામે લેખકનાં નામાંઓ જણાયલા છે અને સર્વથી પુરાતન ગુજરાતી ભાષાના નમૂનાઓ જે આજે આપણને જડે છે, તેમાં જરથોસ્તી ધર્મગ્રન્થોના ગુજરાતી અનુવાદો પણ ગણવા જોઈએ. એમાંથી ઈ. સ. ની ૧૪ મી તથા ૧૫ મી સદીમાં પ્રચલિત ગુજરાતી ભાષાનો સારો ખ્યાલ આવી શકે છે. ધારવા મેળે એજ પ્રકારની ભાષા ગુજરાતના સર્વ વતનીઓ બોલતા હતા પારસી ગુજરાતી, હિંદુ ગુજરાતી તથા થોડાક વર્ષોથી જુદી પડી મુસલમાન ગુજરાતી એ કિસમના વિભાગો આપણે ઓગણીસમી સદીથી જ જોઈશું, એવા વિભાગો પડવાનું કારણ તપાસવાનું અત્યારે આ લેખમાં અસ્થાને ગણાય, છતાં તેના પરિણામે પારસી કોમનાં "શીખેલા ભણેલાઓ" રફતે રફતે ગુજરાતના આજના સાહિત્યથી મોટે ભાગે લગભગ અજાણ્યા રહ્યાં છે. ખાસ કરી આપણી પારસી કોમ એક પ્રકારે ગુજરાતી તરફ એકદમ બેદરકાર બની ગઈ છે ઘણા ભાગેભાગ અંગ્રેજીથી મિશ્રિત ગુજરાતી બોલવું અને કદાચ થોડાક વર્તમાનપત્રો વાંચવાં એટલામાં જ તેમનું ગુજરાતી જ્ઞાન સમાઈ જાય છે. અને એ કારણે આપણા હિંદુભાઈઓ તેમજ સમજે છે કે જે પારસી હોય તે કદીએ શુદ્ધ ગુજરાતી લખી યા બોલી શકે નહીં. આપણી પોતાનીજ બેદરકારી આ હાલત માટે જવાબદાર છે, અને વધુ અફસોસકારક તો એ છે જે આપણા પોતાના **પારસી** લેખકોને પણ આપણી કોમે વિસારી મૂકયા છે.

## કાબરાજીની શતાબ્દી

પારસીઓમાં ગુજરાતી ભાષામાં અસરકારક અને સુંદર શિષ્ટ ભાષામાં લખનારા અલબત થોડાજ છે. તેઓમાં કેખુશરો કાબરાજી ઊંચું સ્થાન લે છે. બલકે ગદ્ય લેખકોમાં સર્વથી પહેલું સ્થાન એમનું ગણાય. મને યાદ છે જે મારાં વિદ્યાર્થી જીવન દર્મિયાન મે એમનાં ઘણાંક લખાણો હોંશે હોંશે વાંચેલાં. કમનસીબે બધાં મારાથી ન જ વંચાયાં અને પાછળથી ખાસ અભ્યાસને માટે એમનાં પુસ્તકો વાંચવા ઇચ્છા થઈ, ત્યારે માત્ર પાંચેક મોટી વાર્તાઓ અને દસ નાટકો મને વાંચવા મળ્યાં; પણ એટલામાંજ એમણે જન્માવેલું સાહિત્ય સમાઈ જતું નથી એ તો સ્પષ્ટ જ છે. આ પ્રકારનાં સંકુચિત વાંચનને કારણે મારું આ લખાણ કાંઇક અધુરું લેખાય. છતાં આપણી કોમના **સર્વોત્તમ** ગુજરાતી લેખકની આ શતાબ્દી સમયે એમના એક વખાણનાર તરીકે મારે કાંઇક તો લખવું ઘટે.

## ઉત્તમ વાર્તાસંયોજક

કેખશરૂ કાબરાજીમાં એક વાત ખાસ

# મારા સ્વર્ગવાસી મિત્રને

"[ નિરૂપણઃ—રા. રા. રણછોડભાઈ ઉદયરામનું લોકપ્રિય નામ ગુર્જર વાંચકવૃંદથી અજાણ્યું નથી. એમની સાહિત્ય-કીર્તિ અખંડ તેજથી ઝળકતી રહી છે. નાટક, કથા, ટીકા, પિંગળ આદિ વિદ્વતાભર્યા ગ્રહી ડઝન ગ્રંથોથી ગુર્જર સાહિત્યની જે ઉત્તમ સેવા આ વિદ્વાન ગૃહસ્થે કીધી છે તે માટે ગુર્જર પ્રજા એમની બહુ આભારી છે. મર્હુમ મી. કાબરાજીની સાથે રા. રા. રણછોડભાઈને નિર્મળ મિત્રભાવ હતો, અને એ બન્ને પ્રસિદ્ધ લેખકો ન્હાનપણથી એક બીજાના વખાણનાર હતા. એવી લાંબા કાળની અખંડ મિત્રતાનો સબળ સાક્ષી આ નિર્મળ ઉભરા અને લાગણીઓથી ભરેલુ એમનું કાવ્ય છે. રાજ્યકાર્યનો ભાર વહન કરવા છતાં એ વિદ્વાન ગૃહસ્થે મિત્ર પ્રતિનો પોતાનો જે ધર્મ બજાવ્યો છે તે એમને બહુ માનદાયક છે. આ કાવ્ય તેના સરળ ઉભરા માટે બહુ રસમય લાગે છે. એમાં મી. કાબરાજીના જીવનનો ઈતિહાસ ટુંકમાં પણ સ્પષ્ટ રીતે કોતરાયો છે, અને રા. રા. રણછોડભાઈ મી. કાબરાજીની જિંદગીના કેવા બારિક અભ્યાસી છે તે તથા તેમની "સ્નેહ-પ્રદર્શક મુદ્રા" એમના "સ્નેહિ હૃદય" માં કેવી "સદા વિરાજી" રહેલી છે તે સર્વ જોતાં આપણે એ વિદ્વાન લેખક પ્રતિ માનપૂર્વક નજરથી નિહાળીએ છીએ.

—તંત્રી, "કાબરાજી સ્મૃતિ" ]*

× × × ×

[ સવૈયા એકત્રીસા ]

ધાર્મિક જનનું મરણ થાય તે મરણ નહિ પણ શાન્તિ મનાય,
પાછળનાને દુઃખરૂપ લાગે, જનારને સુખ સાધન થાય;
ત્યારે ખેદ ન કરવો ઝાઝો, શ્રેય સાધના જેમ સધાય
તેમ સાધીને સુખ માનવું, ઉત્તમ એવી રીતિ ગણાય. ૪

× × × ×

જ્યોતિ જ્યોતિમાં મળી જવાથી જ્યોતિરૂપ બન્યા જો આપ,
જન્મ મરણનો ફેરો ટળિયો, શુભ કરણીનો એજ પ્રતાપ;
આમ બનેલું હશે, ભાઈ! તો ટળ્યો સ્નેહી સૌને સંતાપ,
અમ કેરી પણ એવી ઈચ્છા, એકમ પામવા જપિયે જાપ. ૬
જ્ઞાન અને અનુભવની સાથે, ઓળખ પડતો ધરી આકાર,
જો વિચરતા હો, વીરા, તો જુવો સ્નેહી જ્યાં જ્યાં સાકાર;
ખાંતે ખોળો, જણવો જગમાં જે નિપજિયા વિવિધ પ્રકાર,
દેશદાઝ દિલમાં દાખીને, સાધો સાધન જે સુખકાર. ૭

* "કાબરાજી-સ્મૃતિ"–તંત્રી પે. ખ. તારાપોર ૧૯૦૫.

[ આ કવિતામા આવેલી જૂદી જૂદી કડીઓની નીચલી ટીકા રા. રણછોડભાઈએ પોતે જ કીધી છે અને તેમાનો કેટલોક ઐતિહાસિક વૃત્તાંત જાણવા જેવો છે. તંત્રી. ]

૭. જો તમારી પરમાત્મા સાથે એકતાન થઈ હોય અને તને ઓળખાઓ એવો તમારો દેહ ધારણ કરીને તમે બીજી દુનિયામાં વિચરતા હો, તો તમારા સ્નેહિયો, તમારી પેઠે જ દેહ ધારણ કરીને ફરતા હોય તેને ખોળી કહાડો, અને આ પૃથ્વી ઉપર નાના પ્રકારના બનાવ બનેલા તમારા જોવામાં આવ્યા હોય તેનું વર્ણન કરી બતાવો, અને આપણા દેશની દાઝ દીલમાં રાખીને જે સુખનાં સાધન હોય તેની સાધના કરો.

ચડતી પડતી સૌની થાતી, અનુભવ્યો એ નિયમ અપાર,
કહો નિયંતા[1] સમિપ થઈને "સુખનો દો સોપી ભંડાર."
પ્રીતી બહુ રીતિ ઉલટાતાં, ફગો ન કાંઈગો સારો સાર,
'સહાય થાજે સ્વામિ દાતા' એમ વીનવો વારંવાર. ૮
'વારો આપો વા'રે ચડીને, તારો જી, તારણ હેનાર,'
એમ મળી સૌ પ્રભુ પ્રાર્થના કરો, કરણ ધરશે કિરતાર.
જો નહિ પ્રભુની સા'ય થશે તો અવની અટવાશેજ અપાર,
મરકીને રણ યુદ્ધ મચ્યે છે, માર ઉપર[1] વળી તેનો માર. ૯
લોભ પાપનું મૂળ, તોય પણ લોભે લાખો કતલ કરાય,
થોભ ન પગ પણ એક કરે વળી, લે લેનો માંડયો અન્યાય;
લઈ લે છે નબળાનું જે તે, એ કો'ના ઘરનો છે ન્યાય,
એનો આગો ત્યારે આવે, ખાળે પ્રભુ ત્યારેજ ખળાય. ૧૦
એક કાજ આ અવની ઉપર, કેવા કેર બને બહુ વાર,
ઘાણ વળે લાખો લોકોનો, તોપણ દિલમાં નહિ દરકાર;
સ્વારથ પોતા સાધી સેવા ખુન કરાવે કોટી હજાર,
અવનીમાં અંન્યાય અતિશય, તેનો કો ન મળે પૂછનાર. ૧૧

× × × ×

કૈખુશરો! કયી વસુધા વશિયા? ભૂપરના તજી દઇને ભોગ,
આજ થયું છે વર્ષ તોય પણ, લાજે સૌને તુજ વિયોગ;
ઉતાવળ શા માટે કીધી! શ્યો યોજ્યો છો હવણાં યોગ?
તે જાણું તો "ઠીક કરયું" કહું, નહિ તો લેવો'તો નહિ જોગ. ૧૩

[1 નિયમમાં રાખનાર, ઈશ્વર]

૮. આ જગતમાં સર્વની ચડતી પડતી થાય છે. અમારી સારી રીતિ ઉલટાઈ જવાથી અમને નાના પ્રકારની પજવણી થઇ છે. અમારો હવે વારો આવ્યો તો સુખનો ભંડાર અમને સોંપો, એવી, કૈખુશરો! તમે સરજનહારની પાસે જઈને અરજ કરો. તેની પ્રાર્થના કરો કે અહો પ્રભુ, જો તમે સહાય થશો નહિ તો આખી પૃથ્વી અટવાઈ જશે; કેમકે નાના પ્રકારના યુદ્ધ અને મરકીનો માર ઉપર માર ચાલી રહ્યો છે.

૯-૧૦-૧૧. આ પૃથ્વીના પ્રાણિયોના લોભનો પાર નથી તેમના લોભને લીધે નિરપરાધી લાખો પ્રાણિયો કતલ થઇ જાય છે. તેમણે તો જે આવે તે લઈ લેવાનો જ વેપાર માંડયો છે. પ્રભુ! આવી રીતને તું ખાળશે તો જ ખળશે. પોતાનો સ્વારથ સાધવાને કરોડો માણસનાં ખુન કરાવે છે તેને કોઈ પૂછનાર નથી. અન્યાય બહુ ચાલે છે. લોક કુંડાં કૃત્ય બહુ કરે છે અને મરીને પાછા ફરી ફરી અવતરીને અટવાયાં કરે છે. આવા મામલામાં જે કસોટીમાં ઓછા ઉતરીને ચાલ્યા જાય છે તેને માટે શોક નથી.

૧૩. કૈખુશરો! તમે આ પૃથ્વીના ભોગ તજીને બીજી કઇ પૃથ્વી ઉપર વસ્યા છો, ત્યાં શી યોજના ધારી છે તે જો કહો તો અને હું જાણું તો "ઠીક કર્યું" એમ કહું. જો એમ ન હોય ત્યારે તો તમારે જોગ લેવો ન હતો.

"ઉંદર નવ ચગવી શકનારે, સિંહ ચલાવ્યા ચાલ્યા જાય,
વાહ! વાહ! સૌ વાટે ઘાટે આર્યજનો કરતા હરખાય."
હતો આપણો લોભ-બોધની સાથ ગમ્મતનાં નાટક થાગ,
બનતું તે ગાટે બહુ કીધું, યશ તારા તે માટ ગવાય. ૨૭
ઓખાહરણ તણો ઑપેરા કાં પૂરો કીધો નહિ કેમ?
જોસ ચડાવ્યો જાણી લીધો, ત્યારે ઉંચો મૂક્યો એમ!
કેવો તારો વિવેક વીરા! એ વાતો મેં જાણી જેમ,
કારણ તારું હવણાં જાણ્યું. નાતમ તેં જાળવિયો નેમ. ૨૮
મેં જાણ્યું તેં તહીં જઈને નાટકનો રંગ્યો છે રંગ;
પૈસા માટે ઘેલા થાતાં ભલે થાય નીતિનો ભંગ,
એ અણગમતાં એવા જનનો ઉંચો મૂકી તજિયો સંગ,
નીતિમય નાટકમાં મચિયો, દોરીને કરવાને દંગ! ૨૯
'સ્ત્રીબોધે' બોધેલી અબલા ત્યાં આવેલી તણો જમાવ
અવર ભલીને ભેળી કરીને, દુર્જ પરનો બનલાવ્યા ભાવ;

સમજાવીને પાછા તો કહાડયા પણ ફરી આવીને કુંડની પેઠે વળગ્યા. મે તેમને 'લલિતા દુ:ખદર્શક'ની ચોપડી આપી, પણ તેમનો હેતુ તો હુ 'બાણાસુર મદમર્દન'( ઓખા હરણ નાટક ) લખતો હતો તે લેવાનો હતો. મે તેમને તે આપવાની સાફ ના પાડી અને ભજવવા યોગ્ય 'લલિતા દુઃખદર્શક' ટુકુ કરીને આપ્યું અને કહ્યુ કે "તમે લઈ જાઓ છો તો ખરા પણ તમને ભજવી બતાવવાની તાલિમ કોણ આપશે?" મે મી. કેખુશરોની પાસે જવાનુ કહ્યું, અને તેમણે તેમની પાસે જઈને તેમને વિનવ્યા. તેમની નજરમા પણ આશ્રય આપવા જેવું આવ્યુ, તથાપિ શુદ્ધ ભાષા જાણવાવાળા મહેતાજીઓ જ્યારે રગભૂમિ ઉપર દેખાવ દેશે ત્યારે પારસિયો કદાપિ ભાષામા પછાત પડશે એમ તેમને લાગ્યુ; પણ તેઓ જ્યારે આ વિષે મને મળ્યા અને અમારે આ વિષે વધારે વાત થઈ ત્યારે એમને પણ લાગ્યું કે બે મડળીને ચડશા ચડશી થશે; એટલે પારસિયોને શુદ્ધ ભાષા શીખવાને વધારે કાળજી રાખવી પડશે, તેમા તેમને લાભ થશે; પણ જ્યારે માલિકો સાથે તેમને વાત થઈ ત્યારે પૈસાની બાબતમા તેમને હાનિ થવાની એ વાત તેમના મન ઉપર તેઓ વધારે ઠસાવી શક્યા, તેથી છેવટે મહેતાજીઓએ પોતાને ફાવ્યુ તેમ કરી બહાર પડયા.

ચુકરજી—આ મહેતાજી ઉપર કાવસજી અને હોરમસજી નારાજ થયા હતા ને હવે ત્યાં તમારી સમક્ષ સમાધાન થતા મળી ગયા છે? વળી તે બેને તમે જણાવ્યું કે એ ગુજરાતી નાટક મડળી તો હજી પણ રગ મચાવી નામ રાખી રહી છે?

૨૮. ઓખાહરણનો ઓપેરા—ગુજરાતી નાટક મડળી 'બાણાસુર મદમર્દન'(ઓખાહરણ નાટક) ભજવતી હતી તે ઉપરથી નાટક ઉત્તેજક મડળીવાળાને એથી ચડિયાતુ એજ વિષયનું નાટક કરી બતાવવાની હોસ થઈ હશે અને તેમને માટે એ ઓપેરા લખવા માડયો હોય, પણ કદાપિ તે મારા લખેલા નાટકની સામે લખેલો ગણાય એમ સમજી તેઓએ અપૂરો મૂકયો હોય. એ ઓપેરા કરી અયોગ્ય ગણવા સરખું કામ નથી, કારણ કે નાટક અને ઓપેરા એ જુદી ચીજ છે તો પણ અમારી મિત્રાચારીના સંબધને લીધે લોકોની દૃષ્ટિએ ઠીક દેખાય નહિ એમ તેઓએ માન્યું હોય તેથી કદાચિત એ કામ તેમણે ઉચું મૂકયુ. અને મારા પ્રતિ સ્નેહભાવની વિશેષ લાગણી એમણે પ્રદર્શીત કરી એમ હું માનુ છું.

શેકી રાખ્યો તુજને તેણે, ગમતો જાણી કાર્ય સ્વભાવ?
કુંવરબાઈ ને જરબાનુ શું ત્યાં કરવા ધાર્યો નિભાવ? ૩૦

ઉતાવળ જાવા ક્યમ કીધી તેનું કારણ નહિં કળાય,
હતું કામ અહિંયાં બહુ તારૂં, પણ ખાંતીલા કેમ ખળાય?
ખામી તારી જ્યાં ત્યાં જોતાં અતિ અંતરની ઝાળ બળાય;
ઉજવળ થાને કામ ઉપાડયાં, લીધાં ચિત્ત તો કેમ ચળાય? ૩૧

મતમાં ભેદ પડ્યો ભંખાયો, એનો આવ્યો અંતર ક્લેશ?
સૌ વાતે મત મળતા તુજને, એવો કો શોધ્યો છે દેશ?
કલમ કરીને જંગ મચાવા, અવર કામ પકડ્યું કો બેશ?
અવની પર કરવાનુ કરીને, વિશેષ માટે લીધો વેશ? ૩૨

અવળી અવની અળગી કીધી, વિવેકની લાગે એ વાત,
પણ ત્યાં શા માટે વિચર્યા છો, કેવી મેળવવાને ખ્યાત?
ત્યાં છે અહિના જેવી અવળી જૂદી જૂદી ઝાઝી જાત?
ભિન્ન ભાવના, કોપ, તકરારો, એવી ત્યાં છે ભૂંડી ભાત? ૩૩

બ્રહ્માએ બ્રહ્માંડ રચ્યાં બહુ રૂડી રાખી હૃદયે નેમ,
તેને તુ વિનવીને, વીરા! અકળાઈને પૂછી જે એમ-
"ભૂંડાથી ભરપૂર કરેલી આ અવની કીધી તેં કેમ?
કર રૂડી રીતે રૂડાં ને વસવા યોગ્ય બને એ જેમ!" ૩૪

જન મંડળ સૌ રૂડું થાવા, રૂડા જનનો કરતુ શોધ;
અહિં આવે રૂડા જન પાછા, એવો સૌને કરજે બોધ;
ઝાલાજી ને ઓઝા ક્યાં છે? મણી૦ હરિ૦ને શોધી રોધ,
વિલાયતી પણ આર્ય આપણા, એ સૌ કોને ખુબ પ્રબોધ. ૩૫

---

૩૦. કુવરબાઈ—કેખુશરોના પત્ની. જરબાનુ—કેખુશરોના વડા પુત્રી.

૩૫. ઝાલાજી—ગોકળજી સંપત્તિરામ ઝાલા—જૂનાગઢના માજી દિવાન, જેઓ સારા વેદાન્તિ હતા અને રાજપ્રકરણીય કામમા નિપુણ હતા, જેઓએ કેખુશરોની લોક પ્રતિની સેવા ઉપરથી રાજી થતાં તેમને રૂ ૧૦૦૦) પોશાકના આપવા માંડેલા તે તેમણે લીધા નહિ, તેથી તેમના ઉપર તેઓ બને રાજી થયા હતા અને તેથી સારો ભાવ રાખતા હતા.

ઓઝા—રા. રા. ગૌરીશંકર ઉદયશંકર ઓઝા, સી. આઈ ઈ જેઓ ભાવનગરના કુશળ દિવાન હતા અને પછવાડેથી સંન્યાસી થયા હતા.

મણી૦—દિવાન બહાદુર મણીભાઈ જશભાઈ જેઓ કચ્છના અને પછી વડોદરાના દીવાન થયા હતા; પેન્શન લીધા પછી જેઓ મુંબઈમા વસીને સુધારાના કામમાં આગેવાની કરતા હતા અને સ્ત્રી કેળવણી વિષે અંગ્રેજી ભાષામા લખાણ કર્યું છે તે.

હરિ૦—રા. રા. હરિદાસ વિહારીદાસ દેસાઈ, નડીયાદના. જેઓ વઢવાણમા અને વાંકાનેરમા એડમિનિસ્ટ્રેટર હતા તથા ઈડર અને જૂનાગઢમાં દીવાન થયા હતા, અને જેઓ કુશળ રાજપ્રકરણીય હતા તે.

વિલાયતી ઇ૦=ગ્રેટબ્રિટનના સદ્‌ગૃહસ્થો જેમણે ભરતખંડના માટે કાળજી રાખેલી છે તે સર્વે,

# કેખુશરૂ કાબરાજી

લેખક : રવાવખ્શ મા. બાઠા.

**Lives of great men all remind us :**
**We can make our lives sublime,**
**And departing leave behind us**
**Foot-prints on the sands of time.**
—LONGFELLOW.

**જ્યારે** જ્યારે મહાન માણસો આ ફાની જહાનમાંથી કુચ કરી જાય છે, ત્યારે તેઓનાં કામોના પડઘા વરસો સુધી આ અવનિપર ગણુ ગણુ કરતા રહી જાય છે, અને તેઓની પછવાડે આવનારી ઓલાદ પર આ ગણગણાટની અસર થયા વગર રહેતી નથી. ઈંગ્લાંડનો એક મહાન લેખક થોમસ કારલાઈલ કહી ગયો છે તેમ "History is the biography of great men." ઈતિહાસ શીખવો એ મોટા માણસોની સદ્‌ગુણી જિંદગીની નકલ કરી તેઓને પગલે ચાલવા બરાબર છે. તેજ પ્રમાણે મી. કાબરાજીની જિંદગીનો હેવાલ વાંચવો એ તે વખતની જરથોસ્તી કોમનો આખો ઈતિહાસ રજુ કરવા બરાબર છે.

૨૫ મી એપ્રિલ ૧૯૦૪ને દિને જે વખતે મરહુમ કેખુશરો નવરોજી કાબરાજી આ ફાની જહાન છોડી ગયા તે વખતે કોઈને સ્વપ્ને પણ ખ્યાલ હતો, કે તેઓએ રોપેલા બીનું ઝાડ આટલું જલદીથી ફળ આપતું થશે ? આ મહાન નરે જે બી વાવ્યાં હતાં તેનાં ફળ ચાખવાને માત્ર જરથોસ્તી જ કોમ નહિ પણ હિંદુસ્તાનની બીજી ભાઈબંધ કોમો પણ તે મીઠાં ફળ ચાખવા ભાગ્યવંતા નિવડી છે. જરથોસ્તી કોમની અંદર એવાં ઘણાં થોડાંક મહાન માણસો થઈ ગયાં છે કે જેઓની જીંદગી અને કામોએ હિંદુસ્તાનમાં વસતી એકથી અનેક કોમો પર પોતાના કાર્યનો મજબુત છાપ પાડ્યો હોય. અને તેમાંના એક તે કેખુશરૂ કાબરાજી હતા.

## કેખુશરોનું બાળપણ

સને ૧૮૪૨ ના સાલના ઑગસ્ટ મહીનાની તા. ૨૧ મીએ જુના મુંબઈના કોટમાં ગોળવાડની ગલીમાં ગરીબ સંજોગોમાં એક બાલકનો જન્મ થયો હતો. કોઈને પણ તે વખતે ખ્યાલ ન હતો કે આ બાળક આગળ ચાલતાં આખી જરથોસ્તી કોમનું નામ અનેક દીશાઓમાં પ્રકાશિત કરશે.

આ બાળક કંઈ આજના જેવી યુનિવર્સિટીની કેળવણી મેળવવાને ભાગ્યશાળી થયો ન હતો: તેના શિક્ષણની શરૂઆત તે જમાનાના એક સાધારણ "મહેતાજીની નિશાળ" જે વોહરા મસજીદના મોહલ્લાના એક ઘરના ઓટલા પર હતી ત્યાં થઈ હતી ત્યાર પછી તે વખતના જાણીતા મહેતાજી મોરલીધરના હાથ હેઠળ તેણે થોડોક અભ્યાસ વધારી ત્યાંથી સર જમશેદજી જીજીભાઈ ઈન્સટીટયુશનમાં દાખલ થયો ને ૧૮૫૩ માં તેજ સ્કુલમાં અંગ્રેજી શીખવાનું શરુ કીધું. પાંચેક વરસ ત્યાં કાઢ્યા પછી ને ફક્ત પાંચેક અંગ્રેજી ચોપડી શીખી લઈ કેખુશરોએ ૧૬ વરસની ઉમરે પોતાની નિશાળને છેલ્લી સલામ કીધી. આટલા થોડા શિક્ષણ પછી તેઓએ કેળવણીની તે મોટી નિશાળ જેને આપણે દુનિયા કહીયે છીયે, તેમાં પોતાની જિંદગી શરુ કીધી. ૧૬ વરસના એક જુવાન છોકરા તરીકે પણ, કેખુશરૂ ઘણું સરલ ગુજરાતી ગદ્ય ( Prose ) લખી શકતા હતા ને કોઈ કોઈવાર કવિતાઓ પણ રચતા હતા જે સાધારણ કરતાં ઘણી ઉંચ પ્રતિની કહી શકાય. આવી સરલ ભાષામાં પોતાના વિચારો દર્શાવવાની જે શક્તિ કેખુશરૂ પોતાના આપબળે મેળવી શક્યા, તેના જ પ્રતાપથી પોતાની બાકીની જિંદગીમાં તેઓ છાપાઓમાં એક

ઘણા સરસ લખનાર તરીકે વખણાવા લાગ્યા, ને પોતાની જિંદગી છાપા સાથેના સબંધમાં જ ગુજારવા લાગ્યા.

## "જામે"માંથી "રાસ્ત ગોફતાર"માં

૧૮૫૯ માં મી. કાબરાજીએ ૧૭ વરસની ઉંમરે "જામે જમશેદ" ના એક રીપોર્ટર તરીકે કામ શરૂ કર્યું ને લાંબો વખત ગયો નહિ તેટલામાં તો તે જ પત્રના એક જોખમદાર અધિપતિ તરીકે નિમાવાને ફતેહમંદ થયા. 'જામે જમશેદ'ના વિચારો સાથે એકમત નહિ થઈ શકવાથી અને કેખુશરૂ દરેક બાબત પર આગળ પડતા વિચારો ધરાવતા હોવાથી આ પત્રના અધિપતિપણા પર ચાલુ રહેવાનું તેઓ માટે અશક્ય થઈ પડયું, અને હવે તેઓ "રાસ્ત ગોફતાર" ના અધિપતિ તરીકે નિમાયા કે જે હોદ્દો તેઓએ ૪૦ લાંબાં વરસો સુધી ઘણી જ નામના સાથે દીપાવ્યો. રાસ્ત ગોફતારના અધિપતિ તરીકે કેખુશરૂના એ પત્ર સાથના સંબંધનું વર્ણન કરવું તે પારસી કોમનો ૪૦ વરસ સુધીનો સામાજીક ધાર્મિક અને આર્થિક ઈતિહાસ લખવા બરાબર છે. તે વખતમાં પારસીઓમાં અથવા તો હિંદુસ્તાનની બીજી ભાઈબંધ કોમોમાં એક પણ રાજદ્વારી ધાર્મિક અથવા તો સંસારી સવાલ ઉભો થતો ન હતો કે જેમાં મી. કેખુશરૂ પોતાની તેજસ્વી કલમ ચમકાવતા નહિં. એક સંસાર સુધારક તરીકે કેખુશરૂને જુના વિચારો ધરાવતા માણસો તરફથી અનેક મુશ્કેલીઓ નડી, પણ એક બહાદુર લડવૈયાની જેમ તેવી મુશ્કેલીનો ખ્યાલ ન કરતાં મી. કેખુશરૂએ પોતાના વિચારો ધપાવવા માંડયા.

રાસ્ત ગોફતાર ઉપરાંત 'સ્ત્રીબોધ'ના અધિપતિ તરીકે કાબરાજીનાં લખાણ એટલાં વખણાયાં હતાં કે તે વખતના બે જાણીતા લેખકો મી. ખંબાતા અને મી. દેસાઈએ તેમના લેખણની જાદુઈ અસર માટે વારંવાર ઈસારા કર્યા હતા, તે જાદુઈ અસર કે જે કોમમાં તથા દેશમાં કુધારા, કુચાલ અને કુબુદ્ધિને પાછલ હઠાવીને સુધારા સદ્‌ગુણ અને સુશિક્ષણનાં પગલાં આગળ પાડયાં છે. મી. કાબરાજીએ શિક્ષણની શરૂઆત કેટલી મજબુત કીધી સ્ત્રી અને સ્ત્રી જાતિનો દરજ્જો કેવી રીતે આગળ વધાર્યો તે તો કાબરાજીની સાથે જે કોઈ સબંધમાં આવ્યું હોય તે નોંધ્યા વગર કદી પણ રહે નહિ. તે વખતમાં સ્ત્રી અને મરદો ઘરની બહાર કદી પણ સમાગમમાં આવતા હતા નહિ કાબરાજી પહેલા જ જરથોસ્ની હતા કે જેઓએ આ બાબત મજબુતાઈથી ઉપાડી લઈ, પોતાના કુટુંબની જ સ્ત્રીઓને જાહેર જિંદગીનાં સઘળા કાર્યોમાં પોતાની સાથે લઈ જવા લાગ્યા. આજે જ્યારે સ્ત્રીઓ એક બાબતમાં નહિ પણ સઘળી બાબતોમાં મરદોના જેટલો જ સરખો હીસ્સો માંગવાને માટે ચૂકતી નથી, ત્યારે તેઓમાંનાં કેટલાંને ખબર છે કે સ્ત્રી જાતિના હક્કોની લડત કરનાર અને તે હક્કોનો સ્વીકાર કરાવનાર મી. કાબરાજી પહેલા જ જરથોસ્તી હતા !

## મી. કાબરાજીની સેવાઓ

રાસ્ત ગોફતારના અને 'સ્ત્રીબોધ'ના અધિપતિ તરીકે મી. કાબરાજીએ ખાસ કરીને પારસી કોમના ભવિષ્ય ઉપર ઉમદા અસર ઉપજાવી છે. પોતાની કોમની ધાર્મિક, સંસારી, સામાજીક તથા માનસિક જિંદગી સુધારા અને રોશનીના રાહમાં દોરવાને તેઓએ મહાન પ્રયત્નો કીધા છે.

દેશી પ્રજામાં ઉંચા સાહીત્યનો શોખ ખીલવવામાં, ઉંચાં નાટકોની ભુખ ઉપજાવવામાં, ઉંચા સંગીતની તરશ કરાવવામાં મી. કાબરાજીએ બુલંદ કોશેશો કરી છે.

પ્રજાના મનની અને શરીરની કેળવણીને લાભકારક દરેક કામને, તેઓએ પોતાના પત્રની કતારોમાં હીલોળાભર્યો ટેકો આપ્યો છે,

હિંદુ કોમમાં દાખલ થવા ઘટતા સંસારી સુધારાઓને મજબુતી આપવાને,–બાળ લગ્નની નુકશાનકારક ચાલ દૂર કરવાને, વિધવાઓની વિપત્તિઓનું તારણ કરવાને, પુનર વિવાહ સામેની વિરુધતા બેસાડી દેવાને મી. કાબરાજીએ પોતાની જોશભરી કલમ સદા આગળ ધરવાની હીંમત દેખાડી હતી.

દેશીઓને આપવામાં આવેલા સ્થાનિક સ્વરાજ્યના અમુલ્ય હકની જાળવણી અર્થે મી. કાબરાજીએ મુંબઈની મ્યુનીસીપલ કોર્પોરેશન તેમજ દેશાવરના શહેરી સમાજોના વહીવટને ઘટતે રસ્તે દોરવાને "રાસ્ત ગોફતારની" કટારોમાં ઉંડી કાલજી બતાવી છે. ૨૧ વરસ સુધી મુંબઇમાં મ્યુનીસીપલ કોરપોરેટર તરીકે અને સ્ટેન્ડીંગ કમીટીના સભાસદ તરીકે એમણે શહેરીઓના હકોને માટે જે મજબુત લડત ચલાવી હતી તેવી મજબુત લડત કોરપોરેટર તરીકે, ઘણા થોડા અપવાદ સીવાય, કોઇએ જ ચલાવી હશે. આજે ગરીબ માણસોનું હિત હૈયે ધરી દારૂબંધી શરૂ કરવામાં આવી છે, પણ વરસોની અગાઉ કેખુશરૂએ કોરપોરેશનના એક સભાસદ તરીકે ગરીબ માણસોની અંદર કોકેન ખાવાની જે નાશકારક બદી વધતી જતી હતી તે અટકાવવાને મજબુત લડત ચલાવી હતી, પણ કોરપોરેશને તે પર ધ્યાન ન આપવાથી કેખુશરૂએ લડત સરકાર સાથે સીધી ચલાવી. ગવરનર લોર્ડ નાર્થકોટને પોતે મલવા ગયા ને પોતાની તકરારોની મજબુતાઈ પુરવાર કરી આપ્યાથી સરકારી આબકારી ખાતાને કોકેન વેચનાર ઉપર ફોજદારી કામ ચલાવવાની સત્તા આપવામાં આવી સમાજને લગતો એક પણ સવાલ કોરપોરેશન આગળ એવો નહિં આવતો કે જેમાં કેખુશરૂ ભાગ નહિં લે.

કેખુશરો કાબરાજી પહેલા જ હિંદીવાન હતા કે જેઓએ હિંદુસ્તાની મ્યુઝીક (સંગીત) ને-ઉંચે દરજ્જે લાવવા અનેક કોશીશો કરી હતી તે વખતે હિંદુસ્તાની મ્યુઝીક હલકા પેશાની સ્ત્રીઓની હકુમત ગણાતી હતી. મી. કાબરાજીએ આ દિવ્ય હુનર ( Divine Art ) આવાં માણસોના હાથમાંથી છોડવી તેને પારસી ઘરોમાં એક ઉંચુ સ્થાન આપ્યું. મી કાબરાજીની આ મહેનતનાં ફળ આજે ઘણાં પારસી હીંદુ અને મુસલીમ કુટુંબ ચાખતાં દેખાય છે. મી. કાબરાજી ઇંગ્લીશ મ્યુઝીકમાં પણ ચોક્કસ દરજ્જે પ્રખ્યાતિ મેળવવા ભાગ્યવંત નિવડયા હતા હિંદી નાટક તખ્તા ઉપર તે વખતે જે ચોક્કસ બિન ઇચ્છવા જોગ તત્ત્વ વારંવાર જોવામાં આવતાં હતાં તેને માટે પણ મહેનત કરી મી. કાબરાજીએ હિંદી તખ્તાને એક ઉંચું સ્થાન આપ્યું.

દેશી છાપાની પ્રતિષ્ઠા વધારવામાં, તેને જેમ સ્વતંત્ર તેમજ મર્યાદશીલ રાખવામાં અને એક વર્તમાનપત્ર કેવી રીતે ફક્ત સાધારણ લોકોની ચાલતા વખતની બેખબર લાગણીનો પડઘા પાડનાર વાજીંત્ર તરીકે જ નહિ, પણ પ્રજાના સાચ્ચા લાભો હિંમતથી દેખાડી આપનાર રાહબર તરીકે ચલાવવું જોઇએ તેનો વ્યાવહારિક ખ્યાલ આપવામાં મી. કાબરાજીએ હિંદ દેશની એક અમર સેવા બજાવી છે.

૧૯૦૨ માં તેમની આગેવાની હેઠળ "જરથોસ્તી લગ્નોની બેતેબરી જાળવવાની મંડલી" ઉભી થઈ. પારસીઓમાં વધી પડેલી "રીતની ભીખ" માંગવાની બદીને કાઢી નાખવા માટે અને કોમની લાગણીને એ નાપસંદ તથા નુકશાનકારક ચાલની સામે જાગરૂત કરવા માટે મી. કાબરાજીએ ૪ અગત્યનાં ભાષણો આપી ઉપલી પારસી કોમ માટે અગત્યની મંડલી સ્થાપવા ભાગ્યવંતા થયા. તેજ પ્રમાણે કાબરાજીની જરથોસ્તી કોમને માટે ધાર્મિક તથા સંસારી સુધારા માટેની જીકરો સઘળાને જાણીતી છે.

રાસ્ત ગોફતારના આ માજી અધિપતિની

આપ-અખત્યાર અને સ્વતંત્ર વલણ સૌ કોઈ જાણે છે. ભલા ધનેતરને ધ્રુજાવનાર તે માસે-તોજાર લેખક પર એકજ લાગવગ અમલ કરતો હતો. તે લાગવગ પોતાની કોમને માટેનું અભિમાન—પોતાના હોવાનું માન અને પ્રતિષ્ઠા આ સદા તેમને હૈયે હતા. કાબરાજી ફક્ત વિચારથી અને વચનોથી જ નહિ પણ કામોથી કોમની સેવા બજાવનાર લડવૈયા હતા. તેઓ કદી પણ ભુલતા નહિં હતા કે "reform, like charity, begins at home." અને તેટલા માટે ખુદ પોતાનાં વહાલાં કુટુંબને જે સુધારો તેઓ જરથોસ્તીઓમાં દાખલ કરવા માગતા હતા તે સુધારાના અમલ હેઠળ મૂકવા માટે જરાકે અચકાતા હતા નહિ. મી. કાબરાજીની એક બીજી ખુબી એ હતી કે એઓ અંધેરના કટ્ટાવેરી હતા. તેઓ પોતાના મીનોનાબી રાખ રખાવત વગર, કશી અંધેર પોતાને માલમ પડે, તો સ્વતંત્રપણે તે જાહેર કરી દેતા.

આપણે ઉપર જોયું તે પ્રમાણે કેખશરૂ કાબરાજી પોતાની જીંદગી દરમ્યાન પોતાની ઉમંગી અને ઉત્સાહી કારકીર્દી એકજ શબ્દમાં રોકવતા ન હતા; પણ અનેક દીશાઓમાં, અનેક બાજુએ, અનેક જાતના સખાણો કરી જ્યાં ત્યાં તેઓને અંધકાર દેખાતો હતો તે દૂર કરી ત્યાં જ્ઞાનનું અજવાળું લાવવા અથાગ મહેનત કરતા.

આવા એક દૂરઅંદેશ, ઠરેલ, કાબેલ અધિપતિ, હીમતવાન સંસારસુધારક, બાહોશ કોરપોરેટર, માનીતા નાટકકર્તા, નોવેલીસ્ટ, ઉત્કટમંદ સંગીતકાર, સ્ત્રી કેળવણીના મજબુત હીમાયતી અને મુંબઈ શહેરની સેવા લગભગ ૪૦ વરસ સુધી બજાવનાર, તેની ઉન્નતિ હૈયે ધરનાર વીરલા પોતાની પાછળ એક એવું નામ મુકી ગયા છે કે જે માત્ર પારસી કોમજ નહી પણ મુંબઈની સઘળી કોમો પોતાનો કિંમતી વારસો (inheri ance) ગણશે તથા આ ઇન્ડીયન વીરલાની જન્મ શતાબ્દી (centenary) સાથે મળી ઉજવી આજના ઉગતા જમાનાને પુરવાર કરી આપે કે સ્વ કેખશરૂ કાબરાજી પોતાની પાછળ જે traditions મૂકી ગયા છે તેનો પડઘો હજી મુંબઈની સઘળી પ્રજાઓમાં ચાલુ પડતો રહે છે.



# વાજાં બેહેકલ હોય તમને તો ધિક્કારે

લેખક જહાંગીર અ. દેશાઈ.

( કાવ્ય ૭૮ )

નવરોજીના સુત, કેખુશરો કાબરાજી;
કાર્યશક્તિ અદ્ભુત, સુધારા માટે ગાંઝી.
કારમી જે ગરીબાઈ, એમાંથી જન્મ લીધો;
એના ડંખથી ત્રાહી, કદી ના વીરો બ્હીવો
નાની ઉમરથી શોખ લેખન કળાનો લાગ્યો;
તંત્રીપણાનો યોગ પંદરની વયપર જાગ્યો.
"પારસી મિત્ર" છે નામ, અડવાડિક પેપરનું.
ચારજ રૂપરડી દામ મહિને ઍડીટરનું
બે વર્ષ વીત્યાં ત્યાર "જામે" એને બોલાવે,
ચાલીસતણો પગાર આપી દઈ લલચાવે.
ગાળ્યાં વર્ષ અહીં ચાર, અંતર અવાજ દબાવી,
લીધું "રાસ્ત ગોફતાર," સુધારા પક્ષની ચાવી.
વરસો બેતાલીસ એમાં સુસેવા આપી;
લેખો લાખણુ મિષ કુધારાની જડ કાપી.
મધ્યમ નીતિને ગ્રહી વહેમ પર પ્રહાર કીધા;
મધ્યમપણાથી રહોય એમના સૌ વિચારે
વાર્તાથી પંકાય કાબરાજી હજી આજે
હિંદી "ડીકન્સ" થાય વાંચકવૃંદ સમાજે
નાટક લખી વિશેષ રંગભૂમી ઉદ્ધારી;
વસ્તુ લઈ હંમેશ વીર, ઈરાન, સંસારી
સુધારા જે જે કીધ ઘરથી જ પહેલ કરાવે;
"દારાશાનાં" સિદ્ધ નિજ સંસાર શોભાવે.
કાઢયુ વળી "સ્ત્રીબોધ" સ્ત્રીઓ કેળવવા કાજે,
ઉત્સાહનો એ ધોધ ધર્યો ધરાય ના સાજે.
લેખક હિંમતવાન સરોપરો નહિ રાખે;
મુશ્કેલ સહુ આસાન આત્મબળે કરી નાખે.
પારસી કોમનો સ્થંભ ગયો એ સેવક સાચો;

# કેખુશરો કાબરાજી અને 'રાસ્ત ગોફતાર'

## એકસોમી જન્મતિથિના પ્રસંગે એમના જીવન ઉપર ઉડતી નજર

લેખક : ડુંગરશી ધ. સંપટ

**પારસી** કોમે આપણાં હીંદની મોટી સેવા કરી છે. એ સંખ્યામાં નાની પણ ગુણે મોટી કોમે હીંદને અનેક મહાન પુરુષોની ભેટ આપી છે હીંદમાં શરાફો, ઉદ્યોગપતિઓ, પહેલી હરોળના રાજદ્વારીઓ, સંસારસુધારકો, લેખકો, વિચારકો અને તેજસ્વી કાર્યકર્તાઓ આ કોમમાં પેદા થઈ પોતાના ગુણોથી આપણા દેશની આબરૂ, શોભા, ધનદોલત અને જ્ઞાન વધારવામાં કીમતી ફાળો આપ્યો છે. આવા મહાન નરો રૂસ્તમજી દોરાબજી પટેલ, ફરામજી કાવસજી બનાજી, સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ, મોરાબજી શાપુરજી બંગાલી, વહાડીઆ કુટુંબના નબીરાઓ, દાદાભાઈ નવરોજી, ફીરોજશાહ મહેરવાનજી મહેતા, સર દીનશાહજી પીટીટ, જમશેદજી તાતા, બહેરામજી મલબારી વગેરે હતા. એમની સંફમાં બેસી શકે એવો હજી એક પારસી બચ્ચો વધારે પ્રખ્યાત થયો છે, જેની હિંમત, જેની ખંત, જેની ભોગ આપવાની ઇચ્છા, જેનો પ્રજા સેવાનો ભારે ઉમંગ ઉપલા કોઈ પણ ગૃહસ્થ કરતાં તો- ઓછી કોટીનાં ન જ. હોતાં એ હીંદનો પ્રકાશમય તારો હતો.. કાબરાજીની જયંતી (૧૨૦ વરસની ) તરત ઉજવવાની છે આ જયંતીમાં સૌ કોઇ હિંદુ, પારસી, ખોજા અને બીજા મુસલીમ ભાઈઓ ભાગ લે એવી વિનંતી છે.

કાબરાજી આગલના પારસી મહાપુરુષોની જેમ સાર્વજનિક ભલામાં ભારે ઉત્સાહથી ભાગ લેતા હતા. આગલના પારસીઓ "ધર્મચુસ્ત અને કોમના માટે ભારે લાગણી ધરાવતા હતા. પરંતુ પોતાની ભાઇબંધ કોમોને માટે પણ એમને અનહદ માન હતું. એઓ પૈસા, સમય અને શરીરનો ભોગ આપવા માટે કદી પછાત પડતા નહિ. આગલના પારસીઓએ કદી સાંકડી કોમી વલણ અખત્યાર કરી ન હોતી. એઓ જેવા પોતાને પારસીઓ માનતા તેવા જ પોતાને હિંદીઓ તરીકે માનતા હતા. એઓ દીલના ખરેખર દીલાવર હતા. આવા એક દીલાવર પારસીનું જીવનચરિત્ર પ્રજાને ઉપયોગી ધારી અમે આપીએ છીએ.

પારસી બંધુઓમાં ઘણા આગેવાનો થયા છે. તેમાનો મોટો ભાગ વેપારમાં, ધંધા ધાપામાં ઉદ્યોગ હુન્નરમાં, અને રાજદ્વારી સુધારામાં નામાંકિત થયા છે. પરંતુ મહાપુરુષ થવામાં અનેક ગુણો જોઇએ છીએ. સંસાર સુધારો કરાવવાના કામોમાં, પ્રજા જીવન સુધારવાના કામોમાં, પ્રજાની નૈતિક જીંદગી ઊંચી લાવવાના કામમાં જે ખરા દીલથી ભાગ લઇ લોકોના તિરસ્કાર અને નિંદાને સહન કરે છે તે જેવી ઉચ્ચ કોટીના માણસો છે, એવાં ઝવાહીરો બહુ થોડાંજ ઝબકી ઉઠે છે. કાબરાજી તેવા પુરુષ હતા એ નિ:સંશય છે.

કોમની અને પ્રજાની સેવા ભારે તપનો માર્ગ છે. એમાં વારંવાર હડધુત થવું પડે છે. દરેક કોમ પોતાને જુને ચીલે ચાલવા ચાહે છે. એ ચીલો જુનો અને બગડી ગયેલો હોવા છતાં ' જુનું એ સોનું ' એવું માનનારા ઘણાં લોકો છે. ખરાબમાં ખરાબ રાહ રસમો અને રીતભાતો જે સાદી સમજથી ખુલ્લી રીતે નુકશાનકારક હોવાનું જણાયું છે, તેનો બચાવ કરનારાં ઘણાં જોવામાં આવ્યાં છે. લોકોને પોતાનો ચાલતો મારગ છોડવાની મરજી થાતી નથી. ઘણા સમયે જુની સારી રીતભાતો અને રાહ રસમોમાં પણ સડો આવે છે, આ

કેખુશરૂનાં માતાજી પણ કેળવાયલાં હતાં, હિમતવાન પણ હતાં. તે વખતે બહુ થોડી બાનુઓ વાંચી જાણતી હતી પણ મેહેરબાઈ ગઝદર તો ભણેલાં તેમ અનુભવી હતાં. એમણે જિંદગીની લીલી સુકી ખુબ જોઈ હતી. મહેરબાઈ ગઝદર વાંચનના ખુબ શોખીન હતી. એઓ બહુ ઉંમર ભોગવી ડોસાં થયાં ત્યારે પોતાના દિકરાએ રચેલી વાર્તાઓ વાંચી બહુજ રાજી થતાં હતાં.

કેખુશરૂ પોતાના પિતાની પેઠે લેખો લખવામાં ભારે ઉત્સાહી હતા. એઓએ ચૌદ પંદર વરસની ઉમરે નીશાળ છોડી હતી. નિશાળમાં હતા ત્યારે પણ લેસન ઉપર ધ્યાન નહી. નિબંધો, નાની વાર્તાઓ, કાવ્યો સાચાં ખોટાં અનેક ભુલોવાળાં લખે ધીમે ધીમે એમનો લખવાનો અભ્યાસ એમના પિતાની તાલીમ નીચે ખુબ વધી ગયો. કુદરતી બક્ષિસ, સરસ યાદ શક્તિ અને આખા દિવસ લખવા વાંચવાના કામમાં મશગુલ રહેવાથી કાબરાજી બહુ નાની ઉંમરમાં સારું લખી શકતા હતા. એઓ હેજી સર જમશેદજીસ્કુલમાં જ શીખતા હતા, એટલામાં સ્કુલના વડા ડૉ. ફ્રેઝરને એમના લેખો જોવા મલ્યા, એમની સરસ લેખો લખવાની રીત જોઈ ડૉ. ફ્રેઝરને અચંબો થયો. એ સમયે એમની દેખરેખ નીચે " પારસી મિત્ર " નામે અઠવાડીક પત્ર નીકળતું હતું. માસિક ચાર રૂપીઆના પગારથી કાબરાજીને આ નાના પત્રના અધિપતિ તરીકે પંદર વરસની વયે નિમણૂંક કરી, કેખુશરૂએ પોતાનું જીગર રેડી આ પત્ર સારી રીતે ચલાવ્યું.

કેખશરૂના પિતાને માટે આ સમય ભારે તંગીનો હતો, લાગતા કેદમાં તે ખુવાર થઈ ગયાથી, ઘરમાં માંડ માંડ પુરૂં ખાવાનું અને જેવું તેવું પહેરવા ઓઢવાનું મળતું હતું. કેખુશરૂ ગરીબાઈ અને તંગીની છાયામાં ઉછર્યાં હતાં, આ ગરીબાઈનો અનુભવ એમણે પોતાની લખેલી નોવેલોમાં આપ્યો છે.

કેખુશરો કાબરાજીએ છાપાની લાઈન પસંદ કરી; એમને હવે કુટુંબને મદદ થવા માટે નોકરી જોઈતી હતી. પોતે સુધારક વિચારના હતા, છતાં તંગીને લીધે એમણે " જામે જમશેદ "માં શરૂઆતની નોકરી લીધી. લખાણો કરવામાં કેખુશરોનો હાથ બેઠેલ હતો એટલે અધિપતિ સો. બમનજી મંચેરજી જાસે એમને પોતાના પ્રથમ મદદનીશ થોડા જ વખતમાં બનાવી દીધા એમ એઓ વર્તમાનપત્રનું કામ ' જામે જમશેદ 'ની નિશાળમાં શીખ્યા. !

પારસી ભાઈયો આગળના વખતમાં ભારે રૂઢીચુસ્ત હતા. એઓ જુની રૂઢીઓને એવી ચીવટાઈ અને ચોકસાપણાથી ચોંટતા હતા કે એ રૂઢી ખરાબ કે સારી હોય તોય એમને " જુનું તે સોનું " લાગતું. હવે હીંદુઓની પેઠે પારસી ભાઈયો પણ દરેક લગ્ન અને નવજોતની ક્રિયા સાંજ પછી કરતા હતા. એ વખતે જ આ ધાર્મિક ક્રિયા થવી જોઇએ તે માટે કોમનો મોટો ભાગ ભારે આગ્રહ ધરાવતો હતો. ધીમે ધીમે નવજોતની ક્રિયા કોઈએ સહવારે કરાવી તેની સામે ખળભળાટ ઉઠયો પરંતુ એ ધીમે ધીમે સમાઇ ગયો. પછી કમાવાવાળાઓ જે સુધારાને પસંદ કરતા હતા એમણે નવી પહેલ કરી, એમના કુટુંબમાં લગ્ન પહેલું જ સહવારે થયું, આથી કોમના જુના વિચારવાળા ભાઈઓમાં ભારે ખળભળાટ થયો. એમના મનમાં આ કામથી ધર્મના ઉપર કોઈએ મોટો હુમલો કર્યો હોય એવું થયું. એમનું ચોંઢી ઠેકાણી નીકળ્યું " જામે જમશેદ " હમેશાં આ જુના વિચારવાળા ભાઈઓની કુમકે હયોઆર બાંની આવતું હતું. પરંતુ આ વખતે કાંઈ ગજબ થયો, "જામે જમશેદે" પોતાની રૂઢી મૂકી દીધી. એ સુધારાવાળાની

બાજુમાં ઉભું. એણે સદવારનાં લગ્નની હીમાયત કરી. ગજબ થયો.

આ વખતે પારસી ભાઈઓમાં બીજા બે મહાન નરો હતા, એઓ સુધારાના ભારે હીમાયતી હતા. આ બન્ને વિદ્વાન, પરગજુ, દયાળુ અને મોટા મનના હતા. સોરાબજી શાપુરજી બંગાલી મહાન પુરૂષ અને ભારે ધગશવાળા ગૃહસ્થ હતા. એમના જ જેવાં મહાન કામો આત્મભોગ આપી કરનાર શેઠ નવરોજજી ફરદુનજી હતા. જામે જમશેદ એ જુના વિચારોનું વાજીંત્ર ગણાતું હતુ રાસ્ત ગોફતાર એ નવા વિચારનુ વાજીંત્ર ગણાતું હતું. શેઠ બંગાળી અને શેઠ નવરોજજીએ પોતાની કલમ આ નવા ફેરફારને આવકારદાયક ગણીને કામા શેઠની ખુબ પ્રશંસા કરી. બીજી તરફે જામે જમશેદે પણ એવો જ અવાજ કાઢી એને ટેકો આપ્યો. કોમના જુના વીચારવાળા છેડાયા. એમણે જામે જમશેદની આ વલણ માટે ભારે બળાપો જાહેર કર્યો જામેના વસ્ટી સાહેબો ઉપર એમણે દબાણ કર્યું. મી જાલ વસ્ટીઓની ખફગીમાં આવી પડયા. એમને રાજીનામુ આપવુ પડયુ. માસિક રૂ. ૪૦ ચાલીસના પગારથી કેખશરૂ કાબરાજી આ રીતે જામે જમશેદના અધિપતિ આ સંયોગોમાં આવ્યા.

સુધારાવાળા શેઠ સોરાબજી બંગાળી અને નવરોજજી ભારે ધગસવાળા અને ઉલટ ધરાવતા ગૃહસ્થો હતા. "રાસ્ત ગોફતાર"માં એમણે સુધારાની જુએસ પુરા જોસથી ઉપાડી. સુધારાવાળા બહુ થોડા પણ વિદ્વાન અને ઉલટવાળા ઉત્સાહી હતા. જુના વિચારનુ ટોળુ બહુ મોટું હતું. ઝનુની પણ ભારે હતુ આ જુના વિચારની મેજોરીટીનું મુખ્ય વાજીંત્ર જામે જમશેદ હતું કાબરાજી તો એના અધીપતીના અધીકાર ઉપર બેસીને ગરમ તવા ઉપર તપાવા લાગ્યા. એઓનું હૃદય સુધારાના પક્ષપાતવાળું હતું પણ સુધારાના ટેકામાં એક હરફથી એમનાથી લખી શકાતો નહીં.

પોતે પશ્ચિમ દીશા તરફ જવાની વલણ ધરાવતા હતા પણ એમનું ઉંટ તો પુર્વ સીવાય બીજે માર્ગ વેતુ જ નહીં. વસ્ટી સાહેબો હાથમાં કોરડો લઈ ઉભા હતા.

રાસ્ત ગોફતારમાં બંગાળી શેઠે ભારે જુંબેશ સુધારાની તરફેણમાં ઉપાડી. એઓ તમતમતાં આકરાં લખાણો લખતા હતા. એમની કલમમાથી જીગરના ઉંડાણમાંથી સરી અને મસાલાથી ભરેલાં લખાણોના બાણો છુટવા માંડયાં. શેઠ કાબરાજી એવી જ આકરી ભાષામાં જવાબ આપવા કોશેશ કરતા હતા પરંતુ એમનાં લખાણો જીગરના નહોતાં, આથી ખુબ અસરકારક નહોતાં. કાબરાજીને પણ લાગતું હતું કે હું સરખા મન ગમતાં ઘોડે ચડયો નથી; મારો ઘોડો મને ખરાં હૃદયનો પ્રવાસ કરાવતો નથી. શેઠ સોરાબજીએ રાસ્ત ગોફતારમાં એમના વિષે ભારે તમતમતા શબ્દો વાપર્યા હતા એમણે લખ્યું હતું કે "આ લુચ્ચો છોકરો, જેને કશું આવડતું નથી, તેની મી. સોરાબજી જાલ પછી જામે જમશેદના અધીપતી તરીકે નીમણુંકની ગોલામી તોક એના ગળામાં પહેરવી છે." કાબરાજી એ આવા વાંધા ભર્યા કામમાં પણ ચાર વરસો ગાળી કાઢ્યાં. જામેના ઘોડાને પુરતી કાળજીથી દોડાવ્યા કર્યું.

પણ કેખુશરો કાબરાજી અંતરના ખરા સુધારક હતા. આથી સુધારાની દરેક સભામાં જોનારા તરીકે જવા લાગ્યા ત્યાં એમને હીંદુ સુધારકોની સાથે પીછાન થઈ હીંદુઓ અને પારસી ભાઈઓમાં ઘણા સુધારા કરવાની એમને જરૂર જણાઈ. હીંદુ સુધારા અને પારસી સુધારાં સર્વે એક જ પાયા ઉપરે જણાયા. બન્ને કોમોમાં સુધારકો બહુ જ થોડા હતા, આંગળીને વેઢે ગણાય તેટલા હતા એમના પ્રતિપક્ષીઓ બહુ ઝનુની હતા. લાગ આવ્યે એમના શરીર ઉપર હુમલો કરવાની ઉશ્કેરણી પણ કેટલાક મુર્ખો કરતા હતા. કાબરાજીને પોતાના અંગત વિચા-

રોથી ઉલ્ટું વળતું પડતું હતું. આ તેમને બીલકુલ ગમતું નહોતું. ક્યારે આ નોકરી છોડી દઈ મારા સ્વતંત્ર વિચારો જાહેર કરું એવું એના મનમાં હમેશાં લાગી આવતું હતુ.

'રાસ્ત ગોફ્તાર' પત્રના અધિપતિ શેઠ કરશનદાસ મુળજી હતા. એઓ મોટા સુધારક અને ભારે ધગસવાળા હતા. એઓ વીલાયત જઈ આવી નાતબહાર મુકાયાં હતા. સ્ત્રીઓની કેળવણી બાબત એઓ ભારે ઉલટ લેતા હતા. વિધવા વિવાહની તરફેણમાં પણ પોતાની તીખી તમતમતી કલમના ગોદા મારતા હતા. એમને બીજાં ઘણાં કામો હતા. આથી 'રાસ્ત ગોફ્તાર' માટે એમને લાયક અધિપતિની ગરજ હતી. કોઈ સ્વતંત્ર વિચારના ગૃહસ્થની શોધમાં હતા એક વખત શેઠ કરશનદાસ મુળજીએ બેનવાડી ખાતે "જ્ઞાન વર્ધક સભા"ના આશ્રય નીચે સ્ત્રી સમાજ ઉપર ભાષણ આપ્યું. કાબરાજી ત્યાં હાજર હતા. બને વચ્ચે ઓળખાણ કરાવાઈ પછી બને વારંવાર મળતા હતા. એક બીજાની સાથે દોસ્તી બાઝી. બનેએ એકબીજાના વિચારો જાણ્યા.

"કેખુશરો! તમે જામેને હવે મૂકી દો. એ ધોડો તમારા લાયકનો નથી."

"પણ મને બીજો ધોડો જોઈએ બેકાર બની ખાઉં કે ને? મારાં બુઢાં બાવાજી, માયજી અને કુટુંબનુ પોષણ તો કરવું જોઈએ ના?"

"તમે અંદેશો કરો નહી. આવો 'રાસ્ત ગોફ્તાર'ની ખુરશી ઉપરે બેસી જાઓ."

"પણ રાસ્ત ગોફ્તારમાં તમે છો ના? હું મદદનીશ નહીં થાઉં, અધિપતિ થાઉં ખરો."

"હું એ ખુરશી તમને ખાલી કરી આપીશ. હું તમારા ખરા દીલના વિચારો જાણું છું. ખુશીથી તમે 'રાસ્ત ગોફ્તાર'ની કતારોને દીપાવો."

કેખુશરો કાબરાજી રાસ્ત ગોફ્તારના અધિપતિ તરીકે માસિક રૂ. ૫૦ થી નોકરી ઉપર રહ્યા. એમને પોતાને અનુકુળ આવે એવો ધોડો મળી ગયો. મુંબઈ ઈલાકાના છાપાઓના ઇતિહાસમાં યાદગાર રહી જાય એટલો લાંબો વખત રાસ્ત ગોફ્તારની ચાલીસ વરસો સુધી એઓએ રાત્રી દીવસ સેવા કરી. આ ગાળામાં તેમણે હજારો લેખો લખ્યા કાબરાજી જન્મથી જ લડવૈયા હતા. એમને બાથમાં બાથ આવી જવાનું ગમતું હતુ. કલમની શમશેરબાજીમાં તેઓ ભારે હોશીયાર હતા. રાસ્ત ગોફ્તાર એક નાનું અને અણજાણ્યુ બચ્ચું હતુ. કાબરાજીએ એને ઉમર ઉપર ઉછેર્યું, એને તાકાતવાન અને જુવાન તેમજ ભારે તાલીમબાજ બનાવ્યુ સોરાબજી બંગાળીને પણ ખબર પડી કે કાબરાજી જુના વિચારના નથી પણ નવા વિચારના મદદગાર છે. એમણે તો પછી સેંકડો લેખકોની સાથે શમશેરબાજી કરી હતી.

'રાસ્તગોફ્તાર'નો ઇતિહાસ પણ જાણવા જેવો છે સોરાબજી શાપુરજી બંગાલી, નવરોજજી ફરદુનજી, માણેકજી ખરસેદજી, દાદાભાઇ નવરોજજી વિગેરે સુધારકોને પોતાના વિચારો છુટથી જણાવવા માટે એક વાજીંત્રની જરૂર પડી. ઇ. સ. ૧૮૫૧ માં એમણે 'રાસ્ત ગોફ્તાર' ને પ્રકટ કરવાનુ શરૂ કર્યું. આ સીવાય એમણે (સુધારકોએ) પોતાના નેક મજહબમાં પાછળથી દાખલ થએલી કેટલીક બુરી રીતીઓને દૂર કરવાની જુબેશ ઉપર ભાર મૂકયો. મઝદયસ્ની ધર્મ અશો રીતે સ્વચ્છ જળવાય એ તેમના દીલની નેમ હતી. કેળવાયલા દસ્તુરોને લગતો સવાલ, જરથોસ્તી સ્કુલોમાં ધાર્મિક શીક્ષણ આપવાનો સવાલ, જુનાં દફતરોને સજીવન કરવાનો સવાલ, અસલ ઈરાની તોખમ મુજબ સ્વચ્છ ધર્મ પાળવાનો સવાલ, વગેરે ચર્ચાઓ આ સુધારક મંડળ કરતુ હતું. બધા કેળવાયલા અને ખરી ધગસ-

વાળા ગ્રહસ્થો હતા, ઇ. સ. ૧૮૫૨ માં એઓએ 'રાહનુમાય માઝદયસ્નાન' નામે મંડળ સ્થાપ્યું હતું. શેઠ સોરાબજી શાપુરજી બંગાલી એના પ્રથમ સેક્રેટરી હતા. કાબરાજી પણ પાછળથી આ મંડળમાં આગેવાની ભરેલો ભાગ લેતા હતા.

રાસ્ત ગોફતાર પત્ર 'દફતર આશકારા પ્રેસ'માંથી પ્રસિદ્ધ થાતું હતું. એ પ્રેસમાં સુધારકોની મંડળી દરરોજ સાંજે મળી એક એક વિષયની ખૂબ ચર્ચા કરીને પત્રની નીતિ ઘડતી હતી. પરંતુ આગળના પારસી ભાઈઓ જેમ અશો ધર્મચુસ્ત હતા તેમ પાકા ગુજરાતી અને સરસ હીંદી હતા. પોતાની ભાષા, પોતાના ગુજરાત, પોતાના ગુજરાતી દેશભાઈઓ માટે તેમને મોટું અભિમાન હતું. દરેક પ્રવૃત્તિઓ જે સાર્વજનિક હોય તેમાં ભાગ લેતા હતા. રાસ્ત ગોફતારના અધિપતિ તરીકે આ સુધારક મંડળે કરશનદાસ મુળજીને નિમ્યા હતા.

પારસી બંધુઓમાં આ સમયે ઘણા જુના વિચારો હતા. તે સર્વેમાં વ્હેમ, અજ્ઞાનતા અને રૂઢીચુસ્તપણું દેખાતાં હતાં. હમણાંના પારસી ભાઈઓને તેનો સહેજ ખ્યાલ વટીક આવી શકે નહીં. આ કુધારાની સંક્ષિપ્ત નોંધ:

(૧) કોઈ બાનુથી અંગ્રેજી વિદ્યાભ્યાસ થઈ શકે જ નહીં. આખી કોમમાં અંગ્રેજી ભણેલી બહુ થોડી માત્ર આંગળીના વેઢા પર ગણાય તેટલી જ નીકળે.

(૨) કોઈ પરણેલી અથવા કુંવારી બ્હેન પારકાઓ સાથે હળીમળી શકે નહીં. બહારનો માણસ આવે તો ઓજલ પડદાની અંદર સંતાઇ રહે. ઘરમાં મેળાવડો હોય તો ઘરની બાનુઓ તેમાં ભાગ લઈ શકે નહીં.

(૩) ધણી-ધણીયાણી ખુલ્લી ગાડીમાં બેસીને ફરવા જઈ શકે નહીં.

(૪) સ્રીઓમાં પડદેનશીનપણું પૂરું પાળવામાં આવતું હતું વરવહુ મોટાઓની હાજરીમાં કયારે પણ વાતચીત કરી શકે નહીં. બાનુઓથી બહાર નોકરી કે કામ થઈ શકે નહીં. બૈરાંઓ તો માત્ર ઘરકામ જ કરે.

(૫) માથાબાનું કેડ કપાળ ઢંકાઈ જાય તેની રીતે બંધાતું હતું. સ્રીઓથી બુટ, મોજાં પહેરાય નહીં. કોઇ પણ માણસ સાથે વાતચીત કે શેકહેંડ થઇ શકે નહીં તાપ, વરસાદમાં પણ સ્રીઓ છત્રી વાપરી શકે નહીં.

(૬) ખુદ પારસી પુરુષો પોતાના પગોમાં ધોતીયાં જેવી પહોળી ઇજાર પહેરતા. બુટ, મોજાંનો વપરાશ નહોતો. સ્લીપર પહેરતા હતાં અથવા સપાટનો ઉપયોગ કરતા હતા.

(૭) આખું કુટુંબ, નાનાં મોટાંઓ, કુંવારાં પરણેલાં સંયુક્ત કુટુંબ તરીકે રહેતાં હતાં. પછી સાસુ વહુ અને નણંદ ભોજાઇના કજીઆ ખૂબ થતા હતા. તકરારો પણ ઘણી થતી હતી.

(૮) લોકોમાં અજ્ઞાન હતું. પવિત્ર જરથોસ્તી ધર્મના ઉચ્ચ સિદ્ધાંતો અથોરનાનોને પણ આવડતા નહોતા. ધર્મગુરૂઓ માત્ર પોપટની પેઠે ભણી જતા હતા. દાનદક્ષિણા સિવાય ધર્મના મૂળ તત્ત્વોનું કે પરમ પવિત્રતાનું એમને ધ્યાન પણ હતું નહીં.

(૯) બાળલગ્નો બહુ મોટાં પ્રમાણમાં થતાં હતાં (જુઓ પૂજ્ય દાદાભાઈ નવરોજી ધાલાની આત્મકથા)

(૧૦) મરણ પછી રડાકુટ બૈરાંઓ કરતાં હતાં.

(૧૧) બૈરાંએ સંગીત શીખવું, નાચતાં શીખવું, હારમોનિઅમ વગાડતાં શીખવું, દીલરૂબા વગાડવી ને મધુર કંઠે માટીડાઓની હાજરીમાં ગાવું એ સર્વે તે જમાનામાં બીલકુલ બંધ હતું કોઇ બ્હેન જરા પણ જોસથી ગાય તો તેના ઉપર ટીકાનાં બાણો છુટતાં હતાં.

(૧૨) કોઇ પણ બ્હેન નાટકમાં જઈ ખૂલ્લે મોઢે માટીડાઓની વચ્ચે બેસી નાટક

જોઈ શકતી નહીં. બૈરાંઓ કોઇને ત્યાં ઘરકામનાં વૈતરાં સિવાય બીજી ઊંચી જાતની નોકરી કરી શકતાં નહીં.

(૧૩) સ્ત્રીઓ ધાર્મિક કિતાબો સિવાય કદાપિજ વાર્તાનાં પુસ્તકો વાંચી શકતી હતી. વર્તમાનપત્રો વાંચનારી અ ગોની એમની સાસુઓ અને વડીલ ઓગ નિંદા કરતી હતી.

(૧૪) કોઇ સ્ત્રી વિધવા થયે ભારે સખ્તાઇથી વિધવાના ધર્મો પાળતી હતી. શોખ કે મોજમજાહ કે આરામ ભરેલી વસ્તુઓ વાપરતી નહોતી. કઠણ પથારી ઉપર સતું. કાળી સાડી પહેરતી, પગમાં માત્ર સપાટ પહેરતી, કાંઈ અલંકારો કે ઘરેણાં પહેરતાં નહીં. એવુ જીવન ગુજારતી હતી.

(૧૫) સંયુક્ત કુટુંબમાં એક દાદાના પુત્રો સાથે રહેતા હતા. પછી પુરુષોમાં પણ કજીયા કંકાસ થતા હતા.

આવા આવા ઘણા જુના કુધારાઓ ઉપર કાબરાજીએ પોતાની તીક્ષ્ણ કલમ ચલાવવા માંડી. કાબરાજીની ભાષા શૈલી બહુ મીઠી સરળ અને સાદી હતી છતા મીઠાશની નીચે પણ ચાનક લાગે તેવી રીતે કયારે કયારે લખતા હતા. તેઓ પોતાના વાંચનારાઓ ઉપર અસર પડે એવું લખી શકતા હતા. કાબરાજી વધેલ સુધારક નહોતા. એઓ "બ્હેકેલાં વાજા" ને ચાહતા નહોતા. જરથોસ્તી ધર્મ નીતિ અને સદ્ગુણોના ઉપાસક હોવાથી વધેલ સુધારો એમને બિલકુલ પસંદ નહોતો. કોઈ પણ રીતે કોમ સંસ્કારી, જ્ઞાનવાન બને અને ઉદ્ધતાઇ, ખોટી ટીટીઆરી, ખોટી ફેશનો, વાદર નકલો અને યુરોપની કુટેવો કોમમાં ન ઉતરે તે માટે તેમણે તકેદારી રાખી હતી. કોમ ઉદ્યોગ અને જ્ઞાનમાં આગળ વધે, કોમમા દેશ, પ્રજા અને જ્ઞાતિસેવા કરનારા પુષ્કળ ગૃહસ્થો અને સન્નારીઓ પાકે, કોમમાં ખોટી મોજમજાહ, ભપકો, ઉડાઉપણું, ખોટું ખર્ચાળપણું દાખલ ન થાય તે માટે તેઓની કલમ તેજી સાથે ચાલતી હતી. તેઓ constructive સુધારક હતા, destructive નહોતા.

રાસ્ત ગોફતાર એમના હાથમાં ભારે દીપી નીકળ્યું. પુરાં ચાલીશ વર્ષો સુધી એમણે રાસ્ત ગોફતારમાં અધિપતિપણાને શોભાવ્યું. કાબરાજીની જુની ખુરશી કોઈ દિવસે ખાલી જોવામાં આવે નહીં. બંધીના દીવસોમાં પણ ખુરશી ઉપર બેસીને એઓ કાંઈક લખીનેજ ઘરે જાય. રાસ્ત ગોફતારનાં લખાણો માટે અને એને સરસ બનાવવા માટે રાત્રી દીવસ એ કામ કરે. કામથી કદી થાકેજ નહીં. એઓ લખવા બેસે એટલે પાનાંના પાનાં ભરાવા માંડે, પછી એમના હૃદયનો કુલ આવેશ કાગળ ઉપર ચિત્રાય ત્યારેજ સંતોષ પામે. એઓના સામા લખાણ કરનારાઓને તેઓ સણસણતા જવાબ આપે પણ કદી વિવેક ભુલે નહીં. ગાળાગાળ કે કઠણ શબ્દો એમને પસંદ નહોતા.

રાસ્ત ગોફતારના અધિપતિ તરીકે એમણે વીશેક હજાર પાનાં જેટલા લેખો લખ્યા હતા, એમાંનો મોટો ભાગ સંગ્રહ કરવા જેવો હતો પરંતુ દુઃખની વાત છે કે કોઇને એમાંથી ચુંટીને સારા લેખોનો સંગ્રહ કરવાનું સુઝયું નથી. એ કિંમતી ખજાનો શું કામ ગુમાવા દેશે?

કાબરાજી માત્ર સુધારક નહોતા, તંત્રી પણ માત્ર નહોતા, પરંતુ એઓ એક અચ્છા લેખક હતા. અમે આજે ચાલીશ વર્ષ ઉપરે એમની નવલકથાઓ—દુખીઆરી બચુ, ગુલી ગરીબ, દારાશાનાં, મીઠી મીઠી, ચાલીસ હજારનો ચાનજી, વગેરે વાર્તાઓ ખુબ પ્રેમથી રાત્રીએ જાગીને પણ વાંચી છે. સાદી સીધી ઈબારત, ચાનક ભરેલી વાર્તાની રસદાર શૈલી, સૌના સંસારને લાગુ પડે એવા દરરોજના જીવનનાં ચિત્રો, ઉંચી નેક સદ્ગુણી બાનુ અને મરદોના આત્મભોગો, એ સર્વે કાબરાજીએ સરસ રીતે વર્ણવ્યાં છે. એમણે પારસી બાનુ-

# કેખુશરૂ કાબરાજી જયંતી

## કરાંચીમાં મેળાવડો

( તા. ૨૨ મી ઓગસ્ટ ૧૯૪૩ )

ઓગણીસમી સદીના ગુજરાતના એક પ્રખર સુધારક, મહાન પત્રકાર અને બાહોશ સાહિત્યકાર મર્હુમ કેખુશરો નવરોજી કાબરાજીની એકસોમી જન્મતિથિ ઉજવવાનો ભવ્ય મેળાવડો શમ્સ-ઉલ-ઓલ્મા દસ્તુર ડૉ માણેકજી ન. ધાલાના પ્રમુખપણા નીચે ધી યંગ મેન્સ ઝોરોઅસ્ટ્રીઅન એસોસીએશનના આશરા હેઠળ જહાંગીર ગજકોટવાળા બાગમાં ઉજવવામાં આવ્યો હતો જે પ્રસંગે મર્હુમના જીવનને લગતાં વિવેચનો ઉપરાંત સંગીતનો કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો સભામાં પારસી તેમજ ઇતર કોમની ઘણી મોટી સંખ્યાએ હાજરી આપી હતી. તેમાં નીચે પ્રમાણે ભાષણો થયાં હતાં.

### દસ્તુર ડૉ. માણેકજી ધાલા

ઓગણીસમી સદી એ માનવમાત્રને આગળ વધવાની ઓળખવામાં આવે છે, તેમજ તે સદીમાં પારસી કોમની પ્રગતી થઈ. આ સદીની અંદર કેટલાય મહાન નરો થઇ ગયા તેમાં એક કાબરાજીની પણ ગણતરી કરી શકાય એમના જન્મ પ્રસંગે કોમ આર્થિક તેમજ સામાજીકકેળવણી વગેરે બધી બાબતમાં આગળ વધી રહી હતી. તે વખતે સુધારાનું એક ભારી મોજું આવેલું અને તેના પરિણામે જુનવાણી અને સુધારા વચ્ચે ભારી અથડામણ ઉભી થઇ હતી.

કેટલાક માણસો એક વિષયમાં કામ કરે છે, પણ મર્હુમ કાબરાજીની પ્રવૃતિ અનેક દીશામાં હતી. તેઓ ઘણા ક્ષેત્રોમાં કામ કરતા હતા. તે વખતે આચાર વિચાર, ધર્મ વગેરે બધી બાબતમાં સુધારાઓ ચાલી રહી હતી, આ સુધારકોમાં કાબરાજીનું નામ મોખરે રહેશે. અત્યારની માફક કંઇક થાય તો ધરમ જોખમમાં આવવાની જે બુમો ચાલી રહે છે તેમ તે જમાનો ઘણો વહેમી, પછાત અને અજ્ઞાન હતો. એટલે જરા પણ સુધારો થાય તો લોકો છંછેડાઇ જઇ બુમરાણ કરી ટીકાઓ કરતા અને સુધારકોને તેના ભોગ થવું પડતું હતું

દરેક જમાનો સંસ્કૃતિ અને પ્રગતિમાં ફાળો આપે છે અને ભવીષ્યની ઓલાદને તેનો ફાયદો મળે છે. તેમ તે વખતના સુધારકો સહન કરીને જે કાંઈ કરતા ગયા તેનાં રુડાં ફળ આજે આપણે ચાખીએ છીએ અને ફાયદો ઉઠાવીએ છીએ.

કાબરાજીએ ચાળીસ વરસ સુધી કોમને અને પરકોમને એકધારી સેવા આપી જેનો ફાયદો આજની પ્રજા ભોગવી રહી છે.

### મેયર શ્રી. સોરાબ કાત્રક

પરમકૃપાળુ પરમેશ્વર પોતાના આગળથી નિર્ણય કરેલા કાયદાઓ પ્રમાણે જ્યારે જ્યારે કોઇ એક દેશ કે એક પ્રજા કે એક કોમને પ્રગતિના પંથે ચડાવવા ઇચ્છે છે ત્યારે તે સાહેબ તે દેશ કે પ્રજા કે કોમમાં કોઇક વેળા મહાન પયગમ્બરો, તો કોઇક વેળા સંતસાધુઓ અથવા અદ્ભુત શક્તિના કવિ લેખકો અને મહાન જ્યોતિર્ધરો પેદા કરે છે.

ઓગણીસમી સદીના છેલ્લા અર્ધા ભાગમાં આપણી કોમમાં જ્ઞાનની રોશની ફેલાવનારા દાદાભાઇ નવરોજજી, સોરાબજી બંગાળી, નવરોજી ફરદુનજી, ખરશેદજી કામા, સર ફીરોજશાહ મહેતા, જમશેદજી તાતા વગેરે જ્યોતિર્ધરો પાકયા છે અને તેઓ પારસી તવારીખમાં તેમનાં નામો અમર કરી ગયા છે. આ બધામાં મર્હુમ કેખશરો નવરોજજી કાબરાજી જેમની એકસોમી જન્મતિથિ ઉજવવા આપણે ભેગા થયા છીએ તેમનું મુબારક નામ મગરુરી ભર્યું સ્થાન ભોગવે છે.

મર્હુમ કાબરાજીને મરણ પામ્યાને આજે આડત્રીસ વરસ એટલે લગભગ ચાર દાયકા થયા છે એટલે આજની નવી પારસી ઓલાદને તેઓ સાહેબની જાણપીછાણ તો ન જ હોય, એટલા જ માટે તેમનું ટુંકું જીવન વૃતાંત કહેવું જરૂરી છે.

મુંબઈની અંદર ૧૮૪૨ ના ઓગસ્ટની ૨૧ મી તારીખે તેઓનો જન્મ થયો હતો. ગરીબ ઘરમાં જન્મ લેવા છતાં આ બાળક માતા અને પીતા બેઉ તરફથી ખાનદાન લોહી ધરાવતું હતું. જન્મની આગલી રાતે મર્હુમના માતાજીને સ્વપ્નામાં રાણી વીક્ટોરીયા દેખાયાં હતાં, અને ખુબીની વાત એ છે કે મોટા થઇને મર્હુમ કાબરાજીએ 'ગોડ સેઈવ ધી ક્વીન' એ કવિતાનો તરજુમો કર્યો હતો. કેખુશરોના વડવાઓ ૧૭૫૦ ના અરસામાં સુરતથી લવજી નસરવાનજી વાડીઆ સાથે મુંબઈ આવ્યા હતા. કેટલીક પેઢીઓ સુધી તેમના વડવાઓ દારુનો ઈજારો ધરાવતા પણ કાબરાજીના પિતાજીએ કંપોઝીટરની નવી લાઇન પકડી અને જાતિ હોશીયારીને લીધે 'જેન્ટલમેન્સ ગેઝેટ' નામે પેપરમાં હેડ પ્રીન્ટર બન્યા. આપણા વડવાઓ પોતાના કામધંધાની લાઇનને લઈ તે ધંધાની ઓળખાણથી ઓળખાય છે તેમ નવરોજજી કાબરાજી 'નવરોજી ગેઝેટ' ના નામથી ઓળખાતા.

પછી તો દફતર આશકારા પ્રેસના તેઓ ભાગીદાર બન્યા અને વખતના વહેવા સાથે ત્રણેક છાપાના માલેક અને અધિપતિ બન્યા અને આ વારસો તેમના બેટા કેખુશરુમાં ઉતર્યો.

તે જમાનામાં હિંદુ કોમના ધર્મગુરુઓનો એક ચોક્કસ વર્ગ અનીતિ પર ઉતરી પડયો હતો તેની ટીકા કરતાં નવરોજજી કાબરાજીને બદનક્ષીના કેસનો બચાવ કરવો પડયો હતો.

માબાપની મુફલસીમાં જુવાન કેખુશરો હાથે રાંધી ખાતા ને વાસણો પણ જાતે જ માંજતા. આ રીતે આ જવાન મુફલેસીની નિશાળમાં બેસી ગરીબાઈની કવિતા શીખ્યા હતા.

તેમણે પાંચ ૭ ચોપડીની કેળવણી લીધી હતી.

એક વખત જ્ઞાન વર્ધક સભાના આશરા હેઠળ "સ્ત્રી" ના વિષય ઉપર ભાષણ હતું તે વખતે મર્હુમ કાબરાજીએ એવું તો વિદ્વતા ભર્યું ભાષણ કર્યું કે તેના જ્ઞાનથી ખુશ થઇને તે વખતના હિંદુ સુધારક કરસનદાસ મુળજીએ તેમને તેમના છાપામાં રૂપીયા ૫૦ ના પગારથી એસીસ્ટંટ એડીટર તરીકે લઇ લીધા અને સાથે સાથે સ્ત્રીબોધ ચોપાનીયાના અધિપતિ બનાવ્યા; આ છાપાઓમાં પત્રકાર, વાર્તાકાર અને નાટયકાર તરીકે લેખો લખી આ મહાન પારસીએ ૪૦ વરસ સુધી કોમ અને પરકોમની એકધારી સેવા કરી એકલે હાથે મોટું મિત્ર મંડળ ઊભું કર્યું.

તેઓ તેમની સેવા અને કામને લઇ રાજદરબારમાં પણ જાણીતા થયા હતા અને ગવનરો, વાઈસરોય તથા ઇરાનના શાહ વગેરે તરફથી પ્રશંસાના કાગળો અને ચાંદો મેળવ્યા.

તેઓને તેમની ફરજનું તીવ્ર ભાન હતું. અને તેમના ધંધાને એટલા પ્રમાણીક હતા કે સાચું કહેતાં જરા પણ ડરતા નહી, એટલે ઘણી વખત મિત્રો પણ દુશ્મન બની જતા.

તેમનો ઘર સંસાર ઘણો સુખી હતો. ૧૮૮૩ માં તેમનાં પત્ની કુંવરબાઈ ૩૮ વરસની ઉમરે મરણ પામ્યા અને ત્યાર પછી વીલાયતથી પાછા ફરતાં તેમનાં વડાં દીકરી મરણ પામ્યાં અને તરત જ બીજે વરસે એક બીજી દીકરી મરણ પામ્યાં. આ બનાવોને લઈ તેમની ઉપર ઘણી જ અસર થઈ. અસલથી જ તેઓ મીનોઈ જિંદગીના ખ્યાલવાળા હતા અને તેમાં આ બનાવોથી તેમનું મન ધર્મ તરફ વળ્યું

આ રીતે ચાલીસ સાલના લાંબા ગાળા સુધી પોતાની કોમની, શહેરની, સાહિત્યની, સંગીતની, નાટયકળાની, મ્યુનીસીપાલીટીની, ધર્મની, સંસારસુધારાની, કેળવણીની, ઓના વ્યાજબી હકકોની, છાપાઓના હક અને પ્રતિષ્ઠા સાચવવાની,–એકલે હાથે તેમના છાપા મારફત સેવા કરી અને પોતાની કોમની કીર્તિમાં ઉમેરો કરી ૨૫ મી એપ્રીલ ૧૯૦૪ ને દીવસે આ ફાની દુનિયા છોડી ગયા.

સૌ. ગુલચહેર ખરશેદજી મીણવાળા

મર્હુમ કાબરાજીએ લડી લડીને કોમ અને પરકોમ માટે જે સુધારાઓ કર્યા છે તેમાંથી સ્ત્રી કેળવણીના સુધારાનો લાભ પુરેપુરો ઊઠાવવા માં આવ્યો છે. તેમણે પારસી તેમજ બીજી કોમની સ્ત્રીઓને સ્વતંત્રતા અપાની છે.

તેમણે તેમનાં જ્ઞાન અને શક્તિને લઇ કોમની અંદર નવી રોશની ફેલાવી અને તેને લીધે પારસી કોમ હિંદુસ્તાનની અંદર આગળ પડતી ગણાવા લાગી અને હજી પણ ગણાય છે.

આજથી ૭૦ વરસ અગાઉ સ્ત્રીઓને કેળવણી મળતી નહીં અને નિશાળમાં કન્યાઓને મોકલવામાં આવતી નહીં. એટલુંજ નહીં પણ સમાજની અંદર સ્ત્રીઓના હક પણ બીલકુલ ન હતા. આવા જમાનામાં તેમણે કન્યા કેળવણી આપવી જોઈએ તેવી ઝુમેશ ઊઠાવી.

કન્યા કેળવણીની શરુઆત તો ગુજરાતીથી થઈ, પરંતુ પાછળથી અંગ્રેજી દાખલ કરવામાં આવ્યું પરંતુ તેનો સખત વિરોધ થયો અને તેની સામે ભારી ચળવળ ઉભી થઈ. પરંતુ તેનાથી ડરી ન જતાં સ્ત્રી સુધારાની ચળવળ તેમણે હીંમતભેર ચાલુ રાખી શરુઆત ૧૮૭૮માં એલેકઝાંડરા સ્કુલથી થઇ અને આજે એક પ્રખ્યાત સંસ્થા છે.

સ્ત્રીઓને માટે કાબરાજીએ ઘણુ કર્યું છે. તેમની હાલત સુધારવા તેમણે સહન પણ ઘણું કર્યું છે. તે જમાનામા પારસી બાઈરાંઓની હાલત ઘણીજ કઢંગી હતી. તે વખતે બાઈરાંઓથી પોતાના ધણી સાથે ફરી ન શકાય, હાથમાં છત્રી રાખી ન શકાય, ગાડીમાં ફરી ન શકાય. બુટ મોજાં પહેરી ન શકાય, ગમે તેવો કાદવ કીચડ અને વરસાદ હોય પણ હાથમાં છત્રી વિના અને પગમાં બુટ વિના બાઈરાંઓએ ચાલવું પડે. આવો સાંકડા મનનો તે વખતનો જમાનો હતો. આવા વખતમાં કાબરાજીએ સુધારાની લડત ઉપાડી તેથી તેમને કેટલી તકલીફ પડી હશે અને સહન કરવું પડયું હશે તેનો તમને ખ્યાલ આવી શકશે.

જ્ઞાન પ્રચારક સભાના આશરા નીચે એક વખત સભા મળી હતી તેમાં બાઈરાંઓ નજરે જ ન પડે. જે થોડાં આગળ વધેલાં બાઈરાંઓએ હાજરી આપી હતી તેઓ પડદા પાછળ જનાનખાનાની જેમ હાજર હતાં. આવી તે વખતે બાઈરાઓની હાલત હતી તો પછી શેકહેન્ડ કરનાર કે સાહેબજી કહેનાર બાઈરી વઠેલી અને છકેલી કહેવાતી તેમાં નવાઈ શું ? પારસી બાઈરાંઓમાં પણ તે અરસામાં હિંદુઓની માફક લાજ કાઢવાનો રીવાજ હતો, અને ધણીની ગેરહાજરીમાં માટીડાઓ સાથે વાત પણ ન થઈ શકે. આવા રૂઢીચુસ્ત જમાનામાં મર્હુમ કાબરાજીએ બાઈરાંઓની સ્થિતિ સુધારવા કમર કસી અને આજે આપણે જે જે છુટ અને સુખ ભોગવીએ છીએ તે તેમની જહેમત અને સુધારાને આભારી છે.

સ્ત્રી ચળવળ અને સુધારા માટે તેમણે 'સ્ત્રીબોધ' નામનું માસીક ચલાવ્યું હતું. તેને આજે ૮૭ વરસ થવાં પણ તે હજી ચાલે છે. આ માસિક અત્યારે હિંદુઓના હાથમાં છે, પરંતુ તેની શરુઆત એક પારસી સપુતે કરી હતી. દીલગીરીની વાત છે કે તે માસિક આજે પારસી ઘરોમાં આવતું નથી. આ માસીકમાં એટલા બધાં લખાણો આવતાં કે તે સ્ત્રીઓની તાલીમ માટે નિશાળની ગરજ સારતું હતું.

તે જમાનામાં જ્ઞાન અને કેળવણી વિના બઈરાંઓમાં વહેમ ઘણા હતા. બઈરાંઓ ટંટા ફીસાદમાં દીવસ ગુજારે, પારકી કુથલી અને નિન્દા કરે આવી અનેક રીતે સ્ત્રી જીવન ઘણું પછાત હતું અને તેથી કાબરાજીને ઘણું લાગી આવતું તેમણે સ્ત્રીબોધમાં આ બાબતમાં ઘણાં બોધદાયક લખાણો લખ્યાં જેની અસર અને ચાનકથી ઘણાં પારસી કુટુંબોમાં ભવાડાઓ થતા તે ધીમે ધીમે ઓછા થઈ ગયા.

૧૯૦૭માં સ્ત્રીબોધનો ભવ્ય સુવર્ણ મહોત્સવ ઉજવાયો હતો જેમાં યુરોપીઅન તેમજ બીજી કોમનાં જાણીતાં માણસોએ હાજરી આપી હતી અને કાબરાજીની સેવાની કદર કરવામાં આવી હતી.

તે જમાનામાં બાળલગ્ન નાબુદ કરવા અને વિધવા પુનર્લગ્ન માટે પણ તેમણે ભારી ઝુંબેશ ઊઠાવી હતી. મુસલમાનોમાં ચાલતા પરદાની પદ્ધતિ સામે પણ તેમણે જેહાદ ચાલુ કરી હતી.

એક પારસી શેઠીઆને ત્યાં ઈનામી મેળાવડો હતો. તેઓ આગળ પડતા અને સુધારક હતા. પરંતુ તેમના ખુદના ઘરનાં બઈરાંઓ દરવાજા અથવા પડદા પાછળ બેસીને મેળાવડો જુએ. આ હાલત ટાળવા કાબરાજીએ મેળાવડામાં હાજરી આપવાનું ઉત્તેજન ચાલુ રાખ્યું અને સ્ત્રીઓને જાહેરમાં આવવાની હીંમત અને તક મળ્યાં.

મર્હુમ કાબરાજી દીર્ઘદ્રષ્ટા, આદર્શવાળા અને સાહિત્ય તથા કળાની કદર કરનારા હતા. માત્ર તેઓ સુધારકજ નહતા પરંતુ એક કુટુંબ પ્રેમી અને આદર્શ પતિ અને પિતા હતા. તેમના ઘરમાં બઈરાં તથા બાળકોને સ્વતંત્રતા અને છુટ હતી. તેમનો ઘર સંસાર ઘણો જ સુખી હતો.

તેમણે સમાજના સુધારા માટે જે કર્યું છે તેથી આજે તેમનું નામ અમર થયું છે અને આપણે સૌ તેમને યાદ કરીએ છીએ.

### શ્રી ડુંગરશી ધરમશી સંપટ

ઘણાં પારસી બંધુઓ મોટા ઉદ્યોગપતિઓ થઈ ગયા છે. ઘણા મોટા શાહ સોદાગર તરીકે પંકાઈ ગયા છે. પ્રોફેસરો તરીકે પણ એમણે સારી ખ્યાતિ મેળવી છે. વિજ્ઞાનમાં એમનાં ચંચળ મગજોએ પ્રવૃત્તિઓ કરી છે. વર્તમાન પત્રોના ધંધામાં પણ પારસી બંધુઓએ પ્રાથમિક આરંભ યશ સાથે કર્યો છે. તે પ્રમાણે સંસાર સુધારા અને ગરીબોની સેવામાં કેટલાક પારસી ભાઈઓનાં નામો મશહુર છે તેમાં એક મુખ્ય નામ કેખુશરો કાબરાજીનું છે.

શ્રી કાબરાજી સારા સુધારક અને સેવાભાવી પુરુષ હોવા ઉપરાંત મહાન લેખક અને વર્તમાનપત્રકાર પણ હતા. એમના સ્વભાવમાં કોમીવ અંશ ન હતો. કોમપરકોમનાં સર્વે સારાં કામોમાં તેઓ અંતઃકરણથી ભાગ લેતા હતા. સારાં કામો કરતાં એમને અનેક વખત કોમ પરકોમની ગાળો ખાવી પડતી હતી છતાં નિંદાથી કે ખોટી ગાળોથી તેઓ કદી કરીને પોતાનું ભલાઈ અને નેકીનું કામ પડતુ મૂકતા નહોતા, આથી હિંદી કોમોની સેવા અને સુધારામાં કાબરાજીનું નામ મોતેમર દરજ્જો ભોગવે છે. આગળના પારસીઓમાં કોમી પ્રશ્ન તિવ્ર નહોતો. કોમપરકોમમાં સમાન ભાવે સેવા અને સુધારાની જુંબેશ ઊઠાવતા હતા. પારસી ભાઈઓના વડીલો પોતાની સખાવતોનો ઝરો સર્વે કોમોના ઉપકાર માટે વહાવી ગયા છે. સર જમશેદજી જીજીભાઈ પહેલા બેરોનેટ, સર દીનશાહજી પીટીટ, બહેરામજી મલબારી, સોરાબજી બંગાલી, જમશેદજી તાતા આ સર્વે કોમ પરકોમોને સમાન ભાવથી જોઈ સખાવતો અને સેવાઓ કરતા ગયા છે. કાબરાજી પણ તેવા નર હતા.

કેખુશરોનું નાનપણ ગરીબીમાં ગુજર્યું હતું. તેઓએ પોતાની કારકીર્દી "જામે જમશેદ"થી શરૂ કરી. ૧૮૬૨ માં જાણીતા સુધારક શેઠ

કરશનદાસ મૂળજીની જગ્યાએ "રાસ્ત ગોફતાર" ના અધિપતિ નિમાયા હતા. કાબરાજીએ ઠેઠ ૧૯૦૨ સુધી એટલે કે ૪૦ વરસો સુધી રાસ્ત ગોફતારના નાવને અનેક તોફાનોમાંથી બચાવી સહિસલામત સફરો કરી. "રાસ્ત ગોફતાર" ની ખીલવણી એમણે એકલે હાથે લગભગ અર્ધી સદી સુધી કરી એને મોટો દરજ્જો ગુજરાતી તંત્રકારત્વમાં અપાવ્યો.

કાબરાજીના ખરા હૃદયનો અને એમની પસંદગીનો વિષય સ્ત્રી શિક્ષણનો અને સ્ત્રીઓના વિકાસનો હતો. આ સુધારાની ઝુંબેશ માત્ર પોતાની કોમમાંજ નહિ પણ હિંદુઓ, ખોજાઓ વિગેરે કોમમાં પણ એમણે ઉપાડી હતી. 'જામે જમશેદ" જેવા સનાતની વિચારવાળા પત્રના જ્યારે તેઓ અધિપતિ હતા ત્યારથીજ્ એમના વિચારો સ્ત્રીઓના વિકાસ માટે આગળ પડતા હતા. એમણે એ સમયે "જ્ઞાનવર્ધક" સભાના આશ્રય નીચે "આપણો સ્ત્રી સમાજ" ગેવુ એક ભાષણ આપ્યું હતું આ ભાષણ સાંભળી શેઠ કરશનદાસ મળજી બહુ ખુશી થયા હતા. એ દિવસથી એમની મૈત્રિ ગાઢરૂપ લેતી ગઈ. પછીતો સંસાર સુધારકો અને વિદ્વાનો—કવિ નર્મદાશંકર, ડૉકટર ભાઉ દાજી, શેઠ લખમીદાસ ખીમજી—સાથે એમનો મિત્રતા ભરેલો સંબંધ બંધાયો હતો. સોરાબજી સાપુરજી બંગાળી પણ એમના મિત્ર હતા. આ બધા મળી સંસાર સુધારાના વ્યાખ્યાનો આપતા. સ્ત્રી કેળવણીની ખીલવણી માટે લેખો લખતા. નિબંધો લખતા અને લખાવતા હતા. કોઈ પણ કોમની સંસાર સુધારાની હિલચાલમાં કાબરાજી ઝંડો હાથમાં લઈ મોખરે ઉભા રહેતા.

"રાસ્ત ગોફતાર" એ સુધારાની વલણવાળા ગૃહસ્થોનું મુખપત્ર બન્યું એમનું એ વાજીંત્ર બન્યું. "દફતર આશકારા પ્રેસ"માં રાસ્ત છપાતું હતું. સાંજના વખતે એ પ્રેસના અધિપતિના ઓરડામાં સુધારાવાળાઓની ચાલુ બેઠક મળતી હતી. આ સ્થળે સંસાર સુધારાના વિચારોની સુંદર ચર્ચા થતી. કાર્યક્રમ પણ ત્યાંજ નક્કી થતો, જેમાં હિંદુ સુધારકો, પારસી સુધારકો અને ખોજા સુધારકો ઉલટભેર ભાગ લેતા હતા.

સ્ત્રીઓમાં જ્ઞાનવૃદ્ધિને માટે સુધારકોએ "સ્ત્રીબોધ" નામે માસિક શરૂ કર્યું તેના થોડા વર્ષમાં કાબરાજી અધિપતી નિમાયા. શરૂઆતમાં પોતાના લેખો આવતા હતા. પછી તો એ માસિક સર્વે કોમની ગુજરાતી સ્ત્રીઓનું મુખપત્ર બન્યું. આજે ૮૭ વર્ષો થયાં એ વૃદ્ધ માસિક સંપુર્ણ યુવાનીના પ્રવાહના તરંગોમાં ગુજરાતી પ્રજાને પરમ ઉપકારક બની રહ્યું છે. કાબરાજીના લેખોનો સંગ્રહ પુસ્તકરૂપે કોઈ પ્રકટ કરે તો હજી પણ એ ઉપકારક બની શકે છે.

શરૂઆતમાં સંસાર સુધારાના કાર્યકર્તાઓને અંધશ્રદ્ધાળુ જુના વિચારનાઓને હાથે કેટલી તકલીફો સહન કરવી પડી હતી તેનો ખ્યાલ આપણને આવી શકે નહિ તેઓને સ્ત્રીઓની પણ ગાળો ખાવી પડતી હતી. તેમનાથી કોઈ સામાજીક ઉત્સાહમાં ભાગ લઈ શકાતો નહી. તેમના ઉપર માળાપરથી કચરો નાખવામાં આવતો હતો. તેમનો સામાજિક બહિષ્કાર કરવામાં આવતો હતો. છતાં કાબરાજી જેવા સમાજ સેવકો કદી પણ પોતાના ધ્યેયને છોડતા નહિ. એમનામાં અજબ હિંમત અને શ્રદ્ધા હતાં.

કાબરાજી હિંદુ તેમજ પારસી સ્ત્રીઓના સમાજ સુધારા માટે આટલું બધું કરી ગયા છે પરંતુ તેઓ ઉચ્છૃંખલ સુધારક નહોતા. પોતે સાદા હતા. સાદાઈથી રહેતા હતા. ફેશનની ફીસીઆરીએ એમને પસંદ નહોતી. કદી પણ વિલાયતી મડમો જેવી આપણી સ્ત્રીઓ બને તે એમને પસંદ નહોતું સ્ત્રીઓના શિક્ષણ અને માનસિક વિકાસને એઓ પસંદ કરતા

હના. ખર્ચાળ, ઉડાઉગીર અને ફેશનના પતંગોઆંઓ એમને પસંદ નહોતાં. શારીરિક, માનસિક અને નૈતિક વિકાસને તેઓ ચ્હાતા હતા.

કેખુશરો કાબરાજીએ અનેક સુંદર નૉવેલો લખી છે. આ વાર્તાઓ આજે પણ વાંચવા જેવી છે. એમના પાત્રો કુલીન, સજ્જન અને સદાચરણી છે. વાર્તાનો પ્રવાહ સરળ રીતે ચાલે છે. આ વાર્તાઓ ફરી છપાવવાની જરૂર છે એવો મારો આગ્રહ છે

### શ્રી પેસ્તનજી ખ. તારાપોર

'કૈસરેહિંદ'ના માજી અધિપતિ આ અપૂર્વ પ્રસંગે આપણે એકસો વરસ ઉપર જન્મેલા એક એવા પારસી નરની પવિત્ર યાદને માન આપવા કાજે ભેગાં મળ્યાં છીયે, કે જેઓ પોતાની વિધવિધ શક્તિઓ વડે આ મહાન દેશનાં અસંખ્ય સ્ત્રી–પુરુષોની નૌતમ સેવા બજાવી પોતાના કદીમ ટોળાની કીર્તિમાં કાયમનો વધારો કરી ગયા છે.

સુધારા અને પ્રગતિનાં વિસ્તીર્ણ ક્ષેત્રોમાં કેખુશરો કાબરાજીએ કેવાં પુણ્યવાન બીજો વાવ્યાં છે, તે વિશે આજ પર્યંત ઘણું ઘણું લખાયુ અને બોલાયું છે, એટલે હું આ સમ્માનકાલે તેમની એક પત્રકાર તરીકેની બોધક કારકીર્દિના સંબંધમાં માગ નમ્ર વિચારો દર્શાવીને મારી પાક ફર્જ અદા કરીશ.

### ઊંચ પત્રકારનાં મૂળ તત્વો.

એક કાર્યસાધક પત્રકાર નીવડવાને માટે કોઇ પણ લેખકમાં ત્રણ વસ્તુઓ અવશ્યની છે. પ્રથમ તો પોતે જે ભાષામાં લખે તેની ઉપર તેણે સંપૂર્ણ કાબુ ધરાવવો જોઇયે બીજુ તો તેની મનોવૃત્તિ ઊંચ ભાવનાઓથી ભરપૂર રહેવી જોઇયે. અને સૌથી અગત્યનું તો એ છે કે તેના અંતઃકરણને જે કાંઇ ઇન્સાફી અને લોકલાભનું લાગે તે અંગત સ્વાર્થ કિવા અંગત જોખમનો જરા પણ ખ્યાલ કીધા વગર બહાર પાડવાની હિંમત તેની છાતીમાં જોઇયે.

કેખુશરો કાબરાજી પ્રતાપશાળી પત્રકારનાં એ ત્રણેય પ્રધાન લક્ષણો અસાધારણ પ્રમાણમાં ધરાવતા હતા, અને તેને લીધેજ હિંદી છાપાના ઇતિહાસમાં તેમનું નામ સદાકાલ માન તથા આભાર સહિત જળવાઇ રહેશે.

### ભાષાની મોહિની.

શેકસ્પિયરની પેઠે કાબરાજી એક જન્મેલા લેખક હતા. તેમની કલમમાં ગોપા કાનુડાની વાંસળીના જેવી મોહિની વસતી હતી, કે તેનો અવાજ થતાંજ તમામ વાંચક પ્રજા જાગૃત થઇને તેનો સ્વરેસ્વર આતુરતાથી સાંભળી આનંદમાં અહિલન કરતી હતી તેમનાં હજારો લખાણોમાંથી મને કાનને કઠોર લાગે એવો એક પણ શબ્દ આજ પર્યંત મળ્યો નથી પોતાની કલમના દરેક વાક્યને તાલબધ રચનામાં વિશુદ્ધ મોતી સમાન વહેતુ કરવાની કાબરાજીની કુદરતી કળા તેમને એક ઉચ્ચ કોટીના ગદ્ય–કવિ તરીકે પુરવાર કરે છે.

પરંતુ નાટક, કાવ્ય અને નિબંધ રચવા માટે જે પ્રકારની લેખનકલા અવશ્યની છે, તેથી કંઇક જુદાજ પ્રકારની અને બહુરૂપી લેખનકલા ધરાવ્યા વિના કોઈ પણ પત્રકાર નક્કી પરિણામો ઉપજાવી શકતો નથી વિષય તથા પ્રસગને અનુસરીને નિરનિરાળી શૈલીમાં લખવાનું પ્રબળ કાબરાજીનું હતુ તેઓ જરૂર પડે તેમની કલમ મારફતે એક સિંહની માફક ગર્જના કરતાં હતા, અને બીજી વેળાએ તેજ કલમમાંથી તેઓ હાવરડાના જેવી કોમળ વાણી સંભળાવતા; જ્યારે ટકોરબાજ લખાણ કરવામાં તેમનો કોઇપણ ભાઇબંધ કાબરાજીની હરીફાઇ કરી શકતો નહોતો.

### અલંકારિક લેખનકલા

માનવીનું હૈયું પીગળાવે એવી અસરકારક, જોશદાર અને અલંકારિક ભાષામાં લખવાની કાબરાજીની અસાધારણ શક્તિના એકજ દાખલા તરીકે હું તેમના "જમશેદ" નાટકમાંથી નીચલી લીટીઓ તમારી આગળ રજુ કરવાની તક લઉં છું:—

પરંતુ સભાગની ઉપર ટપકે દિમાવત કરવી એક વાત છે, અને સભાગના મેદાનમાં દાખલ થઈ છેવટ સુધી લડવું એ કેવળ જુદી વાત છે. કાબરાજીને જે કાંઈ ફેરફારોની જરૂર દેખાઈ આવતી, તે અમલમાં લાવવા કાજે તેઓ જરાપણ અચકાયા વિના હિંમતથી બહાર આવતા. અને ગમે તેવી મુશ્કેલી, ટોણાં મેણાં અને વિરોધ વચ્ચે પોતાની ગંભીર જવાબદારી અદા કરતા. જ્યાં જ્યાં વહેમી ગહર્દગતિઓ પ્રગતિનો માર્ગ રોકતી હોય, જ્યાં જ્યાં આપખુદી પોતાનું શીર ઉચું કરતી હોય, જ્યાં જ્યાં માનવીનો જુલમ માનવીની જિંદગીને કચડી નાખતો હોય,–ત્યાં ત્યાં કાબરાજી પોતાની કલમના ભાલા સાથે ધસી જતા, અને જ્યાં અંધેરૂં હોય ત્યાં અજવાળું, જ્યાં અન્યાય હોય ત્યાં ન્યાય, જ્યાં ગુલામગીરી હોય ત્યાં છુટાપણું દાખલ કરતા ધન્ય છે તે પારસી માતાને, કે જેણે એક એવા પનોતા પુત્રને જન્મ આપ્યો, કે જેની મહાન લડતોએ સકલ હિંદની ઉન્નતિ અને સુધારામાં કાયમનો વધારો કીધો છે.

### નહિ ખરીદાય એવી સ્વતંત્રતા

એક પત્રકાર તરીકે કાબરાજીની સૌથી મૂલ્યવાન મીલ્કત તેમની સ્વતંત્રતા હતી અસલી ઇરાની ફેંટો પહેરી સાદા પોશાકમાં ફરતો, હાં ત્યાં પગે ચાલી જતો, પોતાના બચરવાલ કુટુંબ સાથે ગરીબીમાં જીવન ગાળતો આ પારસી દર રવિવારે "રાસ્ત ગોફ્તાર"માં પોતાની તેજસ્વી કલમ ચલાવી ધનવાનોને કંપાવતો, સત્તાવાળાઓને ડગમગાવતો, જુલમગારોની ઉપર આસમાન તોડી પાડતો,- એ બધાનો ભેદ એજ હતો કે રાસ્તી અને ઇનસાફના એ મક્કમ હિમાયતીનું સ્વતંત્રપણું કોઈ પણ ગજા કે લક્ષાધિપતિ ખરીદી શકતો નહોતો એક પત્રકારનું ગંભીર કર્તવ્ય એવી સ્વતંત્ર અને પ્રમાણિક રીતે બજાવવાને માટે કાબરાજીને વારંવાર મોટા ભોગો આપવા પડયા હતા. આજે તે અસાધારણ ભોગોની જમીનમાંથી ઉગેલાં મધુર ફળો આપણે ચાખીએ છીએ, ત્યારે એવા એક કિંમતી વારસાને માટે આપણો આભાર દરશાવવા કાજે મેં કાંઈક વર્ષો પૂર્વે લખેલા નીચલા શબ્દો આ માંગળિક પ્રસંગે કેખુશરો કાબરાજીની ફરવશીને અત્રે હાજર રહેલાં સર્વે નરનારીઓ તરફથી એકવાર પાછા સંભળાવાની હું રજા લઉં છું:

"એ મારી કોમના સૌથી મહાન અને યાદગાર લેખક! તું જ્યાં પણ હાલ વસતો હોય ત્યાંથી તારી મધુર વાર્તાનો રસ તેં આ પૃથ્વી પર છોડી મેલેલા અમો તારા ઓછા નસિબવન ભાઇબંધોમાં રેડ, કે અમો તારી નાદર કલમે બજાવેલી પવિત્ર ફરજો આગળ ચલાવવાને શક્તિ મેળવીએ, અને તારી બુલંદ કીર્તિના કિરણો દરેક દિવસના ઉગવા સાથે વધુ અને વધુ રોશની ફેલાવતાં રહે!"

### શ્રી નરીમાન સોરાબજી ગોળવાળા

મર્હુમ કાબરાજી એક ઉચ્ચ પ્રકારના સાહિત્યકાર હતા એમ તેમના રાસ્ત ગોફતારનાં તેમજ બીજાં લખાણો જોતાં જણાઈ આવશે. તેમનાં લખાણો ઘણા ઘણા વિધ વિધ પ્રકારના હતાં તેમનાં લખાણોમાં કરવી પારસી કોમને લગતાં લખાણો પણ નજરે પડે છે.

શુદ્ધ ગુજરાતી લખાણ માટે તેમનો ઘણોજ આગ્રહ હતો અને પારસીઓ શુદ્ધ ગુજરાતી લખતા થાય તે માટે વ્યાકરણ સમજાવવા માટે સહેલી ભાષામાં વ્યાકરણના નિયમો સમજાવતી કવિતાઓ લખી છે.

વાર્તા સાહિત્ય અને નાટય સાહિત્યમાં તેમણે મોટો ફાળો આપ્યો છે. હલકા રસવાળા સાહિત્યને તેઓ ધિક્કારતા હતા. અંગ્રેજીની ઉચ્ચી કક્ષાઓની વાર્તાઓને પારસી સંસારને અનુરૂપ રૂપાંતર આપીને રજુ કરતા

હતા. તેમની ભાષા શુદ્ધ, મીઠી અને વ્યાકરણની ભૂલ વિનાની હતી. 'દારાસાના' તેમનું ઉત્તમ પુસ્તક છે. તેમની ભાષા ગંભીર છતા રસિક હતી અને પ્રસંગને અનુરૂપ તેઓ રંગ આપી શકતા હતા.

નાટ્ય સાહિત્યની અંદર શાહનામા ઉપરથી લખેલું તેમનું 'જમશેદ' નામનું નાટક ઉત્તમ છે. નંદબત્રીશી, સીતાહરણ અને લવકુશ જેવાં હિંદુ વિષયનાં નાટકો રચવામાં તેમનો હાથ હતો. ધારે ત્યારે તેઓ હિંદુઓના જેવી શુદ્ધ અને સંસ્કૃત શબ્દોવાળી ભાષા લખી શકતા.

અત્યારના જમાનાની માફક તે વખતે પણ પુસ્તક ખરીદનાર એક અને વાચનાર વીસ હતા. પુસ્તક વેચાતું લઈ લેખકને ઉત્તેજન ન આપવા માટે તેમનો ઘણો બળાપો હતો.

વાર્તાકાર અને નાટ્યકાર તરીકે તેમણે ગુજરાતી સાહિત્યમાં મોટો ફાળો આપ્યો છે.

**મી. રૂસ્તમજી જમશેદજી દસ્તુર**

મોટા માણસોના જીવનથી કોમ અને દેશના ઇતિહાસ રચાય છે. મર્હુમ કાબરાજી ખરેખર એક મોટા સુધારક થઈ ગયા છે. સુધારો શબ્દ આપણા કાન ઉપર સૈકા થયાં પડયો છે પણ સુધારાનો ખરો અર્થ આપણે જાણતા નથી. સમાજ અથવા દેશની અંદર જે સડો પેસી ગયો હોય તેને દૂર કરવા ચળવળ અને આંદોલન ઉભું કરવામાં આવે તેને સુધારો કહે છે.

સુધારાઓ એટલા માટે કરવામાં આવે છે કે આપણામાં કુધારા દાખલ થઈ ગયા હોય છે. આપણી પારસી કોમમાં બાળલગ્નનો કુધારો નથી પણ તેથી ઊલટું મોટપણે લગ્ન કરવાનો રિવાજ પડી ગયો છે. આ પણ એક મોટો કુધારો છે, અને તે દૂર કરવા કાબરાજી જેવા મહાન સુધારકની અત્યારે જરૂર છે.

જુનું એટલું સોનું નથી તેમ નવું એટલું બધું સારૂ નથી, કાબરાજી જમાનાને અનુકુળ એવી શુદ્ધ નજર રાખીને સુધારો કરનારા હતા, અને એ રીતે તેમણે સમાજને પ્રગતિને પથે વાળ્યો હતો,

મી. રૂસ્તમજીના ભાષણ પછી મેળાવડા માટે કામ કરનારાઓનો મેયરશ્રી સોરાબ કાત્રકે વિગતવાર આભાર માન્યો હતો, તેમાં ખાસ કરી આ મેળાવડાની સઘળી ગોઠવણ એકલે હાથે પાર ઉતારવા માટે શ્રી ફિરોઝ શાહ રૂ. મહેતાનો ઘણો ઉપકાર માન્યો હતો. તે પછી 'સરસ્વતી દેવીની દૈવિવાસી દીકરીઓ' નામનો સંગીતયુક્ત ટેબલો સફળ રીતે બતાવવા બાદ મેળાવડાનું કામકાજ પુરૂં થયું હતું. (પારસી સંસાર અને લોકસેવા, કરાચીમાંથી ઉતારો)



“સ્ત્રીબોધ”ના અધિપતિ શ્રી કેખુશરો કાબરાજીએ મારા પહેલા લખાણને એટલો હરખભર્યો આવકાર આપ્યો કે મને લખાણો ચાલુ રાખવાને ઉત્તેજન મળ્યું. એટલુંજ નહિ પણ બે ત્રણ વધુ લખાણ મોકલતાં મારૂં નામ જાણવાને આતુરતા દેખાડી. અને "તમારા સરખા લખનારની મુલાકાતથી અમે ઘણા ખુશી થઈશું" કહી જણાવ્યું. કાંઈક શરમાળપણાથી મેં તેમને મળવામાં ઢીલ કરી અને તેના પરિણામે મારૂં નામ જાણવા વગર તેઓ બેહસ્તી થયા, જે માટે મને મનમાં ખેદ રહી ગયો છે તેઓ એક સુનંદા લેખક અને સાહિત્યપ્રેમી હતા, તે ઉપરથી તેમની આવી ઉત્કંઠા સમજી શકાય. આ ખુલાસો એટલુંજ દેખાડવાને કર્યો છે કે ખરાં બુદ્ધિવાન માણસો કોને સારૂં જોઈ શકતા અને તેને ઉત્તેજન આપવાને કેટલા આતુર હોય છે અને ખુશ થાય છે. મરહૂમના બીજા જાણીતા સદ્ગુણો સાથે લેતા આ ખુલાસો તેમના ઉંચ ચારિત્ર પર વધુ અજવાળું નાખી શકે.

—ડો. ડોસાભાઈ દ. ધાભર (સુબોધ સંગ્રહ, સને ૧૯૪૨ માં)

# કરાંચી મધ્યે જયંતીના મેળાવડામાં ગવાયલાં ગાયન

## ( ૧ )

રચનાર : શ્રી હોમી પી. મીણવાળા
ગાનાર : મામા પારસી કન્યાશાળાની કન્યાઓ
( રાગ : પીલુ તાલ : ત્રિતાલ )

સમજાવોને શાને ભેગાં મળ્યાં શુભ દિન આજ
ગુણ ગાવો કીર્તિના તેની જે સાહિત્યના સરતાજ—
સમજાવોને૦

સમાજ સુધારક જે
હિતેચ્છુ કોમના તે
અમર મૂકી નામ ગયા તે એ—સમજાવોને૦
"સ્ત્રીબોધ" ઉત્પન્ન કરનારા
વિદ્વાન એ લેખક હમારા
ઓગણીસ સદીના નેતા સેવા નિજ દેતા
અમૂલ્ય અનુપમ જ્યોતિર્ધર
હતો રાહબર જેનો પરવર—સમજાવોને૦

( સાખી )

વીરલો સપુત ! આજદિન પકાય કાબરાજીનો વંશ
જય તિ વળી તેની ઉજ્વાય જાણે જીવનનો અંશ
ઓગણીસ૦

---

## ( ૨ )

રચનાર : શ્રી વલ્લભદાસ પોપટ શેઠ
સ્વરકાર : સંગીત પ્રવીણ શ્રી દુર્ગાશંકર ત્રિવેદી
ગાનાર : મિસ. મનીજેહ સોરાબજી કાબરાજી
( રાગ : બાગેશ્રી તાલ : લાવણી )

( સાખી )

જબ તુમ આયો જગતમેં જગ હસે તુમ રોય,
ઐસી કરની કર ચલો તુમ હસે જગ રોય !

---

ઓ કેખુશરો ! તારી કલમની કીર્તિ દેશવિદેશમાં
એકલશૂરી સત્ય નિખાલસ ખુટલી નહિ કોઇ નીતમાં
તને શત્રુઓ પણ સંભારે, મિત્રો ના ઘડીભર વિસારે
શિષ્યો તો મોહી બલિહારે.
તેં ઘણી આલેખી નવલકથા ને નાટક ગરવી
ગ્રંથ ગુંથ્યા
'રાસ્તે' આ વિરલ લેખ લખ્યા
તુજ મધુરી યાદ અંતર ભરશું
અનુજીવને જીવી નહિ વિસરશું
સૌ ફરજ સદા અદા કરશું.

---

જન સમૂહના હિત અર્થે એક માનવી કેટકેટલું બજાવી શકે છે તેનું ઉત્તમ દૃષ્ટાંત વિવિધ બુદ્ધિબળ ધરાવનાર સાક્ષર કેખુશરો કાબરાજીના જીવન ચરિત્ર ઉપરથી મળે છે. નિયમિત રીતે તથા બાહોશીથી વર્તમાનપત્ર (રાસ્ત ગોફતાર) ચલાવવું, માસિક પત્ર ( સ્ત્રીબોધ ) લખી પ્રગટ કરવું, મ્યુનિસિપાલિટિનુ કાર્ય ખંતથી કરવું, જાહેર સભાઓમાં ભાગ લેવો, તથા અનેક જાહેર મંડળો ઉભા કરી ચલાવવાં તથા તેમાં ભાષણો કરવા, સંગીતના મેળાવડા કરવા, નવી નવી વાર્તાઓ રચવી, નાટકો લખવાં, અને તે ભજવવાની ખેલાડીઓને તાલીમ આપવી, ફ્રીમેસનરીની ઉચ્ચ પદવીઓ ભોગવી મેમ્બરોને પોતાના જ્ઞાનનો લાભ આપવો, ઇત્યાદિ, એક પુરુષ કરી શકે એ બુદ્ધિના પ્રારબ્ધનો ચમત્કારજ ગણી શકાય કેખુશરૂ કાબરાજી એક ઉમંગી સુધારક હતા,—પોતાની કોમના એટલુંજ નહિ પણ હિંદુઓ તથા મુસલમાનોને પણ બહુવાર માર્ગ દર્શાવતા હતા...ખોજા જેનરલ રેડીંગ રૂમમાં એમણે કિમતી ભાષણો આપી કયા કયા સુધારાઓ કોમને લાભકારક છે એ અસરકારક રીતે દેખાડયું હતું. ગ્રંથકાર તરીકે એમની કીર્તિ ફકત ઇલાકામાં જ નહિ પણ જંગબાર, મસ્કત, નાટાલ આદિ દૂરદરાજ સ્થાને ફેલાઈ ગઈ હતી. .સુધારક તરીકે સંસારી બદીઓ અટકાવવા એમણે ભગીરથ પ્રયત્ન કર્યો છે...ઉપર જે જે બદીઓ વિષે મેં ફકત ઇસારો કર્યો છે તે દરેક વિષે મહુંમ કેખુશરાએ સંખ્યાબંધ આર્ટિકલો લખી હતી અને તેના પરિણામમાં ઘણી ઓ હાસીમાં આવી તે તે વખતે બંધ પડી ગઈ હતી...
એક પત્ર

( ૩ )

## "કોમ અંધારે અટવાતે જો હોત ન અહીં એક કાબરાજી"

ગાયન રચનાર: શ્રી ફિરોઝશાહ રુસ્તમજી મહેતા

ગાયન ગાનાર ' સંગીત પ્રવીણ શ્રી દુર્ગાશંકર ત્રિવેદી

વિરબાઈજી હાઈસ્કુલના સંગીત શિક્ષક.

[ આ ગાયનની સારેગમ પાછલ આપેલી છે ]

(સવૈયા છંદ)

બાર વરસની બાળા પૂછે: "કહો મને તમ કાકાજી!
જન્મતિથિ જેની તમ ઉજવો કોણ હતા એ કાબરાજી?"
" સાંભળ પુત્રી: સપુત હતો એ 'સરસ્વતી'[1] જે પર રાજી;
કોમ અંધારે અટવાતે જો હોત ન અહીં એક કાબરાજી.
પત્રકાર પ્રખ્યાત પ્રમાણિક કલમ હતી તેજી તાજી,
'રાસ્ત' તણો 'ગોફતાર' હતો એ, કુધારક જાતા દાઝી,
મોટ મોટાનું માન મૂકાવે, ટેકે ન કોની પતરાજી;
કોમ અંધારે અટવાતે જો હોત ન અહીં એક કાબરાજી.
સરસ સુકાની 'સ્ત્રીબોધ'નો, શી એની સુન્દર વાણી!
વહેમ વસીલા ગયા હઠી ને નાર પારસી થઈ જ્ઞાની;
ઘર ઘર દીવા દીપી ઉઠયા, કજિયા કલેશ ગયા ભાગી;
કોમ અંધારે અટવાતે જો હોત ન અહીં એક કાબરાજી.
વાર્તા મહીં વણ્યા સુધારા કુધારા પણ ગયા લાજી
નાટકમાં ચાનક ચમકાવી, સંગીતથી કીધા રાજી;
ધર્મ સુધારા સર્વ સુધારા બધે રહ્યા ગાજી વાજી,
કોમ અંધારે અટવાતે જો હોત ન અહીં એક કાબરાજી.
વિધવાઓનાં સંકટ હણવા[2] ભાષણ કીધા ગુણકારી,
પારસી સાથે હિન્દુ ખોજા બન્યા એના બહુ ઉપકારી;
ન્યાય નીતિને હૈયે ધારી રાખી રંક તણી બાજી;
કોમ અંધારે અટવાતે જો હોત ન અહીં એક કાબરાજી.
કવિ કોવિદ[3] ને નાટયકાર થઈ પ્રાપ્ત કીધી મસ[4] પ્રખ્યાતી;
'રાજ્યગીત'[5] રૂડું જ રચીને ગોભાવી નિજ ગુજરાતી;
મહાજનોની[6] મિત્રાચારી, દરબારે[7] કીર્તિ ઝાઝી;
કોમ અંધારે અટવાતે જો હોત ન અહીં એક કાબરાજી.
ઓ નરવીર કેખુશરો! નામી[8] સુધારક સાચો હામી[9]
અર્ધ સદીની સેવા તારી, ના તેમા તલભાર ખામી;
શત સવત્સર[10] જન્મતિથિએ ફિરોઝ ઉચ્ચારે[11] થઈ રાજી:
કોમ અંધારે અટવાતે જો હોત ન અહીં એક કાબરાજી!

(૧) વિદ્યાદેવી (૨) દૂર કરવા (૩) વિદ્વાન (૪) ઘ ી (૫) God save the Queen ઉપરથી 'રક્ષ દેવ તુ મહારાણી 'નુ શ્રી કેખુશરોએ રચેલુ રાજ્યગીત (૬) મહાન માણુસો (૭) રાજદરબારમાં (૮) પ્રખ્યાત (૯) હિંમતવાળા (૧૦) એકસોમુ સાલ (૧૧) બોલે

૧૨—મદ્રાસણ : કેળવણી ને કળા તણું જે સદા કરે સેવણ,
તે જુઓ આ ધર્મપરાયણ* મોહક મદ્રાસણ.

૧૩—ગુજરાતણ: લાજે લટકે હાલી આવે ભોળી મનમોહન,
નમણી[14] ને નાજુક ખરી પ્યારી ગુજરાતણ

૧૪—કચ્છણ : ગ્રથ પ્રદેશની રમણી[15] તોયે રસ રંગે મોહાય[16],
કારીગરી જો કચ્છ તણી ખુદ બ ખુદ લેખાય.

૧૫—પારસણ : પારસમણિ[17] સમ પારસણની કરવી શી વખાણ !
સરસ્વતીની પહેલી પુત્રી હિન્દમાં આગેવાન.

*ધર્મમાં પ્રીતિવાળી ૧૪—રૂપાળી ૧૫—મનને ગમે એવી સ્ત્રી. ૧૬—શોભે. ૧૭—પારસમણિ એક એવી જાતનો અમૂલ્ય પત્થર કે જેનો સ્પર્શ થતાં લોઢું પણ સોનું બની જાય



# કેખુશરૂ કાબરાજીની જન્મશતાબ્દી

## મુંબઇમાં મેળાવડો (તા. ૨૪ મી અકટોબર ૧૯૪૨)

## મરહુમે બજાવેલી સેવાઓની તાજી કરાયેલી યાદ

## કાબરાજીનાં પુસ્તકો શોધીને તેની આવૃત્તિઓ છપાવવાની સુચના.

(જામે જમશેદ, કયસરે હિન્દ, વગેરે પત્રોના આધારે)

જાણીતા પ્રખર લેખક, વાર્તાનવેશ, નાટકકર્તા અને સંસાર-સુધારક મરહૂમ કેખુશરૂ નવરોજી કાબરાજીની જન્મ શતાબ્દીનો મેળાવડો શનીવાર તા. ૨૪ મી અકટોબરને દીને સાંજે પાંચ કલાકે સર કાવસજી જહાંગીર હોલમાં પારસી લેખક મંડળના આશરા હેઠળ ભેગો મળ્યો હતો અને તેમાં નીચલાં જાહેર મંડળોએ ભેગો સહકાર દર્શાવ્યો હતોઃ-ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ, ભગીની સમાજ, ભાટીયા સ્ત્રી મંડળ, શ્રી જૈન મહિલા સમાજ, સ્ત્રી જરથોસ્તી મંડળ, ગાયન ઉતેજક મંડળી, જ્ઞાન-પ્રસારક મંડળી, રાહનુમા-એ-માઝદયસ્નાન સભા, રથેસ્તાર મંડળ.

શરૂઆતમાં પ્રમુખ મીસીસ ખદીજા શફી તૈયબજીએ આ પ્રસંગની અગત્યતા સમજાવી મરહુમ શેઠ કેખુશરૂ કાબરાજીને એક સુધારક અને પ્રખર સામાજીક કાર્યકર્તા તરીકે અંજલી અર્પી, આજના પ્રસંગે પોતાને મળેલાં પ્રમુખપદ માટે આભાર માન્યો હતો. તે પછી પારસી લેખક મંડળના માનદ મંત્રી મી. જેહાબક્ષ બ. વાચ્છાએ મેળાવડા તરફ સહાનુભૂતિ દર્શાવનારા તથા મેળાવડાને ફતેહ ઇચ્છનારા નિચલા સંદેશાઓ વાંચી સંભળાવ્યા હતા.

## સંદેશાઓ.

**લેડી વિદ્યાગવરી ર. નીલકંઠ, (અમદાવાદ).**

મર્હુમ શેઠ કેખુશરો નવરોજી કાબરાજીની જન્મ શતાબ્દીનો મેળાવડો પારસી લેખક મંડળ તરફથી તા. ૨૪ મીએ થવાનો છે તે સમાચારથી હું ઘણી ખુશી થઇ છું. સંજોગોવશાત અસલ તારીખે આ મેળાવડો બંધ રાખવો પડેલો. પરંતુ હવે તે કરવાનું ધાર્યું છે તો આ કાર્યને સંપૂર્ણ સફળતા ઇચ્છું છુ. ગુજરાતી સાહિત્યમા મોટો ફાળો આપનાર, સમાજ સુધારક અને આગેવાન દેશહિતચિંતકને આવી અંજલી આપી આપની સંસ્થા તેમજ તે સાથે જોડાએલી સસ્થાઓએ ખરેખર સ્તુતિપાત્ર કામ કર્યું છે. સ્ત્રી ઉન્નતિ માટે મર્હુમને પુષ્કળ ઉત્કંઠા હતી. હિંદુ તેમ જ બીજી કોમો સાથે સમભાવ તેમણે રાખેલો. તેજ માતાના એ દૂરદર્શી પુરૂષને મારાં અનેક વંદન છે.

તા. ક. હું હાજર નથી રહી શકતી માટે ઘણી દીલગીર છું.

**કવિશ્રી અરદેશર ફ. ખબરદાર:**

શ્રી પ્રમુખ સાહેબા,

પ્રસિદ્ધ પ્રખર લેખક, નાટકકર્તા, નવલકથાકાર, સંગીતકાર, વ્યાખ્યાતા અને સંસાર સુધારક મરહૂમ શેઠ કેખુશરોજી કાબરાજીની જન્મ શતાબ્દી ઊજવવા મળેલા આજના

મેળાવડા પ્રત્યે હું સંપૂર્ણ સહાનુભૂતિ વ્યક્ત કરું છું. આજનો ઉત્સવ ખાલી પારસી કોમનો જ નથી પણ ગુજરાતી ભાષા બોલતી તમામ પ્રજાનો છે. સાહિત્યકાર નાતજાત કોમ ધર્મ આદિ ભેદોથી પર છે, એ તો તમામ મનુષ્ય જાતિની બુદ્ધિનો પ્રતિનિધિ છે. શ્રી કાબરાજી ગુજરાતી ભાષાની તેમ જ ગુજરાતી સમાજની અનેકવિધ સેવા કરીને અમર નામના મૂકી ગયા છે. આજે હિંદુ, પારસી, મુસ્લિમ, ખ્રિસ્તિ વગેરે તમામ પ્રજાજનો મરહૂમે કીધેલા ઉપકારના બદલામાં મરહૂમને ખરા હૃદયથી અંજલિ આપવા ભેગાં થયાં છે, એ આપણી ભાષાની અને સંસ્કૃતિની એકતાના શુભચિહ્ન રૂપે જ છે, હું પ્રભુને પ્રાર્થું છુ કે આપણે સૌ એ જ રીતે મનુષ્ય વચ્ચેના સ્વાભાવિક મતભેદ હોવા છતાં એક પિતાનાં સંતાન લેખે સદા એકતા જાળવી રાખીએ, અને આપણી ભૂમિના આપણા સાહિત્યના અને આપણી સંસ્કૃતિના ઉચ્ચ આશયોને જાળવી રાખી તેને જગતમાં પ્રકાશિત કરી શકીએ. શ્રી કેખુશરો કાબરાજીએ પોતાના સાહિત્ય લેખોથી તથા પોતાની અનેક પ્રગતિમય પ્રવૃત્તિથી એમના કાળની પ્રજાને સારી રીતે સંતોષી હતી, અને આપણા નવીન સાહિત્યકારો પણ એમને પગલે ચાલીને એવી જ સેવા અને એવી જ નામના મેળવે એ મારી સદિચ્છા છે. મારી શારીરિક અશક્તિને લીધે હું જાતે આવી શક્યો નથી તેથી હું દિલગીર છું. મારી તરફથી તેમ જ ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી આ શતાબ્દી ઉત્સવમાં ભાગ લઇને હું કૃતાર્થ થાઉં છું.

**શ્રી સ. એ. બ્રેલવી :**
**ધિ બોમ્બે ક્રોનિકલના તંત્રી**

I am very sorry I shall not be able to attend today's meeting to celebrate the centanary of K. N. Kabraji Kabraji was a courageous and fearless journalist who rendered great and valuable service to the country. He was one of the pioneers of education and social reform in the country which will not willingly let his memory die.

**શ્રી નસરવાનજી હી. પટેલ :**
**માનદ મંત્રી, જ્ઞાન-પ્રસારક મંડળી** ( સ્થાપના-ઈ. સ. ૧૮૪૮ માં )

મારા સર્વમાન્ય મિત્ર મહૂંમ શેઠ કેખુશરો નવરોજી કાબરાજી જેવા એક આગેવાન અખબારનવેશ, એક સાચા સંસાર-સુધારક, એક નામના-મેળવનાર નાટકનવેશ, એક વિખ્યાત વાર્તાનવેશ, "જ્ઞાન-પ્રસારક મંડળી" ને નવેસરથી ચાલુ કરવામાં એક અગ્ર ભાગ-ભજવનાર, તે નવેસરથી ચાલુ થયા પછી લગભગ દશ વર્ષ સુધી તેના પહેલા માનદ મંત્રીનો ઓહ્દો ભોગવનાર, તે મંડળી તરફથી સંખ્યાબંધ ભાષણો કરનાર તેમજ તેને માટે કાબેલ ભાષણકર્તાઓ મેળવનાર એક ઉત્સાહી અધિકારી, તે મંડળીને ઉંચે દરજ્જે પહોંચાડવાની ઉત્તમ ઉત્કંઠા ભેગો હદથી જ્યાદા ઉત્સાહ ધરાવનાર કારોબારી, "ગાયન-ઉત્તેજક મંડળી" ના એક બાહોશ સ્થાપક, દેશી ગાયન વિદ્યાને પ્રેમથી પંપાળનાર અને અને તેનો શોખ વધારવા કાજે તેના સંબંધી "જ્ઞાન-પ્રસારક મંડળી" મારફતે ભાષણો

માસિક "જામે જમશેદ" અને "મુંબાઈ સમાચાર"નું સમકાલિન છે. કેખુશરો કાબરાજીના મરણ પછી કાબરાજી કુટુંબના નરનારીઓએ તે ચાલુ રાખ્યું અને તેમનાં પુત્રવધુ સદ્‌ગત પુતલીબાઈ, મરણ પર્યંત, તેનાં એક તંત્રી હતાં. આશા છે કે કેખુશરો કાબરાજીની તેમજ પુતલીબાઈ કાબરાજીની યાદ ચાલુ રાખવા, "સ્ત્રીબોધ" માસિકને ચાલુ રાખવામાં આવશે એટલું જ નહિ પણ તેને સ્ત્રી વર્ગને તેમજ સમસ્ત સમાજને ચાલુ જમાનામાં પણ ઉપયોગી થઈ પડે તેવું કરવા માટે સંપૂર્ણ મહેનત કરવામાં આવશે.

કેખુશરો કાબરાજીની સેવાઓનું ઋણ કાંઈ પારસી કોમને માથે જ નથી. ઓગણીસમી સદીના બીજા અર્ધ ભાગમાં હિંદુ અને પારસી સમાજ-સુધારાના પ્રશ્નો નિરાળા નહોતા. હિંદુ અને પારસી સુધારકો તે સમયે સાથે મળીને કામ કરતા હતા. "રાસ્ત ગોફતાર" અને "સ્ત્રીબોધ"માં હિંદુ રીત રીવાજો અને ધાર્મિક દૂષણો સબંધી પણ ચર્ચાઓ ચાલતી હતી. જાણીતા હિંદુ સુધારક કરસનદાસ મૂળજીએ કાબરાજી માટે "રાસ્ત ગોફતાર"ની ખુરશી સ્વેચ્છાએ ખાલી કરી આપી હતી. મહારાજ લાયબલ કેસમાં કાબરાજીએ કરસનદાસને બહુજ મદદ કરી હતી. "સ્ત્રીબોધ"નું તંત્રીપદ પણ કરસનદાસ મૂળજી ઉપરાંત નાનાભાઈ હરિદાસ અને કવિ નર્મદાશંકરે શોભાવ્યું હતું. પારસી અને હિંદુ સુધારકો હાથમાં હાથ મેળવીને કામ કરતા હતા.

પારસી કોમનો ઘણો મોટો ભાગ મુંબાઈમાંજ વસ્યો, તેથી અંગ્રેજી શિક્ષણ, અંગ્રેજી સંસ્કૃતિ અને અંગ્રેજી લાગવગની અસર તેમના ઉપર સ્વાભાવિક રીતે વધારે થઈ. પરિણામે હિંદુ અને પારસીના નિત્ય જીવનના પ્રશ્નો ભિન્ન થઇ ગયા. ભાષાનું પણ તેમજ થયું. પારસીઓની માતૃભાષા તો ગુજરાતીજ હતી પણ અંગ્રેજી ભાષાના આકર્ષણે તેમને ગુજરાતી ભાષા તરફ બેદરકાર બનાવ્યા. બીજી તરફ ગુજરાતી ભાષાની ખીલવણી અને વિકાસ અનેકઘણાં વધ્યાં કાબરાજી જેવા સાહિત્યકાર અત્યારે આપણી વચ્ચે હોત તો હિંદુ-ગુજરાતી અને પારસી-ગુજરાતી જેવા વિભાગો હોત નહિ. આજે પણ સાહિત્ય પરિષદના સુકાની એક પારસી છે. કેટલાએક પારસીઓ ગુજરાતી સાહિત્યના વિકાસમાં સુંદર સાથ આપી રહ્યા છે કાબરાજીની જન્મ જયંતિને પ્રસગે પારસી કોમમાં ગુજરાતી ભાષાનો પરિચય અને અભ્યાસ વધે તેવી યોજના થાય તે ઇચ્છવા યોગ્ય છે. સાહિત્યનો વિકાસ તે તેમનું સાચું સ્મારક છે.

### કાબરાજી એક વ્યકિત

મુંબઈના શેરીફ મી **મીરઝા રશીદઅલી બેગ** 'કાબરાજી-એક વ્યકિત' એ બાબત પર વિવેચન કરતાં મરહુમ કેખુશરૂ કાબરાજીના ઉમદા વ્યક્તિત્વનો ખ્યાલ આપી જણાવ્યું હતું કે મરહુમ કેખશરૂ કાબરાજી એક એવા જમાનામાં જીવી ગયા હતા જે વખતે ઓરથોડોક્ષી (જૂનવાણી) તેના પૂર બહારમાં હતી. તે વખતના ઓરથોડોક્ષીના જમાનામાં સંસાર અને સમાજ સુધારાનું કામ કરી મરહુમ કાબરાજી હાલના જમાનામાં પણ એક સુધારક તરીકે પોતાની નામના મૂકી ગયા. તેમના જમાનામાં એક સુધારક બનવું એ કંઈ બચ્ચાંશાહી ખેલ ન હતો. અનેક મુશ્કેલીઓ અને વિરોધ છતાં કેખુશરૂ કાબરાજીએ પોતાનું કામ પાર ઉતાર્યું અને તેના મીઠાં ફળ આજે આપણે મેળવીએ છીએ. તેઓ એક પ્રખર જર્નાલીસ્ટ (પત્રકાર) હતા. તેઓની કલમે અનેકને ચમકાવ્યા હતા. હું આ પ્રખર લેખક, સંસાર સુધારક અને વાર્તાનવેશને વહાલભરી અંજલી અર્પું છું.

મી પેરતનજી કાપડિયાએ ખાસ રચેલું નિચલું ગાયન ગામડિયા ગર્લ્સ સ્કુલની બાળકીઓએ મધુર હલકે ગાયું હતું.

## " નર કયખુશરો કાબરાજી "

રચનારઃ—શ્રી પેસ્તનજી ફિરોજશાહ કાપડિયા

( આ ગીતની સારેગમ પાછળ આપી છે )

( સાખી )

જન્મ દિવસની શતાબ્દી, ઉજવે સૌ નર નાર,
કાબરાજી કેખુશરો સાક્ષરના શણગાર.

જનમ્યા જન જે સો વર્ષપર
નર કયખુશરૂ કાબરાજી.

બુદ્ધિમાન નામીચા સાક્ષર
નર કયખુશરો કાબરાજી.

મનહર લેખક—અધિપતિ લાયક.
સેવક સાહિત્યના લાભદાયક
ગુણવંત ગાયક—સંગીત પાયક.
નર કયખુશરો કાબરાજી.

( સાખી )

શબ્દો જેના સરીલા, શૈલી બહુ રસદાર
વાણી વિચારો બોધના, લેખકના સરદાર;

×

સમાજ સુધારક—ન્યાયના નાયક,
નાર સમૂહના નિર્મળ સ્હાયક
થઈ વ્યવહારિક—ભોગી તારક
નર કયખુશરો કાબરાજી.

( સાખી )

ધરી જોરાવર હાથમાં, કલમ તણી તલવાર,
લડયા હોંશ ને જોશથી યુદ્ધ અતિ યાદગાર

×

કલમ સેવાની હુંડી સૌ તક—
કાવ્ય, ગીતો, લખ્યાં વળી નાટક;
જાળવ્યા અબળાઓના હક
નર કયખુશરો કાબરાજી.

( સાખી )

સાહિત્ય, હુન્નર કળા, ભાષાના ભંડાર,
લખ્યા લેખ વર્ષો સુધી, 'હુયરત' રહી બેદાર.

×

જનમ્યા જન જે સો વર્ષપર
નર કયખુશરો કાબરાજી.
બુદ્ધિમાન નામીચા સાક્ષર,
નર કયખુશરો કાબરાજી.

### કાબરાજી—એક લેખક અને પત્રકાર

તે પછી મી. પેસ્તનજી ફી. કાપડિયાએ " કાબરાજી-એક લેખક અને પત્રકાર " તરીકે મરહુમને અંજલી આપતાં જણાવ્યું કે એક લેખક અને પત્રકાર તરીકેની મરહુમની કારકીર્દીનો ઇતિહાસ લાંબો છે. આજના ૧૯૪૨ના સાલમાં લેખક અને પત્રકાર તો સાધારણ શબ્દો થઈ પડયા છે, પણ સો વર્ષની વાત પર એક લેખક અને પત્રકારનું કાર્ય કેટલું બીકટ હતું તે સમજી શકાય તેવું છે. તે જમાનો અધિક્ષિન હતો, એટલે કફોડા સંજોગોમાં મરહુમ કાબરાજીને કામ લેવાનું હતું મરહુમ કાબરાજી એક લેખક અને પત્રકાર તરીકેની કેવી લાયકાત ધરાવતા હતા તે જાણવું જરૂરનું છે. મરહુમે અંગ્રેજી પાંચમા ધોરણ સુધીનોજ અભ્યાસ કર્યો હતો, પણ તે પછી તેઓ જગતની વિદ્યાપીઠમાં જોડાયા અને જનસેવા ઉપાડી લીધી. મરહુમની અનેક રમોલી વાર્તાઓ આપણે વાંચી છે, પણ તેમાંજ તેમની કારકીર્દી પુરી થતી નથી કલમની સ્વતંત્રતા તેમનો મુદ્રાલેખ હતો. એ ગુણનો હું વખાણનાર છુ મરહુમે સ્વતંત્ર કલમથી અનેક દુશ્મનો ઉભા કર્યા, પણ એ દુશ્મનો ખરી સ્થિતિ જાણતાં મિત્રો બન્યા હતા. કાબરાજીના યુગ પછી દેશમાં હજારો પત્રો પ્રગટ થવાં છે નિશાળના અભ્યાસમાંજ કાબરાજીએ પત્રકાર તરીકેની કારકીર્દી શરૂ

કરી હતી. બાળ વિદ્યાર્થી જીવનમાંજ એક પત્ર મરહુમે ચલાવ્યું હતું આજના પત્રકારના જમાનામાં જે સગવડ અને સાધન મળે છે, તે કાબરાજીના જમાનામાં હતાં નહીં. આજના પત્રો માટે ઘણાં ક્ષેત્રો મળી રહે છે. છતાં પણ કાબરાજી એક ફતેહમંદ પત્રકાર અને લેખક તરીકેનું નામ જગ આશકારા કરી ગયા છે. આનું કારણ તેવણનો ઉંડો અભ્યાસ વિચાર શક્તિ અને બીજા સારા ગુણોને આભારી છે. કાબરાજી એક નિર્ભય અને સ્વતંત્ર વિચારક હતા. એક વિવેચક તરીકે પણ કાબરાજીને ભારે કપરી કસોટીમાંથી પસાર થવું પડયું હતું. તેમના જમાનામાં પણ કાબરાજીએ નવો સમાજ ઊભો કર્યો હતો. કાબરાજીની તેજી કલમના બાણો સચોટ ધાર્યું કામ કરી જતાં હતાં. તે જન્મેજ પત્રકાર હતા. સારા પત્રકારને દીપાવે એવા તે નર હતા. ૨૦ મી સદીના પત્રકારોમાં મરહુમે પોતાનું સ્થાન સલામત જાળવી રાખ્યું છે.

### કાબરાજી—એક સ્ત્રીકેળવણીકાર

**મીસ કપીલા ખાંડવાળાએ** કરેલા વિવેચન દરમ્યાન મરહુમ કાબરાજીએ સ્ત્રી કેળવણીમાં આપેલા અગત્યના ફાળા બાબે બોલતાં જણાવ્યું હતું કે પારસી બ્હેનોની આજની પ્રગતિ કેખુસરો કાબરાજીને જ આભારી છે. આજે અમે સ્ત્રીઓ છુટથી હરી-ફરી શકીએ છીએ, પરંતુ કાબરાજીના જમાનામા એમ કરવું મુશ્કેલ હતું. કાબરાજીએ સ્ત્રીઓપર ખોટા અંકુશો મૂકતી તે વખતની રૂઢી સામે જેહાદ જગાડી પોતે અનેક હાડમારી વેઠીને પણ, પોતાના ઘરથી જ શરૂઆત કરી, સ્ત્રીઓને આગળ પાડી. કાબરાજી તો સ્ત્રી વર્ગના એક પાયારૂપ હતા. સ્ત્રી વર્ગ તરફથી હું એમને અંજલી અર્પું છું.

### કાબરાજી-એક વાર્તાલેખક અને નાટકકર્તા

**શ્રી હરીપ્રસાદ ભટ્ટે** (મસ્ત ફકીર) કરેલાં વિવેચન દરમ્યાન જણાવ્યું હતું કે ગુજરાતી સાહિત્યમા સામાજીક અને સંસારી વાર્તા લખનાર કેખુસરો કાબરાજી હતા તેમની ભાષા સાદી અને રસીલી હતી. તેઓ ફક્ત મનોરંજન માટે જ નહી લખતા પરંતુ એક ઉમદા "મીશન" થી લખતા હતા. પારસી કોમમાંની તવંગરીના તકોબરી, ખોટા ખર્ચો ને જુની પ્રથા સામે તેઓએ પોતાની કલમ ઉપાડી હતી તેમણે દમયતી અને હરિશ્ચંદ્ર જેવાં નાટકો પણ લખ્યાં હતાં. હીંદુઓમાં જેમ નર્મદાશકર હતા તેજ મીસાલ પારસીઓમાં કાબરાજી છે. પારસી લેખક મંડળે એમનાં નાટકો, વાર્તાઓ, લેખો વિગેરેમાથી સારાં લખાણો ભેગાં કરી બહાર પાડી તેમની યાદગીરી જાળવવી જોઇએ.

### કાબરાજી-એક સુધારક

**શ્રી ખુરશેદજી જ. બ. વાડીયાએ** તે બાદ "કાબરાજી—એક સુધારક" એ વિષય ઉપર બોલતાં જણાવ્યું કે પારસી કોમે દરેક જમાનામાં મહાન જોદ્ધા ઉત્પન્ન કીધા છે; તેમાં કેખુશરો કાબરાજીનું સ્થાન બહુ અગત્યનું છે. એઓ એક મહાન સુધારક હતા, અને તેઓનું વ્યક્તિત્વ ઑલ રાઉન્ડ-દરેક દિશામાં હતું, અને જીવનના તમામ વહેવારમાં પણ તેઓનું કાર્ય તેવું જ હતું. કલમ, જબાન અને મગજના જોરે એઓ આગળ વધ્યા. પારસી કોમમાં સુધારો દાખલ કરવા સાથ તેઓએ હિંદુ અને ઇસ્લામી કોમમાં પણ સુધારાનો ખ્યાલ અને પરિચય કરાવ્યો હતો. આજે પણ કેટલાકો સુધારા શબ્દથી ભડકે છે તો તે જમાનામાં સુધારો કરવો એ સહુથી મુશ્કેલ કાર્ય હતું. સુધારાઓ કાંઈ આજકાલથી ચાલતા આવ્યા નથી—

તે તો આરંભ અને પૂર્વના જમાનાથી થાય છે. જેમ પારસીઓમાં થતાં બાળલગ્નો સામે કાબરાજીએ પુકારો કર્યો, તેમ હિંદુઓમાં ખોટા રીવાજો દૂર કરવામાં તેઓનો ફાળો અગત્યનો હતો. ઈસ્લામી કોમમાં સ્ત્રીકેળવણીનો પ્રચાર કરનાર પણ તેઓ જ હતા. તેઓ પાસે શક્તિ, કલમ, જબાન અને મગજનું જોર હતું. અને તેથી કરીને દરેક કોમમાં કેળવણીનો પ્રચાર, સામાજીક સુધારા તેમજ ધર્મ સુધારા પણ દાખલ કરાવવામાં તેઓએ ફત્તેહ મેળવી હતી. વળી રાજગીતનો તરજુમો ઉતારવાનું માન પણ એમને ફાળે ગયું હતું એવા એક કોમી કીર્તિના ઝળકતા સેતારાને આજના દિવસે અદેશાન સાથે યાદ કરતાં આપણને ખુશી ઉપજે છે. દરેક જમાનામાં સુધારાઓ સામે ઝુંબેશ ઊઠાવવામાં આવે છે, જેનો આપણને આ જમાનાનો તાજો અનુભવ છે. તેજ પ્રમાણે કાબરાજીના સૂચવેલા દરેક સુધારા સામે ઝુંબેશ ઉઠાવવામાં આવી હતી, પણ તે કેટલી તકલીફી હતી તે આજના આપણા પારસી સંસાર ઉપરથી આપણે જોઇ શકિયે છીયે. એટલે દરેક સાચ્ચા સુધારા સામે દરેક જમાનામાં વિરૂદ્ધતા થાય છે, પણ તે વિરૂદ્ધતા કેમ મારી હઠાવવી તેનો પાઠ કેખુશરો કાબરાજી આપણને શીખાડી ગયા છે. અને જો તેઓને પગલે આપણે ચાલીશું તો આપણી જીંદગીનો ફેરો સફળ કરીશું.

વતનના સાચ્ચા સપુત

**પ્રમુખબાનુ ખદીજા શફી તૈય્યબજીએ** વિવેચન કરતાં જણાવ્યું હતું કે મરહુમ કેખુસરો કાબરાજી તો વતનના એક સાચા સપુત અને મહાન નર હતા. તેઓએ અનેક દિશામાં કામ કીધું હતું તે તમે અહીં થયલાં વિવેચનો પરથી જોઈ શકો છો. તેમને કોમ તેમ જ પરકોમ માટે લાગણી હતી. તેઓ એક સાચા સુધારક હતા. તેમના જમાનાના લોકો સંગીત તરફ આડા કાન કરતા હતા અને સંગીતકારો તરફ હલકી નજરથી જોતા હતા, પરંતુ કાબરાજીએ ઉપાડેલી ઝુંબેશને પરિણામે આજે મોહલ્લે મોહલ્લે સંગીતના મધુર સુરો ગુંજી રહ્યા છે. કાબરાજી પુરાણા રીવાજોના જમાનામાં પેદા થયા હતા. સ્ત્રીઓને પડદાનો ત્યાગ કરાવવામાં પણ તેમની કિમતી મદદ હતી. તેઓએ બજાવેલી શાહેરી સેવાયે કંઈ નાની-સુની નહી જ કહેવાય. એક પત્રકાર તરીકે મરહુમે સંસાર સુધારા લાવવામાં સારો હીસ્સો આપ્યો હતો. સ્ત્રીઓની આઝાદી અને સમાનતા માટે પણ મરહુમે લડતો ઉપાડી હતી. આવા એક મહાન નર અને સમાજ સુધારકને અહીં જે વક્તાઓએ અંજલી આપી છે, તેમાં હું લાગણી સાથ સામેલ થાઉં છું.

તે બાદ પારસી લેખક મંડળના માનદ-મંત્રી શ્રી. **જેહાંબક્ષ બહુમનશાહ વાચ્છાએ** મદદગારોનો આભાર માનતાં જણાવ્યું હતું કે સઉથી પ્રથમ આભાર જાણીતાં સંસાર સુધારક અને કેળવણીકાર લેડી વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ બી. એ. નો માનવાનો છે. આ મેળાવડો શેઠ કાબરાજીના ગઈ તા. ૨૧ મી ઑગસ્ટના જન્મદિવસે જ યોજવામાં આવ્યો હતો, અને તે પ્રસંગે પ્રમુખપદ લેવા લેડી નીલકંઠે કબુલ્યું હતું, પણ કમનસીબે શહેરમાં ચાલેલી અવ્યવસ્થાને લીધે આ મેળાવડો મુલતવી રાખવામાં આવ્યો હતો. તેઓ આજે અત્રે પધારી શક્યા નથી, અને તેઓની જગ્યાએ તેઓના જેવાં જ એક બીજાં ગુણવંત કેળવણીકાર, અને સંસાર-સુધારકોમાં જાણીતા થયલાં બહેન તેવાં જ નબીરી મીસીસ ખદીજા શફી તૈયબજીએ આજના મેળાવડાનું

## મુંબઇના મેળાવડામાં ગવાયલું ગાયન

# “નર કયખુશરો કાબરાજી”

રચનાર : મી. પેરતનજી ફી. કાપડિયા

( ગાયનનુ સ્વરલેખન )

( રાગ ભીમપલાસી )

( સાખી )

પ પ મ પ – ગ મ પ પ
જ ન્મ દિ વ સ ની શ તા બ્દી

નિ નિ મ નિ ધ પમ પ પધનિધ પ
જ ન્મ દિ વ સ ની શ તા બ્દી

પ પ પ પધ પધપ મપમ ગમગ રે
ઉ જવે સૌ નર ના — — ર

રે રે રે રે રે રે રે રેગ મમ ગરે સારે
કા બ રા જી કયખુશ રો – – –

પ નિ નિ સા રે ગ રે –
સા ક્ષ ર ના શણગાર

| | | | |
|---|---|---|---|
| સા રે નિ નિ | સા મ – મ | – મ મ ગ | મપધ – – – |
| જ ન્મ્યા જ ન | જે (ડ ડ) સો | (ડ) વ ર સ | પુર (ડ ડ ડ) |
| ગ ગ ગ મ | પ નિ પ મ | ગ – રે – | સા ડ ડ ડ |
| ન ર ક ય | ખુ શ રો ડ | કા ડબ રા (ડ) | જી (ડ ડ ડ) |
| સા રે નિ – | સા મ – મ | મ મ મ ગ | મપધ – – – |
| સુ (ડ) દ્વિ (ડ) | મા ન (ડ) ના | મી ચા સા (ડ) | ક્ષર (ડ ડ ડ) |
| ગ, ગ ગ મ | પ નિ પ મ | ગ – રે – | સા – – – |
| ન ર ક ય | ખુ શ રો ડ | કા બ રા (ડ) | જી (ડ ડ ડ) |
| પ પ નિ નિ | સાં – સાં – | પ નિ સા રેં | નિ ધ પ પ |
| મે ન હુ ર | લે (ડ) ખ ક | અ ધિ પ તિ | લા (ડ) ય ક |
| પ – નિ નિ | સારેંગં – રે સા | – નિ ધ મ | પધ નિ ધ પ |
| સે(ડ) વ ક | સા (ડ)હિ ત્ય | ડ લા (ડ) ભ | દા (ડ) ય ક |
| સા પ પ પ | પધ નિ ધ પ | મ પ ગ સા | ગ મ પ પ |
| ગુ ણ વં ત | ગા (ડ) ય ક | સ (ડ) ગી ત | પા (ડ) ય ક |

| | | | |
|---|---|---|---|
| ગ ગ ગ મ | પ નિ પ મ | ગ – રે – | સા – – – |
| ન રે ક ય | ખુ શા શે (ઽ) | કા બ રા (ઽ) | છ (ઽ ઽ ઽ) |

(સાખી)

મ મ પ નિ નિસાનિસા નિ નિ સાં સાં સાં રે સારેંસાં નિસાં
શબ્દો જેના સુ(ઽ)રીલા શૈલી બ હુ ર સ દા ર
ગ ગ ગ ગ ગ મ મ રેમપધમપમપગરે
વાણી વિચારો ઓપ ના...... ....
ગ મ નિ પ ગ રે સા નિ સા –
લે(ઽ) ખ ક ના (ઽ) સ ર દા ર

| | | | |
|---|---|---|---|
| સા ગ – મ | પ – પ પ | ગ ગ નિ પ | ગ રે નિ સા |
| સ મા જ સુ | ધા (ઽ) ર ક | ન્યા ય ના (ઽ) | ના (ઽ) ય ક |
| ધ – ધ પ | ધનિ સા સા – | નિ ધ પ મ | પધનિ – પ પ |
| ના (ઽ) ર સ | મૂ હ ના (ઽ) | નિ (ઽ) મં ળ | સ્હા (ઽ) ય ક |
| સા પ પ પ | પધ નિ ધ પ | મ પ ગ સા | ગ મ પ પ |
| થ ઇ વ્ય (ઽ) | વ્હા (ઽ) ર ક | ભો (ઽ) ગી (ઽ) | તા (ઽ) ર ક |
| ગ ગ ગ મ | પ નિ પ મ | ગ – રે – | સા – – – |
| ન ર ક ય | ખુ શ ન (ઽ) | કા બ રા (ઽ) | છ (ઽ ઽ ઽ) |

(સાખી) .

નિ નિ નિ નિ નિ નિ નિ નિ ધપધપમ
ધ રી જો રા વ ર હા થ માં – – – –
મ પ પ પધની ધ નિ પધપ
ક લમ ત ણી ત લ- વા ર
નિ નિ નિ નિ નિ નિ નિ નિ પનીસારેનીસાં
ધ રી જો રા વ ર હા થ માં – – –
નિ નિ સા પનીસારેનિસા પ ધ પ
ક લમ ત ણી – – ત લ વા ર
ગ પ પ પ પ પ પ ધપધપપ
લ ડયા હો શ ને જો શ થી – – –

ગ ગ મ સા ગ મમમ ગમગ સા રે સા
પ્રુ ફ્ર અ તિ – – – થા દ ગા ર

| | | | |
|---|---|---|---|
| સાં સાં – નિ | પની સારે સા – | નિ ધ પ મ | પ ધ પ પ |
| ક લમ (ઽ) સે | વા (ઽઽ) ની (ઽ) | કું (ઽ) ટી (ઽ) | સૌ (ઽ) ત ક |
| નિ – નિ નિ | નિ ધ પ મ | પ ધ ની સાં | પ ધ પ પ |
| કા (ઽ) વ્ય ગી | તો (ઽ) લ (ઽ) | ખ્યાં (ઽ) વ ળી | ના (ઽ) ટ ક |
| સા – પ પ | પધ નિ ધ પ | મ પ ગ સા | મ મ પ પ |
| અ (ઽ) ળ (ઽ) | વ્યા (ઽ) અ બ | ળા (ઽ) ગો (ઽ) | ના (ઽ) હ ક |
| ગ ગ ગ મ | પ નિ પ મ | ગ – રે – | સા – – – |
| ન રે ક પ | ખુ શ રો (ઽ) | કા બ રા (ઽ) | જી (ઽ ઽ ઽ) |

(સાખી)

મ મ પ ની પ નિ સાં નિ સાં નિ નિ સા પની સારે નિ ધ પ
સા હિ ત્ય (ઽ) હુ ન્ન ર ક ળા ભા ષા ના – – – – ભં ડા ર
ગ મ મ ગ ગ સારેમ સારેગમ ગમ ગગમ મ ગરે સા નિ સા
લ ખ્યા લે ખ વ ર્યો – – – સુધો 'હુયરત' ર હી(ઽ) બે ન ર

## કરાંચીના મેળાવડામાં ગવાયલું ગાયન.

"બાર વરસની બાળા પૂછે" ગાયનનું સ્વરલેખન

[ રાગ ભીમપલાસી-ત્રિતાલ ]

( ગ તથા ની સ્વર કોમળ આવે છે )

| | | | |
|---|---|---|---|
| ૧ બા — ર વ | ૨ ર સ ની – | ૦ બા – ળા – | ૩ પૂ – છે – |
| પ — પ પ | મ પ ગ મ | પ – પ મ | પ ધ પ – |
| કે હો – મ | ને – ત મ | કા – કા – | જી – – – |
| પ પ – ધ | પ મ મ પ | ગ – મ – | પ – – – |

# સમકાલિન સાક્ષરોની અંજલી

## (થોડાંક અવતરણો)

હું કે મનુષ્ય ભૂલચૂકથી ભરપૂર છે, તથાપિ શ્રી કૈખુશરો કાબરાજી વિષે તો હું ખાતરીપૂર્વક કહું છું કે તેઓ પૂર્ણ સદાચારી, સત્કારી, નીતિમાન, દયાળુ અને પૂર્ણ પરગજુ સ્વભાવના હતા. એમના પવિત્ર હૃદયની છાપ જ્યારે મેં બાળપણે "દુખિયારી બચુ" નામની એમની પ્રખ્યાત વાર્તા વાંચી ત્યારથી જ પડી, પણ તેમને જોવા મળવાની તક મળી નહોતી. એ પછી સંસાર સુધારા વિષે મારું વ્યાખ્યાન હતું તે વેળા શ્રી કાબરાજી સાથે પહેલીજ મુલાકાત થઈ. યુરોપનો પ્રવાસ કરી આવ્યા બાદ તેમણે પોતાના અનુભવ સાથના વ્યાખ્યાનો આપ્યા તે ઘણાખરાં મેં સાંભળ્યા હતા. તે સિવાય જૈન ધર્મની હિમાયતમાં અને જાનવરો પર ગુજરતા ઘાતકીપણા ઉપર એમણે કનમતા ખાતે કરેલી દીનદયાલ એક ભાષણમાં સાંભળી નવાઈ લાગી હતી. એમની વાણીમાં નૂતનતા જ માલમ પડતી. ગમે તેવા જાણીતા વિષય પર પણ તેઓ નવુંજ કહેતા. ત્યારબાદ કરસનદાસ મૂળજીની જયંતિનો મેળાવડો થયો. સભાપતિની ખુરશી પર શ્રી દામોદર સુખડવાળા હતા. આ પ્રસંગે થયેલાં ભાષણો સાંભળી મારા મનમાં કાબરાજીની કારકીર્દિ નજરે આવી. પોતે એક પારસી છતાં હિંદુ સંસાર સુધારા માટે કેટલો બધો શ્રમ કર્યો છે, રાસ્ત પત્રમાં લેખો લખીને, ભાષણો આપીને અને નાટક દ્વારા હિંદુ સંસારની કેટલી સેવા બજાવી છે, તે વિષે મેં પણ બે બોલ કહ્યા. કેમકે હિંદુ તરીકે કરસનદાસે પોતાની કોમની હીમાયત કરી હતી, પણ કાબરાજીએ તો પારસી છતાં અને તેમના પ્રત્યે જુના વિચારના હિંદુઓ વિરુદ્ધ છતાં કરેલી પહેલ અને હિંમત સ્તુતિપાત્ર હતી. કોઈ પણ દેશ કલ્યાણના કામમાં કે જાહેર સભામાં કાબરાજીની હાજરી ન હોય એ અશક્ય. શરીર અશક્ત થયું છતાં ઝૂલતા હાથીની પેઠે તેઓ ઘણી સભાઓમાં જોવામાં આવતા. કોઈ પણ ગરીબ કે દુખી માણસનો તેમને ઇનકાર નહોતો. ગરીબનું કામ કરવાને અને મન દઈ મદદ કરવાને ટાઢ, તાપ કે વરસાદની દરકાર કર્યા વિના જાતે દોડી જતા, અને વખતે ખુબી તો એ કે સઘળું કરતા છતાં જાણે કશું કર્યું જ નથી તેમ નિરાભિમાન અને મૌન રહી પોતાનું કર્તવ્ય ગણી કરે જતા હતા.. એમનાં લખાણમાં શબ્દચાતુર્ય જેવું જ અર્થ માધુર્ય પણ અનુપમ હતું. હિંદુ વિદ્વાનો પણ તેમની શુદ્ધ ભાષાની અને પવિત્ર ભાવનાની ગણના કરતા. ભાષાની છટા ગંભીર મનોરંજક અને જ્ઞાનભંડારથી પરિપૂર્ણ હતી. એમના મૃત્યુથી ભી વર્ગે એક ભલો ભ્રાતા અથવા ગુણી પિતા ગુમાવ્યો છે.

—માણેકબાઇ જહાનજી ધર્મસિંહ કવિ

(ઓસાધનો કે. ન. કાબરાજી સ્મારક ગ્રંથ સને ૧૯૦૪)

તેમની હાલતને કાબરાજી "બેહેકેલાં વાજાં" ની ઉપમા આપે છે. જેમ એક વાજું જો બીગડી ગયું અને તેની કમાન છટકી ગઈ તો વાગ્યા જ કરી ગાયનની હદ કુદાવી જાય છે, તે જ મિસાલે આ "હાલી ફીશ્યારીખોર અશણુ" ઓરતો, આ "ફાથીનના અવતારો, પોતે સુધારાની નકલ કરી એક કમાન ખસેલાં વાજાં માફક બેહેકેલી લાગે છે.

સાચા સુધારાને અપજશમાં લાવનાર, ખરા સુધારાને શરમાવનાર, "ફૌનકો" કાબરાજી નાપસંદ કરે છે, જે ઓઓ મોઢાને પાઉડર ચોપડીને ગોરૂં કરવા સાથ હાથને ગોરા બનાવવા "ગલેફ" બાંધે છે તેમને તેઓ "બેહેકેલુ વાજુ" કહે છે. એ સંબંધમાં વાર્તાનો નાયક બોલે છે તે જુઓઃ–" હું એટલું જ ચાહું છું કે મારી મા અને બ્હેનો, મારા થાણાનાં બૈરાંઓ, આ ગલેફ પહેરવાનાં ધેલાં કાઢે નહિં તો સારૂં. એ બેહેકેલું વાજું મુંબઈમાં જીવે છે ને મુંબઈમાં જ મરી જવું જોઈએ. મારા થાણા ગામથી જુદા એ બેહેકેલા વાજાંની પનાહ રાખે."

જે ખરા સુધારાની કેખુશરો કાબરાજી તથા તેમના મલતાવિશેકોએ ભલામણ કીધી છે તે કાંઈ આવો ન હતો. આ તો ખોટો, ઠાલો, તકલીદી અને ફુન્નરમંદ હતો. ખરો સુધારો તો કુદરતી સાદાઈમાં સરજેલો અમીરી ખવાસમાં પ્રગતી નિકળનો, નક્કર સંગીન, ઘર અને સંસારને સુધારી બહેસ્તખાનું બનાવનારો, વહાલ, સંપ સંપજ, સંપતિ અને સંમતિમાં સમાયલો છે. —રૂસ્તમ બ. પેમાસ્તર.

[ સ્ત્રીબોધ કે. ન. કાબરાજી સ્મારક ગ્રંથ (૧૯૦૪)

## " ગુર્જર યુગો * "

( ગજલ )

ગિરા ગુણવંતી ગુજરાની ખિલાવી ખાંતથી ખાસી,
ખલક માંહી કરી ખ્યાતી કલમથી, કાબરાજીએ.
રૂડી ગુજરાતી રાણીને ખુશીથી ખૂબ ખીલાવી,
વખાણી રાણી વાણીને કલમથી કાબરાજીએ.

× × ×

હતો ગુજરાતીનો હાથી, સુધારાનો ખરા સાથી,
નકારી રૂઢિયો નાથી[1] કલમથી કાબરાજીએ
હતો ગુજરાતીનો હીરો, રસિક ને એક રંગીલો,
તીખાં ફેંક્યાં બહુ તીરો કલમકશ કાબરાજીએ.

× × ×

જમાનાનો ખરો જોદ્ધો, સુકીર્તિ લઇને સુતો,
મચાવી રંગ મસ મોઘો, કલમથી કાબરાજી તે.

× × ×

ભવાની કેમ ભૂલાશે, વીર ! તારી વાતો ?
વિરહથી ઝૂરીને વાંસે હું આવીશ ભેટવા હોંશે.

× × ×

( દોહરા )

દામોદરના[2] દોસ્ત, ને મમતાળુ મમ મિત્ર,
કરસનદાસ[3] તણી કથા પઢશે કોણ પવિત્ર ?

× × ×

' કુંવારી કન્યાની[4] કહો કરશે ચર્ચા કોણ
કાબરાજી જાતાં કહો મધુરું ભરશે મોણ ?

× × ×

કેખુશરોની કલમની ખરી પડી ગઈ ખોટ,
લેખણથી જીતી લીધો કીર્તિ કેરો કોટ.

૧૯૦૪. —કવિ ભવાનીશંકર નરસીંહરામ.

---

* વિકટર યુગો (Victor Hugo)

૧ નાથ (નથ) ઘાલી નામાંકિત ફ્રેન્ચ કવિ નાટક કર્તા અને નવલકથાકાર, સને ૧૮૦૨–૮૫,
૨ હિન્દુ સુધારક સુદ્ધારક દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા ૩ કરસનદાસ મૂળજી પ્રસિદ્ધ સુધારક.
૪ " કુવારી કન્યાની હિન્દુ સુધારા સૂચિની મારી રચેલી નવલકથા પર મોહ પામીને સ્વ૦ કેખુશરો [illegible]

## ઉપસંહાર

કેખુશરો કાબરાજીની ૧૦૦ મી જન્મતિથિ ઉજવવાની સૂચના પ્રથમ રાસ્ત રાહુબર પત્રે એમની છેલ્લી મરણતિથિને પ્રસંગે કરી હતી. અને ત્યારેથી તે પત્રમાં "રાસ્ત ગોફ્તારનો જમાનો" એ મથાળાં હેઠળ કાબરાજીએ પોતે ૧૯૦૧ માં લખેલ "અહેવાલે રાસ્ત ગોફ્તાર" માંથી તે જુના જમાનાના કુચાલો અને તે સામે રાસ્ત ગોફ્તારે ચલાવેલી લડતો. તથા સ્ત્રીકેળવણી અને ઓના છુટાપણાની હિમાયત અને અંતે થયેલા 'સુધારા, એ સઘળા બનાવોનું વર્ણન કાબરાજીના જ શબ્દોમાં દર અઠવાડિયે ઉતારા કરી અપાતું રહ્યું. તે પછી તા. ૨૧ મી ઑગસ્ટ ૧૯૪૨, એટલે જન્મ શતાબ્દીના દિવસે રાસ્ત રાહુબરનો ખાસ "સાલગીરી અંક" કાઢી તે આખો અંક સદ્‌ગતની છબી સાથે નીચલા શબ્દોમાં તેમને અર્પણ કરવામાં આવ્યોઃ

"સાચો સંસાર સુધારક"
મરહુમ શેઠ કેખશરો ન. કાબરાજી
જેમને અમારો આ અંક અર્પણ કરીએ છીએ"

એ અંકમાં મરહુમને લગતા બીજા ખાસ લેખો ઉપરાંત તેમના મરણ વખતે લખાયલી કેટલીક કવિતાઓના ઉતારા પણ છે જેમાં કવિ શ્રી ખબરદારના કાવ્યમાંની નીચલી એક જ કડી અત્રે ઉતારીએ છીએઃ—

"રાય અને રૈયતની સેવા સ્નેહે કીધી ઘણી,
ભૂમીમાં ન રાખ્યો ભાર કોઈના ભરમનો;
દિલમાંહી દાઝી ધારી કલમ તું ગાજી રહ્યો,-
અરે કાબરાજી! પામ્યુ પાર કયાં મરમનો?......
અરે ઓ કલમ! ત્હારી સેવામાં જીવન ગાળ્યું,
સેવી તને ગયો ત્હારો સપુત સાક્ષાત તો;-
લેખક હજાર થશે, પંડિત અપાર થશે,
ખલકમાં તોય તેની ભૂલારી ન ખ્યાત તો!"

એ અરસામાં જામે જમશેદ, કયસરે હિન્દ, ગુજરાતી, સાહિત્ય પરિષદ પત્રિકા અને બીજા પત્રોમાં પણ મરહુમની જન્મશતાબ્દીની મહત્વતાનું સૂચન આપનારા અનેક લેખો પ્રગટ થયા, જેમાંના કેટલાક અમારા આ અંકમાં સામેલ કર્યા છે. એ ચલવલને પરિણામે મુંબાઈ અને કરાચીમાં મોટા મેળાવડાઓ ભરવાની તૈયારીઓ થઈ રહી, અને મુંબઈના મેળાવડામાં પ્રમુખપદે લેડી વિદ્યાબહેન નીલકંઠ બીરાજવા કબુલ થયાં. એટલામાં મુંબાઈમાં કર્ફ્યુ અને બીજાં બંધનો દાખલ થવાથી શ્રી વિદ્યાબહેન અમદાવાદથી પધારી શકયાં નહિ, અને મેળાવડો મુલતવવો પડયો, તે તા. ૨૪ મી અકટોબરના દીને થવા પામ્યો. તેનો તથા કરાંચીમાં થયેલા મેળાવડાનાં હેવાલ આ અંકમા વર્તમાનપત્રો ઉપરથી ઉતારવામાં આવ્યો છે.

હાલ કાગલની સખ્ત અછત અને સરકારી બંધનોના કારણે આ અંક માટે આવેલા બીજા લેખોની જગ્યા થઈ શકી નથી, છતાં તે લખનારાઓનો આભાર માનીએ છીએ.

—તંત્રી

॥ શ્રી પરમાત્મને નમઃ ॥



# ભક્તિમાર્ગ કાર્યાલયનાં
# પુસ્તકોનું ટૂંકું સૂચિપત્ર.



×(૧) શ્રીમદ્ ભગવદ્ગીતા તથા મુક્તિમાર્ગ. (૮૦૦ પૃષ્ટ ૮૦ દ્વિરંગી ચિત્રો, બે રંગમાં છપાઈ તેમજ દેવપૂજામાં મુકવા લાયક સુંદર બોકસ સહિત) રૂા. ૬-૦-

×(૨) શ્રી રામચરિત માનસ તથા ભક્તિમાર્ગ. શ્રી ગોસ્વામી તુલસીદાસજી કૃત (૫૬ દ્વિરંગી ચિત્રો, ૧૨૦ લાઇન ચિત્રો, ૮૦૦ પૃષ્ટ, દ્વિરંગી છપાઇ) રૂા. ૫-૦-

(૩) શ્રી રામચરિત માનસ ગોસ્વામી તુલસીદાસજી કૃત (૫૧૦ પૃષ્ટ, ૧૨૦ લાઇન ચિત્રો, પાકું પુઠું ગ્લેજ કાગળ સુંદર છપાઈ.) રૂા. ૨-૦-

×(૪) મુક્તિ માર્ગ (સચિત્ર) પાંચ ખંડના વિષયોથી ભરપૂર. રૂા. ૨-૦-

(૫) ભક્તિમાર્ગ (સચિત્ર) (ભક્તિ રસના અનેક વિષયો સહિત) રૂા. ૧-૮-

×(૬) તત્ત્વ ચિંતામણી ભાગ ૧ લો (સચિત્ર) પૃષ્ટ સંખ્યા ૩૦૪ રૂા. ૧-૮-

(૭) શ્રી વિષ્ણુ સહસ્રનામ તથા શ્રીમદ્ ભગવદ્ગીતા (મોટા ટાઇપ) રૂા. ૦-૧૨-

(૮) ભગવતી ભકત ચરિત્ર ભાગ ૧ લો (સચિત્ર) પૃષ્ટ સંખ્યા ૨૧૫ રૂા. ૦-૧૨-

×(૯) સુખી થવાનો ઉપાય અથવા સ્ત્રી ધર્મશિક્ષા (સચિત્ર) સ્ત્રી ઉપયોગી અનેક બોધપ્રદ વિષયોથી ભરપુર ગ્રંથ પૃષ્ટ સંખ્યા ૧૮૪ રૂા. ૦-૧૨-

×(૧૦) સારૂકતાવલી તથા સુકતાવલી (મહાત્મા હરદયાળ કૃત-સચિત્ર સંસ્કૃત-હિન્દીને ગુજરાતી ત્રણે ભાષામા) પૃષ્ટ સંખ્યા ૧૭૨, રૂા. ૦-૧૨-

×(૧૧) ભક્ત નારી (પૃષ્ટ ૮૦ ભક્ત સ્ત્રીઓની જીવનકથાઓ-સચિત્ર) રૂા. ૦-૧૦-

×(૧૨) ભક્ત પંચરત્ન (પાંચ ભક્તોના જીવન ચરિત્રો સહિત) રૂા. ૦-૧૦-

×(૧૩) આદર્શ ભક્તો (સાત ભક્તોની બોધપ્રદ જીવન કથાઓ સચિત્ર) રૂા. ૦-૧૨-

×(૧૪) ઉપનિષદનાં ચૌદ રત્નો પૃ ૧૧૨ ૧૪ કથાઓનો સંગ્રહ (સચિત્ર) રૂા. ૦-૧૨-

×(૧૫) બાલ શિક્ષા (બાળકોને ઉત્તમ સરકાર પાડવા માટે ખરીદો સચિત્ર) રૂા. ૦-૮-

×(૧૬) ભકતરાજ હનુમાન (હનુમાનજીના કેટલાક જીવન પ્રસંગો-સચિત્ર) રૂા. ૦-૮-

×(૧૭) વર્તમાન શિક્ષણ (હનુમાનપ્રસાદ પોદ્દાર કૃત-સચિત્ર) રૂા. ૦-૬-

×(૧૮) સંસાર તરવાનો સહેલો ઉપાય તથા શ્રીરામસહસ્ર નામ રૂા. ૦-૫-

×(૧૯) શ્રીમદ્ ભગવદ્ગીતા પ્રથમોધ્યાય (ગીતા તત્ત્વાંકના આધારે) રૂા. ૦-૫-

(૨૦) ભગવદ્ પ્રાપ્તિના વિધવિધ ઉપાય (સચિત્ર) રૂા. ૦-૩-

## શ્રી હરિઃ

(૨૧) બ્રહ્માનંદ પ્રસાદ (સચિત્ર) ૦–૩–૦
×(૨૨) બ્રહ્મચર્ય „ ૦–૩–૦
×(૨૩) ગંગાલહરી „ ૦–૩–૦
(૨૪) ભગવાન શું છે ? „ ૦–૩–૦
(૨૫) જીવ સંબંધી પ્રશ્નોત્તર „ ૦–૩–૦
(૨૬) તત્વ વિચાર „ ૦–૩–૦
×(૨૭) શ્રી વિષ્ણુ સહસ્ર નામ „ ૦–૩–૦
×(૨૮) વિભૂ સાથે વાર્તાલાપ , ૦–૩–૦
(૨૯) સાચુ સુખ અને તેની પ્રાપ્તિના ઉપાયો „ ૦–૨–૦
(૩૦) શ્રી પ્રેમ ભક્તિ પ્રકાશ „ ૦–૨–૦
×(૩૧) ગોવિંદ દામોદર સ્તોત્ર „ ૦–૨–૦
×(૩૨) શ્રી નીતિ ધર્મ „ ૦–૨–૦
×(૩૩) દૈવમ્ ગહનમ્ ગતિ „ ૦–૨–૦
×(૩૪) એક સંતનો અનુભવ „ ૦–૨–૦
(૩૫) ઈશ્વર સાક્ષાત્કાર માટે નામ જપ સર્વોપરિ સાધન છે „ ૦–૨–૦
×(૩૬) ધર્મ શુ છે અને તેનો પ્રચાર „ ૦–૨–૦
(૩૭) વૈરાગ્ય „ ૦–૨–૦
×(૩૮) તેવીસ પ્રશ્નો તથા તેર આવશ્યક વાતો (સચિત્ર) ૦–૨–૦
(૩૯) વેપાર સુધારવાની જરૂર તથા વેપારથી મુક્તિ „ ૦–૨–૦
(૪૦) કર્મનું રહસ્ય „ ૦–૨–૦
(૪૧) આપણું કર્તવ્ય „ ૦–૧–૬
(૪૨) ત્યાગથી ભગવાનની પ્રાપ્તિ „ ૦–૧–૬
(૪૩) કલ્યાણપ્રાપ્તિના ઉપાય „ ૦–૧–૬
(૪૪) ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન અને તેના ઉપાય „ ૦–૧–૬
(૪૫) કલ્યાણ જલદી કેવી રીતે થાય ? ૦–૧–૬
(૪૬) કલ્યાણનુ તત્વ „ ૦–૧–૦
(૪૭) મનુષ્યનુ કર્તવ્ય ૦–૧–૦
(૪૮) શ્રદ્ધા અને સત્સંગની જરૂર ૦–૧–૦
(૪૯) મનુષ્ય જીવનનો અમુલ્ય સમય ૦–૧–૦
(૫૦) વેજીટેબલ ઘીથી થતુ નુક્શાન તથા આપણુ ધ્યેય અને કર્તવ્ય ૦–૧–૦
(૫૧) અંધેર નથી વાર છે ૦–૦–૬
(૫૨) પશુધન ૦–૦–૬

તા. ક.—દરેક પુસ્તકની કીંમત ઉપરાંત પોસ્ટેજ અથવા વી પી ખર્ચ જુદુ મોકલવુ રૂપિયા એકથી ઓછી કિંમતનાં પુસ્તકો વી પી થી મોકલાવતા નથી

**જ્ઞાનસત્ર ગીતા** (શબ્દે શબ્દના અર્થ સહિત) પૃષ્ઠ ૪૬૦ મૂલ્ય ૧—૮—૦
ગ્લેજ કાગળ પાકુ પૂઠુ „ ૨—૪—૦

**ગુજરાતી ચંડીપાઠ** (સચિત્ર) ચીત્ર ૨૪ પૃષ્ઠ સંખ્યા ૪૦૦ મૂલ્ય ૧—૪—૦
ગ્લેજ કાગળ પાકુ પૂઠુ „ ૧–૧૨–૦

વધુ માહિતી માટે **સુચીપત્ર** મફત મંગાવો.

**ભકિતમાર્ગ કાર્યાલય :** દિલ્હી દરવાજા બહાર, **અમદાવાદ.**

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે :** ત્રણ દરવાજા, અમદાવાદ.

**એન. એમ. ઠક્કરની કું. :** પ્રીન્સેસ સ્ટ્રીટ, મુબઇ નં. ૨

**વર્ધમાન એન્ડ સન્સ :** પાયધુની, ટ્રામ જંકશન, મુંબઈ નં. ૩

× આ નિશાનીવાળા પચીસ પુસ્તકોની કુલ કીંમત ( પોસ્ટેજ સહિત) રૂ ૨૩–૦–૦ થાય છે છતા એકી સાથે પચીસ પુસ્તકો ખરીદનારને રૂ ૨૦–૦–૦ મા ઘેરબેઠા મોકલી આપવામા આવશે

તા. ક.—પચીસ પુસ્તકોના જુજ સેટો બે માસ સુધીમાં મંગાવનારને આપવાના છે તો ભાવિકોએ સત્વર મંગાવી લેવા વેચાઇ ગયે હાલની અસાધારણ મોંઘવારીને લઈને ફરી પ્રગટ નહી થઈ શકવાથી મલી શકશે નહિ